જૈન તિર્થોદ્ધારક બાળ બ્રહ્મચારી શાશન શિરોમણી

# આચાર્ય શ્રી ૧૦૮ શ્રી વિજયનીતિસૂરિશ્વરજી.

જન્મ :
સંવત ૧૯૩૦ ના
પોષ સુદી ૧૧

卐

દીક્ષા :
સંવત ૧૯૪૯ ના
અશાડ સુદી ૧૧

卐

વડી દીક્ષા :
સંવત ૧૯૫૦ ના
મહા સુદી ૪



સ્વર્ગવાસ :
સંવત ૧૯૯૮ ના
પોષ વદ ૩
(એકલીંગજી)

卐

ગણીપદ :
સંવત ૧૯૬૧
માગશર સુદ ૫

卐

પન્યાસપદ :
સંવત ૧૯૬૨ના
કાર્તક વદ ૧૧

卐

આચાર્યપદ :
સંવત ૧૯૭૬ ના
માગશર સુદ ૧૧

જેઓશ્રી મારા પરમ ઉપકારી ગુરૂદેવ હતા. અને એ ચારિત્ર શાળી મહાપુરૂષે જૈન શાશનના ઘણાં તિર્થોના જીર્ણોદ્ધાર કરાવ્યા, જ્ઞાનની સેંકડો પરબો બેસાડી અપૂર્વ ચારિત્ર બળથી પોતાના જીવનને ધન્ય બનાવ્યું, ચિત્તોડના ઉદ્ધાર માટે પ્રાણની પરવા રાખ્યા સિવાય કામ ઉપાડયું, ભકતોએ કામ દિપાવ્યું આ પુસ્તકની શરૂઆત તેઓશ્રીની પ્રેરણાથી જ થઈ હતી આજે તેઓશ્રીના જ આશીર્વાદથી મેવાડની શિલ્પકળા અને અજોડ જૈન મંદિરોનો શોભારૂપ ઇતિહાસિક ગ્રંથ જનતા સમક્ષ રજુ કરવા ભાગ્યશાળી બન્યો છું, શાશનદેવ સદા સ્વર્ગવાસી ગુરૂદેવને શાન્તિ અર્પો.

લી. આપનો બાળક,
ભોગીલાલ કવિની, ૧૦૮ વાર વંદણા

(સરસ્વતિ સાહિત્ય રત્ન ગ્રંથાવલિ)

## વિદ્વાનવર્ય ૧૦૦૮ સૂરીશ્વરજી મહારાજ
## વિજયકલ્યાણસૂરિજી.



જેઓશ્રીએ મારા પુસ્તકમાં પોતાનાથી બનતી સહાય અપાવી મારો ઉત્સાહ વેગવંતો બનાવ્યો છે. અને પોતે ઘણાજ સાહિત્ય રસીક હોવાથી અવારનવાર મારા કાર્યમાં ઘણીજ કિંમતી સલાહ આપી મારૂ કાર્ય સરળ કરી આપ્યું છે, સ્વ. ગુરૂમહારાજની અપૂર્વ ઇચ્છા પાર પાડવા મને ઘણુંજ પ્રોત્સાહન આપ્યું છે, તેથી તેઓશ્રીનો ફોટો મૂકી મારી ફરજ અદા કરૂં છું.

લી. ભોગીલાલ કવિ.

## ધરમપુર સ્ટેટ રાજકવિ

# ભોગીલાલ રતનચંદ વોરા (પાટણવાળા)

### હાલ અમદાવાદ.



જેઓએ પોતાની કાવ્યકળાથી અને શિઘ્રકવિતાની શક્તિ વડે રાજા મહારાજાઓના જલસાઓમાં અને જીવદયાની સેવા કરવા નિમિત્તે કાવ્ય શક્તિથી સેંકડો પદકો મેળવ્યા છે અને જાહેર જનતાનો અપૂર્વ પ્રેમ સંપાદન કર્યો છે.

# વાંચકોને બે બોલ.

કવિ ભોગીલાલ રતનચંદ વોરા.

જગતના ઈતિહાસમાં ઘણા ઘણા અવનવા ફેરફારો થઈ ગયા છે, થાય છે અને ભવિષ્યમાં થશે પણ જ્યારે ઐતિહાસીક વસ્તુઓ વાંચવામાં આવે અને તેનો વિચાર કરવામાં આવે ત્યારે ઘણી જ નવિન અને સત્ય વસ્તુઓ જાણવામાં આવે છે.

જ્યારે જૈન ધર્મ અને બુદ્ધ ધર્મ વચ્ચે ચાલતા વિતંડાવાદોના ઈતિહાસો વાંચતાં મનમાં એમજ થાય છે કે તે વખતે પણ વાદવાદ–પક્ષાપક્ષીને સ્થાન હતું અને એ સ્થાન ઘણું અગ્રપણું ભોગવતું હતું. તેથી જૈન ધર્મના નામે મોટો વિનાશ અને ત્રાસ જોવામાં આવતો હતો. તે છતાં પણ જો મૂળ વસ્તુનો ખુબ વિચાર કરવામાં આવે તો જરૂર સાચી વસ્તુનો ખ્યાલ આવી શકે જેમકે રાજા વિક્રમસિંહના વખતમાં સિદ્ધસેનદીવાકર સૂરીશ્વરે પોતાની આત્મશક્તિ વડે રાજા વિક્રમસિંહને જૈન બનાવ્યો હતો.

શ્રીમાન્ માનતુંગાચાર્યે આત્મબળના પ્રતાપે અને શાસનની શોભા વધારવા તોરવા બેડીઓ ભક્તામર સ્તોત્ર બનાવ્યું. આ તો બધી આગળની વાત કરી પણ સંપ્રતિરાજા જ્યારે ત્રણ ખંડ ધરતી જીતી આવ્યો ત્યારે તેમની માતાએ પોતાની બુદ્ધિ વડે સાચા રસ્તા (ધર્મ)નું ભાન કરાવ્યું હતું અને જૈન ધર્મ શું વસ્તુ છે તેનો ખ્યાલ પવિત્ર માતાએ સંપ્રતિરાજાને સમજાવ્યો હતો, તેથી એ સંપ્રતિરાજાએ જૈન ધર્મનો પ્રચાર એટલો બધો કર્યો કે જેના સ્મરણો આજે તાજા અને મોજૂદ છે.

કાળિકાળના જમાનામાં રાજા સિદ્ધરાજના વખતમાં આચાર્ય મહારાજશ્રી હેમચંદ્રાચાર્યે પોતાના ચારિત્રના પ્રભાવથી વિદ્યાના બળે જૈન ધર્મની ચારે દિશાએ ધ્વજા ફરકાવીને ભલભલા રાજાઓને મહાત કર્યા. વળી પદમસૂરિ આચાર્ય જેવાએ પોતાની અગાધ શકિત વડે જગડુશાહને બોધ આપી દુઃખી આત્માઓને અનાજ આપવા સારૂ બોધ આપ્યો હતો ત્રણ વર્ષનો દુષ્કાળ પડશે, તેવું ભવિષ્ય ભાખીને જગતમાં જૈન ધર્મનો પ્રભાવ પાડયો. જગતનો તારણહાર જગડુશાહ જગતની જીભ ઉપર આજે રમી રહેલ છે. આ બધા પ્રતાપ કોના? આપણા ધર્મ ધુરંધર આચાર્યોના શાથી કે સમયના જાણકાર હતા.

આવા અનેક દાખલાઓ ઇતિહાસોમાં આજે મળી આવે છે અને તે જગતને ધડો આપનારા છે. વળી જૈન કોમના વૈભવની હકીકત એક અ

પોતાના પુસ્તકમાં લખી છે કે "આખા જગતની મિલ્કત જો એકઠી કરીએ તો ત્રણ ભાગ જૈનો પાસેથી અને એક ભાગ જગત પાસેથી નીકળે એટલે કે ત્રણ ભાગની મિલ્કત ફક્ત જૈનો પાસે જ છે" તો શ્રોતાજન ! જરા ખ્યાલ કરો કે જૈનો કઈ સ્થિતિમાં હતા અને શું શું કાર્યો કરતાં હતાં આવા અનેક દાખલાઓ છે કે જેનો વિચાર કરતાં પણ પાર આવે તેમ નથી.

કાળચક્રની પડતી દશાના વખતમાં પણ જૈનોએ ધર્મના માટે રાજ્ય સેવા માટે તેમજ પોતાના દેશ માટે જે અમૂલ્ય ફાળો તન, મન અને ધનથી આપ્યો છે તે આજના આ જમાનામાં કોઈ પણ વ્યક્તિ (જૈન હોય યા જૈનેતર હોય) આપી શકે તેમ નથી દાખલા રૂપે મેવાડનું નાક, મેવાડનો કોહીનૂર રાણા પ્રતાપનો જમણો હાથ વળી મેવાડ માટે પોતાની તમામ મિલ્કત અને પોતાના પ્રાણ સમર્પણ કરનાર તે વીર ભામાશાહ એક જ હતો આવા મહાપુરૂષોના અમારા સદા વંદન હો એમ સ્વભાવિક કહેવાઈ જાય છે

રાણા પ્રતાપથી ચોથી પેઢીએ મહારાણા રાજસિંહના વખતમાં એક નવ યુવાનની ઓળખાણ થાય છે જેનું નામ વીર દયાળશાહ છે, પોતે એક ઘોડાના ખાસદારની જગાએથી મહામંત્રી પદે પહોંચ્યો હતો અને દિલ્હી જેવી જબરજસ્ત સલ્તનતને ધ્રુજાવી શાહ ઔરંગઝેબને તોબા તોબા પોકરાવનાર પણ એક જૈન હતો અને તે આજ વીર દયાળશાહ જ હતો તે ગર્ભશ્રીમંત હતો, ધનનો ભુખો હતો પણ જેને સ્વતંત્રતા હૃદયથી પ્યારી હતી તેથી જ જેનું નામ આજે યશકીર્તીથી શોભી રહ્યું છે. તેમજ ઋષિ માનસૂરિના સદ્બોધથી દયાળે મેવાડની દુ:ખી જનતાની સેવા બજાવવા સારૂ જૈન તીર્થ બંધાવવાની યોજના હાથ ધરી અને તે યોજના અમલમાં મૂકી દીધી આજે પણ એ 'દયાળ કિલ્લો' મોજૂદ છે ને જેનાં સ્મરણો તાજાં છે આવા અનેક બહાદુર જૈન બિરાદરોને આપેલાં આત્મબલિદાનો જો જગતને આંગણે મુકવામાં આવે તો ધર્મની શ્રદ્ધા વધે જેથી જગતને ઘણો જ લાભ થાય

અફસોસ ! આજે નથી પડી કોઈ શ્રાવકને કે નથી પડી કોઈ સાધુને સૌ સૌને પોત પોતાના નામની ઘેલછા લાગી છે અને તે ઘેલછામાં ને ઘેલછામાં આપણે સત્ય વસ્તુ ભૂલી ગયા છીએ તેથી જ ઘણી માઠી દશામાં સબડીએ છીએ આજે જ્યાં જુઓ ત્યાં જૈનોની પુરાતન વસ્તુઓ એમની એમ પડી છે કે જેની શોધખોળ કરવામાં આવે તો જૈનોમાં કંઈક ઓર ચેતન આવે પણ તે શોધખોળના માટે આજના કહેવાતા ગૃહસ્થોની નથી સહાયતા કે નથી પ્રેમની લાગણી, કારણ કે જ્યાં શાંતિ પ્રતિકૂળ હોય ત્યાં શીખવું શું અને કે તેમ છતાં પ્રભુના ભરોસા પર આધાર રાખી કામ કરનારાઓના હૃદયમાં ભારતના કૃતાપણ ભરોસે સોંપી

આજે જુના પુરાતન ઇતિહાસ ઉપર જગતની ઝાંખી પડે તેવા આશયથી મેં મારી અલ્પ મતિ અનુસાર એક પુસ્તક બહાર પાડવા નિશ્ચય કર્યો, તેમાં મને કુદરતે પુરાતન જૈન મંદિરો, કિર્તિ સ્તંભો, તથા જૈન બિરાદરોના આપેલા આત્મબલિદાનોનો ખ્યાલ રાખી 'મેવાડના અણુમોલ જવાહિર યાને આત્મબલિદાન' નામનું પુસ્તક પ્રગટ કરવા સંકેત કર્યો અને તે મેં મારા આત્માથી વધાવી લીધો.

હાલમાં મેવાડમાં લગભગ ૩૫૦૦) પાંત્રીસો મંદિરોની હારમાળા હયાત છે, તેમાંથી ખાસ ખાસ મંદિરોને જોતાં આત્માને આલ્હાદ અને ઉર્મી પેદા થાય તેવા ફોટાઓ લેવાનું સાહસ કરી લગભગ ૫૦ ફોટાઓનો સંગ્રહ કરી આ પુસ્તકમાં પ્રગટ કરવા મારા આત્માએ સુયોગ્ય માન્યો. મેવાડ એ શું છે? અને મેવાડે સારાય દેશની તેમજ જનતાની કેવી સેવા બજાવી છે તેનું સમગ્ર ભાન પ્રગટ કરાવવા મને ઇચ્છાથઇ અને તે મારી ઇચ્છા પ્રભુએ પાર પાડી. દરેક સમજુ અને વિચારક સજ્જનોને મારી નમ્રતાપૂર્વક વિનતિ છે કે જૈન કોમનું અણુમોલ સાહિત્ય તથા શિલ્પકળાની ભગ્ન કૃતિઓ આજે આપણી બે કાળજી તથા ભાવ વગરની ભાવનાથી નિસ્તેજ થવા પામી છે. તો તે બાબત વિચારકો જરૂર પોતાની શક્તિનો આત્મભોગ આપી તેનો પુનરૂદ્ધાર કરશે તો જગતમાં એક મહાન કલ્યાણકારી કાર્ય કર્યું કહેવાશે.

જૈન કોમના અગ્રગણ્ય શ્રીમંતો અને ધાર્મિક લાગણીવાળા ગ્રહસ્થોને મારી ખાસ ભલામણ છે કે આપ આપની લક્ષ્મીનો આવા જુના પુરાતન તીર્થોનો અમૂલ્ય ઇતિહાસ મેળવવા અને તેની આખી હકીકત જૈન જનતાને જાણ આપી જાગ્રત કરવા પોત પોતાનાથી બનતો ફાળો આપી આભારી કરશે.

હાલમાં મેવાડમાં મારી મુસાફરી અવાર નવાર થવાથી આ વસ્તુનું મને ભાન થયું અને તે વસ્તુ માટે ઘણા મારા ધનવાન મિત્રો સાથે વાત કરી પણ તેનું પરિણામ મને શૂન્ય દેખાયું. છતાં નિરાશ ન થતાં આશાવાદી તરીકે કાર્ય કરવા મેં નિશ્ચય કર્યો, કારણ આ કાર્ય પાછળ મારી ભાવના કેવળ ભૂતકાળના જૈનોની ધાર્મીક લાગણી, ભાવના, ત્યાગ અને દાન કેવા પ્રકારનું હતું તે જગતને જણાવવા મારી અભિલાષા દિનપ્રતિદિન તિવ્ર બનતી ગઇ અને તે અભિલાષાને રોકવી તે મારી શકિત બહારની વાત હતી તેથી ભાવી ઉપર વસ્તુનો ભાર મૂકી કાર્યનો પ્રારંભ કર્યો અને જનતાએ સાથ આપ્યો જેથી મેં મારી હ્રુદયની ભાવ ભરેલી જીજ્ઞાસાઓ વાચકોની સેવામાં રજુ કરી હું કૃતાર્થ થયો.

વાંચકોને ફરી ફરીને યાદ આપું છું કે જગતમાં જીવવું તે ... અને

મરવું તે પણ જાદું છે, થતાં જીવવું તે જગતના ભલા માટે અને મરવું તે પણ જગતના ભલા માટે આ ભાવના જો આપના જીવનમાં ઓત પ્રોત થાય તો અવશ્ય આપણે આપણા આત્માનું તો ભલુ કરી શકીએ જ અને પરના આત્માને પણ સારી વસ્તુનું ભાન કરાવી શકીએ તેથી આ વસ્તુનો ઉત્સાહ આપી મને ચેતન અર્પ્યું હોય તો સ્વર્ગવાસી બાળ બ્રહ્મચારી તીર્થોદ્ધારક આચાર્ય શ્રી ૧૦૦૮ શ્રી વિજય નિતિસૂરિશ્વરશ્રીનો હું ઋણી છું કારણ કે લાગણી ભરેલા હૃદયથી મેવાડની પરિસ્થિતિનું જેને સંપૂર્ણ જ્ઞાન છે તેવા મહાપુરૂષના હૃદયના શુદ્ધ ભાવથી આકર્ષાઈ શાસનદેવની કૃપાથી આ પુસ્તક બનાવવાનું સાહસ કર્યું, અને તે સાહસ એજ પૂજ્ય ગુરૂજીના આશિર્વાદથી જ ફત્તેહમંદીથી પાર પડયું એજ મારા ભાગ્યની વાત છે તેથી તે ગુરૂવર્યને મારા સહસ્ર કોટીવાર વંદન હો ! અને સદાકાળ જૈન ધર્મ જયવંતો રહો એજ અંતરની ભાવના

લી. સંઘનો બાળક
કવિ ભોગીલાલ રતનચંદ

## આભાર.

આ ઐતિહાસિકના સંશોધન માટે પરમસ્નેહી રા રા શેઠ અમલચંદ કેશવલાલ મોદી. એ સારામાં સારી સહાય આપી મને જે પ્રોત્સાહન આપ્યું છે તેના માટે શેઠ અમલચંદભાઈનો હું સદા રૂણી છું

આ સિવાય રા રા ભાઈશ્રી લાલભાઈ વાડીલાલે પણ પોતાના પિતાશ્રીની યાદગીરી માટે મારા કાર્યમાં પ્રોત્સાહન આપી આભારી કર્યો છે

આ સિવાય શેઠ શ્રી ભગુભાઈ ચુનીલાલ તથા શેઠ શ્રી ત્રીકમભાઈ મગનલાલ તથા શેઠ ભોગીલાલભાઈ મગનલાલ તથા રા રા ભાઈ જમનાદાસ હીરાચંદ તથા રા રા ભાઈ શ્રી બુધાભાઈ સકરચંદ સુતરીયાએ મારા આ ગ્રંથમાં જે પ્રેમભર્યો ઉત્સાહ ધરાવી મને જે પ્રોત્સાહન આપ્યું છે તેના માટે સુતરીયા કુટુંબનો સદા આભારી છુ

આ સિવાય જે જે ગ્રહસ્થો એતેમજ મિત્રોએ આગળથી ગ્રાહક થઈ પોતાના જે શુભારક નામો આપ્યા છે તેના માટે તે સર્વે ગૃહસ્થો તેમજ મિત્રોનો સદા આભારી છું. અને આ પ્રમાણે મારા કાર્યમાં હરહંમેશ પ્રોત્સાહન આપશે એવી આશા રાખું છું. પરમાત્મા સર્વને સુખી અને દીર્ઘાયુ રાખો.

દા. આપનો
ભોગીલાલ કવી.

(સ્વર્ગસ્થ) રા. રા. પ્રફુલ્લચંદ્ર બબલચંદ મોદી.



જન્મ:
સં. ૧૯૮૦ ના શ્રાવણ સુદી ૪
તા. ૪-૮-૧૯૨૪

અવસાન:
સં. ૨૦૦૨ના ફાગણ સુદી ૫
તા. ૮-૩-૪૬ શુક્રવાર



જગનિયંતા પરમાત્મા એ સ્વર્ગસ્થ આત્માને
સદા શાન્તી અર્પો
અને તેઓશ્રીના કુટુંબને સદા સુખી અને
આરોગ્ય રાખો—એજ પ્રભુ પ્રતે પ્રાર્થના



# સ્વઃ પ્રફૂલચંદ્ર બબલચંદ મોદીનું

## ટૂંક જીવન સંભારણું

ભાઇપ્રફૂલચંદ્રનો જન્મ સંવત ૧૯૮૦ શ્રાવણ શુકલ ચતુર્થી તા. ૪ અગસ્ટ ૧૯૨૪ ના રોજ રાજનગર મુકામે બ્હેન કાંન્તાબ્હેનની કુક્ષીયે થયો હતો. તેઓશ્રીના દાદા સુપ્રસિદ્ધ ધારાશાસ્ત્રી વકીલ કેશવલાલ પ્રેમચંદ શાહ એક પ્રખર વિદ્વાન અને સેવાભાવી હતા. તેઓશ્રીએ જૈનધર્મની તેમજ જૈન જનતાની અપૂર્વ સેવા બજાવી પોતાના જીવનને ધન્ય બનાવ્યું હતું. તેઓશ્રીના પિતા બબલચંદભાઈ પણ પોતાના પિતાના પગલે ચાલી સેવાભાવી તરીકે જૈન સમાજમાં ઘણો જ ફાળો આપ્યો છે. અને આપે છે તેઓશ્રી પોતાના પુરૂષાર્થથી અને સ્વબળથી પોતાના સાયકલના વહેપારમાં એક સારામાં સારા વ્હેપારી તરીકે મુંબઈ જેવા પચરંગી શહેરમાં સારામાં સારી નામના મેળવી છે, એટલું જ નહિ પણ જૈન સમાજની ઘણી જ ધાર્મિક તેમજ વહેવારીક સંસ્થાઓમાં સંચાલક તરીકે તેમ ટ્રષ્ટી તરીકે પણ પોતે હાલ સેવા અર્પી રહ્યા છે અને અર્પે છે. એવા અનુભવી વડીલોના હસ્તક ભાઈ પ્રફૂલચંદ્રના અભ્યાસની શરૂઆત થઈ. ધાર્મીક તેમજ વહેવારીક વીગેરેનું સારી રીતે જ્ઞાન મેળવ્યું હતું અને મેટ્રીક સુધી અભ્યાસ કર્યો હતો, તેમજ વડીલો પ્રત્યેનો પ્રેમ અને આદરભાવ ઘણો જ ધરાવતા હતા, વળી વડીલોની આજ્ઞાને પોતે શિરોમાન્ય સમજતા હતા. તે પછી વહેપારી ક્ષેત્રમાં અનુભવ લેવાની તેઓને તીવ્રભાવના જાગૃત થતાં હીન્દુસ્તાનના ઘણા દેશોની મુસાફરી કરી ઘણો જ બહોળો અનુભવ મેળવી પોતાના પિતાશ્રીના ચાલતા સાયકલના તેમજ રબરના વહેપારમાં જુકાવ્યું. વેચાણ તેમજ બનાવટના કાર્યમાં પણ નાની વયમાં ઘણી જ સારી તાલીમ મેળવી પોતાના પિતાને સંતોષ આપ્યો હતો.

તેઓની નાની ઉંમર હોવા છતાં ઘણા જ મજબુત મનના તેમજ નીડર હતા, તેથી તેઓને વહેપારમાં બહોળો અનુભવ લેવાની ભાવના જાગૃત થતાની સાથે પોતાના પિતાશ્રીનો આર્શીવાદ લઇ દક્ષિણ હીન્દુસ્તાનમાં કોઇમ્બતુરની નજીક ઓલાવકોટ ( પાલઘાટમાં ) પોતાની રબરની ખેતીવાડીના કામની તમામ

ને અનો ઓજો પોત સુભાળી લીધો અને ત્યાના ખેતીવાડી એસોસિએશનના તમામ સારાસારા મેમ્બરોનો પોતાની શક્તિ વડે દરેકનો પ્રેમ જીતી પોતાના કરી લીધા હતા પોતાના મીલનસાર સ્વભાવથી દરેક વહેપારી તેઓના પ્રત્યે ઘણાજ પ્રેમથી અને આદરથી ચહાતા હતા.

આટલી નાની ઉમરમા ભાઈ પ્રફુલચદ્ર વહેપારી તરીકેનો બહોળો અનુભવ મેળવવામા ફતેહમદ થયા અને તેમના પિતા બબલચદભાઈ પણ મનમા સતોષ પામ્યા અને પોતાને વિશ્વાસ આવ્યો કે ભવિષ્યમા મારી તમામ વહેપારની જવાબદારી ઉપાડી લેશે તેઓશ્રીનુ લગ્ન પણ અમદાવાદના જાણીતા સુપ્રસિદ્ધ વહેપારી તેમજ જૈન સમાજમા પ્રખર આગેવાન તરીકે ગણાતા શેઠ મગુભાઈ ચુનીલાલ (સુતરીયા)ના સુપુત્ર રા રા ભાઈ સુરજમલભાઈના સુપુત્રી નીરૂપમા બ્હેન સાથે સ ૨૦૦૧ ના મહા વદી ૫ ના તા ૨-૨-૪૫ ના શુક્રવારના રોજ ઘણાજ સારા ઠાઠથી કરવામા આવ્યા હતા અને તે બન્ને દપતિયુગળ રામ સિતાની માફક પ્રતિજ્ઞા પાલક હતા ( નીરૂપમા બ્હેને પણ સારી કેળવણી લીધી હતી )

પણ ભાવીની ભીતરમા શુ શુ છુપાય છે તેની ઘટના તો કોઇ જ્ઞાની હોય તેજ જાણી શકે ભાઈ પ્રફુલચદ્રને અચાનક ભયકર માદગી આવી અને તે માદગી જીવલેણ ટાઈફોઇડની હતી તેથી યમરાજે પણ પોતાના નિષ્ઠુર સ્વભાવથી ભાઈ પ્રફુલચદ્રનો જીવન દીપક સવત ૨૦૦૨ ના ફાગણ સુદ ૫ તા ૮ માર્ચ ૧૯૪૬ શુક્રવારના રોજ બુઝાવી નાખ્યો અને આ લોક છોડી પરલોકના અમર ધામમા તેનો આત્મા ચાલ્યો ગયો અને તેઓની આશા ભરી ધર્મપત્ની નીરૂપમાને તેમજ તેમના માતા પિતા તેમજ સ્વજન અને મિત્રમડળને રડત મુકી ગયા અને પોતાના ટુક જીવનની સુવાસના સુદર સભારણા આપતા ગયા

પ્રભુ એ પવિત્ર આત્માને હમેશા શાન્તી આપો એ પછી ટુક સમયમા બ્હેન નીરૂપમાએ એક પુત્રનો જન્મ આપ્યો તે પણ માતાની પ્રેમભરી ગોદનો ત્યાગ કરી પિતાના પથે તા ૨૨ મી અગસ્ટના રોજ આ લોક છોડી પરલોક સિધાવી ગયો અને પોતાની આશાભરી માતાને તેમજ તેના વડીલોને હમેશના માટે વિલાપ કરતા મુકી ગયો કર્મની શુ વિચિત્રતા છે

પરમાત્મા તેના આત્માને પણ શાન્તી અર્પો.

લી

**ભોગીલાલ કવિ.**

# ઇતિહાસની પ્રણાલિકા

## શેઠ ચીમનલાલ વાડીલાલ શાહ, મુંબઈ.

ભારતભૂમિના પ્રાચીન ગૌરવમાં જૈનોનો હિસ્સો નાનોસૂનો નહોતો— આજના ઇતિહાસ તરીકે ઓળખાતાં અને ગોઠવાતાં અનેક પુસ્તકો છતાં આ વાતને–હકીકતને જોઈએ તેવો ન્યાય મળ્યો નથી આમ છતાં તે તરફ આપણી દૃષ્ટિ ગઈ નથી તે આપણી શરમનો નહી તો દીલગીરીનો વિષય તો અવશ્ય લેખાય.

જૈનધર્મના ઉમદા સિદ્ધાંતોમાં ઉપદેશાયેલ ત્યાગ શૌર્ય વીરતા પુરૂષાર્થ અને દાન સાથે વિવેકની મૂર્તિ સમી અનેક વ્યક્તિઓ આ પવિત્ર ભારતભૂમિ ઉપર જન્મ લઈ પોતાનુ જીવન માત્ર જ નહિ પરંતુ દેશનું જીવન ઉજાળી ગઈ છે પોતાની કરોડો–અબજોની મિલ્કતોને દેશદાઝના યજ્ઞમાં ઉદારતા દાખવવાની દૃષ્ટિએ–મોટા ગણાવવાની દૃષ્ટિએ નહી પરંતુ માત્ર ધર્મ સમજી, ફરજ સમજી હોમી દેનાર ભામાશા; દેશની ઈજ્જત–ટેક અને ગૌરવ સાચવવા માટે પ્રાણને– જીવનને મુઠ્ઠીમાં લઈ ઘુમનાર દયાલશાહ; અને અન્ય મહારથીઓનાં જીવનો હજુ આપણાથી–આપણા સમાજથી અપરિચિત જ રહ્યાં છે.

માત્ર પુરુષો જ શા માટે ધર્મપાલનમાં સ્ત્રીઓ પણ ક્યાં પાછળ રહી છે? વિરાગના પાટમદે જેવી સ્ત્રીઓનાં જીવન ચરિત્રો આજની પ્રજામાં ફરતાં કરવામાં આવે તો કોણ કહી શકશે કે જૈનધર્મ કાયરોનો ધર્મ છે?

આ બધાં જૈન રત્નોનો પરિચય કરાવવો એટલે એક રીતે તો જૈન ધર્મનો પુનરૂદ્ધાર કરવાનો પ્રયત્ન જ લેખાય આવાં પરિચયો આપતાં પુસ્તકો જે આજે ધર્મથી-સાચા ધર્મથી વિમુખ બનતાં આપણા ધર્મીભાઈઓને ઉપદેશાત્મક જ નહી પરંતુ પ્રેરણાદાયી નીવડી શકે. પરંતુ આ દિશા તરફ આપણા કમભાગ્યે આપણી કોઈ પણ સંસ્થાએ બહુ જ ઓછું લક્ષ આપ્યું જણાય છે.

આવા સમયે પોતાનાં પરિમિત સાધનો સહિત શ્રીયુત કવિ ભોગીલાલભાઈ આ દિશાએ દૃષ્ટિ દોડાવે છે, તે ખરેખર આશા, આનંદ અને સંતોષનો વિષય લેખાય. રાજકવિ શ્રી ભોગીલાલભાઈનો પરિચય જૈન સમાજને આજે છેલ્લા બે દશકા કરતાં વધુ સમયથી છે. તેઓની ધર્મ પ્રત્યેની લાગણી, અનેક જાહેર સંસ્થાઓ પ્રત્યેની મમતા અને સેવા ઉપરાંત પ્રત્યેય હાથ ધરવામા આવતાં વિષયમાં ઓતપ્રોત થઈ જવાની ધગશ જાણીતી જ છે. પ્રસંગને અનુરૂપ કાવ્ય

सिसोदीया कुल दिनेमणि

नेक नामदार श्रीमंत महाराजाधिराज श्री श्री श्री १०८ श्री

# सर भोपाळसिंहजी साहेब बहादुर.

संस्थान—उदयपुर (मेवाड).

मने जणावतां आनंद थाय छे के आप नामदारश्रीना पवित्र मेवाडभूमिमां अनेक महापुरुषो उत्पन्न थया जेओना नाम आजे अमर छे. ते भूमिनो इतिहास लखवानुं सद्भाग्य मने प्राप्त थयुं अने ते सद्भाग्य आप नामदारश्रीनी पूर्ण कृपाथी फळीभूत थयुं छे. आशा छे के आपे आ मारा पवित्र कार्यमां जे उत्साह भर्यो आवकार आप्यो छे तेवो हंमेशा मानभर्यो आवकार आपशो. एवी प्रार्थना साथे आप नामदारश्री सदा दीर्घायु रहो अने आपश्रीनो ताज अविचळ अमर रहो अने सिसोदीआ वंशनी सदा यश कीर्त्ति कायम रहो एज भावना.

ली. भोगीलाल राजकवि

धरमपुर स्टेट.



વર્તમાન નેક નામદાર મહારાજાધિરાજ મહારાણાશ્રી ૧૦૮

**શ્રી ભોપાળસિંહજી બહાદુર**

જી. સી. એસ. આઈ કે. સી. આઈ. ઈ. ઉદયપૂર (મેવાડ).

## નેક નામદાર શ્રીમંત મહારાજા

# શ્રી વિજયદેવજી સાહેબ બહાદુર

## સંસ્થાન ધરમપુર (સુરત)

વિ. વિ. આપ નામદારે મારા ઐતિહાસીક પુસ્તકમાં જે ઉદારતા બતાવી અને મારા કાર્યને જે ઉત્તેજન આપ્યું છે તેના માટે આપ નામદારશ્રીનો જેટલો આભાર માનું તેટલો ઓછો જ છે. આપ નામદારશ્રી એક સાહિત્ય રસીક છો. તેમજ ઇતિહાસીક ભાવનાવાળા છો. વળી આપ નામદારે આપશ્રીનાં રાજ્યનો ઇતિહાસ છપાવી બહાર પાડી આપે ઇતિહાસીક વસ્તુઓમાં એક ઘણો જ ઉપયોગી ગ્રન્થ પૂરો પાડયો છે. તેમજ સંગીતના રસીકોને તેમજ સંગીતની ધગશવાળાઓના માટે આપે એક ઘણું જ કિંમતી ભૈરવી-રાગનું પુસ્ત સુંદર પ્રકાશનવાળું છપાવી બહાર પાડયું છે. તે ઉપરથી જ આપ એક સારા વિદ્વાન તેમજ વિદ્યાપ્રેમી છો. વળી મારા જેવા સાધારણ જ્ઞાનવાળાને આપે 'રાજકવિ'ની પદવી એનાયત કરી આપે એક રાજવિ તરીકેનું નામ જગતના તખ્તા પર રોશન કર્યું છે. આ બધા ગુણોનું અવલોકન કરતાં મારા આત્માને ઘણો જ આનંદ અને પ્રેમ આવે છે. વળી આપ એક આદર્શ રાજવિ તરીકે પ્રજા પ્રેમ જીતી આપે આપની રાજ્ય કારકીર્દીને ઘણી જ શોભાવી છે. પરમાત્મા ! આપશ્રીને તથા આપના સહકુટુંબને સદા દીર્ઘાયુ રાખો ? અને આપ નામદારશ્રીનો તાજ અવિચળ તપો ? એજ હૃદયની અંતિમ ભાવના ભાવી વિરમું છું.

લી. આપશ્રીનો બાળક
ભોગીલાલ કવિ.



અસલ ફોટાના નંબર નિચે પ્રમાણે છે. જે આ પુસ્તકમાં મુકવામાં આવ્યા છે.

| | | |
|---|---|---|
| (૧) ૧૨૧ G | (૧૨) ૨૨૯૧ W. C. | (૨૩) ૨૪૯૦ W. C. |
| (૨) ૧૪૮ G/7 | (૧૩) ૨૨૯૨ „ | (૨૪) ૨૭૧૩ „ |
| (૩) ૧૫૨ G/7 | (૧૪) ૨૨૯૭ „ | (૨૫) ૨૭૧૪ „ |
| (૪) ૧૫૩ G | (૧૫) ૨૩૧૧ „ | (૨૬) ૨૭૧૫ „ |
| (૫) ૨૨૭૮ W. C. | (૧૬) ૨૩૧૨ , | (૨૭) ૨૭૧૬ „ |
| (૬) ૨૨૭૯ „ | (૧૭) ૨૪૫૬ „ | (૨૮) ૩૦૦૩ „ |
| (૭) ૨૨૮૬ „ | (૧૮) ૨૪૫૭ „ | (૨૯) ૩૦૦૭ „ |
| (૮) ૨૨૮૭ „ | (૧૯) ૨૪૭૧ „ | (૩૦) ૩૦૦૮ „ |
| (૯) ૨૨૮૮ „ | (૨૦) ૨૪૭૬ „ | (૩૧) ૩૨૩૩ „ |
| (૧૦) ૨૨૮૯ „ | (૨૧) ૨૪૭૮ „ | (૩૨) ૩૬૭૫ „ |
| (૧૧) ૨૨૯૦ „ | (૨૨) ૨૪૮૯ „ | (૩૩) ૩૬૭૮ „ |
| | | (૩૪) ૩૬૮૧ „ |

ઉપરોક્ત નંબરવાળા ફોટાઓ મારા પુસ્તકમાં મુકવામાં આવ્યા છે તેથી બ્રિટીશ સરકારના પુરાતન સંશોધન ખાતાના વડા ઓફીસરોનો અંતઃકરણ પૂર્વક આભાર માનું છું.

તા. ક.—આચાર્યશ્રી ૧૦૦૮ શ્રી વિજયનીતિસુરિશ્વરજી ઉપર આ પુસ્તકમાં ફોટા આપવા રા. રા. સારાભાઈ નવાબે જે ઉદારતા બતાવી છે તે માટે તેઓશ્રીનો પણ આભાર માનું છું.

લી. મોતીલાલ કવિ.

બરોડા સાહિત્યસભા તરફથી

બરોડા કોલેજમાં થએલા મેળાવડા

પ્રસંગે અપાયેલું

# સર્ટિફિકેટ

BARODA COLKEGE.
BARODA
24th July 1935.

# TESTIMONIAL

I have great pleasure in testifying to the abilities of Mr. Bhogilal Ratanchand Vora, Shighra Kavi, who is a Raj-Kavi of the Dharampur State. He can entertain an audience very well by his knack at prompt Ex= tempore metrical compositions. He offered a lyrical treat to a meeting arranged by the Baroda Sahitya Sabha. He has a fine atr of adjusting his store of musical words and elegant thoughts to any subject suggested on the spot. While he was treating the audience in his own pre-arranged way, he was asked by some people from the audience to sing some fresh compositions on (1) The College Hall (2) An Ideal professor, and so on, and he could Immediately prepare the required compositions and sing them. It was delightful to have attended his performance, and we hardly tealised that two hours have passed away when he finished his siuging.

A. K. Trivedi.

Professor, Boroda College, and
President, Baroda Sahitya Sabha.

# ઈતિહાસના મુલ્ય.

ઝવેરી મુળચંદ આશારામ વૈરાટી.

દુર્ભાગ્યે ઇતિહાસના મુલ્ય હજુ આપણને સમજાયાં નથી અને ઇતિહાસની અવગણના કરીને કોઇ પ્રજા ઉંચે જઈ શકી નથી એ સામાન્ય સત્ય પણ હજુ આપણને બરાબર સમજાયું નથી, ખરેખર ! આપણને આપણી વર્તમાન સ્થિતિથી અસંતુષ્ટ હોઇએ અને આપણે આપણી પ્રજાને તેની આધુનિક સ્થિતિમાંથી ઉંચે લઈ જવાની અભિલાષા સેવતા હોઇએ તો ઇતિહાસના અનેક વિવિધ સાધનો આપણે આપણી ભાવી પ્રજાના હાથમાં મૂકવા જોઈએ

એક પ્રજા પ્રગતિના કાળમાં કેવી રીતે ઉંચે જઈ શકી અને તેણે એના ઉત્કર્ષની સાધના કેવી રીતે કરી, કયા કયા ધીર વીર અને સંત પુરુષોએ એની પ્રગતીના સાધનમાં કેવો અને કેટલો ફાળો આપ્યો એજ પ્રજાની પડતી કેમ થવા લાગી. એના વિકાસ અને ઉન્નતિના પૂર કેમ ઓસારવા માંડયા એની પ્રગતિને અટકાવવા કઇ કઈ શક્તિઓ સામે આવી અને એ કાળના આગેવાનોએ શક્તિની સામે થવામાં કેમ નિષ્ફળ ગયા અને કેવા સંજોગો વચ્ચે કઇ ભૂલો થવા પામી કે જેથી એ પ્રજા વેરણ છેરણ થઈ અવનતીની દશાને પામી

આવી સાચી સ્થિતિનું દર્શન કરાવનાર ઈતિહાસના પાના જ્યાં સુધી આપણે આપણી ભાવી પ્રજાના હાથમા મુકીશું નહીં અને આપણે આપણા અભ્યાસક્રમમાં ઇતિહાસની ગુંથણી કરીશું નહીં ત્યાં સુધી આપણી પ્રગતિની સાધનનો સાચો વેગ મળવાનો નથી આ જોતા સાચા ઇતિહાસના પ્રકાશનોની કીંમત કેટલી મોટી છે એ આપણે સમજવું જોઇએ

મેવાડ એ તો ભારતવર્ષનું ગૌરવવંતું તિર્થસ્થાન છે પ્રજાના જીવનમાં પ્રાણ પુરનાર અનેક વીરો અને વીરાંગનાઓની એ જન્મભૂમિ છે એનો ઇતિહાસ દેશભક્ત રણવીરો અને બલીદાન પાછળ સર્વસ્વ હોમનાર વીરોના ઇતિહાસમાં મોખરે છે એણે ધર્મ ટેક એને વહાલી ભૂમિની ઈજ્જત માટે જે બલીદાન દીધાં છે એ વાંચતાં તો એ ભૂમિ પ્રત્યે આશમા શીર નમી જાય છે. હિંદુ સંસ્કૃતી અને હિંદુસ્તાનનું નામ જ્યા સુધી બોલાતું હશે ત્યાં સુધી મહારાણા પ્રતાપસિંહ અને અણીના વખતે એના ચરણે સર્વસ્વની ભેટ ધરનાર ભામાશાહનાં નામ ભૂલવાના નથી

એ મેવાડી પ્રજા એકલી વીરતા અને બલીદાનનો આદર્શ લઈ ને જ જીવનારી પ્રજા નહોતી. પરંતુ કળા કૌશલ્ય અને શીલ્પના આદર્શો એના જીવનમાં ઓતપ્રોત થએલા હતા. એનો ઝાંખો ખ્યાલ તો આ મેવાડના અણુ-મોલ જવાહિર ના પાના ફેરવતાં આપણુને આવ્યા સિવાય રહેશે નહીં. કળા, કારીગરી અને ભવ્યતાનું દર્શન દેતાં અનેક વિવિધ જૈન મંદિરોના ફોટાઓનો જે સંગ્રહ આ પુસ્તકમાં રજુ થયો છે તે જોતાંજ આપણુને સમજાશે કે કળા અને કારીગરી પ્રત્યેનો એ પ્રજાનો પ્રેમ કેટલો ઉંચી કક્ષાએ પહોંચ્યો હતો.

આ ગ્રન્થ પ્રસિદ્ધ કરવાનું જે મોટું કામ કવિ ભોગીલાલ રતનચંદે ઉપા-ડેલું જોઇ મને એમ લાગ્યા કરતુ કે તેમણે ઉપાડેલું કામ એમની શક્તિ બહા-રનું કામ છે. છતાં એ કામ પુરૂ કરવા પાછળનો એમનો ઉત્સાહ અને ખંત વડે એ કામ પુરૂ થતું જોઈ મને ખુબ આનંદ થાય છે. એમણે આ ઈતિહા-સને લગતી માહિતીઓ ભેગી કરવા પાછળ અને અનેક કળા પૂર્ણ શીલ્પકળાના નમુનાના ફોટાઓનો જે સંગ્રહ ભેગો કર્યો છે એ જોતાં હવે એમ લાગ્યા સિવાય નથી રહેતું કે આ પુસ્તક ખરેખર કવિ ભોગીલાલના જીવનનું એક સંભારણું બની રહેશે.

એમની તાત્કાલીક કવિતા બનાવવાની શક્તિ અને સભા રંજન કરતો તેમનો કંઠ તેમનું સ્થાન ઉંચે લઇ આવ્યો છે. શ્રીપાળ મહારાજાનો રાસ અને બીજાં કવિતાનાં પૃસ્તકો પણ તેમણે રચીને પ્રસિદ્ધ કર્યાં છે ધરમપુર રાજ્યના રાજકવિ તરીકેનું માન તેઓને મળેલ છે.

કાગળની મોંઘવારીના આ કાળમાં પુસ્તકને લગતી માહિતીઓ ભેગી કર-વામાં અને ફોટાઓનો સંગ્રહ કરવા પાછળ તેમની કેટલી શક્તિ અને ખરચનો વ્યય થયો હશે. એ તો પુસ્તક હાથમાં લઇ તેનાં પાના ફેરવ્યા સિવાય આપ-ણુને તેનો ખ્યાલ આવવો મુશ્કેલ છે. લાયબ્રેરીઓ અને મેવાડનો ઇતિહાસ જાણુવાની ઇચ્છાવાળા પ્રત્યેક મનુષ્યને આ પુસ્તક ઘરમાં વસાવવાની ભલામણુ કરી શકાય તેમ છે.

ઝવેરીવાડ, વરાટી નીકેતન નં. ૧
અમદાવાદ

લી.
ઝવેરી સુબચંદ આશારામ વૈરાટી

# મારી ભાવના

આ ઐતિહાસીક પુસ્તક હું મારી શક્તિ અને બુદ્ધિ અનુસાર બહાર પાડવા ભાગ્યશાળી બન્યો. જનતાએ મારા પુસ્તકને દીલોજાનથી આવકાર આપી ઉત્સાહીત કર્યો તેના માટે હું જેટલાં વખાણ કરૂં તેટલાં ઓછાં છે મારી ભાવના હજુ આટલેથી અટકતી નથી. પણ હજુ મારા વિચારોનો પ્રવાહ જગતની જનતાને સર્વે નવી નવી વસ્તુઓ દ્વારા મુકવાનો માગ મનનો નિરધાર છે અને મારૂં જીવન એ ભાવના પુરી કરવા તમન્ના રાખે છે.

ઘણી ઘણી વખત હું આર્થીક મુંઝવણમાં મુંઝાઈ મારી ભાવનાને કાયમ સજીવન રાખી શકતો નથી છતા આત્માના વિશ્વાસ ઉપર જ જ્યારે કાર્યનું આરંભવાનું કરૂં છુ ત્યારે કુદરતી શક્તિ મને ગેબી મદદ આપે છે અને એ એવી શક્તિના આધારેજ થોડી ઘણી પણ મારી ભાવના પુરી કરવા શક્તિશાળી બન્યો છુ હજી હું જગતના સર્વે સારા સામાજીક અને ધાર્મિક એવા સચીત્ર પુસ્તકો બહાર પાડવાની અભિલાષા સેવું છું. અને મેં મારા આત્મા સાથે નિશ્ચય કરી પણ લીધો છે

પરમાત્માના આધારે ઝુકાવ્યું છે અને સદા ઝુકાવીશ મને ખાત્રી છે કે મારા સત્ય શુભ કાર્યમાં માગ મિત્રો તથા સદ્‌ગૃહસ્થો મારી ભાવના જરૂર પૂરી કરશે જ.

## આભાર

આ પુસ્તક છાપવામાં ધી નવપ્રભાત પ્રિ. પ્રેસના માલીક શા. મણીલાલ છગનલાલે અથાગ પરિશ્રમ વેઠી પોતાની દેખરેખથી કામ કર્યું છે તે બદલ હું તેમનો આભાર માનું છું.

લી. ભોગીલાલ કવિ.

---

તા. ક. ધાર્મિક, સામાજીક, ઐતિહાસીક અને કામીક વિગેરે સંગીત સાથે પ્રગટ કરી બહાર પ્રજા તેમજ નામ મહારાજાઓ તરફથી ઘણા સુવર્ણચંદ્રકો અને સર્ટિફિકેટ મળ્યા છે. તો શુભ પ્રસંગે ઉપરોક્ત લાભ લેવા દરેક જૈન-જૈનેતર ભાઈઓને મારી નમ્ર વિનતી છે. ધાર્મિક પ્રસંગે કોઈપણ જાતની ફી લેવામાં આવતી નથી.

લી. ભોગીલાલ રતનચંદ કવિ.

# આગળથી ગ્રાહક થનારા ગૃહસ્થોના મુબારક નામ

## વેરાવળ

રૂા. નામ

૨) શેઠ વંદ્રાવન માણેકચંદ દીવાન

૧) શેઠ જગજીવન ગણેશ

૧) શેઠ દેવીદાસ હંસરાજ ગરીબ શેઠ

## આતપુર (પાલીતાણા)

૫) ઠાકોર શ્રી. સુજાણસિંહ સાહેબ

---

૯

## કાસોર

૧) શેઠ ફુલચંદ મણીલાલ

## શીવગંજ (મારવાડ)

૧) આદર્શ જૈન વાંચનાલય

## અમદાવાદ

૭) દોશીવાડાની પોળમાં સુરજમાશીના ઉપાશ્રયના વહીવટ કરનાર પારી મંગળદાસ નગીનદાસ તથા ઝવેરી રમણલાલ ડાહ્યાભાઈ.

૨) પારી મંગળદાસ નગીનદાસ

૨૧) શેઠ જગતચંદ નેમચંદ (સી. કે, વોરાવાલા)

૧) શેઠ પ્રેમચંદ બાલાભાઈ

૧) શેઠ જીવાભાઈ ચુનીલાલ (શેર બ્રોકર)

૨) શેઠ ઇન્દ્રવદન સાંકળચંદ મહેતા

૧) શેઠ પુંજાભાઈ ભુલાભાઈ

૧) વીરવિજય મહારાજનો ઉપાશ્રય, હ. ચમનલાલ મણીલાલ

૧૧) શેઠ લાલભાઈ વાડીલાલ

૨) શેઠ ઇશ્વરલાલ પરશોતમદાસ

| રૂા. | | નામ | |
|---|---|---|---|
| ૫) | ,, | જેઠાલાલ દેવસીભાઈ | ,, |
| ૨) | ,, | મુલજીભાઈ દેવસીભાઈ | ,, |
| ૨) | ,, | શ્યામજી વેલજીની કું. | ,, |
| ૧) | ,, | વહાલજી લધા | ,, |
| ૧) | ,, | જેઠાલાલ ખેરાજ | ,, |
| ૧) | ,, | શીવજી મેઘરાજ | |
| ૧) | ,, | મુલજીભાઈ હા. ખીમજીભાઈ | |
| ૧) | ,, | દેવરાજભાઈ પુનુશી | |
| ૮૩ | | | |

હૈદ્રાબાદ ( દક્ષીણ )

૧) શે. રૂઘનાથમલ બેંકર



# અનુક્રમણિકા

રૂા. નામ

૫) શેઠ રતનલાલ જીવાભાઈ ( ખંભાતવાળા )

૨) શેઠ રતીલાલ નગીનદાસ

૧૦) લવારની પોળના ઉપાશ્રય તરફથી, હો. શેઠ ભગુભાઈ તથા
શેઠ મોહનલાલભાઈ

૧૦) શેઠ જમનાદાસ હીરાચંદ સુતરીયા

૫) શેઠ ત્રીકમભાઈ મગનલાલ સુતરીયા

૫) „ હીરાચંદ રતનચંદ હા. શેઠ સારાભાઇ

૫) „ કાન્તીલાલ મોતીલાલ ઝવેરી

૧૧) „ ભુધાભાઈ સરકચંદ સુતરીયા

૫) શ્રી પાયચંદ ગચ્છના ઉપાશ્રયના વહીવટ કરનાર
શેઠ ચમનલાલ બાલાભાઈ

૫) શેઠ સુબાજી રવચંદ જેચંદ હા. શેઠ જીવનભાઈ ઝવેરી (વીધાશાળા)

૨) શ્રી જુના મહાજનવાડાના ઉપાશ્રય તરફથી હા. શેઠ વાડીલાલ સાંકળચંદ

૫) શેઠ પોળીદાસ ડુંગરશી

૫) એક સદ્‌ગૃહસ્થ તરફથી હા. સી. સી શાહ

૨) શેઠ મણીલાલ કાળીદાસ

૧) „ વાડીલાલ દેવચંદ

૧) „ કાન્તીલાલ લટ્ટુભાઈ

---

૧૦૮

મદ્રાસ

૬) મદ્રાસના મિત્રો તરફથી

---

૬

ખંભાત

૧૧) શેઠ મુલચંદભાઈ ભુલાખીદાસ

૧) „ નગીનદાસ મગનલાલ

૧) „ મોહનલાલ ઈચ્છાચંદ

---

રૂા. નામ

## મુંબઈ

| | |
|---|---|
| ૨૫) | શ્રી દેવસુર સંઘ તરફથી હા. શેઠ ભાઈચંદભાઈ પ્રમુખ ગોડીજી દેરાસરના. |
| ૫) | ઝવેરી લલ્લુભાઈ ગુલાબચંદ |
| ૫) | શેઠ મોહનલાલ તારાચંદ, (રમણીકલાલ મોહનલાલની કું.) |
| ૫) | ,, છબીલદાસ જેશંગભાઈ |
| ૫) | ,, લાલજી રામજી, હા. શેઠ લખમીદાસભાઈ |
| ૧) | ,, મેઘજી સોજપાલ |
| ૧) | ,, મેઘજી મોણસી |
| ૧) | ,, નાનસી ધારશી (દાદર) |
| ૧) | ,, લીલાધર રવજી (પહેલ) |
| ૧) | ,, જાદવજી વેલજી (પહેલ) |
| ૧) | ,, ખીમજી રવજીની કું. (ચીચ બંદર) |
| ૧) | ,, શેઠ આનંદજી લાલજી (ઘાટકોપર) |
| ૧) | ,, બચુભાઈ ઠાકરશી |
| ૧) | ,, ધનજી વેલજી (દાદર) |
| ૧) | ,, હરસી નરસી (દાદર) |
| ૧) | ,, નેનસી ઠાકરસી (દાદર) |
| ૧) | ,, વસનજી નરસી |
| ૧) | ,, કાનજી ભોલા |
| ૧) | ,, ભગવાનજી ભોધા સોની |
| ૧) | ,, ભાણજી રવજી (શીવરી) |
| ૧) | શેઠ કરમસી વીરપાલ |
| ૧) | ,, તલકસી વેલજી |
| ૧) | ,, ભગવાન દેવજી |
| ૧) | કૈલાસ ટી. કું. હા. હીરાલાલ |
| ૫) | શેઠ વસંતલાલ વ્રજલાલ ગાંધી (મુલુન્દ) |

| રૂા. | | નામ | |
|---|---|---|---|
| ૫) | " | જેઠાલાલ દેવસીભાઈ | " |
| ૨) | " | મુલજીભાઈ દેવસીભાઈ | " |
| ૨) | " | શ્યામજી વેલજીની કું | " |
| ૧) | " | વહાલજી લધા | " |
| ૧) | " | જેઠાલાલ ખેરાજ | " |
| ૧) | " | શીવજી મેઘરાજ | |
| ૧) | " | મુલજીભાઈ હા. ખીમજીભાઈ | |
| ૧) | " | દેવરાજભાઈ પુધુશી | |
| ૮૩ | | | |

હૈદ્રાબાદ ( દક્ષીણ )

૧) જી રૂઘનાથમલ મેહર



# અનુક્રમણિકા

# મેવાડની ઐતિહાસીક નોંધ





# સ્વર્ગસ્થ શેઠ વાડીલાલ હરીલાલ.

## (રાજનગર નિવાસી)



તેઓશ્રીએ પોતાની જાત મહેનત અને પુરૂષાર્થ કરી એક સારા વ્યાપારી તરીકેની નામના મેળવી પોતાના જીવનની સુવાસ વધારી હતી. તે સદ્ગુણને લઇને તેઓશ્રીના સુપુત્ર રા. રા. લાલભાઇએ પોતાના પિતાના સ્મારક તરીકે આ ઇતિહાસીક ગ્રંન્થમાં ફોટો મુકી પુત્ર તરીકેની ફરજ બજાવી છે. પ્રભુ તે સ્વર્ગસ્થ આત્માને શાન્તિ અર્પો. અને તેઓશ્રીના પૂત્ર પૌત્ર વીગેરેને પરમાત્મા સદા સુખી અને દીર્ઘાયુ રાખો.

લી.

ભોગીલાલ કવિ.

# મેવાડના અણમોલ જવાહિર

## યાને

## આત્મ બલિદાન.

### પ્રકરણ ૧ લું.

### મહારાણા શ્રી કુંભારાણાનું વૃત્તાંત.

જગતમાં જ્યારે જ્યારે સમયનું પરિવર્તન થાય છે. ત્યારે ત્યારે કુદરતની કેવી અકળ ઘટના બને છે, તેની કોઈને પણ ખબર પડતી નથી. સંવત ૧૪૯૦ (ઈ. સ. ૧૪૩૩) ના વખતમાં જ્યારે કુમ્ભારાણા સિંહાસન આરૂઢ થયા ત્યારે ચિત્તોડ એક ઉન્નત્તિના શિખરે શોભી રહ્યું હતું. અને રાણાજી પોતાની પ્રજાનું પાલન પણ ઘણા જ પ્રેમથી કરતા હતા. તથા રાજ્યમાં હુન્નર ઉદ્યોગ અને સમૃદ્ધિ કેમ વધે તેની–યોજનાનું રાત દિવસ ચિંતવન કરી પ્રજાને કેમ સુખી કરવી તેજ તેમના આત્માનો અંતિમ ધ્યેય હતો. જ્યારે રાણાજીની ઉંમર નાની હતી ત્યારે તેમના ઉપર સંકટો પડવામાં બાકી રહી નહોતી. તે વખતે જો મારવાડ દેશના રાજાઓએ તેમને મદદ ન કરી હોત તો આજે મેવાડનો ઇતિહાસ કેવો લખાત, તે તો જ્ઞાની કલ્પી શકે, અને તે સહાય કરનાર રાઠોડ વંશના રાજાઓ જ હતા. કારણ કે રાણા કુંભાએ રાઠોડની સહાયતા માગી હતી. અને તેમને જો સહાયતા ન આપી હોત તો રાઠોડોની અપકીર્તિનો પાર રહેત નહિ. વળી બીજું કારણ એ હતું કે રાણા કુમ્ભા રાઠોડના ભાણેજ હતા.

ભાણેજ કેરી સહાયમાં, રાઠોડે હિંમત ભરી,<br>મેવાડની ભૂમી સદા, સ્વતંત્ર તેને કરી.

રાણા કુમ્ભાના વખતમાં મેવાડ ઘણુંજ તેજસ્વી અને સમૃદ્ધિવાન બન્યું હતું. કારણ કે જેનો રાજા, પ્રજા પર સદા પ્રેમાળ હોય, તેનો ભગવાન પણ સદા કૃપાળુ હોય. આગળના વખતમાં હિન્દુ મુસલમાનના રાગદ્વેષમાં જેમ મેવાડના ગામ—નગરો નાશ થઈ ગયા હતા. દેવમંદિરો ખંડીએર બની ગયા હતા. પણ મહારાણા કુમ્ભાના વખતમાં તેજ મેવાડ પાછું આબાદ અને આદર્શ બની ગયું હતું. વિરવર સમરસિંહની સાથે હજારો સિસોદીઆ પોતાની માતૃભૂમી

માટે પ્રાણના બળીદાન આપી ભસ્મીભૂત થયા હતા. તે ભસ્મમાંથી બીજા હજારો સિસોદીઆ ઉત્પન્ન થયા તે આ સાથે કહેવું બીલકુલ ખોટું નથી. કારણ કે રાણા કુમ્ભાના વખતમાં બળ, વિર્ય, ઉદ્યમ અને સંપ દરેક મેવાડીઓના હૃદયમાં ઓત પ્રોત બની પ્રેમની સરિતા વહાવી હતી ને રાણા કુમ્ભા જ્યારે મેવાડનુ ભાવી ઘડવા લાગ્યા ત્યારે કે કસસ પર્વતના માળાઓના ઉંચા શિખરો પરથી અને તેની વહેતી કોકમસ નદીના કિનારા પરથી ભયંકર વાદળ ભારત પર આવ્યું જણાયું અને આ ભયંકર વાદળની વિજળી અચાનક મેવાડ પર તુટી પડશે એમ તેમના આત્માને લાગ્યું, ત્યારે આવતી આફત રોકવા માટે રાણાઓએ ઘણોજ પરિશ્રમ વેઠ્યો, અને પોતાની બાહોશિ, નિડરતા, ચાણક્ય બુદ્ધિ વડે પોતાના ઉત્તમ ગુણોનો પરિચય કરાવ્યો તે એટલે સુધી કે રાણા સમરસિંહની સંગ્રામભૂમી કગર નદીના કિનારા પર મેવાડનો લાલ ઝુંડો ફરકાવી દીધો. જે દિવસે યવનગિ શાહબુદ્ધિને ભારતની સ્વાધિનતાને ખુચવી લીધી તે વખતે સમરકેશરી રામસિંહે પોતાના પ્રાણનું બળિદાન આપ્યું અને તે વખતમાં મહારાણા કુમ્ભાના સમય સુધીમાં ૨૨૬) વરસમાં તે રાજ્ય વંશિઓમાં ચોવીસ મહારાણા થયા તેમાં એક બેગમ સિંહાસન પર બેઠી હતી, આટલા વખતમાં મેવાડમાં અગીઆર રાજાઓ થયા હતાં તેમાંના કેટલાકે પોતાની ભૂમી માટે પોતાના પ્રાણના બળિદાન આપ્યા હતા. અને પ્રાચીન તીર્થો પોતાના પ્રાણના ભોગે સાચવ્યા હતા.

આવી આવી અનેક ઘટનાઓ મેવાડ પર આવી હતી પણ મેવાડ તે મેવાડ જ, તેનું કારણ એકજ હતું કે જ્યાં શૌર્ય, વિર્ય અને ચારિત્ર હતું જે વખતે દિલ્હીમાં ખીલજીવંશનો અંતીમ બાદશાહ રાજ્ય કરતો હતો, તે વખતે વિજયપુર, ગોલકાંડા, માળવા, ગુજરાત, જુવાનપુર, કલ્પી પ્રદેશોમાંના રાજાઓએ દિલ્હી પાદશાહને અયોગ્ય પાદશાહ જાણી, પોતાના સ્વતંત્ર રજ્યે સ્થાપ્યા હતા.

જે વખતે રાણા કુમ્ભાને સિંહાસન પ્રાપ્ત થયું. તેવખતે માળવા અને ગુજરાતના નવાબો પોત પોતાની સેના ( સૈન્ય ) વધારી પોતાના રાજ્યનો વિસ્તાર ઘણા મોટા પ્રમાણમાં વધારતા હતા. તે વખતે મેવાડની જાહોજલાલી એટલી બધી હતી કે મેવાડ પર ઉપરના રાજાઓ દ્વેષ અને દુશ્મનતાથી જોતાં હતાં. અને તે રાજાઓ આપસ આપસમાં મળી જઈ સંવત ૧૪૯૬ ઇ. સ. ૧૪૪૦ માં ઘણું મોટું સૈન્ય લઈ મેવાડ ઉપર ચડાઈ કરી રાણા કુમ્ભાને આ વાતની ખબર પડતાં તેના ક્રોધનો પાર રહ્યો નહિ તેથી તે બહાદુર મહારાણાએ પોતાના મન સાથે નિશ્ચય કર્યો કે આવેલા દુશ્મનોને સ રામાં સારી રીતે નશીયત આપી સ્વાગત કરવું (કરણ કે તે પોતે સહસીક, શૂ.વીર અને એક અજોડ લડવૈયો હતો, તેમના શુરાતનનું જેટલું વખાણ કરીએ તેટલું ઓછું છે)

આ વખતે પોતે એક લાખ ઘોડા, ૧૪૦૦ હાથી અને સૈન્ય લઈ તેઓ દુશ્મનોના સામે થયા, પણ રાણા કુમ્ભાના સૈન્ય આગળ મુસલમાનો ટકી શક્યા નહિ. તે વખતે રાણા કુમ્ભાએ માળવાના મહમદ ખીલજીને બાંધીને ચિત્તોડ લાવ્યા. અને સુર્યવંશીના નામને પોતે ઘણું જ ઉજ્જવલ કર્યું. અબુલફઝલે પણ પોતાના લખેલા ઈતીહાસમાં રાણા માટે ઘણું જ સુંદર લખાણ લખ્યું છે. અને રાણાજીની શુરવીરતા અને નીડરતા ફરી ફરીને તેને પોતાના ઈતિહાસમાં વખાણી છે. રાણા કુમ્ભામાં જેવી રીતે શુરવીરતા હતી તેવીજ રીતે તેમનામાં ઉદારતાનું પણ મહાન લક્ષણ હતું. તેને એજ કે મહમદ ખીલજીને છ મહિના જેલમાં રાખી પોતે મહમદ ખીલજીના પોતાના માન અર્પણના સાથે મુક્ત કર્યો, વળી રાણાજીએ વિજયની નિશાની તરીખે મહમદ ખીલજીની અન્ય વસ્તુઓની સાથે તેના તાજને પોતે રાખ્યો. આ પરાક્રમ રાણા કુમ્ભાનું સાધારણ ન કહેવાય ! આવી અનેક શુરવીરતા ભરેલું જેનું જીવન રસમય છે.

શુરવીર રાણાજી હતા, તેવા રસિક શૃંગારે શોભતા;
સરળતા જીવન તણી, શુદ્ધ પ્રેમમાં તે અર્પતા.

જેવા સાહસીક હતા તેવા રસીક અને પ્રેમાળ પણ હતા. તેનું કારણ એ હતું કે ઝાલાવાડના સ્વામિની રાજકુમારીનું સગપણ રાઠોડના કુમાર સાથે થએલું હતું. પણ તેનું લગ્ન થતાં પહેલાં તે રાજકુમારીનું પોતે હરણ કર્યું હતું, આવા વર્તનથી રાઠોડ અને સુર્યવંશીને જે મિત્રાચારી હતી તે તદ્દન તુટી ગઈ અને બંને વચ્ચે મોટું વેર ઉભું થયું. કર્મની ઘટના વિચિત્ર છે ! શું ધારે અને શું થાય, પરંતુ ઝાલાકુમારીનો પ્રેમ છેક સુધી રાઠોડના રાજકુમાર સાથે કાયમ સુધી રહ્યો હતો, પણ નસીબના યોગે બંને જણ એક એકને મળી શકયા ન હતા, છેવટે રાણા કુમ્ભા પોતાના પ્રભાવ વડે રાજ્ય ભોગવી પોતાના પરાક્રમથી ઘણા કિલ્લાઓ અને ઘણા મંદિરો બંધાવી પોતાનું રાજ્ય ઘણું શોભાયમાન કર્યું. અને પોતાની કીર્તિ ચારે તરફ પ્રસરાવી દીધી આ વખતે મેવાડમાં અતુલ શાંતી અને સુખ અને વૈભવ હતા અને પ્રજામાં અનેક જાતનો આનંદ તથા પ્રેમ તરવરતાં. આવા સારા પ્રસંગના વખતમાં પણ વિધાતાએ એક નવિન ઘટના ઉભી કરી આવા નંદનવન ગણાતા મેવાડના આનંદમાં એક નર રાક્ષસે કુહાડીના હાથાનું કામ કરી પોતાની જાતને ધીક્કારવા લાયક બનાવી. આ કુકર્મ એવું બન્યું છે કે ભારતના ઈતિહાસમાં એક શ્રાપ રૂપ અને કલંક રૂપ ગણવામાં આવે છે. જ્યારે રાણા પોતાની વૃદ્ધાવસ્થામાં પોતાના જીવનમાં શાન્તિ ભોગવતા હતા અને પોતાના વૈભવમાં કોઈ જાતની ન્યુનતા નહોતી ત્યારે મહારાણા કુંભા અપૂર્વ શાન્તિથી નિંદ્રા લેતા હતા તે તકનો

લાલ લઈ આ નર રાક્ષસે પોતાની પિશાચીક ભાવના પુરી કરવાને રાણા કુમ્ભ ની છાતીમા ખંજર મારી તેનો પ્રાણ લીધો આ પ્રાણ લેનાર કોણ હતો ? પોતાનો જ પુત્ર હતો, નર રાક્ષસ, શયતાન હતો અને રાક્ષસ કુળ કલંકેજ આવુ ઘોર ઘાતકી કામ કર્યું હતું આ પ્રમાણે સ ૧૫૨૫ (ઈ સ ૧૪૬૮) મા આ ભયંકર કૃત્ય થયુ અને પોતાના જ હાથથી પોતાના જન્મદાતા પિતાનો સંહાર કર્યો એ પાપીનું નામ આપણને ઉચ્ચારવામા દોષ છે અને તેનુ નામ બેત્રી આપણે પાપમા પડવું નથી એ પાપી પીતૃઘાતક તે ઉદો (ઉદયકરણ) જ હતો ઘણા ઇતિહાસકારોએ આ નરપીચાશને હતભાગી, નરહંતા વિગેરેની ઉપમા આપી છે પરંતુ આવા દુષ્ટ કૃત્યથી પાપી લાંબા કાળ રાજ્ય ભોગવી શકતા નથી કારણકે પોતાના દુષ્ટ કૃત્યથી પોતાની પ્રજામા પણ તે એક નરપીચાસ તરીકે ઓળખાતો હતો અને તેના માટે કોઈને પણ માન નહોતું, છેવટે પોતાના બચાવનો રસ્તો એક પણ તેની પાસે રહ્યો નહીં ત્યારે એક નીચ માણસની મિત્રાચારી કરી, કપટમય મિત્રાચારીથી પોતાની જાળમા ફસાવવા માટે એ પાપી ઉદાએ દેવડા નામના માંડલિક રાજાને આબુ પર્વત ઉપર સ્વતંત્ર રાજા કરી સ્થાપ્યો વળી તેણે જોધપુરના રાજાને સાંભર, અજમેર તથા નીકટના કેટલાક પ્રગણા આપી દીધા છતા પણ તે દુષ્ટનો ખટકો ગયો નહીં, પોતાની લાલસા પુરી પાડવા પૈસા આપી મિત્રાચારી વેચાતી લેવા પ્રયત્નો કર્યા પણ તેમાય તે ફાવ્યો નહીં અને પોતાની મુરાદ પાર પડી નહીં, કહ્યુ છે, કે—

દુષ્ટ કર્મનો બદલો કદિ, કોઈ દિવસ મળતો નથી,
કુકર્મની જ્યા ભાવના, આશય કદિ ફળતો નથી.
પિત તણી કરી ઘાત, ને રાજ્ય સંપતિ મેળવી,
પણ ભાગ્યમા નહિં ત્યાં, જુઓ સંપત્તિ નહિં ભોગવી
ભાગ્ય ફુટે, સૌ ખૂટે, શારૂ જગત બદલાય છે,
સારા નઠારા કૃત્યનો, બદલો જરૂર સમજાય છે ૧

આટલી પરિસ્થિતિમાં પણ એ નીચ પાપી છેવટે પોતાની અસલ જાત પર આવી પ્રજા પર અત્યાચાર કરવા માંડયો, અને ઘણી જાતના જુલ્મો કરી સતાવવા માંડયો, આખરે તેના જુલમથી રાજ્યની સંપત્તિનો નાશ થવા માંડ્યો અને પ્રજાની પાયમાલી થવામા બાકી રહી નહીં આ દુષ્ટ એ ફક્ત પાંચ વરસની પોતાની નીચ કારકીર્દીના લીધે ક્ષણ પણ શાંતી ભોગવી શકયો નહીં આખરે સઘળા સ્વજનોએ તેનો ત્યાગ કર્યો જ્યારે એ હતભાગીને કોઈ રસ્તો ન જડ્યો ત્યારે યવન દિલ્હી બાદશાહ પાસે ગયો અને તે નાલાયકે પોતાની પુત્રી આપવાનું વચન આપી બાદશાહની સહાય માગી, પરંતુ ભગવાને આ દુરાચારીને દૂર કરી ભયંકર કલંકથી બાપા રાવલના કુળને બચાવી લીધુ અને તે કુળઉ

સ્વમાન સચવાયું. આખરે ઉદો બાદશાહના મહેલમાંથી નીકળતાં જ તેના ઉપર વિજળી પડી અને તે પાપી મરણ પામ્યો તેને તેના પાપનો બદલો કુદરતે આપ્યો કહ્યું છે, કે—

છપ્પો

પાપી હતો કુમાર, પિતાનું ખુનજ કીધું,
રાજ્ય તણો એ લોભ, ખરેખર દુષ્કર્મ કીધું.
ગુમાવ્યો સત્કાર, પોતાના જ્ઞાતી જનનો,
હતો પિશાચીક દુષ્ટ, મહા એ મેલા મનનો,
સૂર્યવંશીની આખર, નાશ જેણે તો કરી,
કહે ભોગી તેને પ્રભુએ, શિક્ષા તો એવી કરી. ૨

છપ્પો

જ્યાં સત્તાનો લોભ, બધું ત્યાં ભાન ભુલે છે.
નહિ દયા મય દિલ, છેવટ ત્યાં સત્ય ચૂકે છે.
માત પિતાના સ્નેહ તણી, નહીં પરવા જ કરે છે.
ધરે નહીં પ્રભુ બીક, ધર્મ ઉચે જ ધરે છે.
એવોજ પાપી જગતમાં, એકજ ઉદો થઈ ગયો.
કહે ભોગી ઇતિહાસમાં, પિતૃ ઘાતક એ થયો. ૩

છપ્પો

પાપ તણું એ મુળ, સદા પાપી કહેવાતું,
પાપી ને કદિ પાપ, નહીં દિલથી સમજાતું.
કરી પાપ ના કામ, સદા એ પુણ્ય માને છે.
કરેલા જે પાપ, જરૂર તે ઠગે જ દે છે.
માટે જગતના માનવિ, પાપ કદિ કરશો નહિ.
કહે ભોગીલાલ એટલું, ઉદા જેવા બનશો નહિ.

આ પ્રમાણે ઉદાના જીવનનો અંત આવ્યો અને તેનો દાખલો જગતને એટલો જ શિખવાનો છે કે પાપી માણસ કદી જો સુખ લેવા માગતો હોય તો તે પોતાના જીવનમાં મોટી ભૂલ કરે છે, કારણ કે કોઈ પણ વ્યક્તિ પાપ કરી સુખ ભોગવી જ શકતો નથી.

આ પ્રમાણે રાણા કુમ્ભા તથા ઉદાનો સાધારણ ઇતિહાસ જગતના ચર્ણે બતાવ્યો છે અને રાણા કુંભાએ જૈન ધર્મના મંદિરો પર ઘણીજ શ્રદ્ધા ધરાવી હતી, તેની નોધ જોવાથી આપશ્રીને ખાત્રી થશે કુંભો રાણો હાડથી જૈન હતો રાણાશ્રી કુમ્ભાએ ધાર્મીક કામો કર્યા તેની ટુંક નોંધ

૧ આબુ પર પરમારનો કીલ્લો હતો ત્યાં પણ કુંભારાણાએ જૈન મંદિર બનાવ્યું, અને તે આજે મોજુદ છે જેનું નામ આજે અવચગ ગઢ કહેવાય છે

૨ કુંભશાપમ તથા અટારીયા ઈમારત ઘણી વિશાળ અને પ્રચંડ બાંધી. તેમાં લગભગ દશ કરોડ રૂપીઆ ખર્ચાણા હશે, અને આઠ લાખ રૂપીયા પોતાના પદવી આપ્યા હોઈ આ અટારીની ઈમારત મેવાડમાં આવેલા પશ્ચિમ ભાગમાં આવેલા માહી નામનો પહાડ આવે છે તે રસ્તામાં છે ઉપરની અટારી રાણા કુંભે શ્રી ઋષભદેવના નામપર સમર્પણ કરી હતી આવા ઘણા દાખલાઓની ગણિતી મોજુદ છે, જૈન તીર્થંપર કેટલી શ્રદ્ધા ધરાવતા. તે આ ઉપરથી સમજાય છે.



## પ્રકરણ ૨ જું

## રાણા શ્રી રાયમલ્લ

જગતના અવનવા સંયોગોમાં જ્યારે પડતીના સંયોગો અનુભવવામાં આવે છે ત્યારે જ મનુષ્યના જીવનમાં ઘણો પલટો થાય છે. આ વાર્તાની શરૂઆત સંવત ૧૫૩૦ (ઇ. સ. ૧૪૭૩) થી થાય છે તે વખતે જાણે મેવાડમાં સોનાનો સૂરજ ઉગ્યો હતો, પ્રજા બિચારી જુલ્મી રાણાના પાસમાંથી છુટી અને આજે વાત્સલ્ય રાણા રાયમલ્લના રાજ્યાભિષકમાં આનંદ મેળવી રહી છે. જ્યારે રાણા રાયમલ્લ ગાદી ઉપર આવ્યા ત્યારે મેવાડની પરિસ્થિતી ઉદયસિંહના વર્તનથી ઘણીજ ખરાબ થઈ ગઈ હતી અને વૈભવ બધો નિસ્તેજ થયો હતો. આવા વખતમાં રાણા રાયમલ્લે ઘણી જ કાળજીપૂર્વક રાજ્યની લગામ હાથ ધરી કેવળ પોતાના જ બાહુબળ ઉપર વિશ્વાસ રાખી આગળ ધપાવ્યે રાખ્યું. પણ કુદરતની કંઈ જુદીજ મરજી હોય ત્યાં ડાહ્યા માણસનું કોઈ દિવસ કશું જ ચાલતું નથી.

જ્યારે ઉદા ઉપર વિજળી પડીને મરણ પામ્યો ત્યારે ઉદાના બે દિકરાઓ બાદશાહની સામે ફોજ લઈ મેવાડ પર ચઢી આવ્યા. આ વખતે મહાઘોર યુદ્ધ થયું. ઉદાના બે દિકરાઓમાં એકનું નામ સિંહાસમલ અને બીજાનું નામ સુરજમલ હતું. તેઓ આ વખતે ચિત્તોડના રાણા રાયમલ્લને ત્યાંના સરદારો રાજ્યનો ખરો હક્કદાર સમજતા હતા. તેથીજ સર્વે સરદારો તથા પ્રજાજનો રાણાની સરદારી હેઠળ પોતાની માતૃભૂમિને પરવંશીના હાથમાંથી બચાવવા સર્વ એક મતે તૈયાર થયા. આ વખતે રાણા રાયમલ્લની સરદારી નીચે એક લાખ સૈન્ય અને અઠાવણુ હજાર ઘોડેસ્વાર હાજર હતા. રાણા રાયમલ્લે ઘાસા નામના થાણા ઉપર બાદશાહના સામે ચડાઈ કરી, ઘણું જ દારૂણ યુદ્ધ જામ્યું. અને અસંખ્ય માણસો માર્યા ગયા તથા કેટલીક લોહીની નદિઓ વહેવા માંડી અને કેટલાક ઘવાયા. આ વખતે આબુના રાજા તથા બીજા ઘણા રાજાઓ તથા સરદારો રાણા રાયમલ્લને સહાય આપવા આવ્યા હતા. અને રાણાને છેક સુધી સહાય આપી હતી આ વખતે પિતૃઘાતક ઉદારાણાના બંને પુત્રો રાયમલ્લની સામે ઘણી જ બહાદુરી પૂર્વક લડયા, પણ રાણા રાયમલ્લના અસંખ્ય સૈન્યે મુસલમાનો પર એટલો બધો આક્રમણ કર્યો કે આખરે બાદશાહનો પરાજય થયો અને બાદશાહ રાણાને શરણે આવ્યો તે વખતે રાણાએ તેના સર્વ અપરાધ ક્ષમા કરી તેનો આદર સત્કાર કરી તેનો સ્વીકાર કર્યો. બાદશાહ આ વખતે એટલો બધો પરાજય પામ્યો કે જીંદગી સુધી મેવાડના સામુ જોવાની પોતે હીંમત કરી નહીં.

આ પ્રમાણે રાણા રાયમલ્લે બહાદુરી બતાવી આખા મેવાડમાં શાન્તિ પ્રસરાવી અને જ્યારે જ્યારે સારા નઠારા અનુભવના ખ્યાલ આવે ત્યારે જીવનમાં કંઈ પણ વસ્તુ મેળવવાની અભિલાષા જાગે અને તે અભિલાષા એ હતી કે પોતાને સૌથી પ્રિય વસ્તુ એક " ધાર્મિક " હતી તે વસ્તુ વડે પોતે પોતાનું જીવન સારી રીતે દીપાવતા હતા રાણાશ્રીનો ગૃહસ્થાશ્રમ પણ ઘણો જ સુરક્ષિત અને આદર્શ હતો તેઓશ્રીને સંતાનમાં બે પુત્રી અને ત્રણ મહા પરાક્રમી પુત્રો હતા તે બધા શુરવીર તથા બહાદુર હતા. તેઓએ પોતાની કન્યાઓને ગિરનારમાં યદુવંશી રાજા સુરજી સાથે અને બીજી સિરોહીના દેવરી રાજ્યના જયમલ સાથે પરણાવી હતી રાણાશ્રીએ કન્યાદાનમાં (પહેરામણીમાં) આબુ પર્વત પણ આપી દીધો હતો અને પોતાના પૂર્વજોનું ઉત્તમમાં ઉત્તમ ગૌરવ વધારી પોતાની ફરજ બજાવી હતી.

### છપ્પો

શુરવિરતાની છાપ કદિ ન ઢાકી રહેતી,
સદા ઢાલ તલવાર કમર પર નિત્ય લટકતી
શુરવીર ક્ષત્રિય નિત્ય સદા રણમાંજ જઝુમે,
દે દુશ્મન ને ત્રાડ સદા એ યુધ્ધે ઘુમે,
સાચા ક્ષત્રિય એજ કે, સ્વમાન ગુમાવે નહીં,
કહે સોગી સૂર્યવંશીને દુશ્મન કોઈ પોચે નહી ! ૫

### છપ્પો

ખરો ક્ષત્રિય તો એજ પ્રજાની સેવા કરતો,
આવે કદિ જો દુખ કદિ નહિ પાછો પડતો
ખાંડાના ખેડી ખેલ, સદા એ મગ્ન રહેનો,
પ્રજા તણા એ દુખ, પ્રાણાંતે પોતે હરતો
સાચો ક્ષત્રિય એજ કે, પ્રજા પોતાની પ્રાણ છે,
કહે સોગી ક્ષત્રિય એજ કે, પર દુખે જીવ કુરબાન છે ૬

આ પ્રમાણે સાચા ક્ષત્રિયોનો ધર્મ રાજા રાયમલ્લે સંપૂર્ણ રીતે બજાવ્યો અને મેવાડનું સંપૂર્ણપણે રક્ષણ કર્યું છતા જીવનમાં અનેક જાતની ઘટના બનવાની હોય ત્યા કોઈ મિથ્યા કરી શકતું નથી અને સાચા શૂરવીરોને યુદ્ધ અને રણસંગ્રામ વિના ગમતું નથી તેવીજ રીતે માળવાના સુલતાન ગ્યાસુદીન સાથે રાણા રાયમલ્લને મહા ભિષણ વૈર બધાયું બન્ને જણમા વેરનો ક્રોધાગ્નિ એટલો બધો પ્રજ્વલિત થયો કે [illegible] પાયમાલ કરવાનો લાગ શોધવા માંડ્યો

માળવાના સુલતાન સાથે રાણાને ઘણીવાર યુદ્ધમાં ઉતરવાના પ્રસંગો બન્યા અને ઘણાં વિકટ યુદ્ધના સંજોગોમાં ઉતરવાના રાણાએ મોરચા માંડયા, આખરે વિજય તો રાણાનોજ થયો. તેનું કારણ એજ કે—"સત્યનો જય" અને "પાપનો ક્ષય" આ પ્રમાણે રાણાજી જેવા બહાદુર હતા તેવા ઉદાર પણ હતા. તેમને પોતાના બે ભત્રીજાને (પિતૃઘાતક રાણા ઉદાના દીકરાને) બેઉના અપરાધને ક્ષમા કરી પોતાની પાસે રાખ્યા હતા. પણ બંને કુમારો એટલા બધા સાહસીક અને શૂરવીર હતા કે જ્યારે જ્યારે સુલતાન સાથે લડાઈનો પ્રસંગ આવ્યો ત્યારે ત્યારે આ બંને કુમારોના શૂરાતનથીજ રાણા રાયમલ્લને વિજય મલ્યો હતો. આ વખતે સમગ્રભારત વર્ષમાં એવો એક પણ બાદશાહ કે રાજા નહોતો કે જે રાણા રાયમલ્લના પ્રચંડ પ્રતાપની આગળ ટકી શકે. હવે દિલ્હીના સિંહાસન ઉપર જ્યારે લોદ્રીવંશના બાદશાહોને અધિષ્ટાય થવા લાગ્યો તે વખતે મેવાડના ઉત્તર ભાગને માટે રાણાને કેટલીકવાર સંગ્રામમાં ઉતરવું પડયું હતું. આગળ જણાવી ગયા છીએ કે રાયમલ્લના ત્રણ પુત્રો હતા. તેના નામ શંગ. પૃથ્વીરાજ, જયમલ્લ હતા. આ ત્રણે પુત્રો મહા પરાક્રમ અને સાહસીક હતા. તે વખતે ભારતમાં આ ત્રણે કુમાર અજોડ વીર ગણાતા હતા. નાના જયમલ્લ વિરતામાં કોઈથી ઉતરે એવો નહોતો પરંતુ આ ત્રણે કુમારે જો સંપ કરી જન્મભૂમિની સેવા કરી હોત તો આજે ભારતનું ભાગ્ય કઈ દિશાએ હોત તે કહી શકાય નહીં. પરંતુ ભાવી જ્યાં અતિકુળ હોય ત્યાં કોઇ શું કરે ? આખરે ત્રણે ભાઇઓમાં કુસંપ વધવા માંડયો અને તે એટલે સુધી કે એક એકના લોહીના તરસ્યા ત્રણે ભાઈઓ બન્યા.

સંપ ગયો લક્ષ્મિ ગઈ, ગયું આર્ય અભિમાન,
કુસંપની કડવાસથી ડુબ્યું હિંદુસ્તાન,
શું કર્યું મેં આ કર્યું એ માનવિ મિથ્યા બકે,
ઈશની આજ્ઞા વિના ન પાન પણ હાલી શકે.

આ પ્રમાણે ત્રણે ભાઇઓના કુસંપથી રાણા રાયમલ્લ એટલા બધા દુઃખી થયા કે જ્યાં ત્યાં પોતાના માટે ભવિષ્યમાં આવનારી આપત્તિઓના દિગ્દર્શનનો ભાસ થવા લાગ્યો અને પોતે ઘણા જ દુઃખી થવા લાગ્યા. આખરે ક્રોધીત થઈ ત્રણે પુત્રોને પોતાના દેશમાં શાન્તિ રાખવા માટે દેશપાર કરવાનો નિશ્ચય કર્યો. શંગકુમાર પોતાનું રક્ષણ કરવા સારૂં અને કલેશથી બચવા માટે સ્વયં મેવાડ છોડી ચાલ્યો ગયો અને પૃથ્વીરાજને દેશનિકાલ કર્યો, અને જયમલનો કંઈક અપરાધ થવાથી મૃત્યુ થયું. ઘણી વખતે જ્યારે ક્ષત્રિયોમાં અંદર અંદર કલેશનું વાતાવરણ જામે છે, ત્યારે કેટલીક વખતે એટલી બધી મૂર્ખતા કરે છે

કે તેઓને પોત પોતાના ભવિષ્યનું પણ ભાન રહેતું નથી સંગ અને પૃથ્વીરાજની માતા ઝાલાવંશની હતી. અને જયદેવ સાવકો ભાઈ હતો પણ સંગ અને પૃથ્વીરાજ એટલા બધા શૂરવીર હતા કે તેમની શૂરવિરતાની વાતો જ્યારે મેવાડની પ્રજા સાંભળતી હતી, ત્યારે મેવાડની પ્રજા પોતાનું દુઃખ ભુલી જતી હતી. કારણ કે-શૂરવિરતાના હમેશા પૂજન થાય છે. કોઈ કોઈ વખત સાહસીક પૃથ્વીરાજ બોલતા હતા કે મને પ્રભુએ શા માટે જન્મ આપ્યો છે? કે મેવાડનું શાસન ચલાવવા માટે જ જ્યારે પોતાનો વડીલ બન્ધુ હયાત હોય અને આ શબ્દો બોલે, તેજ ભાવી બતાવી આપે છે કે સત્તાનો લોભ એવો છે કે જેમાં બાપ, દિકરા વચ્ચે કે ભાઈ, ભાઇ વચ્ચે કદી શાન્તિ સંભવે જ નહિ.

એવી રીતે આ બંને ભાઈઓ ફક્ત સત્તાના જ લોભે તકરાર કરવા લાગ્યા અને પોતાની અભિલાષા પાર પાડવા માટે ઉપાયો યોજવા લાગ્યા. આ પ્રમાણે ઉભય બંધુઓ પોતાના કાકા સુરજમલ સાથે વિવાદ કરતા હતા તે વખતે સંગે પોતાના કાકા સુરજમલને કહ્યુ કે મેવાડના દશ હજાર નગરનો ઉત્તરાધિકારી તો કાયદા પ્રમાણે હું જ છું પણ આપજ જ્યારે મારા વિરોધી થાઓ છો, તેથી આ ઝગડાનો અંત સ્હેજમાં આવી શકશે નહીં, પણ જો તમો "નાહરા મુગરાની ચારણી દેવી" ની વાત પર શ્રદ્ધા રાખતા હો તો હમણાં જ આ બાબતનો ફૈસલો થઈ જાય તેમ છે. તમારી મરજી હોય તો ચાલો, કાકાએ કહ્યું ત્યારે સર્વે જણાએ એ વાતનો સ્વીકાર કર્યો અને સર્વે ચારણી દેવીના મકાન પર ગયા. આ મકાન નિર્જન પર્વત કંદરામાં આવેલું હતું તે વખતે પૃથ્વીરાજ અને જયમલ બંને જણ એક ખુરસી ઉપર બેસી ગયા, અને સંગ વાઘ ચર્મ ઉપર બેઠા અને પુછયું, હે ! ચારણીદેવી, મેવાડના સિંહાસનનો અધિપતિ કોણ થશે ? ત્યારે આંગળીના ઈશારા પરથી સમજાણું કે જે વાઘચર્મ પર બેઠેલ છે તે થશે તેથી જાણ્યું કે સંગકુમાર અધિપતિ બનશે અને તેના કાકા સુરજમલ પણ મેવાડના થોડા પ્રગણા પર પોતાનો અધિકાર ભોગવશે આ વખતે પૃથ્વીરાજે પોતાના સગા ભાઈ સંગકુમારનો શિરચ્છેદ કરવા તલવાર ઉગામી, પણ તેના કાકા સુરજમલે તેનો પ્રયત્ન નિષ્ફળ કર્યો. ચારણીદેવીની સેવીકાઓ પોતાનું રક્ષણ કરવા નાશી ગઈ સંગકુમાર, પૃથ્વીરાજ અને સુરજમલની વચમાં દારૂણ યુદ્ધ થવા માંડયું. કેમે કરતાં યુદ્ધ શાન્ત થયું નહી, સંગ અને જયમલને અગણિત ઘા લાગ્યા, તેથી તેઓ નિર્બળ થઇ ગયા અને તેમના શરીરમાંથી પુષ્કળ લોહી નીકળવા માંડયું અને સંગકુમારની આંખમાં તીર વાગવાથી તે સદાને માટે અંધ બન્યા આખરે તેઓ પૃથ્વીરાજનો માર સહન નહીં કરી શકવાથી તેઓ ચતુર્ભુજ દેવીના મંદિર તરફ નાઠા અને શિવન્તિ નામના નગરમાંથી નીકળતાં વિદા નામના એક રજપુતને ત્યાં આશ્રય લીધો. એ રાજપુતનો

જન્મ ઉદાવત વંશમાં થયો હતો. 'વિદો' વિદેશ જવાની તૈયારીમાં હતો, તેવામાં ઘાયલ થએલા સંગે તેની સહાય માગી. તે વિદો રજપુત તરત ઘોડા ઉપરથી ઉતરી મદદ આપવા માટે વાત કરે છે ત્યાં તો એટલામાં જયમલ પોતાનો અશ્વ દોડાવતો આવી પહોંચ્યો. અને તેને સંગ પર આક્રમણ કર્યું. પણ શરણાંગતને આશરો આપવો તે સિદ્ધાંતને લઈ વિદા રજપુતે જયમલ સાથે યુદ્ધ કરવા માંડયું. તેમાં વિદાએ પોતાના પ્રાણ છોડયા. આ દરમ્યાનમાં સંગ ત્યાંથી ચાલ્યા ગયા. યુદ્ધમાં પૃથ્વીરાજ પણ ઘાયલ થયા હતા. અને જ્યારે તેને સાધારણ સારૂં થયું ત્યારે તેને સંગની શોધ કરવા માંડી, સંગને આ વાતની જાણ થતાં પોતાના પ્રાણનું રક્ષણ કરવા પોતે ગામેગામ ભટકવા માંડયા, અને અનાથ ગરીબની માફક પોતાનું જીવન વિતાવવા લાગ્યા. જ્યારે તેને પોતાનો પ્રાણ બચવાનો ઉપાય કંઈ પણ ન સુઝયો, ત્યારે નિરૂપાયે એક ભરવાડની પાસે ગયા અને તેના બકરાના ગોવાળ બન્યા, પણ બકરા ચારવાની આવડત નહીં હોવાથી ભરવાડ ગુસ્સે થઈ સંગને કાઢી મુકતો હતો. ત્યારે સંગ તેને દીનતા પૂર્વક આજીજી કરતો હતો. જ્યારે સંગ બકરા ચરાવવામાં પ્રવીણ નહોતો તેથી તેને રોટલા ઘડવાનું તથા પકવવાનું કામ એટલે રસોઇનું કામ સોંપવામાં આવતું હતું. (મેવાડના અધિપતિ પાટવી કુંવરની શું આ દશા ?) ભાવી કોઈથી મિથ્યા થતું નથી એટલા બધા અપમાન ભર્યા શબ્દો સાંભળવા પડતા હતા કે 'ખાતાં આવડે છે તો રાંધતા કેમ આવડતું નથી.' આવા વચનો કહી તેનો તિરસ્કાર કરતાં હતાં. આવી ગરીબી હાલતમાં કુંવર પોતાનો સમય વ્યતિત કરતા હતાં. એક વખત કેટલાંક રજપુતો ત્યાં આવ્યા. સંગને કેટલાં શસ્ત્રો તથા અશ્વ આપ્યા તેટલું સાધન લઈ તેઓ શ્રીનગરના રાત્ર કરમચંદ નામના સરદારની પાસે ગયા. આ સરદાર પ્રમાર વંશનો હતો અને તે લુંટફાટ કરી પોતાનું ગુજરાન કરતો હતો. સંગકુમારને પણ પોતાના દળમાં લઈ લીધો. હવે સંગ લુંટફાટ કરવા તેમની સાથે ગયા. એક વખત સંગે લુંટફાટ આખો દિવસ કરેલી, તેથી થાકી જવાથી જંગલમાં વિશ્રાંતિ લેવા પોતાના અશ્વ પરથી ઉતરી એક વડવૃક્ષ નિચે પોતાની તલવાર મસ્તક નીચે રાખીને સુઈ ગયા કે તરત જ નિંદ્રાધિન થઈ ગયા. થોડે છેટે જયશિવાલીયા અને જૈસુ નામના તેમના વિશ્વાસુ સેવકો તેમના માટે ભોજનની તૈયારી કરવા રોકાયા હતા. તે ત્રણેના અશ્વો નજીકમાં ચરવા માંડયા સૂર્યનું એક તીક્ષ્ણ કીરણ વૃક્ષની છાયા ભેદી સંગના મુખ કમળ પર સ્હેજ આવતું હતું આ પ્રસંગે એક પ્રચંડ સર્પે આવી સંગના મુખ પર ફેણ વતી છાયા કરી. આ દેખાવ જોઈ દૈવી નામના પક્ષીએ જોરથી ટહુકા કરવા માંડયા. આ પક્ષીના શબ્દો શુભ શુકનવાળા ગણાય છે, મારૂ નામના એક ભરવાડે આ ઘટના તે આને શુકન જાણતો હતો તેથી સંગ ઉઠયા કે તરત તે મારૂ નામના ભરવાડે સંગને રાજ સન્માન આપ્યું.

સંગ્રામસીંહનો જન્મ સં. ૧૫૩૮ માં વૈશાખ વદ ૯.
રાજ્યારોહણ સં. ૧૫૬૫ ના જેઠ સુદ ૫.
મૃત્યુ સં. ૧૫૮૪ ના વૈશાખ માસમાં.

પણ ચતુર સંગે તેના પર અપ્રસંદ થવાનો ડોળ કરી તેનું સન્માન સ્વીકાર્યું, મારૂએ કરમચંદને આ વૃતાંત કહી સંભળાવ્યો સરદાર કરમચંદે આ સર્વ વાત ગુપ્ત રાખી, અને સંગની સાથે પોતાની પુત્રીનો વિવાહ કર્યો, અને જ્યાં સુધી સંગને રાજ્ય પ્રાપ્ત થયું નહીં ત્યાં સુધી સંગને કરમચંદે પોતાની પાસેજ રાખ્યો, આમ કેટલાક દિવસો પસાર થયા ત્યારે રાયમલરાણા જે સંગના પિતા હતા તેઓએ સાંભળ્યું કે પૃથ્વીરાજ તેના ભાઈ સંગનું જ ખુન કરવા તૈયાર થયો છે અને તેને મારવા તેની પાછળ પડયો છે. તેથી રાણાએ પૃથ્વીરાજને બોલાવી સખ્ત ઠપકો આપ્યો અને કહ્યું કે તું મારા રાજ્યમાંથી ચાલ્યો જા, તારૂં તું નભાવી લે. આથી પૃથ્વીરાજ ઘણી ગંભિરતાથી કંઈ પણ બોલ્યા વગર ફક્ત પાંચજ ઘોડા લઈ એકાએક ગામ છોડી ચાલી નીકળ્યો અને પોતાના પિતાના રાજ્યનો પરિત્યાગ કરીને "બાલીયોહ" નામના નગર તરફ આવ્યો. આ નગર ગોઢાર દેશમાં આવેલું હતું. એક તો રાણા કુમ્ભાના અકાળ મૃત્યુથી મેવાડમાં અશાન્તિ થઈ હતી, તેમાં આ પ્રમાણે ગૃહકલેશ જાગવાથી આખા મેવાડમાં અશાન્તિ થઈ ગઈ અને સમસ્ત રાજ્યમાં ખળભળાટ થવા લાગ્યો, વસ્તુતઃ મેવાડના સર્વ ગામડાઓ અરક્ષીત દશામાં હતા તેમાં ખાસ કરીને ગોઢાર દેશ તદ્દન અરક્ષીત દશામાં હતો, અરવલ્લી પર્વતની નજીકમાંજ આ દેશ છે. અને તે પર્વતમાં વસતા જંગલી મીન લોકો આ દેશની વસ્તીમાં આવીને તેને લુંટતા હતા ગોઢારની રાજધાની "નોદોલ" નગરમાં જે સેના હતી તેનો હીસાબ મીન લોકોને નહોતો આ સૈન્ય મીનાઓની પ્રચંડ શક્તિ રોકી શકી નહીં. પૃથ્વીરાજે આ હકીકત સાંભળી તેથી "બાલીયોહ" તરફ જતી વખત થોડા કાળ સુધી "નોદોલ" માં રહેવા વિચાર કર્યો અને ખરચ માટે જોઈતુ ધન લાવવા પોતાની પાસે એક કિંમતી વીંટી હતી તે ત્યાંના ઓઝા નામના વેપારીને ત્યાં મુકવા ગયો, ઈશ્વરની મહિમાનો પાર કોઈ પામી શકેજ નહી. આ વેપારીએજ કુમારને વીંટી આપી હતી તેથી તે તેને તત્કાળ ઓળખી શકયો અને તેનું વેશ ધારણ કરવાનું શુભ કારણ જાણી લીધું અને પ્રતિજ્ઞા કરી કે આપશ્રીને હું બધી જાતની સહાય આપીશ પૃથ્વીરાજે વેપારીને પણ પોતાના દળમાં લીધો અને તેઓ તેની સલાહથી મીનલોકોપર દમન કરી ગોઢારદેશમાં શાન્તિ સ્થાપવાના પ્રયાસો કરવા માંડયા, વીર પૃથ્વીરાજને તેના પિતાએ રાજ્યમાંથી કાઢી મુકયા તેથી શુ તેમની શુરવિરતા અને સહાસીકતા

નાશ પામી હતી ? તેઓ વીર હતા, અને તેના પીતા પણ જાણતા હતા કે પોતાના પુત્રો પુર્ષાર્થથી રાજ્ય મુગટ મેળવશેજ. આ વખતે પૃથ્વીરાજે પોતાના બાહુબળથી તેમજ ઓઝા વેપારીની સલાહથી ઘણા માણસોનો સહકાર મેળવી ગોદ્વર દેશનો ઉદ્ધાર કરવાનો વિચાર કર્યો. મીન લોકો પ્રથમથીજ પર્વતમાં જ રહેતા હતા, આ સર્વ પ્રગણાઓ પ્રથમથીજ તે લોકોના અધિકારમાં હતા. પણ પાછળથી રાજપુતોની સંધી થતાં તે પર આક્રમણ કરી પોતાના અધિકારમાં મેળવ્યા હતા.

જે વખતે પૃથ્વીરાજ નોદોલ નગરે પહોંચ્યા. તે વખતે 'રાવત્' ઉપાધિધારી મીન રાજા નદાલય નામના નગરને પોતાની રાજધાની બનાવી ત્યાં રાજ્ય કરતો હતો. તે એટલો બધો પ્રભાવશાળી હતો કે કેટલાક રાજપુતો તેની સેવા કરતા હતા. ઓઝાની સલાહ મુજબ પૃથ્વીરાજે પોતાના દળસહિત યુક્ત મીનરાજાને ત્યાં નોકરી સ્વીકારી રાજપુત હોવા છતાં તેણે પોતાની જાત છુપાવી અને તેઓ એક અસભ્ય રાજાની નોકરી કરવા લાગ્યા તેઓ ગોદ્વાર રાજ્યનો ઉદ્ધાર કરવાને સંધી તપાસતા હતા. સુભાગ્યવસાત્ આ સંધી આપોઆપ આવી મળી. જ્યારે મીન લોકો શવરોત્સવ નામનો એક મોટો ઓત્સવ કરે છે. આ ઉત્સવ પ્રસંગમાં નોકર ચાકરોને કેટલાક દિવસપર્યંત રજા મળે છે. આ પ્રમાણે જ્યારે ઓત્સવ આવ્યો, ત્યારે પૃથ્વીરાજને પણ કેટલાક દિવસની રજા મળી.

આ અવસરનો લાભ લઈ કુમારે પોતાની અભિલાષા પૂર્ણ કરવાનો નિશ્ચય કર્યો. નગરની બહાર જઈને પોતાના દળના તમામ રાજપુતોને બોલાવ્યા અને તેમને તે વખતે મીન રાજ્ય પર આક્રમણ કરવાનો હુકમ આપ્યો. હુકમ થતાં જ સર્વ રાજપૂતો સિંહનાદ પેઠે સિંહ જેમ મૃગયા ઉપર તૂટી પડે તેમ મીનો પર તૂટી પડયા. તેથી નગરમાં હાહાકાર વર્તી રહ્યો. રાજપૂતોનો માર ખાઇને મીન લોકો ભયગ્રસ્ત બની ગયા. કુમાર પૃથ્વીરાજ ગુપ્તપણે સંગ્રામ જોયા કરતો હતો. ધીમે ધીમે સંગ્રામે ભયંકર સ્વરૂપ ધારણ કર્યું. જ્યારે મીનાનો રાજા ભયભીત બની ગયો, ત્યારે પોતે ઘોડા પર બેસી નાસી જતો હતો તે વખતે પૃથ્વીરાજે તેની પાછળ પડીને તેને પકડી લીધો અને જંગલમાં એક વૃક્ષની સાથે બાંધ્યો અને પોતાના હાથેજ તેનો શિરચ્છેદ કર્યો. મીનોના રાજાને તેના અત્યાચારનું યથોચિત્ત ફળ મળ્યું. તે ઉપરાંત રાજકુમાર પૃથ્વીરાજે નદાલય અને તેની પાસેના નગરો, ગામો તથા નાની નાની વસ્તીઓમાં આગ લગાડી અને મીનોનો સંહાર કર્યો. મીનો અગ્નિમાં ભસ્મિભૂત થઈ જવાના ડરથી ચારે તરફ નાસભાગ કરવા લાગ્યા. પરંતુ કોઈ પણ પ્રકારે તેના પ્રાણ બચ્યા નહીં. પૃથ્વીરાજ તથા તેમના પરાક્રમી રાજપુતોએ સર્વ મીનોનો નાશ કર્યો. આ પ્રકારે કેવળ એક કિલ્લા

સિવાયનો સર્વ પ્રદેશ પૃથ્વીરાજના અધિકારમાં આવ્યો આ શેષ રહેલા કિલ્લાનું નામ દેસોડી હતું આ વખતે એ કિલ્લામાં ચોહાણ તથા માદ્રેચા લોકો રાજ્ય કરતા હતા.

મીના લોકોના હાથમાંથી ગોદ્વર રાજ્યનો ઉદ્ધાર કરીને તે રાજ્ય પૃથ્વીરાજે ઓઝા તથા સદા નામના એક સોલંકીને આપી દીધું સદા સોલંકીએ આ વખતે સોદગઢ પર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો હતો. પાટણ નગરનો ધ્વંશ થયા પછી સદા સોલંકીના કોઈ કુટુંબીએ આ પર્વતનો આશરો-લીધો હતો. સદાનો વિવાહ માદ્રેચા ચોહાણની કન્યા સાથે થયો હતો, આથી તેણે પોતાના શ્વસુરનું ગામ છોડી પૃથ્વીરાજની સાથે આવવા પસંદ કર્યું નહી. પરંતુ વિજયી રાજકુમારે જ્યારે તેને દેસોડી નગર તથા તેના તાબાના પ્રગણાંઓ તેના નિર્વાહ માટે આપી દીધાં ત્યારે નિરૂપાયે રાજકુમારની સાથે આવવું પડ્યું કુમાર પૃથ્વીરાજની બહાદુરીની અને શુરવીરતાની વાતો જ્યારે રાણા રાયમલના કાને સાંભળવામાં આવી ત્યારે રાણાશ્રીના આત્માને ઘણોજ આનંદ આવ્યો. અને તેને ઘણાજ આદર સહિત પોતાના રાજ્યમાં પાછો બોલાવી લીધો. પૃથ્વીરાજ જ્યારે ચિત્તોડ પહોંચ્યા ત્યારે કુમાર જયમલ્લનું અવસાન થએલું હોવાથી આ વખતે તેમનો માર્ગ તદ્દન નિષ્કંટક થઈ ગયો. અહીંયા આ વસ્તુની આવશ્યકતાના લીધે જયમલ્લના મૃત્યુનું વર્ણન કરવાનું ઉચિત ધારૂં છું. પ્રાચીન તક્ષશીલા નગરીને હાલમાં તોડાતંક કહેવામાં આવે છે. તે વખતે આ નગરી રાય શૂરથાન નામના એક રાજપુતના અધિકારમાં હતી જે ચોલુક્યવંશના રાજાઓએ દીર્ઘ કાળ પર્યંત અણહિલપુર પાટણમા રાજ્ય કર્યું હતું તે વંશમા રાય શૂરથાનનો જન્મ થયો હતો. ઇ. સ. તેરમી શતાબ્ધીમાં યવનવીર અલ્લાઉદીનના પ્રપંચ બાહુબળના પ્રભાવથી શૂરથાનના પૂર્વજોને પાટણનો ત્યાગ કરવો પડયો હતો. તેમણે મધ્ય દેશમાં જઇને આશ્રય લીધો ત્યાં વાસ કરી તેમણે પ્રાચીન તક્ષશીલા નગરમાં પોતાની સત્તા જમાવી. પરંતુ તેના વંશજો દીર્ઘકાળ પર્યંત સુખી રાજ ભોગવી શક્યાં નહીં. લીલ અફઘાને રાય શૂરથાનને ત્યાંથી હાંકી કાઢયો શૂરથાન નિરૂપાયે અરવલ્લીની તળેટીમાં બેદનોર નગરમાં આવ્યો. ત્યાં સુખે દુઃખે પોતાના દિવસો પસાર કરવા લાગ્યો. તેને તારાબાઈ નામની એક પરમ સુંદર રૂપવાન કન્યા હતી. આ કન્યા માટે પોતે દેહ ધારણ કરી રહ્યો હતો. કોઈ કોઈ વખત જ્યારે તે માનસિક દુઃખથી કાયર થતો ત્યારે આ કન્યાનું મુખકમળ જોઈ આત્માને શાન્તિ આપતો. તારાબાઈ તે તેના પ્રાણ અથવા તેની આંખો કહેવામાં આવે તો અનુચિત ગણાશે નહીં તારાબાઈનું સર્વ જીવન દુઃખમાંજ વ્યતીત થયું હતું. અને તેના શરીર પર કોઈ પણ જાતનું શારીરિક નુર અગર તેજ રહ્યું નહોતું. તારાને ગોદમાં લઈ શૂરથાન પોતાના પૂર્વજોની સાહસીક

કથાઓ સંભળાવતો, તારા આ કથાને લક્ષપૂર્વક રીતે સાંભળતી હતી. બાલ્યાવસ્થામાં તેણીએ સાંભળેલી કથાઓ તે બીલકુલ ભુલી નહતી.

આ પ્રમાણે જ્યારે પોતે પોતાની હકીકત પુરેપુરી સમજી શકવા શક્તિવાન થઈ ત્યારે તેને પોતાના પૂર્વજોની વાત યાદ આવતી હતી અને આડંબર પ્રત્યે ઘૃણા ઉપજતી હતી. પોતે બાળક છતાં અશ્વ પર સ્વારી કરતી હતી. અને તેને બાણ વિદ્યાનું જ્ઞાન સારૂં મેળવ્યું હતું. વળી પોતે સાહસીક હતી. શૂરથાન જેટલીવાર તોડાતંકનો ઉદ્ધાર કરવા જ્યારે યુધ્ધે જતો ત્યારે વીરબાળા પણ કાઠીયાવાડી ઘોડી ઉપર સ્વાર થઈ પોતાના પિતાની સાથે યુદ્ધમાં જતી હતી. તેનું પરાક્રમ અને બહાદુરી જોઇને મોટા મોટા વીરો પણ પોતાના મસ્તક નમાવતાં હતાં. અનેક મુસલમાનો તેના તીક્ષ્ણ બાણના ભોગ થયા હતા. ધીમે ધીમે સમસ્ત રાજસ્થાનમાં આ બાળાની વીરતા પ્રસરી ગઈ. અનેક રાજપુતોને આ વિરબાળા પ્રાપ્ત કરવાની અભિલાષા ઉત્પન્ન થઈ, પણ શૂરથાનની ભીષણ પ્રતિજ્ઞા સાંભળી બધા રાજપુતો હતાસ થયા. રાય શૂરથાને પ્રતિજ્ઞા કરી હતી કે "જે તોડાતંક મુસલમાનોના હાથમાં છે તેનો જે કોઈ ઉદ્ધાર કરશે તેનો વિવાહ રાજકુમારી તારાની સાથે કરવામાં આવશે." આ વાત સાંભળી કુમાર જયમલ્લ બેદનોરમાં આવ્યા ને તારાના હાથની માંગણી કરી, પરંતુ વીરબાળા તારાએ અભિમાનથી કહી દીધું કે "પ્રથમ તોડાતંકનો ઉદ્ધાર કરો, પછી મારા હાથની માંગણી કરો." જયમલ્લે આ વાતનો સ્વીકાર કર્યો, પરંતુ જયમલ્લ તારાકુમારીના રૂપ ઉપર મોહિત થયો હતો જેથી તેણે પ્રતિજ્ઞા પુરી કરવા અગાઉજ તેના હાથની માંગણી કરી તેથી શૂરથાન તેના ઉપર ક્રોધિત થયો. ને જયમલ્લે આ કુકર્મ કર્યું છે, એમ માની જયમલ્લનો વધ કર્યો. જયમલ્લનું મૃત્યુ થયું ત્યારે સંગકુમાર ગુપ્ત વેષમાં રહેતા હતા, પૃથ્વીરાજ પણ આ સમયે દેશનિકાલની સજા ભોગવતા હતા. રાણાની ઇચ્છા જયમલ્લને જ ઉત્તરાધિકારી નિમવાની હતી. પરંતુ દુર્ભાગ્યે શૂરથાનના હાથે જયમલ્લનું મૃત્યુ થયું પણ રાણા રાયમલ્લે સાફ કીધું કે 'તેને તેના કુકર્મનો બદલો જરૂર મળી ચુકયો છે.' પરંતુ ન્યાયી રાણો આટલું બોલી બેસી ન રહ્યો પણ તે સોલંકી સરદારને બેદનોરનો પ્રદેશ પારિતોષિક તરીકે આપી દીધો.

પૃથ્વીરાજનો યશ સારા દેશમાં પ્રસરી રહ્યો અને પોતે સ્વમાન સહિત ચિત્તોડ આવ્યા જાણી, તારાકુમારીના આનંદનો પાર રહ્યો નહીં. પૃથ્વીરાજે પણ તારાકુમારીના રૂપ અને ગુણની પ્રશંસા સાંભળી હતી, તારાકુમારી પણ પૃથ્વીરાજને પોતાના પ્રાણનાથ તરીકે સ્વીકારવાની અભિલાષા કરતી હતી અને તે મનમાં તેમના જ નામનો જાપ કર્યા કરતી. પૃથ્વીરાજને પણ તારાકુમારી પ્રાપ્ત કરવાની પ્રબળ ઇચ્છા ઉત્પન્ન થઈ. અને પોતાની પ્રાણેશ્વરીના દર્શન માટે પોતે બેદનોર પધાર્યા. રાય શૂરસ્થાને અત્યંત આદરપૂર્વક તેનું સન્માન

કહ્યું'. ત્યાં મનોહર તારા પણ તેઓની સમક્ષ આવીને ઉભી રહી અને બને જણાએ મનની તૃપ્તિ થાય ત્યાં સુધી એક બીજાના સામ સામા ઉભા રહ્યા. હવે બનેને ચિંતા થવા લાગી તેથી પૃથ્વીરાજે સુરથાનને કહ્યું કે 'તમો કોઈ જાતની ચીંતા રાખશો નહીં તોડાતંકમાંથી મુસલમાનોને આઠ દિવસમાં જ હાંકી કાઢીશ ને મુસલમાનનું નામ નિશાન રહેવા દઈશ નહીં' વિદાય થતી વખતે કુમાર તારાકુમારીને મલ્યા અને પ્રેમથી કહ્યું કે 'હે સુંદરી ! તમને પ્રાપ્ત કરવાને માટે જ આજે હું ભિષણ પ્રતિજ્ઞા કરવા ઉભો થયો છું. તો મને આપ નિરાશ કરશો નહીં' આવી તારાકુમારીએ નમ્રતાથી ઉત્તર આપ્યો કે 'હે ! નરવીર ! આ હૃદય હવે આપનું જ છે. ફક્ત આપની જ આશાથી આ હૃદય આપશ્રીના બળથી ટકી રહેલ છે, અને ટકી રહેશે.'

પ્રેમ તણી અણુમોલ ચીજ, લક્ષ્મી થકી મળતી નથી,
શુદ્ધ પ્રેમીઓને જગતમાં, વૈભવ તણી પરવા નથી,
હોય પિશાચીક પ્રેમ, ત્યાં નહીં પ્રભુનો વાસ છે,
શુદ્ધ હૃદયના પ્રેમીઓમાં, દેવોનો આશિર્વાદ છે. ૭
પ્રેમના પંથી કદી, પ્રાણાંતે પ્રેમ તજતા નથી,
આવે કદિ વિકટ-પંથ તો, શૂરા પ્રેમી ડરતા નથી;
એજ પૃથ્વી એજ તારા, જુદા કદિ પડશે નહીં,
શુદ્ધ પ્રેમીઓને લોગી કહે, કોઈ વિપત્તિ નડશે નહીં. ૮

બને પ્રેમીઓ જુદા પડયા પછી કુમાર પૃથ્વીરાજ લીધેલી પ્રતિજ્ઞા પાર પાડવાનો સમય સહેજ નજીક આવ્યાથી ચિત્તોડ આવ્યા, જે વખતે મુસલમાનોનો તાજીઆનો તહેવાર આવ્યો તે વખતે પૃથ્વીરાજ પાંચસો ચુનંદા સ્વારો લઈ પોતે તોડાતંક રવાના થયો, તે વખતે તારાકુમારી પણ ચંડીકા સ્વરૂપમાં પૃથ્વીકુમારની સાથે યુદ્ધમાં ગઈ. મુસલમાનો તાજીઆ ઠંડા કરવા દરવાજા બહાર નીકળવા માંડયા તે વખતે પાંચસો સ્વાર સહિત પોતે પણ સામેલ થયા, આ વખતે કોઈને પણ વ્હેમ ગયો નહીં તેથી પોતાનું કાર્ય સિદ્ધ કરવામાં અનુકૂળતા મળી આગળ જતાં પાંચસો સ્વારોએ અચાનક હલ્લો કરી મુસલમાનો પર આક્રમણ કરીને સંહારવા માંડયા, આ વખતે તોડાતંકનો નવાબ કપડાં પહેરતો હતો તે વખતે તારાકુમારીએ તિક્ષ્ણ બાણ મારી નવાબને મારી નાખ્યો, અને તેનું ધડ કાપી પૃથ્વીરાજે હાથમાં લીધું આ વખતે મુસલમાનો પણ તનમન ધનનો મોહ મુકી જીવલેણ યુદ્ધ કરતાં દરવાજા સુધી આવ્યા, પણ વચમાં હાથી એવો ઉભો હતો કે અંદર દરવાજામાં જવાને માટે રસ્તો ન હતો તે વખતે તારાદેવીએ હાથમાં ફરસી લઈ હાથીની સુંઢ કાપી નાંખી, આખરે પૃથ્વીરાજનો વિજય થયો. પૃથ્વીરાજની પ્રતિજ્ઞા પૂર્ણ થવાથી તારા તેમની પત્નિ બની.

જે ઝઘડાના પ્રબળ તરંગમાં પડી સંગ, પૃથ્વીરાજ અને જયમલ્લ એકબીજાના પ્રચંડ શત્રુ બન્યા હતા. તે ઝઘડાનો ઉત્પાદક તેમનો કાકો સુરજમલ હતો. સુરજમલને ચિત્તોડની ગાદી લેવાની અભિલાષા ઘણી જ હતી અને ચારણીદેવીની પરિચારિકાના કહેવાથી આ ભાવના સુરજમલના હૃદયમાં જડ ઘાલી ગઈ હતી. આથી સુરજમલ પોતે અનેક વિપત્તિઓ ભોગવવા તૈયાર થયો હતો, પરંતુ તેના માર્ગમાં એકજ મોટું વિઘ્ન હતું, તે ફક્ત પૃથ્વીરાજનું જ. બહાદુર પૃથ્વીરાજનું કોઇ હિસાબે કાસળ કાઢવા અનેક ઉપાય શોધવા લાગ્યો પણ તેમાં તે ફાવ્યો નહીં. ત્યારે પોતે સારંગદેવ નામના એક રજપુત સાથે મળી, માળવાના નવાબ મુજફરની પાસે આવ્યો, આખરે નવાબની સહાય મળી અને સુરજમલની સાથે લશ્કર મોકલ્યું. સુરજમલે મેવાડના દક્ષિણ ભાગમાં આક્રમણ કર્યું અને નીમચ બાજુના બધા પ્રદેશો પોતે પોતાના અધિકારમાં સ્થાપ્યા. આખરે ચિત્તોડ પર પોતાનો અધિકાર સ્થાપવાની ચેષ્ટા કરવા લાગ્યો. તેથી રાણા રાયમલ્લને આ વર્તણુક પ્રત્યે ધિક્કાર છુટયો અને રાજદ્રોહી સુરજમલને દંડ આપવા નિશ્ચય કરી રાણા રાયમલ્લ પોતાનું સૈન્ય લઈ સુરજમલની સાથે યુદ્ધ કરવા નીકળ્યા. બંનેની વચમાં ઘણુંજ દારૂણ યુદ્ધ થયું. રાણા રાયમલ્લને શરીરમાં બાવીસ ઘા વાગ્યા હતા. સમગ્ર શરીર ઘાવોથી ભરાઈ ગયું, ઘાવોમાંથી રૂધિર છૂટવા લાગ્યું. તો પણ તેમને વિશ્રામ લીધો નહિ. અને ધીમે ધીમે તેમને શિથિલતા પ્રાપ્ત થવા લાગી, તે વખતે કુમાર પૃથ્વીરાજ આવી પહોંચતા કાકા સામું યુદ્ધ કરી કાકાનો પરાજય કર્યો.

છેવટે સુરમજલ મેવાડની ગાદીના લોભમાં અનેક જાતના કષ્ટો વેઠતાં પોતે "બાટોરી" નામના અઘોર જંગલમાં પર્ણકુટી બાંધી રહેવા વિચાર કર્યો, પોતે તથા પોતાના માણસો અશ્વ સહીત જંગલની અંદર રહેવા લાગ્યા. ત્યાં પણ અચાનક પૃથ્વીરાજ આવી પહોંચતાં નાશ ભાગ થઈ અને કાકા સુરજમલને ઘેરી લીધો. અને કાલકા નામના મંદિરમાં કાકાને લઈ જવા આગ્રહ કર્યો, પણ કાકા અશક્તિના લીધે ન આવવાથી સારંગદેવને મોકલ્યો તેથી સારંગદેવ પૃથ્વીરાજની સાથે ગયો. પૃથ્વીરાજે સારંગદેવનું માથું ધડથી જુદુ કર્યું અને સુરજમલની પર્ણકુટી પણ તોડી નાંખી અને બાટોરી નગરમાં જઇને પોતાનો ઝંડો રોપ્યો.

હવે સુરજમલના દુઃખની સીમા રહી નહીં તેથી હતાશ થયો, પોતાની મનોકામના પુરી કરવા સારૂ અનેક જાતના કષ્ટો વેઠયા, છતાં તેની મનોકામના પુરી થઈ નહીં. આખરે પોતાના પ્રાણની રક્ષા કરવા ખાતર સાદરી તરફ નાસી ગયો. ત્યાં પહોંચ્યા પછી તેના મનમાં એક નવી આશાનો સંચાર થયો હવે સ્વયં હુ સાદરીની સંપત્તિ ભોગવી શકીશ નહીં તો તે એવા માણસને આપીશ કે

જેની પાસેથી રાજા પણ છીનવી શકે નહીં આ પ્રમાણે તેણે પ્રતિજ્ઞા લીધી. અને આશ્રમો તથા ભટ્ટ લોકોને ગામો દાનમાં આપી દીધી, અને ત્યાંથી સદાને માટે મેવાડનો ત્યાગ કરી સુરજમલ 'બનવલ' નામના મહાજંગલમાં ફરતો હતો ત્યારે તેના જોવામાં આવ્યું કે એક વરૂ બકરીના બચ્ચાને લઈ જવાની ચેષ્ટા કરતો હતો. પણ બકરી તેના બચ્ચાને મજબુત પકડી રહી હતી તેથી તે વરૂ બચ્ચાને લઈ શકતો નહતો. આ ઘટના જોતાં સુરજમલને ચારિણી દેવીની સેવીકાનું કહેલું વચન યાદ આવ્યું તેથી સુરજમલને એમ થયું કે હું અહીં રહીશ તો મારો અધિકાર કોઈ છીનવી શકશે નહીં. તેથી ત્યાંજ વસી ગયો અને ત્યાંના જંગલી લોકોને તાબે કરી તે સ્થળે દેવલ નામનો કિલ્લો બંધાવ્યો અને આજુબાજુના એક હજાર ગામ પોતાના અધિકારમાં લીધા, આ વખતે પ્રતાપગઢ દેવલની સ્થાપના થઈ હતી.

કુમાર પૃથ્વીરાજ પાટનગરમાં ચાલ્યા આવ્યા, તે હવે રાણાથી રાયમલ્લને ઘણો પ્રિય થયો હતો. તેથી તેનું મોં જોયા સિવાય તેને ચેન પડતું નહતું પરંતુ વિધાતાની વક્રદૃષ્ટિથી મહારાણા રાયમલ્લના નસીબમાં પુત્રનું સુખ લાંબો વખત જોવાનું નહોતું આ પ્રમાણે પૃથ્વીરાજ પોતાના બાહુબળથી અનતકીર્તિ મેળવી અને યશ પ્રાપ્ત કરી પોતાની વહાલી તારાકુમારી સાથે આનંદમાં દિવસો પસાર કરવા લાગ્યા, પણ જ્યાં ભાવી અનુકુળ ન હોય ત્યાં સુખ અને વૈભવ લાંબા વખત સુધી ટકી શકતા નથી. તેવી જ રીતે રાજકુમાર પૃથ્વીરાજની સ્થીતિ બની હતી.

પોતાની બેન શિરોહી નરેશ પાભૂરાયની સાથે પરણાવવામાં આવી હતી. પણ પાભૂરાવ વ્યસની અને દુરાચારી હોવાથી પોતાની ભગિની અત્યંત દુઃખી થતી હતી. અને નરેશ પણ એટલું બધુ દુખ આપતો હતો કે તેનું વર્ણન લખવા લેખક પણ અશક્ત છે જેને જાલ્મી, શેતાન કહીએ તેવું દુખ રાજા પોતાની રાણીને આપતો હતો. જ્યારે રાણી પોતે દુઃખથી કાયર બની ત્યારે પોતાના ભાઈ પૃથ્વીરાજને પોતાની કર્મ કહાણીની હકીકત લખી અને પોતાને આ દુઃખથી બચાવવા સહાય માગી. જ્યારે ભાઈએ બ્હેનનો આવો દુઃખનો ભરેલો પત્ર વાંચ્યો કે તરતજ કુમાર પૃથ્વીરાજ એકાએક શિરોહી રવાના થયો, અને એ સાહસીક વીર શિરોહીના મહેલના દરવાજા પાસે આવી પહોચ્યો. પણ દરવાજો બંધ હોવાથી તે ક્રોધિત બની કોટ કુદી રાજા પાભૂરાવને કબજે કરી તેનો વધ કરવા જતો હતો. તેવામાં પતિપરાયણ સ્ત્રીએ પોતાના ભાઈને કીધું કે "મારી એક યાચના સ્વીકારો. મને વિધવા ન કરો, તમને મેં વિધવા બનાવવા બોલાવ્યા નથી પણ તેમને સમજાવી મને સુખી કરવા બોલાવ્યા છે" આ પ્રમાણે કહેવાથી

પૃથ્વીરાજે પોતાના બનેવીને જીવતો રાખ્યો અને તેની બેનની મોજડીઓ તેના માથા ઉપર મુકાવી તેની ક્ષમા મંગાવી, આથી પોતાની બેનના કાર્યમાં પોતે યશ પામ્યો. પોતાની બેન સુખી થઈ જાણી પોતાના મનને આનંદ માનવા લાગ્યો, પણ નાલાયક કપટી બનેવીએ તેને ઘણા આગ્રહથી પૃથ્વીકુમારને પાંચ દિવસ વધારે રોકયો અને જ્યારે પૃથ્વીરાજ પોતાની બેન અને બનેવીની વિદાય લઈ કોમલનેર ભણી જવા રવાના થયો ત્યારે નીકળતી વખતે તેના બનેવીએ કેટલાક લાડવા આપ્યા, પૃથ્વીરાજને કિંચિત્ પણ ખબર નહોતી કે આ પાપીએ દગો કર્યો હશે કોમલનેરની નિકટ આવતાં પોતાના બનેવીએ આપેલા લાડવામાંથી એક લાડવો ખાવા માંડયો અને ખાતાં ખાતાં તરત ઝેર ચડયું, ને ચક્કર ખાઇ નીચે પડયો અને બેભાન બની ગયો, બનેવીએ લાડવામાં ઝેર નાંખીને જ આપ્યા હતા. પોતાની વહાલી તારાકુમારીને ખબર આપવા માણુસો છુટયા. તારા આવે તે પહેલાં પોતે પોતાના દેહનો ત્યાગ કર્યો એટલે તારાનો મેળાપ થયો નહીં. આખરે તેજસ્વી તારો પલકમાં ગુમ થઈ ગયો શુરવીરના મરણથી ઘણા લોકો રૂદન કરવા લાગ્યા. અને પવિત્ર તારાકુમારી પણ પોતાના પતિના શબને લઈ જીવતી ચીતામાં ભસ્મીભૂત થઈ ગઈ. ધન્ય છે એ વિરાંગનાને! પતિની પાછળ સતી થઈ.

પુત્રના અકાળ મૃત્યથી રાણા રાયમલ્લને આઘાત થયો અને પુત્ર વિયોગીનું કષ્ટ ઘણો વખત સહન કરી શકયા નહીં અને તે પણ પુત્રના પાછળ સ્વર્ગે સિધાવ્યા. પૃથ્વીરાજ અને રાણાના મૃત્યુ પછી પ્રજામાં હાહાકાર અને શોક છવાઈ ગયા હતા વીધીનું કેવું નિર્માણ?

છપ્પો

શુરવીરતાની છાપ, પ્રથુએ ખુબજ પાડી,
યોધ્ધો મહા બળવાન, દીધાં દુશ્મનને ફાડી.
તજી રાજ્ય અને પાટ, પિતાની આજ્ઞા પાળી,
થયો દેશનિકાલ, વિધીના લેખ નિહાળી.
ચાલ્યો પ્રથુ તો એકલો, સાથે જેનું ભાગ્ય છે,
કહે ભોગી શુરવીર ને, એતો નજીવી વાત છે.

છપ્પો

મીન જાતને મારી, પ્રથુએ ખુબ જ કીધી,
પકડી તેનો રાય, શિક્ષા તો મોતની દીધી.
મુસલમાનો પર વૈર, ખરેખર તેને લીધું,
ક્ષત્રિય તણું ગૌરવ, વધારી તેને દીધું.
શુરવીર સાહસીક વીરે તો, પ્રતિજ્ઞા પૂરી કરી,
પ્રતિજ્ઞા પુરી થતાં, દેવી તારા તો વરી.

છપ્પો

શુદ્ધ હૃદયના પ્રેમ, કદિ નહીં છાનો રહેતો,
દિલ તણું એ દાન, નહીં એ સહેજે મળતો.
તારા પૃથ્વીની જોડ, જગતમાં હતી નિરાળી,
શુદ્ધ હૃદયના કોડ, પ્રભુએ દીધા પાળી.
વિજયમાળ પ્રભુએ ધરી, નામના જેને મેળવી,
ક્ષત્રિયોમાં-શિરોમણી, શુરવીરતા જેને કેળવી.

છપ્પો

ધાર્યું ધણીનું થાય, નહીં ડહાપણ ચાલે છે,
ભોગવે બન્ને સુખ, ખરી શાન્તિ ભોગવે છે.
દુઃખી છે નિજ બ્હેન, સહાય ભાઈની માગે છે,
ગયો પ્રથુ શિરોહી, બેનનું દુઃખ ભાગે છે.
પણ દગો બનેવી તો કરે, ઝેર લાડુમાં મેળવી,
કહે ભોગી ખાતો પ્રથુ, મોત નિપજ્યું તે ઘડી.

છપ્પો

મરતાં પ્રથુ કુમાર, ખરે મેવાડ રંડાણી,
તારા લોતી નાથ, ખરેખર તે મુંઝાણી.
રડતી અશ્રુધાર, નાથ મુજ લીધા ખેંચી,
શું કીધું મેં પાપ, મને અધવચમાં મુકી,
પ્રાણ પતિનો લાઈને, લેતી તારા ગોદમાં,
કહે ભોગી ધન્ય તારાને, સતી થતી પળવારમાં. ૧૩

આ પ્રમાણે રાણા રાયમલ્લ, સંગકુમાર, પૃથ્વીકુમાર, જયદેવ અને કાકો સુરજમલ વિગેરે ભાવીના નિર્માણ મુજબ ચાલ્યા ગયા, જે જે વસ્તુ ઇતિહાસમાં અવલોકવામાં આવી છે, તે વસ્તુ જગતમાં એકજ પાઠ બતાવે છે. સત્તા ચીજ એવી છે કે જ્યાં સારા નઠારાનું ભાન રહેતું નથી, ગૃહકલેશ અને સત્તાના લોભે આજે હિન્દુસ્તાનને પરાધીન બનાવી દીધું છે. માટે દરેક જન જીવનમાં બે વસ્તુનો ત્યાગ કરી (તે કઈ બે વસ્તુઓ (૧) ગૃહકલેશ (૨) સત્તાનો લોભ). આત્માનું કલ્યાણ અને લોકહીત કરવા પ્રયત્ન કરજો.

## પ્રકરણ ૩ જું.

### રાણા સંગ્રામસિંહનો રાજ્યાભિષેક અને અનેક જાતની વિવિધ ઘટનાઓ.

રાણા સંગ્રામસિંહનો જન્મ સં. ૧૫૩૮ ના વૈશાખ વદ નોમના દિવસે થયો હતો, અને સં. ૧૫૬૫ (ઇ. સં ૧૫૦૯) જેઠ સુદ ૫ ના દિવસે શુભ મુહૂર્તે રાજ્યાસન પર બિરાજમાન થયા. તેઓની ઉત્તમ રાજ્યનીતિ અને કુનેહથી મેવાડનું રાજ્ય ઘણુંજ આબાદિમય થયું, આ વખતે સંપૂર્ણ મેવાડમાં શાન્તિ હતી. સુખ અને વૈભવની રેલમછેલ હતી. પરંતુ ભાવીને આ સુખ મેવાડને લાંબા વખત સુધી ભોગવવા દેવાની મરજી નહીં હોય.

ભારત વર્ષમાં અનેક પ્રતાપી રાજા મહારાજાઓ હતા અને તુવારવંશના રાજાઓએ ઘણા કાળ સુધી મહાપ્રતાપ સહિત રાજ્યસત્તા ભોગવી, પરંતુ ક્રમે ક્રમે તે સત્તા ચોહાણ પાસેથી ગિઝની, ઘોરી, ખીલજી અને લોદી વંશના બાદશાહો પાસે ગઇ અને હિન્દુસ્તાનનું રાજ્ય નિર્દય અને પાપી માણસોના હાથમાં આવ્યું, અને તે દરેક બાદશાહો હિન્દુઓના કટ્ટા દુશ્મન હતા. તેઓમાં કોઇ બળ અને પરાક્રમ નહીં હોવાથી મેવાડના રાજાઓ તેમને લેશપણ વિશાતમાં ગણતા નહતા. જ્યારે મેવાડમાં ગૃહકલેશ જાગતો; ત્યારે ગુજરાતના અને માળવાના રાજાઓ તે વિદ્રોહીની સાથે મળી જતા હતા, તો પણ તે લોકો મેવાડને કોઈ પણ જાતની હાની કરી શકયા નહતા, જ્યારે વીરવર સંગ્રામસિંહે વીર પુત્રોને સંગ્રામભૂમિમાં મોકલ્યા, ત્યારે ઉક્ત ઉભય નવાબો તેમની સાથે ટકી શકયા નહોતા. રાણા સંગ્રામસિંહ તે વખતે ભારતના ચક્રવર્તી રાજા ગણાતા હતા. મારવાડ અને [૨૩]અંબરના રાજાઓએ તેમને ભેટ આપીને તથા તેમની પુજા કરીને તેમનું ગૌરવ વધાર્યું હતું. ગ્વાલિયર, સીકરી, અજમેર, રાઇસીન, કાલ્પી, ચંદેરી, બુંદી, ગાગરોન, રામપુર તથા આબુ આદિ પ્રદેશોના "રાવ" પદવીધારી રાજાઓ તેમના માંડલિક બનીને તેમની સેવા કરતા હતા. મહારાણા સંગ્રામસિંહ મહાપ્રતાપી હતા. એંશી-હજાર અશ્વારોહીઓ, ઉચ્ચકુળના સાત નૃપત્તિઓ, નવ રાવો, અને 'રાવલ' તથા 'રાવત' પદવીધારી ૧૦૪ સરદારો પાંચસો હાથીઓની સાથે મહારાણા સંગ્રામસિંહને

૨૩. આ સ્થળે અંબરના જે રાજાનું વર્ણન છે તેનું નામ પૃથ્વીરાજ હતું. અદ્યાપિ અંબરના રાજાઓને રાવ કહેવામાં આવે છે. પૃથ્વીરાજના બાર પુત્રો દ્વારા (કછવાહાકુળના) બાર ગોત્રો ઉત્પન્ન થયાં. મુગલ બાદશાહ હુમાયુના સમયથી કછવાહા લોકોને રાજસભામાં માનપાન મળવા લાગ્યા.

સહાય કરવા આવ્યા હતા વિપત્તિના સમયમાં જેમણે મહારાણા સંગ્રામસિંહને સહાય કરી હતી તેમને સંપત્તિના સમયમાં તેઓ ભુલી ગયા ન હતા. તેમણે શ્રીનગરના કરમચંદને અજમેરની જાગીર આપી હતી. આ કરમચંદને જગમલ નામનો એક પૂત્ર હતો. ચંદેરી પર સત્તા સ્થાપીત કરવી વખતે જગમલે રાણા સંગ્રામસિંહને સહાય કરી હતી તેથી તેને 'રાવત'ની પદવી આપી હતી.

સંગ્રામસિંહ સમયને સારી રીતે ઓળખતા હતા, અને તેમણે પોતાના લશ્કરને ઘણીજ ઉંચી તાલીમ આપી હતી. પોતાના સૈન્ય સાથે રાણા સંગ્રામસિંહે બાબર સાથે બે વાર યુદ્ધ કર્યું અને માળવાના બાદશાહો સાથે અઢાર વખત યુદ્ધ કરીને વિજય મેળવ્યો હતો. ઈબ્રાહીમ લોદી મહારાણા સાથે બે વાર લડયો પણ રાણાના પરાક્રમ આગળ પોતે બે વાર પરાજય પામ્યો. આ વખતે મેવાડના રાજ્યનો વિસ્તાર ઘણોજ લાંબો હતો. ઉત્તરમાં વિના[૨૪] પ્રાંતમાં વહેતી પીળખાલ નદી, પૂર્વમાં સિંધુ નદી, દક્ષીણમાં માળવા, અને પશ્ચિમમાં મેવાડની નિબિ અને દુર્ગમ શૈલ્યમાલા સુધી મેવાડના રાજ્યનો વિસ્તાર હતો. આ પ્રમાણે શાસનનુ રાજ્ય રાણા સંગ્રામસિંહ ભોગવતા હતા, પણ તેઓશ્રી લાંબો વખત શાન્તિ ભોગવી શકયા નહી. આ વખતે યવનવીર બાબર મોટા સૈન્ય સાથે ભારી ભયંકર લડાઈ કરવા મેવાડ આવ્યો. આ ભયંકર ભીષણનાદ ભારત વર્ષમાં સંભળાયો, અને આખુ ભારત કમકમી ગયું, પરંતુ ભારતની ભાગ્યદેવીનો વિચાર કંઈક જુદોજ હશે, તેથીજ આ ભીષણ યુદ્ધ આરંભાયુ હશે, અને કેટલાક દેશદ્રોહી રાજાઓ અને વિદ્રોહીઓ બાબરને સહાય આપવા તૈયાર થયા જો આપણાજ ભાઈઓએ બાબરને સહાય ન આપી હોત તો આજે ભારત વર્ષનો મુગટ કોના શીરપર શોભી રહ્યો હોત ? તે તો ભાવીને હાથ હતું, તો આજે ભારત ગુલામી દશામાં ન હોત. ભારતના ભાગ્યમાં સુખ લખાયેલુ હશેજ નહિ.

બાબર જ્યારે પોતાનુ સૈન્ય લઈને મેવાડ પર ચઢી આવ્યો ત્યારે બાબર પોતાનું સૈન્ય ઘણુંજ કેળવાયેલુ લાવ્યો હતો અને ઘણીજ મોટી સંખ્યામાં લાવ્યો હતો, પણ વીર સંગ્રામસિંહે અહુજ બહાદુરી પૂર્વક તેનો સામનો કર્યો. અને વીર સંગ્રામસિંહે યવનવીર બાબરને સખ્ત પરાજય આપ્યો. બાબરના સૈન્યનો ઘણો ખરો ભાગ યુદ્ધમાં ખલાસ થઈ ગયો હતો. આ વખતે એક વિશ્વાસઘાતી કુટીલ રાજપુત કુહાડાનો હાથો બનીને બાબરને સહાય કરી. જો આ વિશ્વાસઘાતી રાજપુતે બાબરને સહાય ન કરી હોત તો આજે બાબરના સૈન્યનો એક માણસ જીવતો રહી શકયોજ નહોત. પરંતુ ભાગ્ય પ્રતિકુળ હોય ત્યારે કોણ મિથ્યા કરી શકે તેવું છે.

૨૪. આગ્રાથી પાંચ માઈલ દક્ષિણે વિના (નગર) વસેલું છે.

ચિત્તોડ રાણા વીર સંગ્રામસિંહનું બળ રોકવા માટે બાબર આગ્રા છોડી શીકરી[૨૫] તરફ ભાગી ગયો. આ તરફ સીસોદીઆના કુળભુષણ મહારાણાશ્રી પોતાનુ લશ્કર લઈ બાબરની સામે આવ્યા. આ વખતે સંવત ૧૫૮૪ (ઈ. સ. ૧૫૨૮) ના કાર્તિક વદ ૫ના દિવસસે સર્વ રાજા મહારાજાઓ મહારાણાશ્રીને સહાય કરવા માટે એકત્ર થયા હતા. રાણાએ આ સઘળા સૈનીકોનો સંહાર કર્યો જે બે ચાર મુસલમાન બચ્યા હતા તેમને બાબરની સેનાને વર્તમાન સમાચાર પહોંચાડયા. આ સમાચાર સાંભળી બાબરના માણસો ઉત્સાહહીન થઈ ગયા, અને પોતાની છાવણીની ચારે બાજુ ખાઈ ખોદી પોતાનો કાળ પસાર કરવા લાગ્યા. આ વખતે બાબરની બીજી સેના આવી પણ રાણાની સેનાને રોકવા અસમર્થ નીવડી, વિજયી રાજપુતોએ નાસતા સૈનિકોને પકડી મારી નાંખ્યા, બાબર ઘોર સંકટમાં પડયો છતાં પોતે ઉત્સાહીન ન બન્યો.

શુરવીરતાની વાતમાં, ગંભીરતા તજતો નથી,
દુઃખમાં બાબર કદિ, પાછો જુઓ પડતો નથી,
આશાવાદી રહેતો સદા, નહીં પ્રયત્નને છોડતો,
દુઃખમાં એ સુખ માની, પુર્યાર્થને સાધતો. ૧૪

આ પ્રમાણે ચિંતામાંને ચિંતામાં પંદર દિવસ થયા. બાબરે મનથી ઘણા વિચારો કરી જોયા પણ જ્યારે એકે રસ્તો સુજ્યો નહીં ત્યારે માનનો ત્યાગ કરી ઇશ્વર પ્રાર્થનામાં રોકાયો. છેવટે બાબરે જે પરિણામ ધાર્યું હતું તેનાથી ઉલટું જ પરિણામ આવ્યું, અને પોતે શરાબનો ત્યાગ કરી સર્વત્ર શરાબનો ત્યાગ કરાવ્યો, તેથી તેના સૈન્યમાં થોડા ઘણો ઉત્સાહ હતો તે પણ નાશ પામ્યો. આખરે પોતાની બુદ્ધિથી સૈન્યને સમજાવી ઉત્સાહી બનાવી પોતાની છાવણી ઉપાડી, અને ચાલવા માંડયાં પણ એક કોષ ચાલતાં તો રાજપુતના ઝુંડના ઝુંડ યવનોપર તુટી પડયા અને સૈન્યનો નાશ કર્યો. આખરે બાબર હતાશ થયો, અને રાણાનું સૈન્ય આગળ વધવા લાગ્યું અને ત્યાં તો પ્રચંડ તોપના ગોળાથી કાન ફાડી નાંખે તેવા અવાજોથી રાણાના સૈન્યનો નાશ થયો. આ અંધકારમય ભેદી તોપોથી હજારો રાજપુતોનો નાશ થયો, તો પણ રાણા પોતે આગળ વધતાજ ગયા અને દુશ્મનો પર હલ્લો કરતાજ ગયા. તેમનો વિશ્વાસુ તુવારવંશના શિલાદીત્ય પર તેને વિશ્વાસ હતો કે તે જરૂર યવનોપર આક્રમણ કરશે, પણ તે નરાધમ કુલકલંકે રાણા સાથે દગો કરી. શત્રુના દળમાં ભળી ગયો, આ વખતે રાણાને

૨૫. હાલમાં એને ફતેપુર સીકરી કહે છે. એ નગર આગ્રાથી દસ ગાઉના અંતરપર આવેલું છે. એની પાસેના ફેકનવા નામના સ્થાન પર રાણાસંગ્રામસિંહની સાથે બાબરે ઘોર સંગ્રામ કર્યો હતો, આ સમયને ફતેપુર સીકરીના યુદ્ધના નામથી ઓળખવામાં આવે છે.

સહાય કરવા આવ્યા હતા. વિપત્તિના સમયમાં જેમણે મહારાણા સંગ્રામસિંહને સહાય કરી હતી તેમને સંપત્તિના સમયમાં તેઓ ભુલી ગયા ન હતા. તેમણે શ્રીનગરના કરમચંદને અજમેરની જાગીર આપી હતી. આ કરમચંદને જગમલ નામનો એક પૂત્ર હતો. ચંદેરી પર સત્તા સ્થાપીત કરતી વખતે જગમલે રાણા સંગ્રામસિંહને સહાય કરી હતી તેથી તેને 'રાવત'ની પદવી આપી હતી.

સંગ્રામસિંહ સમયને સારી રીતે ઓળખતા હતા, અને તેમણે પોતાના લશ્કરને ઘણીજ ઉંચી તાલીમ આપી હતી. પોતાના સૈન્ય સાથે રાણા સંગ્રામસિંહે બાબર સાથે બે વાર યુદ્ધ કર્યું અને માળવાના બાદશાહો સાથે અઢાર વખત યુદ્ધ કરીને વિજય મેળવ્યો હતો. ઇબ્રાહીમ લોદી મહારાણા સાથે બે વાર લડયો પણ રાણાના પરાક્રમ આગળ પોતે બે વાર પરાજય પામ્યો. આ વખતે મેવાડના રાજ્યનો વિસ્તાર ઘણોજ લાંબો હતો. ઉત્તરમાં વિના[૨૪] પ્રાંતમાં વહેતી પીલખાલ નદી, પૂર્વમાં સિંધુ નદી, દક્ષીણમાં માળવા, અને પશ્ચિમમાં મેવાડની નિભિ અને દુર્ગમ શૈલ્યમાલા સુધી મેવાડના રાજ્યનો વિસ્તાર હતો. આ પ્રમાણે શાસનનુ રાજ્ય રાણા સંગ્રામસિંહ ભોગવતા હતા, પણ તેઓશ્રી લાંબો વખત શાન્તિ ભોગવી શકયા નહી. આ વખતે યવનવીર બાબર મોટા સૈન્ય સાથે ભારી ભયંકર લડાઈ કરવા મેવાડ આવ્યો. આ ભયંકર ભીષણનાદ ભારત વર્ષમાં સંભળાયો, અને આખુ ભારત કમકમી ગયું, પરંતુ ભારતની ભાગ્યદેવીનો વિચાર કંઈક જુદોજ હશે, તેથીજ આ ભીષણ યુદ્ધ આરંભાયુ હશે, અને કેટલાક દેશદ્રોહી રાજાઓ અને વિદ્રોહીઓ બાબરને સહાય આપવા તૈયાર થયા. જો આપણાજ ભાઈઓએ બાબરને સહાય ન આપી હોત તો આજે ભારત વર્ષનો મુગટ કોના શીરપર શોભી રહ્યો હોત ? તે તો જાણીને હાથ હતું, તો આજે ભારત ગુલામી દશામાં ન હોત. ભારતના ભાગ્યમાં સુખ લખાયેલુ હશેજ નહિ.

બાબર જ્યારે પોતાનુ સૈન્ય લઈને મેવાડ પર ચઢી આવ્યો ત્યારે બાબર પોતાનું સૈન્ય ઘણુંજ કેળવાયેલુ લાવ્યો હતો અને ઘણીજ મોટી સંખ્યામાં લાવ્યો હતો, પણ વીર સંગ્રામસિંહે બહુજ બહાદુરી પૂર્વક તેનો સામનો કર્યો. અને વીર સંગ્રામસિંહે યવનવીર બાબરને સખ્ત પરાજય આપ્યો. બાબરના સૈન્યનો ઘણો ખરો ભાગ યુદ્ધમાં ખલાસ થઈ ગયો હતો. આ વખતે એક વિશ્વાસઘાતી કુટીલ રાજપુત કુહાડાનો હાથો બનીને બાબરને સહાય કરી. જો આ વિશ્વાસઘાતી રાજપુતે બાબરને સહાય ન કરી હોત તો આજે બાબરના સૈન્યનો એક માણસ જીવતો રહી શકયોજ નહોત. પરંતુ ભાગ્ય પ્રતિકુળ હોય ત્યારે કોણ મિથ્યા કરી શકે તેવું છે.

૨૪. આગ્રાથી પાંચ માઈલ ઈશાને વિના (નગર) વસેલું છે.

રાણી તો એટલી બધી આગળ વધી હતી કે બાબર બાદશાહની સાથે મળી ગઇ, અને તેની અભિલાષા પુરી કરવાને રણુથંભોરનો કિલ્લો અને રાજભંડારમાં પડેલો માલવરાજનો તાજ પણ બાબરને અર્પણ કર્યો હતો. મહારાણીશ્રીને બાબર માતાની દૃષ્ટિથી જોતો હતો, અને રાણાજીને માટે બાબરને સંપૂર્ણ માન હતું.

રાણાજીને ત્રણ પુત્રો હતા, તેમાં બે પુત્રો જે મોટા હતા તે તો બાલ્યાવસ્થામાંજ સ્વર્ગવાસ થયા હતા. રાણાજીને દરેક ધર્મ ઉપર શ્રદ્ધા હતી, તેમાં વળી જૈન ધર્મ પર તો સંપૂર્ણ શ્રદ્ધા હતી. રાણાજી ન્યાયી, સત્ય અને સંયમમાં ઘણા મજબુત હતા. તેથી તો તેમણે પોતાની ઉમ્મરમાં પ્રજાની, સમાજની તેમજ પોતાની માતૃભુમીની પ્રાણના ભોગે સેવા કરી પોતાનું નામ અવનીના તકતા ઉપર રોશન કર્યું હતું. પરંતુ અફસોસ તો એજ થાય છે કે તેઓશ્રીનું મત્યુ અકાળે અને દગાથી થયું હતું. પોતાનો નાનો પુત્ર કે જેનું નામ રત્નસિંહ હતું, અને રત્નસિંહને જ ઉત્તરાધિકારી બનાવ્યા હતા.

### છપ્પો

રાણાશ્રી સંગ્રામ, સદા ગંભીરતા ધરતા,
નીજ ભાઈ ભાઈના કલેશ થકી, વન વન રખડતા.
ધરતા પોતે ધીર, કદિ ન કાયર બનતા,
ધરી ધર્મની ઢાળ, સદાએ ગુપ્ત જ રહેતા.
સમયને વિતાવવા. ભરવાડ ઘેર કરી નોકરી,
કહે ભોગી ધન્ય વિધાતા, ભાવી ન મિથ્યા થાય જરી. ૧૫

### દોહરો.

શુરવીર જનતો કષ્ટથી, પ્રાણાંતે પણ ડરતા નથી,
પુર્ષાર્થને સાધવા, પાછા કદિ પડતા નથી.
આવી મલ્યા કરમચંદને, સાથી લુંટારો શોધીઓ,
મેવાડનો એ ભાગ્ય વિધાતા, બહારવટુ ખેડી રહ્યો.
થાકને ઉતારવા, જંગલમાં નીંદ લઈ રહ્યો,
કહે ભોગી આવ્યો મણીધર, છત્ર તેને ધરી રહ્યો. ૧૬

### દોહરો.

જોતાં જંગલનો માનવી, કોઈ વીર આ સમજાય છે,
થશે ભવિષ્યમાં રાજવી, શુભ શુકન દેખાય છે.
આવી મળ્યો કરમચંદને, વાત સઘળી સૌ કરી,
ગુપ્ત રાખી વાત ને, નીજ બેટીની સાદી કરી.

થયો આઘાત થયો, અને પોતાને અચાનક આવો દગો થએલો જોઈ રાણાશ્રીને ઘણુ જ લાગી આવ્યુ, આખરે સગ્રામસિહ રણભૂમિનો ત્યાગ કરી ચાલ્યા ગયા. (રાણાશ્રી સગ્રામસિહના શરીરપર લગભગ ૮૦ ઘા પડયા હતા, તેણે લડાઈમાં એક આખ, એક હાથ, એક પગ આગળ તો ગુમાવ્યુ હતું, છતા પોતાનામાં બહાદુરી અને સહાસીકતા શોભતા હતાં અને પોતે ક્ષત્રિય કુળ શિરોમણી હતા) પોતાની માતૃભુમી અને દેશના માટે જે જે બહાદુરો રાણાશ્રીને સહાય આપવા આવ્યા હતા તે સર્વે બહાદુરોએ પોતાના દેહના બળીદાન આપ્યા અને શહીદ થયા, તેમા ડુગરપુરના રાવલ ઉદયસિહ પોતાના બસો સૈનીકો, સાલુંબ્રાના રાજા રત્નસિંહ અને તેમના ત્રણસો યોદ્ધાઓ, મારવાડના ગોડાડ રાજકુમાર રાયમલ અને તેમના મેરતાનિવાસી સ્રાહસીક વીર ક્ષેત્રસિહ તથા રત્નસિહ, સોનગઢના રામદાસરાવ, ઝાલાપતિ ઓઝા, પરમાર વીર ગોકુળદાસ, તથા મેવાડના ચૌહાણ માણેકચદ તથા ચદ્રભાણ અને ઈતર અનેક રાજપુતોએ આ યુદ્ધમા અમર નામ કરી સ્વર્ગ સુદરી વર્યા હતા તેમા બે મુસલમાનોએ પણ પોતાના આત્માનો ભોગ આપ્યો, હતો, જેમાં (૧) હતભાગી ઈબ્રાહીમ લોદીનો એકનો એક પુત્ર હતો (૨) હુસેનખાં હતો

આખરે બાબરનો વિજય કપટી કુલાગાર શિલાદીત્યના દગાથીજ થયો અને હજારો રાજપુતોની કરેલી મહેનત અને આપેલા મોંઘા પ્રાણુના બળીદાન નકામા કર્યા એ નરપિશાચે જે દગો ન કર્યો હોત તો આજે ભારત વર્ષ ગુલામીની જજીરમાં ન હોત, પણ ભાવી મિથ્યા થતુ નથી, છેવટે બાબરે 'ગાઝી'ની પદવી ધારણ કરી અને ત્યાર પછી તેના વશોએ પણ આ ઉપાધી ધારણ કરી હતી.

જો મહારાણા થોડો વખત વધુ જીવ્યા હોત તો અવશ્ય તે સીસોદીઆ કુળનેં ગૌરવવતું કરત, વિધીનાં કઠોર લેખ અનુસાર તેમનો પરાજય થયો, મેવાડનો ગૌરવ—વિવસવા નામના સ્થાન પર અમળે અવસાન પામ્યા. ઘણા લોકોંનુ માનવું છે કે મહારાણાને તેમના મત્રીઓએ ઝેર આપી મારી નાખ્યા હતા, આ અનુમાન સત્ય હોવા વિષે શકા છે મહારાણાશ્રીના માટે આવી હકીકત સાભળતા હૃદય કપી ઉઠે અને હૃદયને ભેદાઈ જાય પણ જ્યા ભાવીજ અનુકુળ ન હોય ત્યા કોઈ શું કરે ?

આથી મારા આત્માને એક વાતની શકા હમેશાં થયા કરે છે, કે રાજાઓને ઘણી સ્રીઓ સાથે લગ્ન કરવાથીજ તેમાં કલેશનુ વાતાવરણ પેદા થાય છે કારણકે જ્યા અધી રાણીઓને હિમ્રા હોય ત્યા બધાને સત્તાનો લોભ લાગેજ, અને તેથી કલેશ થયા સિવાય રહે નહીં, તેવી રીતે રાણીશ્રી સગ્રામસિહની બાબતમા બન્યું છે, કારણકે તેમને ઘણીખરી રાણીઓને કુવર હતા, અને તેઓ પોત પોતાના કુવરને મેવાડનો અધિપતિ બનાવવાનીજ પેરવી કરતા હતા, તેમાં એક

## પ્રકરણ ૪ થું.

## રાણા રત્નસિંહનું વૃત્તાંત. રાજ્યાભિષેક અને વિચિત્ર ઘટનાઓ.

### વિક્રમ સં. ૧૫૮૪. ઇ. સને ૧૫૨૮.

રાણાશ્રી રત્નસિંહનો રાજ્યભિષેક ઘણોજ આનંદ અને ધામધુમ પૂર્વક થયો, અને રાણાનો સ્વભાવ ઘણો ગંભીર, માયાળુ, સાહસીક અને શુરવીર હતો. તેઓમાં પોતાના પિતાના ગુણો વારસામાં ઉતર્યા હતા. પણ તેઓ મેવાડની ગાદી ઉપર ઝાઝો વખત ટકી ન શકયા. કારણ કે તેઓના હાથે એક એવું કામ થયું હતું કે જેથી કલેશ અને વૈરનું વાતાવરણ ઉભું થયું હતું. રાજાઓ જ્યારે ભાન ભુલે છે, ત્યારે સમય સમજ્યા વગર એની ભુલ કરી બેસે છે, કે તેમની સાધારણ ભુલથી સારી પ્રજાનો નાશ અને કીર્તિનો પણ નાશ કરે છે. રાણા રત્નસિંહે અંબરના રાજા પૃથ્વીરાજની પુત્રી સાથે છાનો માનો વિવાહ કર્યો હતો. કન્યાની યોગ્ય ઉંમર થતાં તેના પિતા પૃથ્વીરાજે તેનો વિવાહ બુંદીના રાજા સૂરજમલ (હાડા)ની સાથે નક્કી કર્યો. તે વખતે બાળાએ શરમથી પોતાનો વિવાહ થયો છે તેવી વાત પોતાના પિતાને કરી નહીં આથી કોઇએ તેના બીજીવારના વિવાહમાં પ્રતિરોધ કર્યો નહીં. પરંતુ થોડાજ સમયમાં આ વિવાહ એક અનર્થનો મૂળ થઇ પડયો. આ વિવાહની વાત સાંભળી રાણા રત્નસિંહને વજ્ર જેવો ઘા લાગ્યો, અને પોતે સૂરજમલ હાડા ઉપર ક્રોધે ભરાયા. પણ ત્યાં વીધીએ જુદી જ ઘટના ઘડેલી હતી, પોતાની બેનનો વિવાહ પણ સૂરજમલની સાથેજ કર્યો હતો. પણ રાણાએ સાળા-બનેવીનો સંબંધ તોડી નાંખ્યો અને ઘણા જ આવેશમાં આવી વૈર લેવાનો નિશ્ચય કર્યો. વસંતઋતુમાં મૃગયા રમવાનો ઓત્સવ આવતાં તેમને આ વૈર લેવાની સારી તક મળી હતી. તે વખતે બુંદીરાજા સૂરજમલ હાડા પણ તેમની સાથે હતા. બુંદીના હાડા લોકો મેવાડની પૂર્વે આવેલા પહાડી પ્રદેશમાં રહેતા હતા. તેમનું રાજ્ય મેવાડના તાબામાં ન હતું. છતાં હાડાનો સ્વામી મેવાડના રાણાની પૂજા કરતો હતો. બુંદીનો (રાજા) અધિપતિ યુદ્ધમાં રાજ્યનું ચિન્હ ધરાવીને આવતો હતો. અને મેવાડના માટે પ્રાણાંતે લડતા હતા. તે વખતે યવનવીર શાહબુદ્દીનના પ્રચંડ આક્રમણનો પ્રતિરોધ કરવા માટે હાડાવંશે અણમોલ આત્મભોગ આપ્યો હતો. હાડાવંશના યુદ્ધવિશારદ હમીરે પણ ભારતભૂમિ માટે પોતાના પ્રાણનો ભોગ આપ્યો હતો. અને ગિહલોતકુળની સાથે હમીરના વંશજોનો ગાઢો સંબંધ

શું વીધીના લેખ બાપુ, જીવન કયારે પલટાય છે,
શું શું લખ્યું છે લલાટમાં, કહે, યોગી નહીં સમજાય છે. ૧૭

છપ્પો

પ્રથુ અને જયમલ્લ, મોતના પંથે વળીયા,
રાણાશ્રી સંગ્રામ, પુત્ર વિયોગે મરીયા.
લઈ યુદ્ધમાં યશ, અમર નામ જેણે કીધું,
આખર ભાવી એજ, દુશ્મને વિષ જ દીધું.
થયો સ્વર્ગવાસ તેમનો, મેવાડ તો રંડાઈ ગઈ,
કહે યોગી શુરવીરની, જ્યોતિ સદા ચમકી રહી. ૧૮

છપ્પો

હોય જ્યાં ગૃહનો કલેશ, કદિ નહીં સુખજ પામે,
ભલે હોય ધનવાન, છતાં ન બેસે ઠામે,
જ્યાં કલેશ તણી છે આગ, નહીં ત્યાં શાન્તિ મળતી,
લે બીજાઓ લાભ, નહીં આશા કંઈ ફળતી.
માટે સમજી માનવી, કુસંપ કોઈ કરશો નહીં,
કહે યોગી અવની મહીં, સંપને ભુલશો નહીં. ૧૯

આ પ્રમાણે રાણા સંગ્રામસિંહનો ટુંક વૃતાંત વાંચકો વાંચી અને વિચારશે, તો ઘણું જાણવાનું અને શીખવાનું મળશે.



નિજ બેનનો સ્નેહ, જુઓ ત્યાં ભુલી જાતો,
મારીને તલવાર, બનેવીને ઘાયલ કરતો.
છતાં બનેવી બોલતો, કાયર થઈ શું ભાગતો,
કહે 'ભોગી' એ સૂરજમલ રત્નસિંહને મારતો. ૨૧

છપ્પો

જુઓ વિધીના લેખ, નહીં મિથ્યા થાયે છે,
વિનાશે વિપરીત, જુઓ બુદ્ધિ આવે છે;
જુએ ન સાર અસાર, બધું ત્યાં ભાનજ ભૂલે,
જીવન નૈયા જુઓ, ખરે અધવચમાં ડુલે.
માટે મોટા માનવી, ખોટી ભૂલ કરશો નહીં,
કહે 'ભોગી' તમ સુખમાં, દાવાનળ ધરશો નહીં. ૨૨

રાણા વિક્રમાજીત સં. ૧૫૮૮ ઇ. સ. ૧૫૩૪ માં ચિત્તોડની ગાદી ઉપર આવ્યા, પણ રાણાની બાબતમાં વિધીએ જુદું જ નિર્માણ કરેલું હતું. કારણ કે રાણા વિક્રમાજીત જ્યારે સિંહાસન ઉપર આવ્યા ત્યારે મેવાડની પ્રજાએ ઘણી આશાઓ રાખી હતી, કે હવે અમારા રાણાશ્રી કંઈક અમારી હાલત ઉપર ધ્યાન રાખશે. પણ જ્યાં મેવાડનું ભાગ્ય જ ટુંકું અને કમનસીબ હોયે ત્યાં મેવાડના રાજ્યની સારી સ્થિતિની આશા રાખવી તે નકામી છે.

રાણા વિક્રમાજીતની ગાદી પર આવ્યા પછી જેમ જેમ ટાઇમ જતો ગયો તેમ તેમ રાણામાં સદ્ગુણોનો નાશ અને દુર્ગુણોનો વાસ થતો ગયો. તેથીજ સારી પ્રજા અને વફાદાર સરદારો રાણાથી નારાજ બન્યા હતા. અને બીજું કારણ એ હતું કે રાણા પોતે પોતાના સરદારો પાસે કોઇ દિવસ બેસતા જ નહોતા, અને કોઇને મળતા પણ નહોતા, તેઓ પહેલવાનો અને કુસ્તીબાજોની રાતદિવસ રમત જોયા કરતા હતા. જે સન્માન સરદારોનું હતું, તે સરદારો પાસેથી છીનવી હલકા દરજ્જાવાળા માણસોને આપવા લાગ્યા, આ અપમાનથી રાજપુત સરદારોને આઘાત થયો. આ પ્રમાણે રાજ્ય વફાદાર સરદારોના અધિકાર છીનવી લઈ હલકા દરજ્જાના પાયદળ સૈનીકોને આપવા લાગ્યા. અને મુસલમાનો તરફ ઘણો સારો સત્કાર કરતા થયા, અને રાજપુતો તરફ અપમાનની નજરે જોવા લાગ્યા.

અપમાનિત થએલા સરદારોના હૃદયમાં રાતદિવસ દ્વેષ અગ્નિ પ્રસરતો ગયો. અને પ્રીતિ પણ ઓછી થઈ, છતાં રાણાએ પોતે આવી પડનારી વિપત્તિ પર જરાપણ વિચાર કર્યો નહીં. રાણાના પ્રમાદ અને ઉન્માદના અંગે ઠેર ઠેર અશાન્તિ અને અંધેર વધવા લાગ્યા. તેમજ કોઈ કોઇનું ધણી જ રહ્યું નહીં. આ

થયો હતો, પરંતુ રાણાશ્રી રત્નસિંહની કુબુદ્ધિથી બુન્દી અને મેવાડને વૈરભાવ થયો, જેથી કેટલાક વખત સુધી તે મિત્રાચારીનું બંધન ઢીલું પડી ગયું

મૃગયા ખેલવા માટે રાણા રત્નસિંહ ગાઢ જંગલમાં ગયા તે વખતે તેમની સાથે રાજા સૂરજમલ એકલાજ હતા. તેમના બધા સાથીઓ પાછળ રહી ગયા હતા, તેથી લાગ જોઈ રાણાએ પોતાની તલવારનો ઘા સૂરજમલ પર કર્યો જેથી સૂરજમલ અશ્વ પરથી નીચે પડયો, પરંતુ તેનું મરણ થયું નહીં પણ થોડીવાર સુધી બેભાન રહ્યા હતા જ્યારે તેઓ સતેજ થયા ત્યારે તેમણે ઘા ઉપર પાટો બંધ્યો, અને રાણા રત્નસિંહ ઉપર આક્રમણ કરવા સારૂ ચારે બાજુ જોયું પણ સૂરજમલે રત્નસિંહને નાસતો જોયો, તેથી બોલ્યા કે "ફટ, બાયલા, કાયર, નાસભાગ કરી લે, પણ તારી આ કાયરતા અને તારા નિંદ્ય કૃત્યથી મેવાડના ગૌરવવતાને કલંક લગાડયુ છે" રત્નસિંહે આ વચનો સંભળ્યા, તેથી તેને ફરીને રાજા પર હથીઆર ચલાવ્યું અને તેને મારી નાખવા રાણાશ્રી તૈયાર થયા પરંતુ આ કુબુદ્ધિનું ફળ તેને શીઘ્ર મળ્યુ રાણાને પોતાના પર આક્રમણ કરતો જોઈ રાજા સૂરજમલે સિંહની પેઠે કેશરી ફાળ મારી તેના પર તૂટી પડયો અને તેની છાતી ઉપર ચઢી બેઠો અને રાણા રત્નસિંહની છાતીમાં તલવાર ખોસી તેનો પ્રાણ લીધો

રાણા રત્નસિંહે પાંચ વરસ રાજ ભોગવ્યુ ટુંક સમયમાં તેને રાજ્યની ઉન્નતિ સારી કરી હતી મુસલમાનો તો ચિત્તોડની સીમમાં પણ આવી શકતા નહોતા. રાણાના અકાળ મૃત્યુથી કેટલાક દિવસ પછી તેમના બન્ધુ વિક્રમાજીત ચિત્તોડની ગાદી પર બિરાજમાન થયા

છપ્પો

કીધી મોટી ભૂલ, જુઓ ગૌરવ ગુમાવ્યું,
કર્યો નહી વિચાર, ક્ષત્રિયનું બિરદ ખોયું;
મેવાડ માટે જુઓ, હાડાએ પ્રાણજ ખોયો,
હમીર મહા બહાદુર, પોતાનો પ્રાણ સમર્પ્યો
છતાં ધરી નહીં લાગણી, ભૂલ મોટી બહુ કરી,
કહે 'ભોગી' શ્રી કારણે, મેવાડની શોભા હરી ૨૦

છપ્પો

એક ભુલના ભોગે, પ્રજાને દુઃખી કીધી,
અણધાર્યું કરી કાર્ય, બગાડી છેવટ બુદ્ધિ;

'લાબ્રાખાં'ની સહાયથીજ ચિત્તોડનો નાશ સુલતાન બહાદુરે કર્યો હતો. અને પોતાનું જુનું વૈર લીધું હતું. આ વખતે રાજપુતો જે થોડા ઘણા રહ્યા હતા તે પણ હતાશ થઈ ગયા. દુશ્મનો એ તોપનો મારો ચલાવી રાજપુતોનો ઘાણ વળવા માંડયો.

હવે ચિત્તોડનું રક્ષણ કોણ કરશે તે સવાલ ઉભો થયો પણ કહેવતમાં કહ્યું છે કે "બહુ રત્ના વસુંધરા"ની માફક જોતજોતામાં વીરવર દુર્ગારાવ તથા સત્તો અને દુંદું નામના બે સરદારો પોતાના માણુસો સાથે અચળ પહાડની માફક આવી ઉભા રહ્યા અને પોતે પ્રતિજ્ઞા કરી કે 'પ્રાણાન્તે પણ મેવાડની રક્ષા કર્યા વગર હઠવું નહીં' ધન્ય છે એ વીરોને ?

જ્યાં સુધી આ ભડવીરોએ પોતાના પરાક્રમ વડે મુસલમાનોને ખુબ હંફાવ્યા સાધારણ સૈન્ય કયાં સુધી ટકી શકે ? અદ્ભુત પરાક્રમ બતાવી આ વીરોએ પોતાનો પ્રાણ ત્યાગ કર્યો. વિજયી મુસલમાનો સિંહનાદ કરતા આગળ વધવા લાગ્યા. તે વખતે એક પ્રચંડ શક્તિવાળી ચંડિકા સ્વરૂપ એક સ્ત્રી હાથમાં ભાલો, તરવાર, ઢાલ લઇ રણચંડીનું સ્વરૂપ ધારણ કરી યુદ્ધના મોખરે આવી ને ઉભી રહી. અને એક સ્ત્રી અંદર રહી. આ સ્ત્રી કોઈ નહીં પણ રાઠોડ કુળમાં જન્મેલી અને સિસોદિઆ કુળમાં પરણેલી રાણી જવાહીરબાઇ હતી, વીરનારી જવાહીરબાઇ રણચંડીકાનું સ્વરૂપ ધરી. છિદ્રમાર્ગ રોકી ઉભી રહી. અને મુસલમાનો આગળ વધતા હતા તેમના ઉપર મહારાણીએ પોતાની લોહી ભુખી તલવારથી હજારો મુસલમાનોના પ્રાણ લીધા. અને ભાલાથી પણ અસંખ્યોના પ્રાણ લીધા. બહાદુર સુલતાન, રાણી જવાહીરબાઈનું પરાક્રમ જોઈ અજાયબ થયો. વાહ ! ધન્ય છે એ વિરાંગનાને !

અચાનક જવાહીરબાઈ ઉપર કેટલાક સૈનીકોએ હુમલો કર્યો અને છેવટે એ મહામાયા જગદંબાદેવી જવાહીરબાઇએ પોતાના પ્રાણનો ત્યાગ કર્યો. અને સ્ત્રીઓની બહાદુરીનો પાઠ જગતની આગળ ધરતી ગઈ.

સબળા નર અબળા તણી, કિંમત કદિ કરતાં નથી,
અબળા બને જ્યારે પ્રબળા, ત્યારે કોઇથી ડરતી નથી,
અબળા તણા ઇતિહાસ તો, સબળાથી પણ છે શોભતા,
હિન્દની અબળા થકી, ભલભલા જૂઓ થરથરતા.

હવે મેવાડને બચવાની આશા કોઈ પણ જાતની રહી નહિ, સરદારો નિસ્તેજ થઇ ગયા, અને હવે મેવાડનું રક્ષણ શી રીતે કરવું તેનો ગુંચવાડો સૌના દીલમાં થઇ રહ્યો. ત્યારે કિલ્લાપરથી અવાજ થયો કે 'રાજબલિ તૈયાર કરો,' જ્યાં ઉંચે જુએ છે તો ચિત્તોડની અધિષ્ટાત્રી દેવીને માનવરૂધીરનું પાન કરવાની

પ્રમાણે [૨૬]પોપાબાઈનું રાજ ચાલવા લાગ્યું

" પુરી એક અધેલી ને ગડુગલા, ટકે શેર ભાજી ટકે શેર ખાજા."

આ વખતે આવી રાજ્યની વ્યવસ્થા હતી તેનો લાભ લઈને ગુજરાતના સુલતાને દાવ લેવા માટે મેવાડમા યુદ્ધ કરવા નક્કી કર્યું અને પોતાની તેમજ માળવાના નવાબોની બધી ફોજ બોલાવી, ઘણાજ રસાલા સાથે મેવાડ ઉપર આક્રમણ કરવા ધસી આવ્યો અત્યારે રાણા બુન્દી રાજ્યમા આવેલા લૈચા નામના સ્થાનમા રહેતા હતા. સુલતાને પોતાની પ્રચંડ સેનાથી રાણાને ત્યાજ ઘેરી લીધા. સુલતાનની પ્રચંડ સેના દેખી સંગ્રામસિંહનો પુત્ર વિક્રમાજીત ભય પામે તેવો ન હોતો.

યવનની સેના દેખી ડરી જાય અને ચુડીઓ પહેરે તેવો નહોતો, પણ વીરની માફક દુશ્મનો સામે દારૂણ યુદ્ધ કરવા ઉભો રહે એવો હતો. પણ સુલતાનના પ્રચંડ સૈન્યને રાણા વિક્રમાજીતના સૈનીકો રોકી શક્યા નહીં. આથી રાણાજી ઘેર આફતમા આવી પડયા. તેમના સામંતો, સરદારો, અને ઇષ્ટ મિત્રોએ સહાય કરી નહીં. તેઓએ વિક્રમાજીતની ભૂતનું ફળ ભોગવવા દેવા રાણાને ત્યાજ છોડી સંગ્રામસિંહના કનિષ્ઠપુત્ર ઉદયસિંહને લઈને ચિત્તોડની રક્ષા કરવા માટે પાગનગરમા ચાલ્યા. ચિત્તોડનો મહિમા ખરેખર ગૌરવવંતો છે રાણાશ્રી સંગ્રામસિંહના વખતના યુદ્ધમા અગણિત વીરોએ પોતાના દેશના રક્ષણ માટે અને ઇજ્જત માટે સમરભૂમિમા પડયા હતા. અને ચિત્તોડભૂમિ વીરશૂન્ય થઇ ગઈ હતી. પણ જ્યારે સુલતાન બહાદુરે ઘેરો ઘાલ્યો ત્યારે તે વીરોની ભસ્મ માથી અગણિત બહાદુરો ઉત્પન્ન થયા પહેલા જે રાજાઓ મેવાડના શત્રુ ગણાતા હતા તેમનાજ વંશના આ વખતે મહારાણા વાઘજી પોતાના પૂર્વજોના મૂળસ્થાન ચિત્તોડની રક્ષા માટે આનંદપૂર્વક આવ્યા હતા. તેમજ બુન્દીના રાજા પંચસો ઘોડેસ્વારો લઇને આવ્યા હતા તદઉપરાંત બીજાપણ ઘણા રાજાઓ આવ્યા હતા. મધ્યપ્રાંતના નવાબોએ પહેલા જે આક્રમણો કરેલા હતા. તે બધા કરતા આ વખતના આક્રમણો બહુજ ભયંકર અને દારૂણ હતા આ ભયંકર આક્રમણમા એક ચતુર યુરોપીઅન " ગોલંદાજ " પણ ગુજરાતના સુલતાનને સહાય કરવા આવ્યો હતો [૨૭] અને કેટલાક લોકોએ આ "ગોલંદાજ"ને પીરમાનતો આ

૨૬ અતિ પ્રાચીનકાળમા પોપાબાઈ નામની એક રજપુતરાણી હતી. તેના શાસન કાળમા પ્રજામા અત્યંત અરાજકતા વ્યાપી ગઈ હતી, તે વખતથી રાજપુત લોકો રાજ્યની અવ્યવસ્થાને ' પોપાબાઈનું રાજ્ય ' કહે છે

૨૭ અમે માત્ર એટલું જ કહીએ છીએ કે મુસલમાનોમા સૌથી પહેલાં બાબરે તોપનો ઉપયોગ કર્યો હતો. રૂમીખા નામનો એક ગોલંદાજ તેની તોપો ચલાવતો હતો. આ રૂમીખાં કોણ હતો ? ટોડ તેને સિરિયા દેશના રહીશ જણાવે છે

નજરમાં ફક્ત સૈનીકોના મુડદા. રૂધીર હાડકાના ઢગલા સિવાય કશું આવ્યું નહીં આ જોઈને સૌ ગમગીન થઈ ગયા હતા.

ભલભલા યમરાજને પણ કંપારી છુટે તેવો દેખાવ જોઇ બહાદુર શાહ સુલતાનને પણ દુઃખ થયું હતું આ વખતે ચિત્તોડ પર વિજય મેળવી બહાદુરશાહે પંદર દિવસ સુધી અનેક પ્રકારના આનંદોત્સવો કરવાશરૂ કર્યાં. પણ ત્યાં તો સાંભળ્યું કે વીર હુમાયુ બહાદુરશાહના જુલ્મમાંથી ચિત્તોડનો ઉદ્ધાર કરવા અસંખ્ય સૈનીકો લઈ આવે છે. તેથી બહાદુરશાહ ચમક્યો અને હતાશ થયો અને તરત જ પોતે પોતાના દેશમાં પાછા જવાની તૈયારી કરવા માંડી. હુમાયુ બંગદેશને વશ કરવાનું કામ મુકી ચિત્તોડ શા માટે આવતો હતો તે કહી શકાતું નથી પરંતુ એમ કહેવાય છે કે ઉદયસિંહની માતા કર્ણાવતી રાણીએ હુમાયુને ધર્મનો ભાઇ ગણ્યો હતો રાજપુતો આ " પવિત્ર ભ્રાતૃત્વ બંધન " ને " રક્ષાબંધન " કહે છે. બહાદુરશાહને હુમાયુએ ચિત્તોડમાંથી નસાડી મુકયો અને હુમાયુએ પોતાની લીધેલી પ્રતિજ્ઞાનું પાલન કર્યું. વળી માળવાના નવાબ પાસેથી તેનું પાટનગર માંડું પણ છીનવી લીધુ કારણ કે માળવાના નવાબે બહાદુરશાહને સહાય કરી હતી અનેક દુઃખ અને વિપત્તીઓ વેઠીને વિક્રમાજીતે ચિત્તોડનું સિંહાસન ફરી પ્રાપ્ત કર્યું, છતાં પણ તેની વર્તણુંકમાં ફેરફાર થયો નહીં આટ આટલા સંકટો પડયાં પણ તેની બુદ્ધિમાં જરા પણ ફેર થયો નહીં અને તેણે ફરીને પણ પોતાના સરદારો, સામંતો ઉપર અત્યાચાર કરવા માંડયા. અને જે કરમચંદે તેના પિતાને વિપત્તિના સમયમાં સહાય કરી હતી અને જે હમણાં અત્યંત વૃદ્ધ થઇને સંસારમાંથી વિદાય લેવાની તૈયારી કરતો હતો. તે કરમચંદ પરમાર ઉપર વિક્રમાજીતે ભરસભામાં પ્રહાર કર્યો, તેથી આવા અત્યાચાર અને અપમાન જોઇને સર્વ સરદારો અને સામંતો દરબારમાંથી ઉઠી ચાલ્યા ગયા. અને જતાં જતાં કહેતા ગયા કે " કાલેજ આ ફળનો આસ્વાદ માલમ પડશે. "

ક્રોધિત થએલા સરદારો અને સામંતોએ રાજભુવનનો ત્યાગ કરી વીર પૃથ્વીરાજના રાજકુમાર વનવીર પાસે ગયા અને કહ્યું કે તમે ચિત્તોડના સિંહાસનપર અભિષેક્ત થાવ એવી અમારી ઈચ્છા છે. રાજા વિક્રમાજીતને પદભ્રષ્ટ કરી તેના સિંહાસન ઉપર આરૂઢ થવું તે રાજકુમારને કુકર્મ લાગ્યું. અને જ્યારે તેણે જાણ્યું કે સરદારોની વાત નહીં માનવાથી મેવાડને મોટી હાની થશે ત્યારે તેણે સિંહાસનનો સ્વીકાર કરવાની અનુમતિ આપી હતભાગી વિક્રમાજીતને સિંહાસનપરથી પદભ્રષ્ટ કરવામાં આવ્યો અને વનવીરના રાજ્યાભિષેકથી પ્રજા અને સરદારોના આનંદધ્વનિથી મેવાડ ગાજી રહ્યું.

★

ભયંકર ભાવના જાગી છે ત્યાં રાજબલિ કયાંથી લાવવો ? સૌ વિમાસણમાં પડયા સંગ્રામસિંહનો પુત્ર ઉદયસિંહ રાજકુટુંબમાં શેષ હતા, પરંતુ તેઓ તો બાળક હતા તે ખડગ ધારણ કરી સંગ્રામમાં શી રીતે જઈ શકે ? આવા વિચારથી સૌ ગમગીન થઇ ગયા ત્યાં તો "દેવલાધિપતિ" વાઘજી તેમની સમક્ષ આવી ને ઉંચે સ્વરે બોલ્યા, 'શું આ હૃદયનાં સિસોદીયા કુળનું પવિત્ર રક્ત વહેતું નથી ? તમો બધા રાજબલિ માટે શા સારૂં ચીંતા કરી રહ્યા છો ? આજે હું પ્રાણાર્પણ કરી દેવીની આજ્ઞાનું પાલન કરીશ આ શબ્દો સાંભળી સર્વની ચિંતા નિવૃત થઈ, અને રાણાશ્રીએ વાઘજીને સિંહાસનપર બેસાડયા થોડા વખત સુધી મેવાડનું રાજ્ય ભોગવી તેમણે પીળાવસ્ત્રો પરિધાન કર્યા તેમની સાથે અનેક રાજપુતોએ પણ પીળાં વસ્ત્રો પહેર્યા અને સામંતો, સરદારો અને મુખ્ય મુખ્ય સેનાપતિઓની સદાને માટે વિદાય લીધી કારણકે મેવાડનાં છત્ર ચમ્મરરૂપી મસ્તકપર બિરાજમાન રહ્યા હતા. તેથી વાઘજી રાવલના મસ્તક પર વિજયવંતિ અને ઉજ્જવલ છેંગી[૨૮] ધરીને રાજપુતો મહાગર્વ સહિત ગગનભેદી વીરનાદ કરતા શત્રુઓની સામા ગયા. આ તરફ રાજકુમાર ઉદયસિંહને બુન્દીના વિશ્વાસપાત્ર રાજા શુરયાનને સોંપવામાં આવ્યા અને સર્વ રાજપુતો કેસરીયાં કરી યાહોમ કરી આગળ વધ્યા મારો ! કાપો ! ના ભીષણ નાદોથી આકાશ ગજવી મુકયું. અને માતૃભૂમિ માટે પ્રાણના મોઘા બલીદાન આપવા માંડયા જયભવાની ! જયભવાની ! જય એકલીંગજી ! આ પ્રમાણે બોલતા બોલતા પોતે માતૃભૂમિ ખાતર શહીદ થવા લાગ્યા પણ જેમ જેમ સમય થતો ગયો. તેમ તેમ રાજપુતોને વિજયની આશા ઓછી થતી ગઈ પણ નિરાશ ન બન્યા ભાવીની જેવી મરજી, અને તે રાજપુતનાં જ લોહીની તરસી હોય ત્યાં બીજો શો ઉપાય ? તેથી ચિત્તોડના કિલ્લામાં મોટો ખાડો ખોદયો અને દારૂગોળો ભર્યો અને રાણી કર્ણાવતી તથા તેર હજાર રજપુત રાણીઓ હસતે વદને અગ્નિમાં કુદી પડી, અને હસ્તે વદને ભસ્મિભૂત થઈ ગઈ. હાય ! ક્રૂર વિધાતા ! શો ગુન્હો આ વીર વિરાંગનાઓનો!

રાજપુતો મરણીઆ થઈ કેસરીયા કરી માતૃભૂમિ માટે નીકળ્યા હતા અને તમામ ચીંતા, સુખસાહ્યબી અને વૈભવનો નાસ કરીને નીકળ્યા હતા. તે રાજપુતોનો પણ વિધીને વિચાર આવ્યો નહીં, આખરે બધા રાજપુતો મરણ પામ્યા. આ યુદ્ધમાં ૩૨૦૦૦) બત્રીસ હજાર રજપુતો અને ૧૩૦૦૦) તેર હજાર રાજપુત રમણીઓના ભોગ લેવાયા ત્યારે બહાદુર શાહ સુલતાન ચિત્તોડનો સંપૂર્ણ વિજય મેળવી ચિત્તોડમાં પ્રવેશ કરી શકયો, પણ તે વખતે તેમની

૨૮ છેંગી એ મહારાજા બાપાગવલનુ એક રાજચિન્હ છે, એક કાષ્ટદંડ ઉપર પ્રાય. બે હાથ લાંબુ એક ચામડું બાંધે છે, અને તેના ઉપલા ભાગપર શુતરમુર્ગ અને વચમાં સુવર્ણનો સૂર્ય હોય છે.

પાલન કર્યું. અને ધાત્રીએ પોતાના બાળકને ઉદયસિંહની પથારીમાં સુવાડયો. એટલામાં વનવીર લોહીવાળા હાથ લઈ ત્યાં આવ્યો, અને ઉદયસિંહની શોધ કરવા લાગ્યો, અને કહ્યું કે રાજકુમાર ક્યાં છે? તેથી ધાત્રી પન્નાના તો હોસકોસ ઉડી ગયાં, અને એક શબ્દ પણ ન બોલતાં તેણે રાજકુમારની પથારી તરફ આંગળી લાંબી કરી. જેથી નિષ્ઠુર વનવીરે તરત જ બાળકના હૃદયમાં કાતિલ છુરી ઘોચી દીધી અને બાળક કિકિઆરી પાડી તુરત જ મરી ગયો. હતભાગિની ધાત્રી સામે જ તેના હૃદયનો દીપક બુઝાઇ ગયો, તેના વ્હાલા બાળકનો નાશ થયો, છતાં પણ તેણે પોતાના પુત્રને માટે જરાપણ રૂદન કર્યું નહીં. અને ચુપચુપ અ સારતી પોતાના છોકરાના શબને અગ્નિદાહ કરવા ચાલી ગઇ, મહારાણીઓને પણ ધાત્રીના મહાન કાર્યની ખબર નહોતી, તેથી તેઓ સર્વ રૂદન કરવા લાગ્યાં, કોઈને પણ ખબર નહોતી કે ધાત્રીએ ચિત્તોડના ભાવી રાણાને બચાવવાને માટે પોતાના પ્રાણથી અધિક પુત્રનો નાશ કર્યો છે. ઈતિહાસમાં આ પવિત્ર 'ધાત્રી પન્નાનું' નામ સુવર્ણાક્ષરથી સદા અંકિત રહેશે. 'ખીચી' રાજપુત કુળમાં તે પન્નાનો જન્મ થયો હતો. જ્યાં સુધી પૃથ્વીપર રાજપુતોનું નામ રહેશે, ત્યાં સુધી પન્નાના પવિત્ર નામનું સર્વ મનુષ્યોને સ્મરણ રહેશે જ. ચિત્તોડની પશ્ચિમ દિશામાં 'બેરીસ' નામની નદિના કિનારા પર પેલો હજામ રાજકુમારને લઇ બેઠો હતો ત્યાંજ ધાત્રી પન્ના પણ આવી પહોચી, તેણે આવી જોયુ તો રાજકુમાર ઉદયસિંહ હજી નિદ્રાવશ છે.

ધાત્રી રાજકુમારને પોતાની સાથે લઇને વાઘજીના પુત્ર સિંહરાવ પાસે ગઈ, અને ત્યાં પોતાને રહેવા દેવાની પ્રાર્થના કરી, પણ સિંહરાવે વનવીરના ભયથી તેનો સ્વીકાર ન કર્યો અને તે અત્યંત શોકાતુર થઈને બોલ્યો, રાજકુમાર ની રક્ષા કરવાની મારી ઘણીજ ઇચ્છા છે. "પણ" વનવીરને આ વાતની ખબર પડે તો મારા વંશ સહિત નાશ કરે કારણ કે તેની સાથે યુદ્ધ કરવાની મારામાં તાકાત નથી" તેથી ધાત્રી પન્ના દેવળનો ત્યાગ કરી ડુંગરપુર ગઇ અને રાણા યશકર્ણની પાસે જઈ પ્રાર્થના કરી, પરંતુ તેને પણ વનવીરના ડરથી ના પાડી, જેથી તે નિરાશ થઇને કેટલાક વિશ્વાસુ ભીલોને સાથે લઈ અરવલ્લીની દુર્ગમ શૈલમાળા તથા ઈડરના કૂટમાર્ગો ઓળગી રાજકુમાર સહિત કમલમેર આવી પહોચ્યા, અહીંઆ દિમા નામના વણિક કુળમાં ઉત્પન્ન થએલો અશાશાહ નામનો એક જૈન રાજપુત રાજા રાજ કરતો હતો. ધાત્રી રાજકુમારને લઇ આશાશાહને મળવા ગઈ કે તરત જ બાળકને આશાશાહના ખોળામાં મુકી દીધો, અને નમ્રતાપૂર્વક બોલી કે " આપના રાજાનો પ્રાણ બચાવો." પણ આશાશાહે ભયભીત થઇ પોતાના ખોળામાંથી રાજકુમારને નીચે મુકી દીધો. પણ ત્યાં રાજમાતા ઉભા હતા, તેથી તેમણે પોતના પુત્રની આવી કાયરતા જોઇને

## પ્રકરણ ૫ મું.

### વનવીરનો રાજ્યાભિષેક, ઉદયસિંહને રાજ્યની પ્રાપ્તિ, હુમાયુનું ચરિત્ર, તથા અકબર બાદશાહનું ચિત્તોડ પર આક્રમણ.

રાજ્ય અને સંપત્તિમાં શું મોહની છે તે રાજા અથવા ધનવાન કે જણ જાણી શકે! જે વનવીરે પોતાને સિંહાસનારૂઢ કરવાની સરદારોએ કરેલી માંગણી સ્વીકારવાને આનાકાની કરી હતી અને વિક્રમાજીતને પદભ્રષ્ટ કરી મેવાડનું સિંહાસન મેળવવાને ઘોર પાપ કર્મ સમજતો હતો. તેજ વનવીર માત્ર થોડા કલાક પછી સિંહાસન ઉપર બેઠો, એટલે તુરત તેનું મન સંપુર્ણ રીતે બદલાઇ ગયું. અને વનવીર રાજ્યની મોહિનીના ફંદમાં એટલો બધો પ્રમીત થઇ ગયો, કે તે કોનું રાજ્ય ભોગવે છે, તે વિષે તેને જરાપણ વિચાર કર્યો નહીં શું તેને આ વાતની ખબર નહોતી કે સંગ્રામસિંહનો પુત્ર ઉદયસિંહ મોટો થતો જાય છે ? અને શું તે જાણતો ન હતો કે ઉદયસિંહ મોટો થશે એટલે મને પદભ્રષ્ટ કરશે ?

સિંહાસન ઉપર બેસતાં જ વનવીરનું મન ફરી ગયું, અને તેને પ્રતિજ્ઞા કરી કે 'મારા માર્ગમાં જે કંટક રૂપ હોય તે સર્વેને દુર કરીશ.' પહેલો અને મોટો કંટક રાજકુમાર ઉદયસિંહ જ હતો જેમ બિલાડી ઉંદરને મારવા રાત્રીની રાહ જોઈ રહે છે તેમ વનવીર ઉદયસિંહને મારવાને રાહ જોતો હતો.

એક રાત્રે ઉદયસિંહ સુતો છે, અને તેની ધાત્રી પથારી પાસે બેસી તેની સેવા કરી રહી છે, તે વખતે ધાત્રી એ રણવાસમાં કોઇનું રૂદન સાંભળ્યું. આ સાંભળી 'ધાત્રી પન્ના' અચંબો પામી ભયભીત થઈ એટલામાં તો રાજકુમારનો હજામ ત્યાં આવ્યો, અને ભયભીત થઈ કહેવા લાગ્યો કે-" બહુ ખોટું થયું છે, સત્યાનાશ થઇ ગયું, વનવીરે વિક્રમાજીતને મારી નાંખ્યા. " આ શબ્દો સાંભળી ધાત્રીનું હૃદય કંપાયમાન થઈ ગયું, તરત જ તે સમજી ગઈ કે જરૂર ઉદયસિંહનો પ્રાણ પણ આ પાપી લેશે, તેથી તેને તુરત જ રાજકુમારને બચાવવાનો રસ્તો શોધવા માંડયો, વિપત્તીના સમયમાં કંઇ વિચાર સુઝતો નથી, પરંતુ આ મહાબુદ્ધિવાન ધાત્રી પન્નાએ તેનો ઉપાય શોધી કાઢયો. ત્યાં એક ફળ મૂકવાનો ટોપલો પડયો હતો, તેમાં રાજકુમારને ધીમેથી સુવાડી અને તેના ઉપર પાંદડા વિગેરે ઢાંકી હજામને ટોપલો આપી કહ્યું કે " હવે તું આ ટોપલો લઇ નગરની બહાર ચાલ્યો જા " તેથી વિશ્વાસુ હજામે તરતજ આજ્ઞા

રક્ષણ કરવાને માટે અનાથની પેઠે ઘરે ઘરે અથડાવા લાગ્યો. ધન્ય છે ? વિધાતા તારાં કુટ વિધાન ને ધન્ય છે ? તારા કુટીલ લેખ અનુસાર આજે સમસ્ત હિંદુસ્તાનનો પાદશાહ ઘરે ઘરે ફરે છે.

છેવટે હુમાયુએ જેસલમેર અને જોધપુરના મહારાજાઓને પોતાને આશ્રય આપવાની પ્રાર્થના કરી પણ શોકની વાત એ છે કે બેમાંથી કોઇએ પણ તેની પ્રાર્થના સાંભળી નહીં. પરંતુ જોધપુરના ક્રુર રાજા માલદેવે હુમાયુને કેદ કરવા વિચાર કર્યો હતો, આ વાત ક્યાં સુધી સત્ય છે તે અમે કહી શકતા નથી. પરંતુ હુમાયુએ જેસલમેર તથા જોધપુરના મહારાજાઓની કપટજાળ ભેદી, ભયંકર મારવાડની ભૂમીમાં પ્રવેશ કર્યો અહી તેને વધારે દુઃખ પડવા લાગ્યું. તેની પત્ની પણ પીડીત થવા લાગી, પોતાને દુઃખ સહન કરવું પડત તો તે સહન કરત, પણ તેના પ્રાણથી અધિક તેની બેગમને દુઃખ પડવાથી તે તેનાથી સહન ન થઈ શક્યું.

જેણે પૂર્વે કદી સૂર્ય ભગવાનનું કિરણ પણ જોયું નહોતું જેની આગળ સદા પાણી માગવાથી દુધ આવી પડતું હતું તેજ બેગમને દુર ભાગ્યવશાત્ આજે રેતીપર ઉઘાડે પગે ચાલવું પડતું હતું તેને જ આજે ભયંકર કષ્ટ સહન કરવું પડતું હતું. બેગમની તથા હુમાયુની આ દશા જોઇ કોણ અશ્રુબિંદુ નહિં પાડે ! જો આવખતે હુમાયુએ ધૈર્યનો નાશ કર્યો હોત તો તેના પરિવારનો મેવાડમાં જ નાશ થઇ ગયો હોત. પરંતુ તેનામાં વિરતા અને ધિરતા આદિ ગુણો હયાત હતા તેથી તો તે મોટા સંકટોમાંથી મુક્ત થયો હતો. હુમાયુના ગુણો જ્યારે આપણે સાંભળીએ છીએ. ત્યારે આપણને તેની વિપત્તિ જોઈ અધિક દુઃખ થાય છે.

'તવારિખ ફરિસ્તામાં' આ શોચનીય દુર્દશાનું જળહળતું ચિત્ર આલેખવામાં આવ્યુ છે. કે હુમાયુ અર્ધી રાતે અશ્વ ઉપર બેસીને અમરકોટ તરફ નાઠો, આ અમરકોટ ઠાટા (ઠઠ્ઠા) નગરીથી સો કોસ દુર છે ઘણે દુર સુધી પ્રવાસ કરવાથી અત્યંત દુઃખીત થઈને પાદશાહનો અશ્વ તો માર્ગમાં જ મરણ પામ્યો ત્યારે હુમાયુએ 'તુર્દીબેગ' નામના એક સભાસદની પાસે તેવો અશ્વ માગ્યો, પરંતુ ઉક્ત અમીરે પાદશાહની આજ્ઞાનો અનાદર કર્યો, અને તેના કઠોર હૃદયમાં જરાપણ દયા ઉત્પન્ન થઈ નહીં. આ શત્રુઓ હુમાયુની નજીક આવી પહોંચ્યા, હવે પોતાની રક્ષાનો બીજો કોઈ ઉપાય ન જડવાથી પાદશાહ ઉંટ ઉપર સ્વારી કરી નાઠો, એવામાં 'નાદિમકોકા' નામના એક માણસે પોતાની વૃદ્ધ માતાને અશ્વપર્થી નિચે ઉતારી તે અશ્વ હુમાયુને આપ્યો અને તેની માતાને ઉંટ પર બેસાડી ચાલવા લાગ્યો. માર્ગ અત્યંત ભયંકર અને રેતાળ હતો. પાણીનું નામ નહોતું તૃષાથી સિપાઇઓને દારૂણ દુઃખ થવા લાગ્યું. કેટલાક સિપાઈઓ બેહોસ થઈ ગયા, અને કેટલાક મરણ પામ્યા, ચારે તરફ હાહાકાર થઇ રહ્યો. અને રૂદન સંભળાવવા લાગ્યા, એટલામાં દુઃખમાં વૃદ્ધિ કરનારા સમાચાર મલ્યા કે શત્રુઓ

એટલે વનવીર કિલ્લામાથી નીકળી અને દક્ષિણ દેશમા જઈ વસ્યો, વખત જતા તેના વશજો નાગપુરના 'ભોસલે' કહેવાયા

સ ૧૫૯૭ (ઈ સ ૧૫૪૧) મા મેવાડના સરદારોએ ઉદયસિહને ચિત્તોડના સિંહાસન પર બેસાડયા, તે વખતે સર્વ પ્રજાને અપૂર્વ આનદ થયો, આ મહોત્સવ પ્રસગે જે ગીતો ગાવામા આવ્યા હતા તે ગીતો આજે પણ સાંભળવામા આવે છે પરતુ મહા કવી ચદે કહ્યુ છે કે "સ્ત્રી અથવા બાળક જે દેશમા સિહાસન ઉપર આવે છે તે દેશ વિપત્તિના પજામા સપડાય છે" તેવીજ રીતે મેવાડનું પણ બન્યુ કારણ ઉદયસિંહ હજી બાળક હતો, પણ રાત દિવસ વિલાસને પ્રમાદને વશ રહેતો હતો, જેથી અભાગિની મેવાડભૂમિમા સર્વત્ર અમગળ થવા લાગ્યુ દરેક રાજપુતમા સાહસ અને પ્રતાપ મુખ્ય ગુણો હોવા જ જોઈએ, તેમાનો એક અશ પણ ઉદયસિંહમા ન હતો

આ સમયમા અકબરનું નામ સમસ્ત ભારતવર્ષમા સુપ્રસિદ્ધ હતુ, તેનાથી ભારતવર્ષ કપાયમાન થઈ ગયો હતો, કારણ કે અકબરે ધુમકેતુની પેઠે આગળ વધીને મેવાડને કઠોર જજીરથી બાધી લીધુ અને પોતાના અધિકારમા લઈ લીધુ હતુ જેથી હિંદુઓને અગમા અગણિત ઘા થયા હતા તે ઘા રૂઝાયા નથી, પરતુ હૃદય સ્થાન સુધી ઉંડા ઉતરી ગયા હતા. શું આ રૂધિરમય ઘાને રૂઝાવી નાખી આરોગ્ય પ્રાપ્ત કરી ભવિષ્યમા કોઇ વખત ભારત સતાનો આનદથી વિહાર કરશે ? ભારત સતાનોના ભાવી ભાગ્યમા શું લખ્યુ છે તે શી રીતે કહી શકાય ?

જે દિવસ કનોજના યુદ્ધમા ભારતનો રાજમુગટ હુમાયુના મસ્તક પરથી પતિત થયો તે દિવસથી હુમાયુ પર ભયકર વિપત્તિઓનો આરભ થયો શત્રુઓ તેની પાછળ પડી તેને વારવાર સતાવવા લાગ્યા તેથી હુમાયુ નાશ ભાગ કરવા લાગ્યો, પણ શત્રુઓ તેની પુઠે પડી તેને સતાવતા હતા તેથી હુમાયુ આગ્રા છોડી લાહેર ગયો ત્યા પણ તેને વિશ્રામ મળ્યો નહી તેથી તે કેટલાક વિશ્વાસુ નોકરોને તથા પોતાના પરિવારને લઈ સિધના રાજ્યમા ગયો, રસ્તામાં તેના પર અત્યત કષ્ટ પડયુ છતા પણ તે નિરૂત્સાહ થયો નહી પણ ઇશ્વરપર શ્રદ્ધા રાખી તેને વિચાર કર્યો કે મુલતાનથી સમુદ્રતટ પર્યત, સીધુ નદીના કિનારા પર આવેલા સર્વ કિલ્લાઓ હસ્ત ગત કરવા' પણ શનિગ્રહના કીનારે સર્વ ઉત્સાહ ભસ્મ થઈ ગયો અને તેના ઉપર એક વધારે વિપત્તિ આવી પડી, તેના કેટલાક સૈનીકોએ તેના ઉપર વિદ્રોહ કર્યો, ત્યારે હુમાયુ ખુબ મુઝાઈ ગયો હતો તેથી તેને નિરૂપાયે ઈશ્વર ઉપર આધાર રાખી ત્યાંથી આગળ ચાલવું પડયુ

એક વખતે જે સમસ્ત ભારત વર્ષનો અધિશ્વર હતો, એક સમયે અગણિત જના હસ્તમાં હતુ તેજ માણસ આજે પોતાના જીવનનું

વનવીર એમ માનતો હતો કે હવે તો હું નિષ્કંટક છું તેથી તે સિંહાસન પર બેસીને સરદારો પર અનેક પ્રકારના અત્યાચારો કર્યા કરતો હતો, અને તેનો રાજમદ એટલો બધો વધી ગયો હતો કે મેવાડના શુદ્ધ રાજવંશી જેટલું સન્માન બળાત્કારે પ્રજા તરફથી મેળવતો હતો.

એક વખત ચંડના એક તેજસ્વી વંશજે તેનું 'દુના' ગ્રહણ ન કર્યું, જેથી વનવીરે તેનું ઘોર અપમાન કર્યું હતું રાજાના ઉચ્છિષ્ટ પ્રસાદને 'દુના' (પ્રસાદીનો પડીઓ) કહે છે. એક વખતે મહારાજા માનસિંહે વીરવર રાણા પ્રતાપસિંહનું 'દુના' નહિ સ્વીકારવાથી મેવાડમાં અનર્થ થયો હતો. તેને જ મેવાડની શોચનીય દશાનું કારણ માનવામાં આવે છે. 'શિતલસેની' નામની એક દાસીના ઉદરે વનવીરનો જન્મ થયો હતો તેથી તેને મેવાડની પ્રજા "પંચમ-પુત્ર" કહેતા હતા.

સરદારો મહાસંકટમાં આવી ગયા હતા તેથી જ મેવાડની ગાદી વનવીરને આપી હતી, પરંતુ તેથી શું તેઓ આ 'દુના' ગ્રહણ કરે? એવો કોણ છે કે જે પોતાની કુળમર્યાદાને તિલાંજલી આપી હસી ખુશીથી 'દુના' ખાશે? જ્યારે વનવીરે ચંડાવત સરદારને 'દુના' આપ્યું ત્યારે તેણે પાછું ફેરવીને કહ્યું કે "બાપ્પા રાવળના શુદ્ધ વંશજના હાથથી આ 'દુના' મળત તો આ પ્રસાદને ગૌરવનો વિષય માનવામાં આવત. પરંતુ શિતલસેની દાસીના પુત્રના હાથથી તેને ગ્રહણ કરવું એ ઘણોજ અપમાન સિવાય બીજું શું હોઈ શકે? આવી રીતે તો સરદારો તેનાથી કંટાળ્યા હતા તેથી ઉદયસિંહનો રાજ્યાભિષેક કરવા માટે ઉદયસિંહને શોધવા કમળમેર દુર્ગ તરફ ચાલ્યા, ત્યાં સામેથી કચ્છ દેશથી પાંચસો ઘોડાઓ, દશ હજાર બળદો અને એક હજાર રાજપુત રક્ષકોને જોયા, તેઓને ગુપ્ત રીતે પૂછતાં માલુમ પડયું કે તેઓ વનવીરની પુત્રી ની પહેરામણીમાં આ મૂલ્યવાન વસ્તુઓ આપવા જતા હતા, જેથી સરદારોએ તેમના ઉપર આક્રમણ કરી મૂલ્યવાન કિંમતી વસ્તુઓ લઈ લીધી. અને ઉદયસિંહની પાસે આવ્યા ઉદયસિંહનો વિવાહ ઝાલોર પ્રદેશમાં 'બાહિઠ' નામનું સ્થાન છે ત્યાં થયો હતો, તે પ્રસંગે બે સામંતો સિવાય બધા રાજસ્થાન ના સામંતો હાજર હતા, જે બે સરદારો આવ્યા ન હતા, તેમાના એકનું નામ 'માલોજી' હતું, અને બીજો સોલંકી કુળમાં જન્મ્યો હતો તેનું નામ કોઈ જગ્યાએ લખ્યું નથી, આ બે સરદારો કેમ નથી આવ્યા? તેમાં કાંઈ ભેદ હશે જેથી ઉદયસિંહે તેમના ઉપર આક્રમણ કરવા માંડયું. તેથી તેઓ પોતાના રક્ષણ માટે વનવીર પાસે ગયા, વનવીરે સરદારોની રક્ષા કરવા માટે સેના તૈયાર કરી અને લડયો, પણ તે અભાગી સરદારોની રક્ષા કરી શકયો નહીં. તેથી માલોજી મર્યો ગયો, અને સોલંકી ઉદયસિંહને તાબે થયો જેથી વનવીરનું બળ ઘટતું ગયું

કપરો આપ્યો, અને બોધ આપ્યો, તેથી આશાશાહના સર્વ સંદેહો-શંકાઓ દૂર થઈ ગયા જેથી રાજકુમારને પોતાના રાજા તરીકે જણાવ્યા, ધાત્રીએ મનમાં વિચાર કર્યો કે મારા અહીં રહેવાથી લોકોમાં રાજકુમાર માટે શંકા થશે તેથી તે કમલનેરનો ત્યાગ કરી ચાલી ગઈ, આશાશાહે રાજકુમાર ઉદયસિંહને પોતાના ભત્રીજા તરીકે જાહેર કર્યો પણ લોકોના મનમાં અનેક જાતની શંકાઓ પેદા થવા લાગી, પણ સત્ય કયાં છુપું રહી શકે? આપોઆપ બધાને ખબર પડવા લાગી

કેટલાક દિવસ પછી ઝાલોર સોનગઢા સરદારો કોઈ કામ પ્રસંગે આશાશાહની પાસે આવ્યા, તેમનો સત્કાર કરવા માટે આશાશાહે ઉદયસિંહને મોકલ્યો હતો, ઉદયસિંહે કરેલા આદર સત્કારથી સરદારોને સંદેહ પેદા થયો, અને તેમની સંપુર્ણ ખાત્રી થઈ કે આશાશાહનો આ ભત્રીજો છે જ નહિ ધીમે ધીમે આ સમાચાર મેવાડના સામંતો અને સરદારોને જ નહીં પણ મેવાડમાં તથા હિંદુસ્તાનના દરેક પ્રદેશમાં પહોંચી ગયા, તેથી ઘણા રાજાઓ આનંદીત થઈ પ્રણામ કરવાને ત્યાં દોડી આવ્યા, તેમાં ચંદ્રના-પ્રતિનિધિ, સલુમ્બ્રાધિપતિ સાહીદાસ કેલવા પતિજાગો, બાગોરનાથ સંગ પ્રભૃતિ અંદાવત ગોત્ર અન્યોઅન્ય સામંતો, કોટારિઆ અને બેદલના ચોહાણ, વીજોલીના પરમાર, સંચોરપતિ પૃથ્વીરાજ, અને જેતાવત લુણકરણ સર્વ રાજાઓ આનંદભેર કમલમેરમાં આવ્યા, જ્યારે ધાત્રી પન્નાએ તથા હજામે બધી વાત કરી ત્યારે સર્વના મનના સંદેહ દૂર થયા, એક દિવસ કમલમેરમાં દરબાર ભેગો થયો ત્યારે આશાશાહે રાજકુમારની ગુપ્ત વાતનું વર્ણન કર્યું, અને ત્યાર પછી રાજકુમારને મેવાડના વૃદ્ધ સામંત ચોહાણને સોંપી દીધા. વીરવર સંઆતસિંહના પુત્રને જીવતો દેખી સર્વે આનંદીત થઈ ગયા, તેમનો આનંદધ્વનિ અનંત ગગનને માર્ગે થઈ પર્વતશૃંગોપર અથડાતો અથડાતો ચિત્તોડ નગરમાં પહોંચ્યો, ચિત્તોડના સિંહાસન પર બેઠેલા દુષ્ટ વનવીરે આ ધ્વનિ સાંભળ્યો, તેથી તેનું હૃદય કંપાયમાન થવા લાગ્યું કારણ કે તેને સિંહાસન જવાની બીક લાગવા માંડી.

સોનગઢા સરદાર અખિલરાવે પોતાની પુત્રીનો વિવાહ રાજકુમાર ઉદયસિંહ સાથે કર્યો, અને મેવાડના સરદારો તથા સામંતો એ ઉદયસિંહની પૂજા મહારાણા કુમ્ભાના કિલ્લામાં કરીને તેમના કપાળમાં રાજતિલક કર્યું આ સમાચાર વનવીરે સાંભળ્યા તેથી તે એકદમ હતાશ થઈ ગયો અને તેણે વિચાર કર્યો કે "મેં મારા હાથે કુમારનો વધ કર્યો છે, અને તેને તરફડતો દીઠો છે, તો પછી કયા દેવતાના પ્રસાદથી તથા કયા સંજીવન મંત્રના પ્રભાવથી ઉદયસિંહ જીવિત થઈ ગયો?" વનવીરને આ માટે શંકાઓ થવા લાગી

રક્ષણ કરવાને માટે અનાથની પેઠે ઘરે ઘરે અથડાવા લાગ્યો. ધન્ય છે ! વિધાતા તારાં કુટ વિધાન ને ધન્ય છે ! તારા કુટીલ લેખ અનુસાર આજે સમસ્ત હિંદુસ્તાનનો પાદશાહ ઘરે ઘરે ફરે છે.

છેવટે હુમાયુએ જેસલમેર અને જોધપુરના મહારાજાઓને પોતાને આશ્રય આપવાની પ્રાર્થના કરી પણ શોકની વાત એ છે કે એમાંથી કોઇએ પણ તેની પ્રાર્થના સાંભળી નહીં. પરંતુ જોધપુરના ક્રુર રાજા માલદેવે હુમાયુને કેદ કરવા વિચાર કર્યો હતો, આ વાત ક્યાં સુધી સત્ય છે તે અમે કહી શકતા નથી. પરંતુ હુમાયુએ જેસલમેર તથા જોધપુરના મહારાજાઓની કપટજાળ ભેદી, ભયંકર મારવાડની ભૂમીમાં પ્રવેશ કર્યો અહી તેને વધારે દુઃખ પડવા લાગ્યું. તેની પત્ની પણ પીડીત થવા લાગી, પોતાને દુઃખ સહન કરવું પડત તો તે સહન કરત, પણ તેના પ્રાણથી અધિક તેની બેગમને દુઃખ પડવાથી તે તેનાથી સહન ન થઈ શક્યું.

જેણે પૂર્વે કદી સૂર્ય ભગવાનનું કિરણ પણ જોયું નહોતું જેની આગળ સદા પાણી માગવાથી દુધ આવી પડતું હતું તેજ બેગમને દુર ભાગ્યવશાત્ આજે રેતીપર ઉઘાડે પગે ચાલવું પડતું હતું તેને જ આજે ભયંકર કષ્ટ સહન કરવું પડતું હતું. બેગમની તથા હુમાયુની આ દશા જોઇ કોણ અશ્રુબિંદુ નહિં પાડે ! જો આવખતે હુમાયુએ ધૈર્યનો નાશ કર્યો હોત તો તેના પરિવારનો મેવાડમાં જ નાશ થઇ ગયો હોત. પરંતુ તેનામાં વિરતા અને ધિરતા આદિ ગુણો હયાત હતા તેથી તો તે મોટા સંકટોમાંથી મુક્ત થયો હતો. હુમાયુના ગુણો જ્યારે આપણે સાંભળીએ છીએ, ત્યારે આપણને તેની વિપત્તિ જોઈ અધિક દુઃખ થાય છે.

'તવારિખ ફરિસ્તામાં' આ શોચનીય દુર્દશાનું જળંહળતું ચિત્ર આલેખવામાં આવ્યુ છે. કે હુમાયુ અર્ધી રાતે અશ્વ ઉપર બેસીને અમરકોટ તરફ નાઠો, આ અમરકોટ ઠાટા (ઠઠ્ઠા) નગરીથી સો કોસ દુર છે ઘણે દુર સુધી પ્રવાસ કરવાથી અત્યંત દુઃખીત થઈને પાદશાહનો અશ્વ તો માર્ગમાં જ મરણ પામ્યો ત્યારે હુમાયુએ 'તુર્દીબેગ' નામના એક સભાસદની પાસે તેવો અશ્વ માગ્યો, પરંતુ ઉક્ત અમીરે પાદશાહની આજ્ઞાનો અનાદર કર્યો, અને તેના કઠોર હૃદયમાં જરાપણ દયા ઉત્પન્ન થઈ નહીં. આ શત્રુઓ હુમાયુની નજીક આવી પહોચ્યા, હવે પોતાની રક્ષાનો બીજો કોઈ ઉપાય ન જડવાથી પાદશાહ ઉંટ ઉપર સ્વારી કરી નાઠો, એવામાં 'નાદિમકોકા' નામના એક માણસે પોતાની વૃદ્ધ માતાને અશ્વપરથી નિચે ઉતારી તે અશ્વ હુમાયુને આપ્યો અને તેની માતાને ઉંટ પર બેસાડી ચાલવા લાગ્યો. માર્ગ અત્યંત ભયંકર અને રેતાળ હતો. પાણીનું નામ નહોતું તૃષાથી સિપાઈઓને દારૂણ દુઃખ થવા લાગ્યું કેટલાક સિપાઈઓ બેહોસ થઈ ગયા, અને કેટલાક મરણ પામ્યા, ચારે તરફ હાહાકાર થઇ રહ્યો. અને રૂદન સંભળાવવા લાગ્યા, એટલામાં દુઃખમાં વૃદ્ધિ કરનારા સમાચાર મળ્યા કે ...

એટલે વનવીર કિલ્લામાંથી નીકળી અને દક્ષિણ દેશમાં જઇ વસ્યો, વખત જતાં તેના વંશજો નાગપુરના 'ભોસલે' કહેવાયા.

સં. ૧૫૯૭ (ઈ. સ ૧૫૪૧) માં મેવાડના સરદારોએ ઉદયસિંહને ચિત્તોડના સિંહાસન પર બેસાડયા, તે વખતે સર્વ પ્રજાને અપૂર્વ આનંદ થયો, આ મહોત્સવ પ્રસંગે જે ગીતો ગાવામાં આવ્યાં હતાં તે ગીતો આજે પણ સાંભળવામાં આવે છે પરંતુ મહા કવી ચંદે કહ્યું છે કે "સ્ત્રી અથવા બાળક જે દેશમાં સિંહાસન ઉપર આવે છે. તે દેશ વિપત્તિના પંજામાં સપડાય છે." તેવીજ રીતે મેવાડનું પણ બન્યું કારણ ઉદયસિંહ હજી બાળક હતો, પણ રાત દિવસ વિલાસને પ્રમાદને વશ રહેતો હતો, જેથી અભાગિની મેવાડભૂમિમાં સર્વત્ર અમંગળ થવા લાગ્યું. દરેક રાજપુતમાં સાહસ અને પ્રતાપ મુખ્ય ગુણો હોવા જ જોઈએ, તેમાંનો એક અંશ પણ ઉદયસિંહમાં ન હતો.

આ સમયમાં અકબરનું નામ સમસ્ત ભારતવર્ષમાં સુપ્રસિદ્ધ હતું, તેનાથી ભારતવર્ષ કંપાયમાન થઈ ગયો હતો, કારણ કે અકબરે ધુમકેતુની પેઠે આગળ વધીને મેવાડને કઠોર જંજીરથી બાંધી લીધું અને પોતાના અધિકારમાં લઈ લીધુ હતું. જેથી હિંદુઓને અંગમાં અગણિત ઘા થયા હતા. તે ઘા રૂઝાયા નથી, પરંતુ હૃદય સ્થાન સુધી ઉંડા ઉતરી ગયા હતા. શું આ રૂધિરમય ઘાને રૂઝાવી નાખી આરોગ્ય પ્રાપ્ત કરી ભવિષ્યમાં કોઇ વખત ભારત સંતાનો આનંદથી વિહાર કરશે ? ભારત સંતાનોના ભાવી ભાગ્યમાં શું લખ્યું છે તે શી રીતે કહી શકાય?

જે દિવસ કનોજના યુદ્ધમાં ભારતનો રાજમુગટ હુમાયુના મસ્તક પરથી પતિત થયો તે દિવસથી હુમાયુ પર ભયંકર વિપત્તિઓનો આરંભ થયો શત્રુઓ તેની પાછળ પડી તેને વારવાર સતાવવા લાગ્યા તેથી હુમાયુ નાશ ભાગ કરવા લાગ્યો, પણ શત્રુઓ તેની પુઠે પડી તેને સતાવતા હતા, તેથી હુમાયુ આગ્રા છોડી લાહોર ગયો ત્યાં પણ તેને વિશ્રામ મળ્યો નહીં તેથી તે કેટલાક વિશ્વાસુ નોકરોને તથા પોતાના પરિવારને લઈ સિંધના રાજ્યમાં ગયો, રસ્તામાં તેના પર અત્યંત કષ્ટ પડયું છતાં પણ તે નિરૂત્સાહ થયો નહીં પણ ઇશ્વરપર શ્રદ્ધા રાખી તેને વિચાર કર્યો કે 'મુલતાનથી સમુદ્રતટ પર્યંત, સીંધુ નદીના કિનારા પર આવેલા સર્વ કિલ્લાઓ હસ્ત ગત કરવા' પણ શનિગ્રહના કીનારે સર્વ ઉત્સાહ ભસ્મ થઈ ગયો અને તેના ઉપર એક વધારે વિપત્તિ આવી પડી, તેના કેટલાંક સૈનીકોએ તેના ઉપર વિદ્રોહ કર્યો, ત્યારે હુમાયુ ખુબ મુઝાઈ ગયો હતો તેથી તેને નિરૂપાયે ઇશ્વર ઉપર આધાર રાખી ત્યાંથી આગળ ચાલવું પડયું

એક સમયે જે સમસ્ત ભારત વર્ષનો અધિશ્વર હતો, એક સમયે અગણિત નરનારીઓનું ભાગ્ય સુત્ર જેના હસ્તમાં હતું તેજ માણસ આજે પોતાના જીવનનું

જે સમયે હુમાયુ કાશ્મીરની નિકટ આવ્યો તે સમયે સીકંદર દિલ્હીનાં સિંહાસન પર બેસીને પોતાના ભાઈઓની સાથે ઝઘડો કર્યા કરતો હતો તેથી હુમાયુએ ધાર્યું કે આપણું કાર્ય કરવાની આ ઉત્તમ તક છે. સીકંદર ગૃહકલહથી નિર્મળ થયેલો જોઈને તરતજ હુમાયુ સિંધુ નદી ઉતરીને તેની સામે આવી બાથ ભીડી, આ રણસંગ્રામના પ્રચંડ ઘોષથી હતભાગી પઠાણ પાદશાહનાં જ્ઞાનનેત્રો ઉઘડી ગયાં, સરહીંદ નામક સ્થાન આગળ તેમની સાથે દારૂણ યુદ્ધ થયું. આ યુદ્ધમાં હુમાયુએ તેના પુત્ર અકબરને સેનાપતિ બનાવ્યો હતો તેની ઉંમર અત્રે ફક્ત બાર વર્ષની હતી. અકબરનો વિજય થયો, દિલ્હીનું સિંહાસન હાથ લીધા પછી થોડા દિવસો પછી હુમાયુ પોતાના પુસ્તકાલયના ઉંચા સોપાન પરથી પડી જવાથી પરલોકવાસી થયો.

પોતાના પિતાના મૃત્યુ પછી થોડે દિવસે અકબર તેર વરસની ઉંમરે સિંહાસન પર બેઠો, ત્યાર પછી થોડા દિવસે તેના શત્રુઓએ અકબરના હાથમાંથી દિલ્હી અને આગ્રા ખુંચવી લીધા, તથા અકબરને બહાર હાંકી કાઢયો, જેથી અકબરે પંજાબના એક સ્થાનમાં જઈ આશ્રય લીધો; પણ બહેરામખાંએ તેના છેલ્લા શત્રુઓના હાથમાંથી તેના રાજ્યનો ઉદ્ધાર કર્યો. આ બહેરામખાંને ભારતીયસલી (૨૯) કહેવામાં આવે છે. તેના પરાક્રમથી અકબરનું રાજ્ય પર્વત સમાન દૃઢ થયું અને અઢાર વર્ષની ઉંમરમાં તો અકબરે ચંદેરી, કાલિંજર, બુંદેલખંડ, અને માળવા વિગેરે દેશો હાથ કર્યા. આ વિશાળ ભારત સામ્રાજ્ય પર અધિકાર સ્થાપિત કર્યા પછી થોડાજ વખતમાં શહેનશાહ અકબરે ચિત્તોડ પર આક્રમણ કર્યું હતું.

ઉદયસિંહ કાયર હતો, તે રાજા થયો તેથી શું થયું, જે રાજામાં નૃપોચિત ગુણ ન હોય તે રાજા શા કામનો? ઉદયસિંહમાં ઉપલા ગુણોને બદલે અનર્થકારક દુર્ગુણો ભરેલાં હતાં અને તેના વિચારનું તંત્ર એક વેશ્યાદ્વારા ચાલતું હતું. તે વેશ્યાજ ઉદયસિંહની સલાહકાર, જીવન સહચરી, વિદ્યા, બુદ્ધિ અને બોધદાયિની સ્વામિની હતી, રાણો તેનો એવો દાસ બની ગયો હતો કે તેનાં ભાગ્યસુત્રને તે પિશાચિની પોતાના હાથમાં લઈ રહી હતી. મહારાણા ઉદયસિંહ—ગિહ્લોત કુલકેશરી વિરવર બાપ્પારાવલના વંશજ મેવાડના સ્વામિ રાણા સંગ્રામસિંહના પુત્ર હતભાગી ઉદયસિંહ, પાપિની વેશ્યાની આજ્ઞા

(૨૯) મોગલ સમ્રાટ અકબર અને ફ્રાન્સનો ચતુર્થ હેન્રી, તથા બહેરામખાં અને ફ્રાન્સનો મંત્રીસલી, આ ચારે પુરૂષો એકજ વખતે વિદ્યમાન હતા આ એક અદ્ભૂત ઘટના છે. બહેરામખાંએ આત્માનો ભોગ આપીને મોગલ રાજ્યને બચાવ્યું હતું અને અંતે તે પોતેજ વિદ્રોહી બન્યો હતો જેથી તેને દેશનીકાલ કર્યો હતો.

એકદમ પાસે આવી પહોચ્યા છે આથી હુમાયુ તરત જરાપણ ગભરાયા વગર પોકારી ઉઠયો ' જેનામાં લડવાની શક્તિ હોય તે અહીંઆ રહો, અને બીજાઓ સર્વ સામાન તથા ઓરતોને લઈ આગળ ચાલો,' પરતુ શત્રુઓના આગમનના ચિહ્ન જણાયા નહીં તેથી પાદશાહ સર્વ માણસોને લઈ આગળ ચાલ્યો, બીજે દિવસે હુમાયુ પોતાની સેના સહીત અમરકોટ તરફ ચાલવા લાગ્યો, પરતુ માર્ગમા બે દિવસ સુધી જળ નહીં મળવાથી તેમને પહેલા કરતા બમણુ દુખ પડયુ ત્રીજે દિવસે એક કુવો જોવામા આવ્યો, પણ તે દુર્ભાગ્યે એટલો બધો ઊડો હતો, કે પાણી ભરતા બહુવાર લાગતી હતી, અને ફક્ત અત્યારે એક જ ડોલ હતી, દરેકને સુચના કરી કે નબરવાર પાણી પાવામા આવશે પણ તે સુચના કોઈએ સાભળી નહીં, કારણ કે બધા માણસો તરસથી મરી જતા હતા, સર્વ પ્રથમ જળ પીવાને ઇચ્છા રાખતા હતા, જ્યાં અનિષ્ટ થવાનુ હોય ત્યા કોણ મિથ્યા કરી શકનાર છે ? તેવામાં ડોલનું દોરડુ તુટી ગયુ અને કેટલાક માણસો તેની સાથે કુવામા પડીને મરણ પામ્યા અને કેટલાક માણસો પોતાની છીભ બહાર કાઢી જમીન પર આળોટવા લાગ્યા, અને કેટલાક માણસો ગાડા થઈ જઈને કુવામા પડી મરણ પામ્યા, આ હૃદય વિદારક દ્રશ્ય જોઈ હુમાયુને કેટલું કષ્ટ થયુ હશે ? અરે ! ભલભલા યમરાજને પણ આશ્ચર્ય થાય તેવુ આ દ્રશ્ય હતુ અને બીજે દિવસે તેમને એક બીજો કુવો જોયો, અનેક દિવસોથી ઉટ પ્રવાસ કરતા હતા, અને તેમણે ઘણા દિવસથી પાણીનું એક બિન્દુ પણ મળ્યુ નહોતુ તેથી આ વખતે નિકટ કુવો જોઇને તેઓ સર્વ તેમા કુદી પડયાં અને ખુબ ધરાઈને પણી પીધુ પણ થોડીવારમા અકસ્માત તેનના પેટમા ભયકર પીડા થવા લાગી અને જોત જોતામા તો ત્યાના ત્યજ કેટલાય માણસો મરણ પામ્યા આ શોચનીય વિપત્તિમાથી થોડા રહેલ વિશ્વાસુ સેવકોને પોતાની સાથે લઈને હુમાયુ અમરકોટ નગર તરફ ગયો મોગલવીર હુમાયુની અત્યત કષ્ટમય સ્થિતિ જોઇને અમરકોટના સોઢારાજને પરમ દુખ થયુ અને તેને આદરપૂર્વક આશ્રય આપ્યો ને સર્વ દુખ દૂર કરવા યત્ન કરવા લાગ્યો અહિયા હીજરીસન ૯૪૯ રજ્જબ માસના રવિવારને દિવસે હમીદાબેગમને પેટે રાજકુમાર અકબરનો જન્મ થયો પુત્રનું મુખકમળ જોઈને હુમાયુનું સર્વ દુખ દૂર થઈ ગયુ અને તેણે પરમકૃપાળુ પરમેશ્વરનો પાઠ માન્યો અને અમરકોટના રાજાના શરણમા પોતાના પરિવારને મુકીને તેની જ સેના લઈને ઈરાન તરફ ચાલ્યો ગયો એમ કહેવાય છે કે હુમાયુને જ્યોતિષ શાસ્ત્રનો સારો અભ્યાસ હતો, પણ કમનસીબની વાત એ છે કે તેણે તે શાસ્ત્રના જ્ઞાનનો ઉપયોગ પોતાના કોઇપણ કામમા કર્યો નહીં, અને ઇરાન તરફ જવું પડત નહીં, 'તવારીખ ફીરસ્ત' મા આ પ્રમાણે લખેલુ છે

જે સમયે હુમાયુ કાશ્મીરની નિકટ આવ્યો તે સમયે સીકંદર દિલ્હીનાં સિંહાસન પર બેસીને પોતાના ભાઈઓની સાથે ઝઘડા કર્યા કરતો હતો. તેથી હુમાયુએ ધાર્યું કે આપણું કાર્ય કરવાની આ ઉત્તમ તક છે. સીકંદર ગૃહકલહથી નિર્બળ થયેલો જોઈને તરતજ હુમાયુ સિંધુ નદી ઉતરીને તેની સામે આવી બાથ ભીડી, આ રણસંગ્રામના પ્રચંડ ઘોષથી હતભાગી પઠાણ પાદશાહનાં જ્ઞાનનેત્રો ઉઘડી ગયાં, સરહીંદ નામક સ્થાન આગળ તેમની સાથે દારૂણ યુદ્ધ થયું. આ યુદ્ધમાં હુમાયુએ તેના પુત્ર અકબરને સેનાપતિ બનાવ્યો હતો તેની ઉંમર અત્રે ફક્ત બાર વર્ષની હતી. અકબરનો વિજય થયો, દિલ્હીનું સિંહાસન હાથ લીધા પછી થોડા દિવસો પછી હુમાયુ પોતાના પુસ્તકાલયના ઉંચા સોપાન પરથી પડી જવાથી પરલોકવાસી થયો.

પોતાના પિતાના મૃત્યુ પછી થોડે દિવસે અકબર તેર વરસની ઉંમરે સિંહાસન પર બેઠો, ત્યાર પછી થોડા દિવસે તેના શત્રુઓએ અકબરના હાથમાંથી દિલ્હી અને આગ્રા ખુંચવી લીધા, તથા અકબરને બહાર હાંકી કાઢયો, જેથી અકબરે પંજાબના એક સ્થાનમાં જઈ આશ્રય લીધો; પણ બહેરામખાંએ તેના છેલ્લા શત્રુઓના હાથમાંથી તેના રાજ્યનો ઉદ્ધાર કર્યો. આ બહેરામખાંને ભારતીયસલી (૨૯) કહેવામાં આવે છે. તેના પરાક્રમથી અકબરનું રાજ્ય પર્વત સમાન દૃઢ થયું અને અઢાર વર્ષની ઉંમરમાં તો અકબરે ચંદેરી, કાલિંજર, બુંદેલખંડ, અને માળવા વિગેરે દેશો હાથ કર્યા. આ વિશાળ ભારત સામ્રાજ્ય પર અધિકાર સ્થાપિત કર્યા પછી થોડાજ વખતમાં શહેનશાહ અકબરે ચિત્તોડ પર આક્રમણ કર્યું હતું.

ઉદયસિંહ કાયર હતો, તે રાજા થયો તેથી શું થયું, જે રાજામાં નૃપોચિત ગુણ ન હોય તે રાજા શા કામનો? ઉદયસિંહમાં ઉપલા ગુણોને બદલે અનર્થકારક દુર્ગુણો ભરેલાં હતાં અને તેના વિચારનું તંત્ર એક વેશ્યાદ્વારા ચાલતું હતું. તે વેશ્યાજ ઉદયસિંહની સલાહકાર, જીવન સહચરી, વિદ્યા, બુદ્ધિ અને બોધદાયિની સ્વામિની હતી, રાણો તેનો એવો દાસ બની ગયો હતો કે તેનાં ભાગ્યસુત્રને તે પિશાચિની પોતાના હાથમાં લઈ રહી હતી. મહારાણા ઉદયસિંહ–ગિહ્લોત કુલકેશરી વિરવર બાપ્પારાવલના વંશજ મેવાડના સ્વામિ રાણા સંગ્રામસિંહના પુત્ર હતભાગી ઉદયસિંહ, પાપિની વેશ્યાની આજ્ઞા

(૨૯) મોગલ સમ્રાટ અકબર અને ફ્રાન્સનો ચતુર્થ હેન્રી, તથા બહેરામખાં અને ફ્રાન્સનો મંત્રીસલી, આ ચારે પુરૂષો એકજ વખતે વિદ્યમાન હતા આ એક અદ્ભૂત ઘટના છે, બહેરામખાંએ આત્માનો ભોગ આપીને મોગલ રાજ્યને બચાવ્યું હતું અને અંતે તે પોતેજ વિદ્રોહી બન્યો હતો જેથી તેને દેશનીકાલ કર્યો હતો.

અનુસાર ચાલતા હતા મૂર્ખ ઉદયસિંહ તેના પર જ શ્રદ્ધા રાખીને વિલાસિતા
પાપ પંકમા ડુબી ગયો હતો. રણથાન આ પ્રકારે પ્રમાદીને વિલાસી થએ
જોઈને ચતુર અકબરે આક્રમણ કર્યું હતુ અને મહાયુદ્ધ થયુ હતુ તેમ
અકબરનો વિજય થયો. અને ઉદયસિંહને તેના અનાચારનું યોગ્ય
પ્રાયશ્ચિત મળ્યુ

અકબરમા એક મહાન ગુણ એ હતો કે મનુષ્યની ગુપ્તમા ગુપ્ત વા
પણ તેને પહોંચી જતી હતી, તથા જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે તે સર્વ
સંતુષ્ટ કરી શકતો હતો. આ ગુણોથી અકબરે હિંદુ જાતિના હૃદયમા તેન
પ્રત્યે પ્રીતિ અને ભક્તિ પેદા કરી હતી. અભિમાન ઉત્પાદક અને ગૌરવશાળ
ઉપાધી પ્રાપ્ત કર્યા પહેલા તેણે પોતાના હાથથી અસંખ્ય ભારત સંતાનોન
હૃદય ક્રુર રીતે ચીરી નાખ્યા હતા, અને સનાતન ધર્મના અનેક મંદિરો
ચુર્ણ કરી નાખી તે સ્થળે મસ્જીદો બંધાવી હતી

અકબરના હસ્તપ્રહારથી વીરવંશો અને આર્ય સંતાનોના મુખો પ
કલંકની કાળી શાહી લાગી ગઈ હતી પરંતુ એ કલંકે તેના કપાળ પર સદા
માટે વાસ કર્યો નહોતો. યૌવનના અભિમાનમા અકબરે પોતાની ઠોકર, દુરકાશા
તૃપ્ત કરવાને માટે હિંદુઓના હૃદયમા જે ભીષણપ્રહાર કર્યા હતા. તે ઘાવે
તેણે પોતાની વૃદ્ધાવસ્થામા રૂઝાવી નાખ્યા હતા અને ભારત વાસીઓના
આશિર્વાદ મેળવ્યા હતા.

આ પ્રમાણે જ્યારે દેશપ્રજાની પડતીની નોબતનો વાગવાનો ટાઈમ
આવે છે ત્યારે રાજા પણ કાયર, ભીરૂ અને ડરપોક બને છે જ્યારે શિશુદોવ
કુલેશ્વરી વિશ્વર બાપ્પા રાવલના વંશજ મેવાડના સ્વામિ રાણા સમરસિંહ
રાજ્યનિતી વિશારદ ચાણક્યે જે નિતી અનુસાર રાજ્યકારભાર ચલાવી નામના
મેળવી હતી અને પોતે નિષ્કંટક રાજ્ય ચલાવ્યુ હતુ, તેજ રાજ્ય મળે
ઉદયસિંહના હાથમા આવ્યુ હતુ બાપ્પા રાવલના વંશજ મેવાડના સ્વામિ રાણા
સમરસિંહ અત્યંત ચતુર અને કાર્યકુશળ હતા અને રાજ્યકાર્યને મહત્વનું કામ
ગણી તાત્પર રહેતા હતા

ઉદયસિંહ આ કાર્યને અતિ સરળ અને સુગમ સમજતો હતો. તેથી
મેવાડ પર દુઃખના ડુંગરો તુટી પડયા સીસોદીયા કુળની અધિષ્ઠાત્રી દેવીએ
પ્રતિજ્ઞા કરી હતી કે 'જ્યાસુધી બાપ્પા રાવલના વંશજો મારી આજ્ઞાનુ પાલન
કરશે ત્યાસુધી હુ ચિત્તોડનો ત્યાગ કરીને જઈશ નહીં' બાપ્પા રાવલના
વંશજોએ આટલા દિવસ સુધી દેવીને સંતુષ્ટ કરવા માટે પોતાના હૃદયનું રૂધીર
અર્પણ કર્યુ હતુ, તેથી મહારેવીએ સંપુર્ણ રીતે ચિત્તોડની ભૂમિનુ રક્ષણ કર્યું હતુ

આ પ્રસંગે અનેક સ્ત્રી પુરૂષોએ પોતાના આત્માની આહુતી ચિત્તોડ માટે આપી, પોતાના નામ અમર કરી ગયા છે. અને આજે સુવર્ણાક્ષરે અંકિત કરી ગયા છે. તે વસ્તુનો વિચાર કરતાં કયા પુરૂષને પોતાની જન્મભૂમી માટે માન ન ઉપજે !

આ પ્રમાણે સીસોદીયા વંશની કુળદેવીએ અનેક વખત મુસલમાનોના આક્રમણુથી છેવટની ઘડીએ પણ પોતાની માતૃભૂમીને બચાવી છે. અને ક્ષત્રિઓનું બિરૂદ સાચવ્યું છે. પરંતુ આ ત્રીજી વખતના ચિત્તોડ પર આવેલા ઘોર સંકટ સમયે બાપ્પા રાવલનો કયો વંશજ પ્રાણાંતનો દાવ ખેલી ચિત્તોડની દેવીને પ્રસન્ન કરશે ? ' ભગવતિ ચામુંડ ' આ પ્રસંગે કયા વિરનું રૂધીર પી ચિત્તોડનું રક્ષણ કરશે, આવા કટોકટીના વખતે ભયંકર સંગ્રામમાં કોઈ પણ સીસોદીયો વીર આવ્યો નહીં. હવે શું થશે ? કાંઈ પણ ઉપાય રહ્યો નહીં, ચિત્તોડનું શોચનીય અને ભીષણ અધઃપતન થવાનું હોય, ચિત્તોડના સ્વાધીનતાનો સૂર્ય સદાને માટે અસ્ત થવાનો હોય, ત્યાં મોહમાયી મહામાયા અંતર્ધ્યાન થઇ ગઈ, જે ગુઢભાગ્ય સૂત્રે ગિહ્‌લોત કુળને આટલા દીર્ઘકાળ પર્યંત બાંધી રાખ્યું હતું. તે સૂત્ર પણ સદાને માટે ત્રુટી ગયું, જે મહાદેવીએ વિપત્તીના સમયમાં સમયસિંહની ઉભય આંખો ખોલીને ગંભીર સ્વરે કહ્યું હતું કે " હિંદુ ગૌરવ લુપ્ત થવાની અણી પર છે," જેણે ચિતાના વમળમાં પડેલા લક્ષ્મણસિંહના સન્મુખ પ્રગટ થઈને બાર રાજકુમારોનો ' બલિ ' માગ્યો હતો, તે ચિત્તોડની મૂર્તિમંત સ્વાધિનતા લક્ષ્મીદેવી ચતુર્ભુજા હતભાગી ઉદયસિંહની કાયરતા જોઇને સદાને માટે ચિત્તોડનો પરિત્યાગ કરી ગઈ ! તેની સાથે રાજપુત જાતીની એક મહાન શ્રદ્ધા નાશ પામી ! જે શ્રદ્ધાબળથી તે લોકો ચિત્તોડપુરીને પવિત્ર સનાતન ધર્મને અને સ્વાધિનતાનો દુર્જય દુર્ગ માનતા હતા, તે મહાન શ્રદ્ધા હવે તેમના હૃદયમાંથી લુપ્ત થઈ ગઈ, હવે તેઓ તેને માત્ર એક મિથ્યા કલ્પના ગણવા લાગ્યા.

આ પ્રકારનો પવિત્ર વિશ્વાસ એ રાજપૂતોની અપૂર્વ દેશભક્તિ, જીવન શક્તિ અને દેશરક્ષાની મહાશક્તિ છે. આ મહામંત્રથી દીક્ષીત થઇને અનેક દેશના રાજાઓએ સ્વદેશની રક્ષાને માટે રણક્ષેત્રમાં પ્રાણના ત્યાગ કર્યા હતા. ઇતિહાસમાં અનેકવાર રાજપુતોના અસીમ ગુણોની પ્રશંસા કરવામાં આવી છે. અમે માનીએ છીએ કે આ વિશ્વાસ જ સદા તેમના વિજયની કુંચી હતી.

અકબરે ચિત્તોડ પર બેવાર આક્રમણ કર્યું હતું, પહેલી વખતના આક્રમણમાં અકબરને પરાજીત થઈ નાશી જવું પડયું હતું. અને તેનો લડાઈનો

તમામ સરદારો સીસોદીયાઓએ કબજે કર્યો હતો. બીજો ભયંકર સંગ્રામ સં ૧૬૨૪ ચૈત્ર સુદ ૧૧ ને રવીવારના દિવસે શરૂ થયો તે વખતે અકબરે પોતાની વિજય શાળી સેનાને લઈ ચિત્તોડ ઉપર હુમલો કર્યો, આ વખતે કાયર ઉદયસિંહે કોઈ પણ જાતનું શુરાતન ન બતાવતા છેક જ નિર્માલ્યપણું બતાવ્યુ હતુ છતા પણ સરદારો અને સામંતોની ઉશ્કેરણી ભરેલા વાતાવરણેથી ઉદયસીંહ સૈન્યમા દાખલ થયા પણ જ્યા રાજા જ નમાલો હોય ત્યા સૈન્યમા ઉત્સાહ કયાથી જ આવે

જ્યારે રાજા ઉદયસિંહમા કોઈપણ જાતનો શુરવીરતાને શોભે તેવો ઉત્સાહ જોયો નહીં ત્યારે લાચારીથી રાજપુત સૈન્ય ભાગવા માંડયુ, અને ઉત્સાહ વગરનું થઈ ગયુ એટલે ઉદયસિંહ અકબરના હાથે કેદ પકડાયો, વીરજનોની મેવાડની ભૂમીપર આ એક મોટામા મોટુ કલંક આવ્યુ આવી ઘટના આજ પર્યંત મેવાડમા બની નહોતી

કાયર રાજા હોય તો, કરે પ્રજા પાયમાલ,
જોર મળે નહિં જીગરમા, પ્રજા બને બેહાલ,
નિજ કુળતણી મર્યાદને, બુડાવી દે આમ,
એક ઉદયસિંહ કારણે, મેવાડ બન્યુ ગુલામ

રાણા ઉદયસિંહ કેદ પકડાયો, છતા કોઈ સરદારને અથવા સામંતને તેના માટે માન નહોતુ તેથી તેને છોડાવવાને કોઇએ કાંઈ પણ પ્રયત્ન કર્યો નહોતો. આજે ચિત્તોડપુરીની પ્રાર્થના નિસ્તેજ અને નિષ્પ્રાણ થઇ ગઈ હોય એમ લાગતી હતી, મેવાડભૂમીએ આજે પોતાનુ તેજ સદાને માટે ગુમવી દીધું હતુ

પરંતુ આવી સ્થિતિમા જોતાં રાણા ઉદયસિંહની ઉપપત્નિના હૃદયમા અભિમાન અને ક્રોધનો દાવાનળ પ્રગટી ઉઠયો, અને કહેવા લાગી કે-"શું ચિત્તોડવાસી પોતાના બંધીવાન રાજાને મુક્ત નહી કરાવી શકે ? શું બધા નિર્માલ્ય અને કાયર બની ગયા ? મેવાડની ભૂમીનું તેજ આજે લુપ્ત બની ગયુ ? જ્યારે કોઈ પણ વીર પોતાના રાજાને છોડાવવા, પોતાની બહાદુરી બતાવવા તૈયાર ન હોય, તો હું આજે મારા સ્વબળ ઉપર શ્રદ્ધા રાખી રાણાશ્રીને મુક્ત કરાવી લાવીશ" આ પ્રમાણે પોતે અબળા છતા પ્રબળા બની રણચંડીનું રૂપ ગ્રહણ કરી, હાથમા ભાલો, તરવાર, ઢાલ અને બખતર પહેરી, ઘોડા ઉપર સ્વાર થઈને મુસલમાનોના સૈન્ય પર તુટી પડી એટલે રજપુતોએ પણ શુરાતન બતાવ્યુ અને અબળાએ અપૂર્વ સાહસ, હિંમત અને શુરાતન બતાવી હજારો મુસલમાનોને જમીનદોસ્ત કરી, અકબર સમ્રાટના સૈન્યમા હાહાકાર વર્તાવી દીધો, અને રાણા ઉદયસિંહને પોતે કેદમાંથી મુક્ત કરાવી લાવી ધન્ય છે એ વિરાંગના ને ? ધન્ય છે તેની નિડરતા ને ? મોગલ બાદશાહ આ વિરતા જોઈ

સ્તબ્ધ બની ગયો. અને પોતાનો થએલો વિજય પલકમાં ફરી જતાં પોતે ઘણોજ હતાશ બની ગયો. ઈતિહાસમાં ઉદયસિંહની ઉપપત્નિનુ નામ સુવર્ણ અક્ષરે શોભી રહ્યું છે, અને રહેશે.

જ્યારે ઉદયસિંહ અકબરના કારાગ્રહમાંથી છુટયો, અને તેને ચિત્તોડમાં આવી પોતાની ઉપપત્નિની અત્યંત પ્રશંસા કરી અને તેની વીરતાને સહસ્ત્રવાર ધન્યવાદ આપ્યો. અને ભરસભામાં કહેવા લાગ્યો કે "વીરનારીની બહાદુરીથી મારી મુક્તિ થઇ છે." રાણાના મુખે આજે ઉક્ત સ્ત્રીની બહાદુરીની પ્રશંસા સાંભળી ચિત્તોડના સરદારોને અત્યંત ઘૃણા ઉત્પન્ન થઇ અને તેમનું અભિમાન ઉશ્કેરાઈ આવ્યું. તેથી બધા સરદારોએ એવો વિચાર કર્યો કે આ વેશ્યાને કોઇ પણ ઉપાયે મારી નાંખવી. આવો વિચાર કરી તે બહાદુર સ્ત્રીનો નાશ કરવાની યોજના કરવા લાગ્યા. અગણિત સરદારો આગળ એક સ્ત્રીનું શું ગજું ? આખરે એ વીર રમણીનો વધ થઇ ગયો, અને તે બીચારી આ દુનિયાનો ત્યાગ કરી પર દુનિયામાં ચાલી ગઈ.

અકબર પર વિજય કરવાને લીધે સરદારો અને સામંતોને આનંદ થવો જોઈએ, તેના બદલે એક શોક ઉત્પન્ન થયો, અને માંહોમાંહે કલેશથી રાજ્યમાં ભયંકર અશાન્તિ ઉત્પન્ન થઇ. મેવાડની આવી અશાન્તિ સાંભળી અકબરે પોતાનું વેર લેવાને સંપૂર્ણ રીતે તૈયારી કરી મહા પ્રચંડ સૈન્ય સાથે ફરી ચિત્તોડ પર ચડી આવ્યો.

આ સમયે અકબરની ઉંમર પચીસ વર્ષની હતી. તેના શરીરમાં વિપુલ બળ હતું અને અતિ ઉત્સાહી હતો, તેના અખંડ પ્રભાવથી સમસ્ત ભારત વર્ષ તેને શરણે થયું હતું. દુર્ઘટ દુર્ગોને તેને પોતાના બાહુબળ, અને પ્રતાપથી છીન્નભીન્ન કરી નાંખ્યા હતા. અનેક રાજપુત રાજાઓ તેની આજ્ઞા પાળવાને હાથ જોડી સન્મુખ રહેતા હતા, તો પછી મેવાડનું મસ્તક શી રીતે ઉન્નત રહી શકે ? મેવાડનો ગર્વ શી રીતે અચળ રહી શકે ?

મેવાડના રાજપુતો શા માટે તેને વશ ન થાય ? મોગલોનું પ્રચંડ વેગમય સૈન્ય મેવાડમાં પ્રવેસી ચુક્યું હતું અને ચિત્તોડની પાસેનાં 'પાંડોલી' [30] નામના

૩૦. પાંડોલી નામના બે ગામો છે, તમાંનું ઉપલું ગામ ચિત્તોડના સુપ્રસિદ્ધ માનસરોવરના કિનાગ પર વસેલું છે. આ માન સરોવરના કિનારા પર બાંધવામાં આવેલા કેટલાક પ્રાચીન સ્તભોમાંથી તેમાં જે એક શિલાલેખ ઉપલબ્ધ થયો તેની સહાયતાથી જ તેમને ગિહ્લોત કુળના વંશજની ઉત્પત્તિ થઈ. જે દિપમાળ અદ્યાપી સર્વાંગ દશામાં વિદ્યમાન છે તેને સર્વથા ચૂના અને પત્થરથી બનાવવામાં આવી છે ઉંચાઇ (૩૦) ત્રીસ ફૂટ અને તેનો શિરોભાગ (૪) ચાર ફૂટનો છે. સૂક્ષ્મ દ્રષ્ટિએ જોતાં સર્વ જાતિના દેવાલયોનાં ચિન્હો તેમાં જણાય છે.

ગામથી બસ્સી જતા જે પાચ કોસનો રાજમાર્ગ આવે છે તેના અગ્ર ભાગમાં જ મોગલ સમ્રાટ અકબરની મહાપ્રચંડ છાવણી પડી હતી આ સ્થળે ' સગે મરમરનો ' એક ' સુહાકાર સ્તભ ' બીરાજમાન છે, આ સ્તંભને " અકબર કા દિવા " " અકબરનો દિપક કહેવામા આવે છે

આજ પર્યંત પ્રવાસીઓ મેવાડના અધઃપતનના તે ભયંકરને દુરથી જોઈ ને જ ચિત્તોડની અત દુર્દશાનો વિચાર કરતા અશ્રુધારા છોડતા ચાલ્યા જાય છે

ભટ્ટ લોકોના ગ્રંથોમાં એવો ઉલ્લેખ છે, કે ચિત્તોડ રક્ષણહીણ બન્યું નહી મેવાડનું સત્યાનાશ કરવાના ઉદ્દેશથી ભયંકર મૂર્તી ધારણ કરી, જેવો અકબર ચિત્તોડ પર આવ્યો કે તરત જ કાયર અને બીકણ ઉદયસિંહ પાટનગર છોડી ચાલતો થયો, રાણાના પલાયનથી. ચિત્તોડનો કાયર પુરુષ રાણો ત્યાગ કરી નાસી ગયો પરંતુ ચિત્તોડ નામની એ બલીહારી છે કે કોણ જાણે કયાંથી સાહસિક અને અગણિત વીરો નગ્ન તલવાર પોતાના હાથમાં લઈ ચિત્તોડની રક્ષા કરવાને માટે મુસલમાનોની સાથે ઝુઝવાને આવી પહોચ્યા જાણે, કોઈ ભુત દેવતાનો સંજીવની મંત્રના પ્રભાવથી ચિત્તોડની સમરભૂમીમાં પડેલા પીરગણોની ભસ્મમાંથી અગણિત વીરોની સૃષ્ટિ ઉત્પન્ન થઇ, રાજ્યસ્થાનના ભિન્ન ભિન્ન રાજ્યોમાંથી સરદારો અને સામંતો પોત પોતાની સેના લઈ ચિત્તોડની રક્ષા માટે આવી પહોંચ્યા વનવીર સહીદાસ, અનેક તેજસ્વી અને સાહસીક ચંદાવતોને પોતાની સાથે લઈ ચિત્તોડના પ્રધાન તોરણદ્વાર, 'સૂર્યદ્વાર' પર આવીને ઉભા, મંદોરીયા પતિ રાવત દુદ, સંગાવતોની સેના સાથે લઈ રણ સંગ્રામમાં આવી પહોચ્યા, બેદલા અને કટોરીયાના વીરનરોએ આવીને સમ્રાટના સૈન્યનો સામનો કર્યો, આમ મહાભયંકર યુદ્ધ ચાલી રહ્યુ હતું ત્યાંતો એક ભયનક ગોળી સેનાપતિ જયમલ્લના હૃદયમાં વાગી, વાગતાની સાથે જયમલ્લ અશ્વપરથી નિચે તુટી પડયો, અને શત્રુઓનો નાશ કરવાની પોતાને પ્રબળ ઈચ્છા અધુરી રહી જવાથી તેનું હૃદય ઉન્મત બની ગયું. શત્રુઓએ દુરથી કોઈ નીચની સહાયતાથી તેમને માર્યા, આ વિચાર આવતાં કોને ગ્લાનિ ઉત્પન્ન ન થાય ?

છેવટે ચિત્તોડને બચાવવાને કોઇ દિશા રહી નહીં ત્યારે આખરે વીર જયમલ્લે પોતાનું જીવન ચિત્તોડને માટે સર્મપણ કરવાની તૈયારી કરી અને તેની સાથે જેટલા શુરવીરો હતા તે સર્વેને પણ પ્રતિજ્ઞાઓ લેવડાવી.

રીધ્ર જુહારવ્રતનું અનુષ્ઠાણ કરવામાં આવ્યું, આઠ હજાર રાજપુતોએ એક સાથે બીડુ ઉઠાવી અંતઃસમયમાં વસ્ત્રો ધારણ કરી એક બીજાની

વિદાય લઇ સાહસ અને ઉત્સાહની સાથે મોગલ સેનાપર તુટી પડયા. દુર્ગનું દ્વાર ખોલી નાખવામાં આવ્યું, પ્રાણનો મોહ છોડી ઉન્મત્ત રાજપુત પ્રચંડ સમુદ્રતરંગની પેઠે શત્રુઓ તરફ ધસી ગયા અને તેમનો સંહાર કરવા લાગ્યા. સામાપક્ષના અગણિત સૈનીકો માર્યા ગયા, પરંતુ મોગલ સેના અગાધ હતી, અને રાજપુત સેના ઘણી અલ્પ હતી, આખરે તમામ રાજપુતોએ માતૃભૂમી ખાતર પોતાની યશકિર્તી ઉજ્જવલ કરી પ્રાણાર્પણ કર્યો.

આખરે ચિત્તોડની દુર્દશા થઇ, અગણિત મુગલો આગળ રાજપુતો લાચાર થઇ ગયા, આ દુર્દશામાં કોઇની પણ તાકાત મસ્તક ઉંચુ કરવાની રહી નહીં.

આવા સંકટોના સમયમાં રાજપુતોએ પોતાનું પાણી બતાવી ચિત્તોડનું નાક રાખ્યું હતું, પણ જ્યાં ભાવી અનુકુળ ન હોય ત્યાં બીજું શું થાય ? જે ચિત્તોડ કનકનગરી સમાન ગણાતું હતું, તે આજે સ્મશાનવત્ શૂન્ય ભાસવા લાગ્યું, જેવી ભાવીની મરજી, જ્યાં જુઓ ત્યાં મુડદાંના ઢગેઢગ પડેલા હતા. અને કેવાં ભયંકર દ્રષ્ય એટલું લાગતું હતું કે લેખકમાં લખવાની પણ શક્તિ નથી. લખવામાં શબ્દો શોધ્યા જડે તેમ નથી આવી ભયંકર પરિસ્થિતિનો ખ્યાલ વાંચકગણ પોતેજ કરી લેશે.

દેશ દેશના અનેક રાજપુત સરદારોએ ભયંકર લડાઇમાં ૧૭૦૦ સત્તરસો મહાન યોદ્ધાઓએ પોતાના પ્રાણ સમર્પણ કર્યા હતા

કેવળ ગ્વાલીઅરના તુંવાર રાજાઓ ચિત્તોડની ભાવી દુર્દશાના વખતે ઉપયોગી થઇ પડવાને માટે, આ ભયંકર યુદ્ધમાંથી પોતાનો પ્રાણ બચાવી શકયા હતા. નવરાણીઓ પાંચ રાજકુમારીઓ, બે બાળકો અને સમસ્ત સરદાર કુળની સ્ત્રીઓએ તે કઠોર કાળમાં જુહાર વૃતનું અનુષ્ટાન કરીને રણમાં પોતાના પ્રાણનું બલીદાન આપ્યું હતું. આ ભયંકર યુદ્ધમાં ચિત્તોડનું જે સત્યાનાશ થયું છે. તે ભવિષ્યમાં પણ વિસરી-ભુલી શકાશે નહિ જ્યાં સુધી આ જગતમાં હિન્દુ નામ કાયમ રહેશે ત્યાં સુધી આ ભયાનક યુદ્ધની હકીકત તો દરેકના હૃદયમાં કોતરેલી રહેશે.

જે દિવસે ચિત્તોડ ઉપર આફત આવી પડી તેજ દિવસથીજ રાજપુતોની સ્વાધીનતાદેવી ચિત્તોડપુરનો ત્યાગ કરીને ચાલી ગઇ, તે પવિત્ર રવિવારના દિવસે સૂર્ય દેવતાએ પોતાના કિરણો નાંખી હંમેશને માટે ચિત્તોડમાં અંધકાર કર્યો

જે ચિત્તોડની સુંદરતા અમરાપુરી જેવી ગણાતી હતી, જે ચિત્તોડના પર અનેક કિલ્લાઓ, સરોવરો, શિલ્પકળાના મંદિરો, વિગેરે અનેક વસ્તુઓ શોભી રહી હતી.

જે ચિત્તોડ પર જૈનોના મંદિરો અને કીર્તિ સ્થંભો વિગેરે ગગન ચુંબિત શોભતા હતા, આજે તે ચિત્તોડ એક શુન્યકાર સ્મશાન ભુમીકા જેવી દુર્દશામાં ફેરવાઈ ગયું ભાવી શું ન કરી શકે ? અને આ દશા કરનાર કોણ ? પાષાણ હૃદયનો સમ્રાટ અકબર ! પોતાના નવો અકબરાબાદ નગરને શોભાવવાને માટે ચિત્તોડના સિંહદ્વારના શોભનીયદ્વારો ઉપાડી ગયો હતો

અકબરે પોતાના હાથથી જયમલ્લનો સંહાર કર્યો હતો જે બંદુકની સહાયથી આ કાયર પુરૂષને યોગ્ય કાર્ય કર્યું હતું નામ તેણે "સંગ્રામ" રાખ્યું હતું આ બંદુકથી અકબરે ત્રણ હજાર પક્ષીઓનો વધ કર્યો હતો જો કે અકબરે અધર્મી ઉપાયથી જયમલનો સંહાર કર્યો હતો, તો પણ તે તેમના ગુણોને સારી રીતે જાણતો હતો. જયમલને મારી, અકબર પોતાને કૃતકૃત સમજ્યો હતો. તે એટલે સુધી કે વીરવર જયમલ અને વીર બાલક પ્રત્યેની અદ્ભૂત વીરતા અચલ રાખવાને માટે તેણે દિલ્હીમાં પોતાના કિલ્લાના સિંહદ્વાર ઉપરના એક ઉંચા ચબુતરા ઉપર બંને વીરોની પાષાણ મૂર્તિઓની પ્રતિષ્ઠા કરી હતી (બસે પચાસ વર્ષ પૂર્વ ઇતિહાસવેત્તા બર્નિયર ભારતવર્ષમાં પ્રવાસ કરવા આવ્યો હતો, તેણે આ બંને મૂર્તિઓ જોઇ હતી, તેણે ભારતવર્ષના સંબંધમાં પોતાના સ્વદેશી મિત્રોને જે પત્રો લખ્યા હતા તેમના ઘણા પત્રો ઇ સ ૧૬૮૪ માં લંડન નગરમાં છપાઇને બહાર પડયા હતા, જયમલ અને પત્તેની મૂર્તિનો ઉલ્લેખ જે પત્રમાં છે તે ઇ સ ૧૬૬૩ ના જુલાઇની ૧ લી તારીખે લખેલો હતો બર્નિયર જણાવે છે કે 'સિંહદ્વારામાં પ્રવેશ કરતાની સાથે દ્વારની બંને બાજુએ ઉભા રહેલા બે હાથીઓના સિવાય જોવાલાયક બીજું કાંઇ નથી આમાંના એક હાથીની ઉપર ચિત્તોડના રાજા જયમલની અને બીજાની ઉપર તેના બંધુ પત્તેની મૂર્તિ છે") આ ઉભય સાહસિક વીરોએ પોતાની વીર માતાની સાથે સંગ્રામમાં જઇ પ્રચંડ વીરતા પ્રદર્શિત કરી હતી, આ ઉભય એવા વીર અને સાહસીક હતા, કે તેમણે પ્રાણ ત સુધી શત્રુને પોતાનાં મસ્તક નમાવ્યા નહોતા, તેમના ગૌરવના સ્મારક ચિન્હ તરીકે તેમના શત્રુએ તેમની મૂર્તિઓ સ્થાપન કરી છે, આ ઉભય ઝાઝરૂ મૂર્તિઓનું દર્શન કરવાથી મારા મનમાં એક અપૂર્વ ભાવ ઉદિત થયો ભયભક્તિ અને આનંદ મિશ્રીત એક ઉચ્ચ અને અલૌકિકભાવ ઉદિત થયો, વળી બર્નિયર રાજપુતોનો ઇતિહાસ સારી રીતે જાણતો નહોતો, નહિ તો તે જયમલને ચિત્તોડનો રાજા અને પત્તાને જયમલનો બંધુ શા માટે જણાવત ? કેવળ આ પાષાણ મૂર્તિ જોઇને બર્નિયરના હૃદયમાં એવો ઉચ્ચ અને ગંભીર ભાવ ઉત્પન્ન થયો હતો, ત્યારે જેણે અત્યંત કષ્ટ અને પરિશ્રમ સહન કરીને રાજપુત જાતિના ઇતિહાસનો ઉદ્ધાર કર્યો છે જેણે જયમલ અને પત્તેને લીલા ક્ષેત્રને સ્વદૃષ્ટિથી જોઇને તેમની ચિતાવેદી ઉપર ભક્તિ સહીત પુષ્પો

ચઢાવ્યાં હતાં અને રાજપુતોના હિતને માટે જેણે મોટો આત્મભોગ આપ્યો હતો તે ટૉડ મહોદયના હૃદયમાં કેવો ઉચ્ચ પુજ્યભાવ ઉત્પન્ન થયો હતો. તેનો વિચાર કરવાનું કાર્ય અમે સુજ્ઞ પાઠકોનેજ સોંપીએ છીએ. )

કાર્થેજ નગરના જગદ્‌વિખ્યાત મહાવીર હાનિબળના પ્રચંડ પ્રતાપથી 'કના' નામક સમર ભુમીમાં પોતાના જે સ્વારોએ પ્રાણ ત્યાગ કર્યા હતા, તેની મુદ્રિકાઓ તોળીને હાનિબળે પોતાના વિજયનું નિર્માણ કર્યું હતું, તેવી રીતે અકબરે મૃત રાજપુતોના યજ્ઞોપવીતને તુલામાં તોળીને પોતાના વિજયનું માપ કાઢયું હતું, આ સર્વ યજ્ઞપવીતો તોલમાં ૭૪ાા મણ થઈ હતી, ચિત્તોડની શોચનીય દુર્દશાનું આ પ્રકાશિત ઉદાહરણ, તે સમયથી 'તીલક' અથવા 'શપથ' તરીકે વાપરવા લાગ્યા. ૭૪ાા આંક સોગંન તરીકે ગણાવા લાગ્યો. અને ૭૪ાા ના આંકને દરેક વ્યકિત પોતાના ગુપ્ત પત્રના પાછલા ભાગમાં અથવા સીરનામાવાલા ભાગમાં લખવા લાગ્યા આ પત્ર મેવાડીઓ જે માણુસ પર મોકલતા તે માણુસ સીવાય બીજો કોઈ માણુસ ખોલી શકતો નહીં અને ખોલે તો તેને ચિત્તોડનો ધ્વંસ કરવાનું પાપ લાગે એવી માન્યતા હતી આ ઉપરથી સમજાસે કે સમ્રાટ અકબરે ચિત્તોડની કેવી દુર્દશા કરી હતી તે સાડી ચુમોંતેરના આંક ઉપરથી સમજી શકાશે, આ વૃતાંતની અહીંઆ આવશ્યકતા નથી પણ એની અંદર રહેલું નૈતીક તત્વ કેટલું છે તેના માટે જ આ ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

ઉદયસિંહ ચિત્તોડ ત્યાગ કરી ગોહીલ લોકની પાસે ચાલ્યો ગયો, આ ગોહીલ લોકો 'રાજપીપ્લી' નામના ગાઢ જંગલમાં રહેતા હતા તે ત્યાં થોડા દીવસ રહી અનેક કષ્ટ સહન કરી ગિહલોત નામના સ્થાનમાં ચાલ્યો ગયો, આ સ્થાન અરવલ્લીની શૈલમાળાની અંદર છે. ચિત્તોડ જીત્યા પહેલાં ઉદયસિંહના પૂર્વજ વીર બાપ્પા રાવલે આ સ્થાનની નીકટમાંજ ગુપ્તવાસ કર્યો હતો. જે વખતે ચિત્તોડનો નાશ થયો તેના કેટલાક સમય પૂર્વે ગિરીની ખીણના મધ્ય ભાગમાં ઉદયસિંહે એક વિશાળ સરોવર બંધાવ્યું. અને તેનું નામ 'ઉદય-સાગર' રાખ્યું. અને તેની પાસે નવચોકી નામનો સુંદર મહાલય બંધાવ્યો. તે પછી તો આ મહાલયની આસપાસ બીજા ઘણાં મોટા મોટા મહાલયો બંધાઈ ગયા અને જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ એક મોટું વિશાળ નગર બની ગયું તેથી ઉદયસિંહે પોતાનું જ નામ જ નગરને અર્પણ કરી ઉદયપુરને મેવાડનું પાટનગર બનાવ્યું.

ચિત્તોડનો નાશ થયા પછી હૃદયભગ્ન ઉદયસિંહે ગોગુદાં નામના સ્થાનમાં ૪૨ વર્ષની ઉંમરે ગોહીલ લોકનો ત્યાગ કર્યો, તે વખતે તેમના પચીસ પુત્રો જીવતા હતા. તેમના આ પુત્રો 'રાણાવત્' નામથી વિખ્યાત થઈ વખત જતાં વિશાળ શાખા પ્રશાખાઓમાં વિભુષીત થઇ ગયા. આજના રાણાવત્, પુનાવત્

જે ચિત્તોડ પર જૈનોના મંદિરો અને કિર્તિ સ્તંભો વિગેરે ગગન ચુંબિત શોભતા હતા આજે તે ચિત્તોડ એક શુન્યગાર સ્મશાન ભુમીકા જેવી દુર્દશામાં ફેરવાઈ ગયું ભાવી શું ન કરી શકે ? અને આ દશા કરનાર કોણ ? પાષાણ હૃદયનો સમ્રાટ અકબર ! પોતાના નવી અકબરાબાદ નગરને શોભાવવાને માટે ચિત્તોડના સિંહદ્વારના શોભનીય દ્વારો ઉપાડી ગયો હતો

અકબરે પોતાના હાથથી જયમલ્લનો સંહાર કર્યો હતો જે બંદુકની સહાયથી આ કાયર પુરૂષે યોગ્ય કાર્ય કર્યું હતું નામ તેણે "સંગ્રામ" રાખ્યું હતું આ બંદુકથી અકબરે ત્રણ હજાર પક્ષીઓનો વધ કર્યો હતો જો કે અકબરે અધર્મી ઉપાયથી જયમલનો સંહાર કર્યો હતો, તો પણ તે તેમના ગુણોને સારી રીતે જાણતો હતો. જયમલને મારી, અકબર પોતાને કૃતકૃત સમજ્યો હતો. તે એટલે સુધી કે વીરવર જયમલ અને વીર બાલક પ્રત્યેની અદ્ભૂત વીરતા અચલ રાખવાને માટે તેણે દિલ્હીમાં પોતાના કિલ્લાના સિંહદ્વાર ઉપરના એક ઉંચા ચબુતરા ઉપર બન્ને વીરોની પાષાણ મૂર્તિઓની પ્રતિષ્ઠા કરી હતી (બસે પચાસ વર્ષ પૂર્વે ઇતિહાસવેત્તા બર્નિયર ભારતવર્ષમાં પ્રવાસ કરવા આવ્યો હતો, તેણે આ બન્ને મૂર્તિઓ જોઇ હતી, તેણે ભારતવર્ષના સંબંધમાં પોતાના સ્વદેશી મિત્રોને જે પત્રો લખ્યા હતા તેમના ઘણા પત્રો ઇ સ ૧૬૮૪ માં લંડન નગરમાં છપાઇને બહાર પડયા હતા, જયમલ અને પત્તેની મૂર્તિનો ઉલ્લેખ જે પત્રમાં છે તે ઇ સ ૧૬૬૩ ના જુલાઇની ૧ લી તારીખે લખેલો હતો બર્નિયર જણાવે છે કે "સિંહદ્વારામાં પ્રવેશ કરનાની સાથે દ્વારની બન્ને બાજુએ ઉભા રહેલા બે હાથીઓના સિવાય જોવાલાયક બીજું કાંઈ નથી આમાંના એક હાથીની ઉપર ચિત્તોડના રાજા જયમલની અને બીજાની ઉપર તેના બંધુ પત્તેની મૂર્તિ છે") આ ઉભય સાહસિક વીરોએ પોતાની વીર માતાની સાથે સંગ્રામમાં જઇ પ્રચંડ વીરતા પ્રદર્શિત કરી હતી, આ ઉભય એવા વીર અને સાહસીક હતા, કે તેમણે પ્રાણાંત સુધી શત્રુને પોતાના મસ્તક નમાવ્યા નહોતા, તેમના ગૌરવના સ્મારક ચિન્હ તરીકે તેમના શત્રુએ તેમની મૂર્તિઓ સ્થાપન કરી છે, આ ઉભય ગજારૂપ મૂર્તિઓનું દર્શન કરવાથી મારા મનમાં એક અપૂર્વ ભાવ ઉદિત થયો ભયભક્તિ અને આનંદ મિશ્રીત એક ઉચ્ચ અને અલૌકિકભાવ ઉદિત થયો, વળી બર્નિયર રાજપુતોનો ઇતિહાસ સારી રીતે જાણતો નહોતો, નહિ તો તે જયમલને ચિત્તોડનો રાજા અને પત્તને જયમલનો બંધુ શા માટે જણાવત ? કેવળ આ પાષાણ મૂર્તિ જોઇને બર્નિયરના હૃદયમાં એવો ઉચ્ચ અને ગંભીર ભાવ ઉત્પન્ન થયો હતો, ત્યારે જેણે અત્યંત કષ્ટ અને પરિશ્રમ સહન કરીને રાજપુત જાતિના ઇતિહાસનો ઉદ્ધાર કર્યો છે, જેણે જયમલ અને પત્તેને લીલા ક્ષેત્રને સ્વદૃષ્ટિથી જોઇને તેમની ચિતાવેદી ઉપર ભક્તિ સહીત પુષ્પો

ચઢાવ્યાં હતાં અને રાજપુતોના હિતને માટે જેણે મોટો આત્મભોગ આપ્યો હતો તે ટૉડ મહોદયના હ્રદયમાં કેવો ઉચ્ચ પુજ્યભાવ ઉત્પન્ન થયો હતો. તેનો વિચાર કરવાનું કાર્ય અમે સુજ્ઞ પાઠકોનેજ સોંપીએ છીએ. )

કાર્થેજ નગરના જગદ્વિખ્યાત મહાવીર હાનિબળના પ્રચંડ પ્રતાપથી 'કના' નામક સમર ભુમીમાં પોતાના જે સ્વારોએ પ્રાણ ત્યાગ કર્યા હતા, તેની મુદ્રિકાઓ તોળીને હાનિબળે પોતાના વિજયનું નિર્માણ કર્યું હતું, તેવી રીતે અકબરે મૃત રાજપુતોના યજ્ઞોપવીતને તુલામાં તોળીને પોતાના વિજયનું માપ કાઢયું હતું, આ સર્વ યજ્ઞપવીતો તોલમાં ૭૪ાા મગ થઈ હતી, ચિત્તોડની શોચનીય દુર્દશાનું આ પ્રકાશિત ઉદાહરણ, તે સમયથી 'તીલક' અથવા 'શપથ' તરીકે વાપરવા લાગ્યા. ૭૪ાા આંક સોગંન તરીકે ગણાવા લાગ્યો. અને ૭૪ાા ના આંકને દરેક વ્યકિત પોતાના ગુપ્ત પત્રના પાછલા ભાગમાં અથવા સીરનામાવાળા ભાગમાં લખવા લાગ્યા આ પત્ર મેવાડીઓ જે માણુસ પર મોકલતા તે માણુસ સીવાય બીજો કોઈ માણુસ ખોલી શકતો નહીં અને ખોલે તો તેને ચિત્તોડનો ધ્વંસ કરવાનું પાપ લાગે એવી માન્યતા હતી આ ઉપરથી સમજાસે કે સમ્રાટ અકબરે ચિત્તોડની કેવી દુર્દશા કરી હતી તે સાડી ચુમોતેરના આંક ઉપરથી સમજી શકાશે, આ વૃતાંતની અહીંઆ આવશ્યકતા નથી પણ એની અંદર રહેલું નૈતીક તત્વ કેટલું છે તેના માટે જ આ ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

ઉદયસિંહ ચિત્તોડ ત્યાગ કરી ગોહીલ લોકની પાસે ચાલ્યો ગયો, આ ગોહીલ લોકો 'રાજપીપ્લી' નામના ગાઢ જંગલમાં રહેતા હતા તે ત્યાં થોડા દીવસ રહી અનેક કષ્ટ સહન કરી ગિહુલોત નામના સ્થાનમાં ચાલ્યો ગયો, આ સ્થાન અરવલ્લીની શૈલમાળાની અંદર છે. ચિત્તોડ જીત્યા પહેલાં ઉદયસિંહના પૂર્વજ વીર બાપ્પા રાવલે આ સ્થાનની નીકટમાંજ ગુપ્તવાસ કર્યો હતો. જે વખતે ચિત્તોડનો નાશ થયો તેના કેટલાક સમય પૂર્વગિરીની ખીણના મધ્ય ભાગમાં ઉદયસિંહે એક વિશાળ સરોવર બંધાવ્યું. અને તેનું નામ 'ઉદય-સાગર' રાખ્યું. અને તેની પાસે નવચોકી નામનો સુંદર મહાલય બંધાવ્યો. તે પછી તો આ મહાલયની આસપાસ બીજા ઘણાં મોટા મોટા મહાલયો બંધાઈ ગયા અને જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ એક મોટું વિશાળ નગર બની ગયું તેથી ઉદયસિંહે પોતાનું જ નામ જ નગરને અર્પણ કરી ઉદયપુરને મેવાડનું પાટનગર બનાવ્યું.

ચિત્તોડનો નાશ થયા પછી હ્રદયભગ્ન ઉદયસિંહે ગોગુદાં નામના સ્થાનમાં ૪૨ વર્ષની ઉંમરે ગોહીલ લોકનો ત્યાગ કર્યો, તે વખતે તેમના પચીસ પુત્રો જીવતા હતા. તેમના આ પુત્રો 'રાણાવત્' નામથી વિખ્યાત થઈ વખત જતાં વિશાળ શાખા પ્રશાખાઓમાં વિભુષીત થઇ ગયા. આજના રાણાવત્, પુનાવત્

અથવા કનોત તેમના વિસ્તૃત વંશવૃક્ષની શાખા પ્રશાખા છે આ વખતે પોતાના પુત્રોના પરસ્પર વિગ્રહનું બીજ વવાઈ ગયું ઉદયસિંહે પોતાના પ્રિય પુત્ર પછી જયમલને રાજ્યનો સ્વામી ઠરાવ્યો. આથી કલહનો સુત્ર પાઠ થયો, રાણાના મૃત્યુ પછી જયમલ રાજ્ય સિંહાસન પર બીરાજે છે મેવાડના એક રાણાનો અંત્યેષ્ટી સંસ્કાર અને બીજા રાણાનો રાજ્યાભિષેક અલ્પકાળમાં સમાપ્ત થઈ ગયો, ફાગણ માસની વાસંતી પૂર્ણિમાના રોજ રાણા ઉદયસિંહનો અગ્નિસંસ્કાર તેઓના પુત્રો કરવા ગયા તે વખતે બીજી તરફ જયમલ મેવાડના સિંહાસન પર બેઠો. પરંતુ વિધાતાએ તેના ભાગ્યમાં રાજ્ય ભોગ લખ્યો નહોતો, જ્યારે જયમલના રાજ્યાભિષેકની જયઘોષણા જયમલના સ્તુતિ પાત્રો કરતા ત્યારે સ્મશાન ભૂમીમાં તેના પિતાની ચિતાની ચારે બાજુ સરદારો અને સામંતો ગુપ્ત મસલત કરતા હતા, આ ગુપ્ત મસલત સર્વના જાણવામાં આવી ગઈ, પાઠક આ વાત જાણે છે કે રાણા ઉદયસિંહએ સોનગઢા સરદારની પુત્રીનું પાણી ગ્રહણ કર્યું હતું અને આ રાજકુંવરીના ઉદરે વિશ્વશ્રેષ્ઠ પ્રતાપનો જન્મ થયો હતો, પ્રતાપના મામા ઝાલોરરાવ પોતાના ભાણેજને મેવાડના સિંહાસન પર બેસાડવા તૈયાર થયા હતા તે વખતે તેઓએ મેવાડના મુખ્ય સામંત ચંદાવત શિરોમણી કૃષ્ણજીને પ્રશ્ન કર્યો કે ' પ્રતાપ ગાદીનો ખરો હકદાર છતાં તેને સિંહાસન કેમ મળતું નથં " આપ જીવંત હોવાથી છતાં પણ આ અવિચારી કાર્યમાં શા માટે સમંત થયા ? આ વચનો સાંભળી સામત શિરોમણી કૃષ્ણજી નમ્ર વચનથી બોલ્યા કે " રોગી અંતઃસમયે થોડું દુધ પીવા માગે તો શું તેને દુધ નહીં આપવું જોઇએ ? " કૃષ્ણજીનો સ્વર ધીમે ધીમે ગભીર થતો ગયો; અને તેઓ ફરીને બોલ્યા કે " આપના ભાણેજને જ ગાદી આપવાનો મેં નિશ્ચય કર્યો છે. હું પ્રતાપ ના પક્ષમાં ખરો રહીશ.

પ્રતાપસિંહ મેવાડનો ત્યાગ કરવાને માટે પોતાનો અશ્વ તૈયાર કરતા હતા. એટલામાં ગ્વાલિયરના પદચ્યુત નરેશને પોતાની સાથે લઈને રાવત કૃષ્ણજી દરબારમાં આવ્યા, પ્રવેશ કરતાંની સાથે જ કૃષ્ણજી સિંહાસનની પાસે જઈ જયમલના હાથો પકડી એને નિચેના આસન પર બેસાડી દીધો, જયમલને રાજ્યાસન પરથી નિચે ઉતારતી વખત સામંતશીરોમણી રાવત કૃષ્ણજીર માર્મીકભાવે બોલ્યા "મહારાજ ? આપ ભૂલ્યા છો આ આસન પર બેસવાને તો માત્ર પ્રતાપસિંહ જ અધિકારી છે, " પછી સલુમ્બ્રા પતિએ પ્રતાપસિંહને રાજવેષ અને દેવોએ આપેલા ખડગથી સજાવી રાજ્યાસન પર સ્થાપિત કર્યા તથા ત્રણવાર પૃથ્વીને સ્પર્શ કરી તેમને મેવાડના રાણા તરીકે વંદન કરી તેમના નામનો જયઘોષ કર્યો ત્યા બીજા પણ જેટલા સરદારો અને સમંતો ઉપસ્થિત હતા તે સઘળાએ રાવત કૃષ્ણજીના કાર્યોને અનુમોદન આપ્યું. આ મંગલકારક કાર્ય

સમાપ્ત થતા જ નવીન રાણા પ્રતાપસિંહે સર્વ લોકોને બોલાવી કહ્યું " આ હોરીઆનો ઉત્સવ આવી પહોંચ્યો છે. માટે આપણે સર્વ ઘોડા ઉપર બેસીને જંગલમાં મૃગયા ખેલવા જઈએ ચરમાનંદથી પુલકિત થઈ સર્વ જણ મૃગયા ખેલવાને ગયા આ વખતે તેમને જય મળવાથી મેવાડના ભાવી સુભાગ્યની આશા સર્વના મનમાં ઉદ્ભવી હવે મેવાડની લગામ મહારાણા પ્રતાપને હાથ આપી.

છપ્પો

જ્યાં ભાગ્ય નહીં બળવાન, મનુષ્યનું ત્યાં નહીં ચાલે,
કુદરતના એ ખેલ, ખરેખર કોણ નિહાળે,
અંતરમાં ત્યાં બીક, હળાહળ ઝેરની વૃષ્ટિ,
ક્યાંથી સુખી થાય, કહોને કોઇ સૃષ્ટિ,
ખાંડા કેરા ખેલ, કાયરને ગમતા નથી,
કહે ભોગી શૂરવીરને, ખડગ વીના ગમતું નથી. ૨૩

છપ્પો

આવ્યો શાહ અકબર, જુલમ ચિત્તોડમાં કીધો,
ઘોર કરી સંગ્રામ, ઝેરનો પ્યાલો પીધો,
હજારો રણ વીર, પડયા એ રણ સંગ્રામે,
માતૃભુમીના માટે, લડયા એ પડી મેદાને,
પકડયો રાણા ઉદયને, ઘાલી જંજીર પાવમાં,
કહે ભોગીલાલ ભાવી શું, વિપરીત વરત્યું મેવાડમાં. ૨૪

છપ્પો

શૂરવીરો તો સૌ, ખરેખર ઢીલા પડીયા,
છોડી ને હથીઆર, અરે તે પાછા વળીયા,
કરવા રાણાને મુક્ત, ના વિચાર કોઇને થાતો,
લાગ્યો ડાઘ મેવાડ, કદિ તે નહિં ભુસાતો,
એવામાં રણ ચંડીકા, હથીઆર સજીને નીકળી,
કહે ભોગી છોડાવવા, રાણાને ગઇ એકલી. ૨૫

છપ્પો

ધરી ઢાલ તરવાર, બની એ શૂરવીર સાચી,
વીરાંગના રણવીર, દીધા દુશ્મન ને કાપી. ૨૬

છપ્પો

અકબર સમજી જાય, અરે આ કોણ છે દેવી,
ચંડીકા સ્વરૂપ, ધ્રુજાવે ધરણી કેવી,
કઈ દુશ્મનને ત્રાડ, કરે છે કતલ જ કેવી,
રક્ત સરીતા આજ, વહાવે છે આ દેવી,
તોબા તોબા અકબર થયો, મુઝાયો તે દીલમા,
કહે લોગી રાણાને તે, લઈ આવી પળવારમા ૨૭

છપ્પો

ધન્ય ધન્ય એ નાર, જુઓ બલીહારી કીધી,
મેવાડ કેરી લાજ, જુઓને સાચવી લીધી,
રાણો કરે વખાણ, ધન્ય ધન્ય એ સુંદરીને,
બચાવ્યો મુજ પ્રાણ, વફાદારી જ ધરીને,
કહે લોગી સરદારોને, આ પ્રશંસા ગમતી નથી,
અકબર પરાજીત તો થયો, મેવાડમા રહેતો નથી. ૨૮

છપ્પો

સરદારોના દીલ, ખરેખર ખુબ દુખાયા,
વીરાંગનાના વખાણ, નહીં મનમા કો ભાવ્યા,
વિચાર કરતા સૌ, કતલતો તેની કરવી,
પડે ન કોઇને જાણ, એવી સંધી ગોઠવવી,
'આજી બધી સૌ ગોઠવી, તૈયારી એવી કરી,
કહે લોગી સરદારોએ, પ્રાણ લીધા તે ઘડી ૨૯

છપ્પો

આવ્યો બીજી વાર, ચડી અકબર ચિત્તોડે,
રાણો ભાગી જાય, ઉદયસિંહ ચઢીને ઘોડે,
યુદ્ધ કરી અકબર, ચિત્તોડ ભસ્મીભુત કરતો,
દયા ન કરતો દીલ, અભિમાને તે ફરતો,
છેવટ ઉદયસિંહ ત્યા કણી, ઉદય સાગર બંધાવતો,
કહે લોગા તે ફરી રાજ્યધાની સ્થાપતો, ૩૦

છપ્પો

ટુંક સમયમાં જુઓ, નવું નગર દેખાતું,
સુંદર શોભતા મહેલ, ખરેખર દીલ હરખાતું, ૩૧

છપ્પો

નગર તણી શોભા બની, અણુહદ તો પ્યારી,
વસી ગયાં નર નાર, શોભતી અમરાપુરી,
રાણાજીનું નામ, નગર સાથે સંધાતું,
ભાવી સદા ત્યાં શું કરે, કોઇથી નહીં સમજાય છે.
કહે ભોગીલાલ રાણા ઉદય, સ્વર્ગવાસી ત્યાં થાય છે, ૩૨

છપ્પો

પુત્ર તેનો જયમલ, સિંહાસન પર તે બેઠો.
મંદ મતિનો બાળ, આખરે પડીયો હેઠો,
સાચો હતો હકદાર, ખરો પ્રતાપ જ પોતે,
મેવાડ કેરો તાજ, મુકયો પ્રતાપને માથે,
રાજ્ય તણા મંડપ માંહી, જય ઘોષણા પ્રચંડ કરી,
કહે ભોગી પ્રતાપને, મેવાડની લક્ષ્મી વરી, ૩૩

આ પ્રમાણે વૃતાંત સમાપ્ત થતાં હવે રાણા પ્રતાપનું જ્વલંત જીવન, સ્વતંત્રતાનો પુજારી, અને સ્વમાનનો રક્ષક અને તેના પ્રભાવશાળી આત્માનું જીવન ચરિત્ર પાઠક ગણ આગળ રજુ કરું છું.



### છપ્પો

અકબર ચમકી જાય, અરે આ કોણ છે દેવી,
ચંડીકા સ્વરૂપ, ધ્રુજાવે ધરણી કેવી,
કઈ દુશ્મનને ત્રાડ, કરે છે કત્લ જ કેવી,
રક્ત સરીતા આજ, વહાવે છે આ દેવી,
તોબા તોબા અકબર થયો, મુઝાયો તે દીલમાં,
કહે ભોગી રાણાને તે, લઈ આવી પગતારમાં. ૨૭

### છપ્પો

ધન્ય ધન્ય એ નાર, જુઓ બલીહારી કીધી,
મેવાડ કેરી લાજ, જુઓને સાચવી દીધી,
રાણો કરે વખાણ, ધન્ય ધન્ય એ સુંદરીને,
બચાવ્યો મુજ પ્રાણ, વફાદારી જ ધરીને,
કહે ભોગી સરદારોને, આ પ્રશંસા ગમતી નથી,
અકબર પરાજીત તો થયો, મેવાડમાં રહેતો નથી. ૨૮

### છપ્પો

સરદારોનાં દીલ, ખરેખર ખુબ દુભાયા,
વીરાંગનાનાં વખાણ, નહીં મનમાં કો ભાવ્યા,
વિચાર કરતા સૌ, કત્લતો તેની કરવી,
પડે ન કોઇને જાણ, એવી સંધી ગોઠવવી,
'બાજી બધી સૌ મોઢની, તૈયારી એવી કરી,
કહે ભોગી સરદારોએ, પ્રાણ લીધા તે ઘડી. ૨૯

### છપ્પો

આવ્યો બીજી વાર, ચડી અકબર ચિત્તોડે,
રાણો ભાગી જાય, ઉદયસિંહ ચડીને ઘોડે,
યુદ્ધ કરી અકબર, ચિત્તોડ ભસ્મીભુત કરતો,
દયા ન કરતો દીલ, અભિમાને તે ફરતો,
ઉંબટ ઉદયસિંહ ત્યા કર્યો, ઉદય સાગર બંધાવતો,
કહે ભોગી તે ફરી, રાજ્યધાની સ્થાપતો, ૩૦

મેવાડના અણમોલ જવાહિર યાને આત્મ બલિદાન.



ક્ષત્રિય કુલ શિરોમણી સૂર્યવંશી–મહારાણા શ્રી. પ્રતાપ.
( માતૃભૂમિ માટે સર્વસ્વ અર્પણ કરનાર વિરપુરૂષ )

( સરસ્વતિ સાહિત્ય રત્ન ગ્રંથાવલિ. )

## પ્રકરણ ૬ ઠું.

### મહારાણા પ્રતાપસિંહનો રાજ્યાભિષેક.

દોહરા

સિસોદીયા કુળ વંશમાં, જનમ્યા કરૂણાસાર
કીર્તિ એહની વર્ણવું, સુજમતિ અનુસાર ૩૪
પંદરસો સત્તાવન કેરી, જેષ્ટ શુક્લ શુભ બીજ
જન્મ થયો પ્રતાપનો, ચન્દ્ર જેમ શશી બીજ ૩૫
ચરિત્ર વર્ણવું પ્રતાપનું, જેની અનુપમ સુવાસ
કહે સોની જેના હૃદયે, વસી દેશની દાઝ ૩૬

પ્રતાપનો રાજ્યાભિષેક સં. ૧૬૨૮ માં થયો ત્યાર પછી મેવાડનો પુનો દ્ધાર શી રીતે કરવો, ચિત્તોડ કેવી રીતે કબજે લેવું એજ વિચારો વીર પ્રતાપના મનમા આવ્યા કરતા હતા, પ્રતાપના રાજ્યાભિષેક વખતે કેટલો વૈભવ હતો. તેનો ખ્યાલ એક કવિએ પાઠક મણે માટે અત્રે આપ્યો છે જે વાચવાથી સમજી શકાશે.

દ્રવ્ય બળ હતું નહીં, નહોતું સાધન લગાર,
સામંત સૌ નિસ્તેજ હતા, નિરાશાનો નહિ પાર ૩૭.
આવી કઠણી સ્થિતિમા ધરતા હૃદય ઉત્સાહ,
પ્રતાપ ટેકીલો એવો, ન કરતો કદી પરવાહ. ૩૮
નિજ ભુજ બળની માંહીં, ધરતો સદા વિશ્વાસ,
જેણે શ્રદ્ધા એક લીંગજી, કરવા મ્લેચ્છનો નાશ. ૩૯
રાખી ભરૂસો પ્રભુ પરે, ધરી ધર્મની દાઝ,
સત્ય તણી તલવારથી, વધે આગળ ભુપાળ ૪૦
સિસોદીયામાં શિરોમણી, હતો મહા બળવાન,
દુશ્મનને હઠાવવા, કરતો ન તલવાર મ્યાન. ૪૧

આ પ્રમાણે રાણા પ્રતાપના મનમા રાત દિવસ એકજ વાત ઠસ્યા કરતી કે આજે ક્ષત્રિયોની કઇ સ્થિતિ છે? જે ક્ષત્રિયો એક વખત સારા હિંદુ સ્તાનમાં પોતાની સત્તા ભોગવતા હતા તેજ ક્ષત્રિયો આજે હતાશ અને ગુલામ થઇને મ્લેચ્છ બાદશાહની સેવા કરે છે પરંતુ પ્રતાપના હૃદયમાં ઉત્સાહ, ભાવ.

મેવાડના અણમોલ જવાહિર યાને આત્મ બલિદાન.



ક્ષત્રિય કુલ શિરોમણી સૂર્યવંશી—મહારાણા શ્રી. પ્રતાપ.
( માતૃભૂમિ માટે [illegible] )

અને બાપ્પા રાવલનું ખમીર હતું. પોતે સાહસીક શૂરવીર અને સ્વતંત્રતા ચાહનાર હતો, પોતે ગુલામ રહેવા માંગતો નહોતો, પોતાનું હતું તે પોતે લેવા ચાહતો હતો એટલે તેમાં અન્યાય જેવી વસ્તુ હતી જ નહીં.

આવા વખતમાં ઘણા ક્ષત્રિયો ( રાજાઓ ) બાદશાહ અકબરના માનીતા થઈ ગયા હતા. તેના પગ ચુંબતા ગયા હતા. અને પાપી સ્વાર્થ સાધી રહ્યા હતા. આ વખતે ખુદ રાણા પ્રતાપનો ભાઈ શકિતકુમર પણ બાદશાહની સોડમાં જ ભરાયો હતો. આ વસ્તુનો જ્યારે રાણો વિચાર કરતો ત્યારે તેના આત્માને ઘણો આગાધ થતો હતો, છતાં પોતે તો પોતાની પ્રણાલીકા તસુભાર તજવા માગતો નહોતો, મરી ફીટવું પણ બાદશાહની ગુલામી નજ કરવી તે નજ કરવી આ તેનો મુદ્રાલેખ હતો.

જ્યારે રાણા પ્રતાપ રાજ્યસિંહાસન પર આરૂઢ થયા, અને જગમલને તેના સામા બેસવું પડ્યું તેથી નારાજ થઈ જગમલ પોતાના કુટુંબને લઈ ગોગુંદાથી નીકળી જહાજપુર આવ્યો, ત્યાં અજમેરના સુબાને મળ્યો. જેથી સુબાએ તેના બાળ બચ્ચાં સાથે રહેવાની આજ્ઞા આપી, અને જહાજપુર પ્રગણુ તેને પેટામાં લખી આપ્યું. પછી જગમલે અકબર બાદશાહ પાસે જઈ બધી હકીકત કહી તેથી અકબરે જગમલને જહાજાપુરનું પ્રગણું જાગીરમાં આપ્યું.

મહારાણા પ્રતાપસિંહ કુમલમેરમાં રહીને મેવાડનું રાજ્ય કરવા લાગ્યા, આ ખબર બાદશાહ અકબરને મળી. તેથી પોતે લશ્કર લઈ સિદ્ધપુર તરફ કુચ કરી અને વિક્રમ સંવત ૧૬૨૯ માં ગુજરાત પર ફત્તેહ કરીને ફોજ ડુંગરપુર અને ઉદયપુર તરફ મોકલી. અને તે ફોજનો સેનાપતી આંબેરનો કુંવર માનસિંહ હતો. અને તેની સાથે બીજા ઘણાજ સરદારો, સામંતો, અને મુસલમાનો હતા, અને આબેરના રાજા ભારમલ નો નાનો છોકરો જગન્નાથ, કચ્છવાહા, રાજાગોપાળ, તથા બુંદીના રાવ, (હાડા) ભોજ વીગેરે પણ હતા. અકબરે હુકમ આપ્યો હતો ' કે જે બાદશાહની સેવા કબુલ કરે તેની સાથે સંધી કરી સ્વાગત કરો ? અને જે પ્રતિકુળ બને તેને જમીન દોસ્ત કરો ' આવો હુકમ લઈ માનસિંહ નીકળ્યા હતા અને ડુંગરપુર આવ્યા, અને ત્યાંના રાવલ આશકરણ સાથે લડાઈ કરી ડુંગરપુર કબજે કર્યું, એટલે રાવલ આશકરણ પહાડોમાં ચાલ્યો ગયો. માનસિંહ ડુંગરપુરને કબજામાં લઈને વધારાની ફોજ અજમેર મોકલી અને જરૂરી ફોજ લઈને પોતે મહારાણા પ્રતાપને સમજાવવા સં. ૧૬૩૦ માં પ્રથમ અષાડમાસમાં આવ્યો અને રાણા પ્રતાપને સમજાવવા ઘણો પ્રયત્ન કર્યો છતાં માનસિંહ પોતાના ઉદ્યમમાં ફળીભૂત થયો નહીં.

## પ્રતાપ અને માનસિંહનો સંવાદ

(લાવણી)

માનસિંહ–

સુણો રાણા પ્રતાપ, હઠ તમારી દૂર કરો,
દિલ્હી શાહ અકબરની, સત્તા તણો સ્વીકાર કરો,
આજે ઈશ્વરની કૃપાથી, અકબરની વાહ વાહ થતી,
ભારત માતાની લક્ષ્મી, પણ શાહ તણા ચરણે હળતી, ૪૨

પ્રતાપ–

નથી જોઈતી લક્ષ્મી મારે, નથી વૈભવની આશ રહી,
મુજ દેશ તણી રક્ષા સિવાય અન્ય ચીજની ઈચ્છા નહીં,
ભલે બાદશાહ હોય તમારો, મારો કોઈ બાદશાહ જ નહીં,
મારો બાદશાહ છે 'એકલીંગજી' એના સિવાય શીર ઝુકે નહીં. ૪૩

માનસિંહ

દેશ તણા મોટા ભૂપાળો, શાહ તણા ચર્ણે પડતાં,
થઈ કૃપાળુ શાહના એતો, સુખ વૈભવને ભોગવતા,
જેના નામે કાબુલ સુલતાનની, ધરણી પણ ધ્રુજે છે,
કૃપા શાહની મેળવવાને, આવી સર્વશ સોંપે છે ૪૪

પ્રતાપ–

ભલે ભુપાળો મોટા નમતા, પણ આ ભુપાળ નહીં નમશે,
મેવાડનો પણ નાનો બાળક, કદિ ગુલામી નહી ખમશે,
જીવશે મરશે તો પણ કહું છું મેવાડ માટે તે જીવશે,
સાચો મેવાડી વૈભવ કેરી, પરવા નહી. લેશજ કરશે ૪૫

માનસિંહ–

દેશ તણી ભક્તિના ખોટા, બાના પ્રતાપ ન કરશો,
કઈ શક્તિ પર ઘમંડ આટલો, ભવિષ્યનો કંઈ ખ્યાલ ધરશો,
નથી જ લક્ષ્મી નથી જ સાધન, ક્યાં સુધી સામા ટકશો,
છેવટ ટેક મુકીને રાણા, શાહતણા ચર્ણે નમશો ૪૬

પ્રતાપ–

વાઘણ કેરાં દુધ કદાપિ, અન્ય માતુમાં ટકશે નહીં,
શાહ અકબરને રાણા જેવો, જવાબ દેનાર જડશે નહીં,
સિંહ કદાપિ ન ચરશે ચારો, બે ક્યું કદિ પણ ફરશે નહીં,
એવા વિપ ળવા આવે હજારો, પ્રતાપ કોઈથી ડરશે નહીં. ૪૭

માનસિંહ–

છેવટ કહું છું પ્રતાપ માનો, ઉધ્ધતાઈને દુર કરો,
ભલે સત્તા ન સ્વીકારો તો, મીત્રતાઈ ને કબુલ કરો,
કહ્યું માનો આ માનસિંહનું, આવ્યો સમય વધાવી લ્યો,
ઘેર બેઠે ગંગા આવી છે. સ્નાન કરી સ્વીકારી લો. ૪૮

પ્રતાપ–

કહ્યું માનુ શું માનસિંહજી, કહો વૈભવને શું જ કરૂં,
માન વગરનું જીવન જીવી, કીયા મુખે ઉજળો જ ફરૂં,
બાપ્પા રાવલની કીર્તિનો નાશ જ મારા હાથે કરૂં,
ક્ષત્રિય કુળ દીપક કહેવાતો, થઈ અંગાર હાથેજ બળું. ૪૯
તમે જ બેટી બેનો આપી, સત્તા વૈભવની લાલચમાં,
ગુલામી ખત લખીને દીધું શું મોં લઈ જીવો અવનીમાં,
ક્ષત્રિયો કહેવાતા બહાદુર, આજે ગુલામો થઈ ને ફરે,
શૂરવીરતા વેચીને આજે, નિજ બેન બેટી ચર્ણેજ ધરે. ૫૦

માનસિંહ–

નથી સુણવો વિવાદ તમારો, ઝાઝી હઠમાં સાર નહીં,
બાદશાહ અકબર સાથે કરવો દ્રોહ તેમાં મજાજ નહિ,
સુતેલા સિંહને જ જગાડી સાર કદાપિ નહીં સાધો,
હજી કહું છું પ્રતાપ માનો, બળીયાથી ન વેર બાંધો ૫૧

પ્રતાપ–

જઇ માનસિંહ કહેજો શાહને, પ્રતાપ નમતું દેતો નથી,
સિંહનો બાળક સિંહ સદા રહેશે, શિયાળ કદી બનતો જ નથી,
પ્રતાપની છેવટ છે સુચના, મરતાં સુધી નહીં નમશે,
દરેક મેવાડી નાનો મોટો, સ્વમાન ખાતર તો ગરશે. ૫૨

માનસિંહ–

કહો તો અપાવું લાખો કેરી, દોલતની જાગીર ખરી,
સત્તા વૈભવ એવો અપાવું, જોતાં મન ખુશ થાય ઘડી,
માને કીધું પ્રતાપ માનો, આવી તક ગુમાવશો નહીં,
માન કહે તમ ભલાને માટે, શાહ પ્રેમ સ્વીકારો સહી. ૫૩

પ્રતાપ–

લાખો તણી આવકની જાગીર, વળી સત્તા નમનની વાત,
લોભ લાલચમાં ફસે ન પ્રતાપ, પ્રતાપ મારે તેને લાત,
સ્વમાનનો મંત્ર જ સાચો, એના જેવી કોઈ મિલ્કત નહીં,
પ્રતાપનો મંત્ર મહા મોંઘો, સ્વમાન ત્યાગી જીવશે નહી. ૫૪

માનસિંહ–

છોડ માનો પ્રતાપ હમરૂં, વિનાશનું ન મૂળ બનો,
સામા પગલે આવ્યો કેવા ઈશ્વરનો ઉપકાર ગણો,
નહીં માનો તો મેવાડ કેરૂ, ભાવી જરૂર બદલાઈ જાશે,
શાહ અકબર આવીને જાતે, મેવાડ ભસ્મિભૂત કરશે ૫૫

પ્રતાપ–

ભલે દેશ ભસ્મિભૂત થાય, તો તેની પરવા કરૂં નહીં,
કમર કસી છે હાથ તરવારે, પ્રભુ સિવાય ડરૂં નહીં,
પ્રભુ તણો છે સાચો ભરૂસો, શાહ થકી કંઈ વળશે નહીં,
તારા જેવા ભીરૂઓથી, પ્રતાપ કદાપિ ડરશે નહીં ૫૬

માનસિંહ–

સ્વાગત હું ન ચાહતો તમારૂં, જ્યાં અપમાન તણી ઝડીયો ઝરતી,
શાહ તણા શુદ્ધ પ્રેમતણી, નહીં કિંચીત કિંમત અંકાતી,
આત્મ બળ પર રાખી વિશ્વાસ, ખોટો ઘમંડ તો તું કરતો,
થજે તૈયાર તું હવે રાણા, યુદ્ધ આમંત્રણ માન દેતો. ૫૭

પ્રતાપ–

ક્ષત્રિયો તો યુદ્ધની સાથે, ખાંડા કેરા ખેલ કરે,
પ્રજાતણા પ્રતિપાળ રાજવી, પ્રજા મટે જીવે ને મરે,
યુદ્ધ તણું તો દીધુ આમંત્રણ, તો સ્વીકાર તેનો હું કરતો,
સોગી કહે શાહને કહેજે, પ્રતાપ ન કોઈથી ડરતો ૫૮

આ પ્રમાણે રાણા સાથે માનસિંહને વાદવિવાદ ઘણો ચલાવ્યો, પણ બહાદુર રાણો પોતાના સ્વભાવથી જરા પણ ચલીત ન થતા બાદશાહના પ્રતિનિધિને યોગ્ય, લાયક અને શૂરવીરને શોભે તેવો જવાબ આપ્યો આ મરે માનસિંહ સાથે પ્રતાપને ભોજનનું આમંત્રણ આપ્યુ પણ પ્રતાપે પેટની બિમારીનું કારણ

બતાવી, ભોજન કરવા ન આવ્યા, ત્યારે માનસિંહે કહાવ્યુ કે પેટની બિમારીની દવા સારામાં સારી છે. આપ આવો તો જલ્દી આરામ થશે આવો જવાબ માનસિંહે આપ્યો. અને કહ્યું કે અત્યાર સુધી આપની ભલાઈ ચાહતો હતો પણ હવે ચેતાવું છું. કે, આપ હોંશિયાર રહેજો. એનો જવાબ મહારાણાએ એવો જ આપ્યો કે આપ આપની તાકાત સાથે જરૂર આવજો. અને તે વખતે આપ શ્રીનું સ્વાગત રાણાજી પોતાની તાકાત વડે કરી બતાવશે. આ પ્રમાણે આપસ આપસમાં બોલાચાલી થઈ અને માનસિંહ ત્યાંથી પોતાનું સૈન્ય લઇ ચાલ્યો ગયો. એટલે તુરત જ માનસિંહના ઉપયોગ જેટલી ચીજો ખાવાની, અને ચાંદી સોનાનાં વાસણ, બેસવાની ચટાઈ વિગેરે તમામ સાધન પાણીમાં ફેકાવી દીધાં અને જ્યાં માનસિંહ બેઠો હતો તેટલી જમીન પણ ખોદાવી, ગંગાજળ છંટાવી પવિત્ર કરાવી. જેટલા રાજપુતો હતા તે બધાંને ફરીવાર સ્નાન કરાવીને કપડાં બદલાવી નાંખ્યાં.

દોહરા

રાના સૌં ભોજન સમય, ગહિમાન યહ બાન,
હમ કર્યો જૌં વૈં આપ હૂ, જૈવત હો કિન આન. ૫૯
કુંવર આપ આરોગીએ, રાણા ભાખ્યો હેરી,
મોહિ ગરાની સોક છું, અબૈ ઈ હું ફેરી. ૬૦
કહિ ગરાની કી કુંવર, ભઇ ગરાની જોહી,
અટક નહીં કરદે હુંગો, ચૂરણ ચુરણ તો હિ. ૬૧
દિયો હેલ કાંસો કુંવર, ઊઠે સહીત નિજસાથ,
ચૂલું આન ભરિ હીં, કહ્યો પોંછ રૂમાલ ન હાથ. ૬૨

માનસિંહજી પોતાનું થએલું અપમાન સહન ન કરી શકવાથી સીધો અજમેર ચાલ્યો ગયો બાદશાહ પણ ગુજરાતની આગળ આવી ચૂકયા હતા. માનસિંહે અકબરને ઉદયસાગર પર થએલી વાતચીત કહી સંભળાવી, તેથી અકબરે પાછો નિશ્ચય કર્યો કે, 'મેવાડના રાણાને તાબે કરવો' જેથી બાદશાહ વિક્રમ સંવત ૧૬૩૨ માં અજમેર આવ્યો. અને મેવાડ પર ચઢાઈ કરવાનો નિશ્ચય કરી બાદશાહે કુંવર માનસિંહને મોકલ્યો. અને તેની સાથે બીજા કેટલાક હિન્દુ રાજાઓ અને સામંતોને મોકલ્યા. પાઠકગણ! હવે લડાઈમા શું થાય છે. તે આગળ જાણી શકશો? ગભરાવાની કાંઈ જ જરૂર નથી

*

## પ્રકરણ ૭ મું

### હલદીઘાટનું યુદ્ધ.

કુંવર માનસિંહ શાહી લશ્કર લઈને માંડળગઢ આવી પહોંચ્યો. તે વખતે મહારાણા પ્રતાપ પણ કુમ્ભલમેરથી નીકળી 'ગોગુંદામાં' આવી પહોંચ્યા હતા, અને લડાઈ માટે સલાહ-મસલત કરી, મહારાણાની મરજી માંડળગઢ જઈ ને માનસિંહ સાથે મુકાબલો કરવાની હતી. પણ શુરા સરદારોએ જણાવ્યું કે, 'માનસિંહ પોતાની શક્તિ પર આવ્યો નથી. પણ બાદશાહી ફોજ લઈને આવ્યો છે, માટે આપણે પહાડમાં રહીને તેને શુરાતન બતાવવું.' આખરે આ વાત રાણા પ્રતાપે નક્કી કરી અને તે પ્રમાણે તૈયારી કરવા માંડી.

કુંવર માનસિંહ ઉદયસાગર ઉપર થએલું અપમાન સહન ન કરી શકવાથી તેનો બદલો પુરેપુરો લેવા અને રાણા પ્રતાપને બાદશાહનો ગુલામ બનાવવા માટે પોતે મોટી ફોજ લઈ ને રાણા સામે યુદ્ધ કરવા આવી પહોંચ્યો.

મહારાણા પ્રતાપસીએ પણ લડાઈની બધી સામગ્રી તૈયાર કરી હતી. કુંવર માનસિંહ 'મૂનાલ' ગામમાં રહી ને શાહી લશ્કર સહિત 'ખેમનોર' નજીક હલદીઘાટમાં પહોંચી 'બનાસ' નદીના કિનારા પર છાવણી નાંખી પડ્યો હતો. મહારાણા પ્રતાપસિંહ પણ પોતાની ફોજ લઈ ચઢ્યા હતા. આ બન્ને ફોજોનો મુકામ લગભગ ત્રણ કોષ સુધી હતો.

વિક્રમ સંવત ૧૬૩૨ માં કુંવર માનસિંહ એક હજાર સ્વાર લઈને શિકાર ખેલવા ગયો હતો, તે વખતે રાણાઓએ ઉદારતા વાપરી તેના પર હલ્લો ન કર્યો કારણ કે, ચેતવણી આપ્યા વગર હલ્લો કરવો તે ક્ષત્રિયોનો ધર્મ નથી. બીજે દિવસે માનસિંહને મહારાણા પ્રતાપ આવ્યાની ખબર મળી, તેથી વિક્રમ સંવત ૧૬૩૩ માં બીજા જેઠ સુદ ૨ ના રોજ યુદ્ધ કરવાની તૈયારી કરી કુંવર માનસિંહે પોતાની ફોજની સરદારી જે જે સામંત સરદારોને આપવાની હતી તે તેને આપીને તૈયાર થયો. તેમજ મહારાણા પ્રતાપે પણ પોતાની ફોજની વહેંચણી કરી સર્વ સામગ્રી તૈયાર કરી રાખી હતી. લડાઈ પુરજોસમાં ચાલી, રહી. આ યુદ્ધમાં શાહીફોજના મોટા મોટા સરદારો જમીન દોસ્ત થઈ ગયા. અને કેટલાક ભાગવા લાગ્યા, જેથી રાણાની ફોજે બાદશાહની ફોજને ઘણી જ હંફાવી નાંખી વળી મહારાણા તરફથી 'લુકા' હાથી અને શાહ તરફથી 'રાજમુક્તા' હાથી લડવા લાગ્યા. શાહી હાથી ભાગવાની તૈયારીમાં હતો તેવામાં રાણાના હાથીના માવતને ગોળી લાગવાથી માવત મરી ગયો અને હાથી પાછો

ભાગવા માંડયો. ફરીને રાણા તરફથી 'રામપ્રસાદ' હાથી અને શાહનો 'ગજરાજ' હાથી ને લડાઈ થઈ. આ વખતે 'રામપ્રસાદ' હાથીના માવતને ગોળી લાગવાથી મરી ગયો. અને હાથી શાહ ફોજના હાથમાં આવ્યો.

આ લડાઈમાં મહારાણા તરફથી જયમલનો પુત્ર રાઠોડ રામદાસ, કછવાહે-જગન્નાથ, લડાઈમાં માર્યા ગયા, તથા ઝાલા માનસિંહ, ગ્વાલીયરના રાજા રામસિંહ પોતાના ત્રણે પુત્રની સાથે ઘણી બહાદુરી બતાવીને માર્યા ગયા, આ યુદ્ધમાં ચારણ–બારોટ જૈસા તથા કેશવ પણ માર્યા ગયા હતા. યુદ્ધ ધીમુ પડવા આવ્યું હતું.

પરંતુ તે વખતે 'રાડીઆ' ઠાકોર ભિમસિંહે પોતાનો ઘોડા કુંવર માનસિંહ પર ઉડાડયો અને બોલ્યો કે 'માનસિંહ સંભાળજે આ ભિમસિંહ આવ્યો છે.' આ પ્રમાણે ભિમસિંહે ઘણી જ બહાદુરી બતાવી પણ ઘાયલ થઈ ગયો તેથી આખરે મહારાણા પ્રતાપને પોતાનો 'ચેતક' નામનો ઘોડો ઉડાવવાનો સમય આવ્યો. તેથી કુંવર માનસિંહને કહ્યું કે 'જેટલો બને તેટલી બહાદુરી બતલાવો.'

પ્રતાપસિંહે માનસિંહ ઊપર પોતાનો ભાલો માર્યો, પણ સુભાગ્યે તેના હાથીનો હોદ્દો લોહનાં જાડાં પતરાંથી મઢેલો હતો તેના ઊપર રાણાનો ભાલો વાગ્યો. તેથી તે બચી ગયો જેથી પ્રતાપસિંહનો બરછીનો ઘાવ હાથીની સુંઢ ઉપર વાગવાથી હાથી જખમી થયો. 'ચેતક' ઘોડાએ હાથીની સુંઢ પર પોતાના બે પગ ભીડાવ્યા, અને હાથીના આગલા ભાગમાં તલવાર હતી તે વાગવાથી ઘોડાનો પાછલો પગ કપાઈ ગયો. મહારાણાએ ઘોડાને સંભાળી લીધો અને પ્રતાપનું તમામ કામ પાર પડી ગયું અને શાહી ફોજની હાર થઈ તેથી ભાગી ગઈ તે ભાગીને પાંચ છ કોસ સુધી ચાલી નીકળી હતી.

છપ્પો

હલદીઘાટનું યુદ્ધ ખરે, ધરણી ધ્રુજાવે,
કાયર કંપી જાય, શૂરવીર મોજ મનાવે,
એવા ખાંડાના ખેલ, નહીં બીક મોતની ધરતા,
શૂરા ચડે સંગ્રામ કત્લ દુશ્મનની કરતાં,
માતૃભૂમિ મેવાડની જ્યાં શૂરવીરોની ખાણ છે,
કહે 'ભોગી' આ યુદ્ધમાં, નહીં કાયરના અહીં કામ છે. ૬૩

છપ્પો

દઇ દુશ્મન ને ત્રાડ, ક્ષત્રિયો ખેલતાં ખાંડા,
માતૃભૂમિ ને માટ, થયા તે આજે ગાંડા,

હોમાતા શૂરવીર નહી પાય પાછો ધરતા,
કરતા યવન સંહાર, નહીં તે કાયર બનતાં,
શાહી લશ્કર ભાગતું, પ્રાણ ને જ બચાવવા,
કહે ભોગી રણવીરોએ, લશ્કર માંડ્યુ કાપવા. ૬૪

છપ્પો

હાથી હાથી સામસામા તો એવા લડતા,
દેખી શૂરવીરો હૃદયમાં, અતિ હરખાતા,
બહાદુર ‘ ચેતક ’ અશ્વ શુરાતન ખુબ બતાવે,
શાહ હાથીની સુંઢ મહી તે પગ ભીડાવે,
તલવાર ‘ ચેતક ’ ને વાગતી, પગ કપાઈ જાય છે,
કહે ‘ ભોગી ’ શાહ ફોજની આખર પરાજય થાય છે ૬૫

છપ્પો

પ્રતાપ કેરૂં શૌર્ય જોઈ, ને શાહ તો ચમકે,
લડનો એ રણધીર, કાયર તો દેખી કંપે,
હતો મહા બળવાન, મ્લેચ્છની કત્લજ કરતો,
ધરી હાથ શમશેર, રણમાં મસ્તજ ફરતો,
કરતો કત્લજ કારમી, શાહ ઉચાટ જબરાય છે,
કહે ભોગીલાલ તે ઘડી, માનસિંહ ચઢયો જાય છે ૬૬

જ્યા શાહી ફોજ ભાગતી ચાલી જાય છે ત્યાં તો શાહી ચફવત ઓફમ આગળ આવી કહે છે કે શાહ અકબર આવી ગયા તેથી ફોજમા મજબુનાઈ આવે છે અને મેવાડી ફોજમા સાધારણ હતાશપણું આવી ગયુ ‘ પાનરડના ભીલોનો સરદાર પુંજારાણા લડાઈ શરૂઆતમાં ભાગી ગયો, મહારાણાએ પોતાનો ઘોડો ‘ ઓગુદી ’ તરફ જવા દીધો, અને રાણાની પુઠે બે મુસલમાનો પડયા. આ વખતે મહારાણા પ્રતાપનો નાનો ભાઈ શક્તિકુમાર શાહી ફોજમા હાજર હતો, અને શાહી સરદારોની મદદ માટે આગળ દોડી રહ્યો હતો, ત્યા તેનો વિચાર બદલાઈ ગયો અને પોતાના ભાઈ મહારાણા પ્રતાપની મદદના માટે આતરીક ભાવ થયો આ વખતે બને મુસલમાન સરદારોને શક્તિસિંહે મારી નાખ્યા, આ બને અમીરોના નામ મેવાડની કિતાબમાં ખુરાસાનખાં તથા મુલ્તાનખાં લખ્યા છે

શક્તિસિંહે પોતાના ભાઈને અવાજ કર્યો કે આપ કેવી રીતે જઈ શકશો. આપનો ઘોડો તો જુઓ, મહારાણાએ પોતાના ભાઈ નો અવાજ સાંભળી ઘોડો

રોકયો, અને બંને ભાઇ સાથ સાથમાં મલ્યા, અને શક્તિસિંહે બંને મુસલમાનોને મારી નાખ્યાની હકીકત કહી. મહારાણાનો ' ચેતક ' નામના ઘોડાનો પગ કપાઈ ગયો હતો, અને પોતે પણ ઘણોજ જખમી હતો. છતાં પણ ' ચેતકે ' પોતાના ધણીને નદીને સામે પાર લાવી મુકયો હતો. તે વખતે ' ચેતક ' ફક્ત એકજ છલંગથી આખી નદી કુદી ગયો હતો. એટલે તેને પગે વધારે વેદના થવાથી ત્યાંજ મરણ પામ્યો ત્યારે શક્તિસિંહે પોતાનો ઘોડો આપ્યો. અને રાણા તેના પર સ્વાર થઈ ગયા. જે જગ્યાએ તુરંગરાજ ચેતકે પ્રાણ છોડયો હતો. ત્યાં એક ચબુતરો બાંધવામાં આવ્યો. આ ચબુતરો અદ્યાપિ ' ચેતકનો ચબુતરો ' એ નામથી પ્રસિદ્ધ છે. આ ચબુતરો વર્તમાન ઝાલોરની અત્યંત નીકટમાં આવેલો છે.

જ્યારે શાહ અને પ્રતાપનું યુદ્ધ થયું ત્યારે પ્રતાપ પાસે ફક્ત વીસ હજાર સ્વાર, અને થોડું પયદળ હતું. એમાં ફક્ત આઠ હજાર બચ્યા હતા. આખરે યશ તો શાહી ફોજનો થયો એમ જાહેર કરવામાં આવ્યું પણ સાચી વાત તો એ છે કે, બંનેમાં લડવાની તાકાત રહી ન હતી. પણ અકબર શાહનો પ્રતિનિધી માનસિંહ પ્રતાપને જીતી શકયો નહીં અને જેવો આવ્યો તેવો તે પાછો ગયો હતો.

# પ્રકરણ ૮ મું

## મહારાણા પ્રતાપની પાછળ માનસિંહ

કુંવર માનસિંહ મહારાણાની પાછળ પોતાની બહાદુરી બતાવવા આવ્યો, પણ તેને વીલે મોંઢે પાછું ફરવું પડયું હતું તે પોતે 'ગોગુન્દા' માં આવી ફરી પાછો બંદોબસ્ત કરી પોતે અજમેર આવ્યો ગયો. અને મહારાણા પ્રતાપ જખમી થયેલા સરદારોની માવજતમાં પડયા હતા તેથી મહારાણાની મુલાકાત માનસિંહને થઈ નહીં.

જ્યારે માનસિંહ અજમેર ગયો તે વખતે શાહ અકબરે તેને ઘણીજ ઈજ્જતથી માન આપ્યું. અને બાદશાહ ઘણોજ ખુશી થયો. આ લડાઈ વિક્રમ સંવત ૧૬૩૩ ના બીજા જેઠ સુદમાં થઈ હતી. આ વખતે બાદશાહ અકબરે કેટલાક સુધારાઓ[૩૧] કર્યા હતા.

---

૩૧ સં ૧૬૩૯ અને ૧૫૮૨ બીમારીના કારણથી શરાબ પીવાની છુટ આપી હતી અને તેના સારૂ એક દવાઈની દુકાને કાયમ કરી હતી અને શરાબ લઈ જવાવાળાનું નામ લખવામાં આવતું હતું. અગર કોઈ વધારે પીએ, તોફાન કરે તો તેને સજા આપવામાં આવતી હતી. બજારૂ ઓરતો ને શહેર બહાર રહેવાનું ફરમાન કરવામાં આવ્યુ હતું, અને તે બજારનું નામ 'શૈતાન-પુરા' પાડવામાં આવ્યુ હતું તે બજાર ઉપર દેખરેખ રાખવા એક દરોગો નિમવામાં આવ્યો હતો. તે આવવા જવાવાળાઓના નામ લખતો હતો, અને તેમાં કોઈ સરદાર અગર અમલદાર નું નામ જવા આવવામાં આવતું તેને સખ્ત કેદની સજા કરવામાં આવતી હતી એક વખત બિરબલનું નામ આવ્યુ હતું અને જાગીરમાં હાજરીનું ફરમાન કાઢયું. તે વખતે બિરબલ જોગી થવાનો વિચાર કરતો હતો પણ છેવટે ગુન્હો માફ કર્યો હતો આ સિવાય બીજો કાયદો એ હતો કે છોકરાની સોળ વરસ અને છોકરીની ચૌદ વરસની ઉમર હોય તોજ લગ્ન થઈ શકતા હતા તેનું કારણ એ હતું કે નાની ઉંમરના લગ્નથી પ્રજા નિરમાલ્ય અને નિસ્તેજ પેદા થાય છે વિ. સ. ૧૬૪૦ ઈ. સને ૧૮૫૩માં દરેક રવિવારના દિવસે કોઈ પણ જીવની હીસા ન કરવાનું ફરમાન કાઢયું હતું અને તેનો સખ્ત રીતે અમલ કરવામાં આવતો હતો. વિ સં. ૧૬૪૪ અને ૧૫૮૭ માં એવો કાયદો થયો હતો કે કોઈ પણ મનુષ્ય એકથી વધારે સ્ત્રી પરણી શકે નહી અને વિધવા ઓરત બીજીવાર પરણવા માગે તો તેને કોઈ રોકી ન શકે. પરંતુ ચાલીસ વરસ બાદ વિધવા બીજી વખત વિવાહ ન કરી શકે, હિન્દુ મરેલાની સાથે કોઈ ઓરત જબરજસ્તીથી સતી ન થાય અને નાની ઉંમરની હોય અને પોતાના પતિ પાસે ગઈ ન હોય તેને રાજ્ય તરફથી સતી ન થવા દેતી.

આ પ્રમાણે ઘણા દિવસ વહી ગયા, અને તે પછી સરદારોને જબરજસ્તીથી ફોજની સાથે 'ગોગુંદા' પર રાખ્યા હતા, અને બાદશાહ અકબરે ઘણા અમીરોને પણ પાછા 'ગોગુંદા' પર મોકલ્યા, પરંતુ રાણા પ્રતાપે ભીલ લોકોની સહાયથી તમામ પહાડી નાકા બંધ કરી નાંખ્યા હતા. જેથી શાહી ફોજને કોઈ જાતનો સામાન કે ખાવાનું મળી શકતું નહી. આવી રીતે શાહી ફોજ પર ખુબ આક્રમણ કરી ઘણા યવનોને મરણ ને શરણ કર્યા હતાં. છેવટે શાહી ફોજ ને ખાવાનું તથા પીવાનું ન મળવાથી ગભરાઈ ગઈ અને મેવાડના રાજપુતોથી લડતાં લડતાં પહાડમાંથી નીકળી બાદશાહની પાસે અજમેર પહોંચી ગઈ. તેથી બાદશાહ ફોજ પર બહુ ગુસ્સે થયા. જ્યારે પોતે બધી હકીકત સી વાકેફગાર થયા, ત્યારે તેમનો ગુસ્સો શાંત થયો અને સમજ્યા કે પોતાની શાહી ફોજ નિર્દોષ છે.

મહારાણા પ્રતાપ 'કાલ્યારી' ગામથી 'ગોગુંદા' થઈ 'મઝેરા' ગામમાં 'રાણેરાવ' તલાવની પાળ પર પહોંચી ગયા તથા મેવાડમાં ફોજ મોકલાવી અને બાદશાહી થાણદારોને કાઢી મુકયા અને પોતાનો અમલ ચાલુ કર્યો 'ગોગુંદા' થાણાપર મોંડાણ કુંવાવત ને રાખીને મહારાણા[૩૨] કુમ્ભલમેરના કિલ્લામાં આવી ગયા અને મહેતા નર્મદ ને ત્યાંનો કિલ્લેદાર બનાવ્યો.

જ્યારે આ ખબર બાદશાહને મળી ત્યારે બાદશાહ ઘણો જ ગુસ્સે થયો. અને એ તરતજ મેવાડની તરફ આવ્યો. મહારાણાએ પણ કુમ્ભલમેરના કિલ્લામાં લડાઈ કરવાની તૈયારી કરી.

મહારાણા પ્રતાપના સસરા ઈડરવાળા રાવ નારાયણદાસ એ પણ રાણાના કહેવા મુજબ બાદશાહી થાણા ઉપર હુમલો કરવા લાગ્યો. બાદશાહ અકબરે આ હકીકત સાંભળી પોતાની બધી ફોજને બરાબર તૈયાર કરી 'ગોગુંદા' ગામ તરફ રવાના થયો. અને રાણા પ્રતાપની ફોજ પહેલા યુદ્ધમાં ઘણી મરણ પામેલી તેથી તેમની સામે મુકાબલો કરવાની તક નહોતી પણ છુટા છવાયા હુમલા કરતા હતા અને પોતાના સસરા નારણદાસને સાથે રાખી પહાડોમાં યુદ્ધ કરવાનું નક્કી કર્યું.

બાદશાહે પણ પોતાની ફોજને પહાડોમાં મોકલી, જેમાં કુતબુદ્દીનખાં, રાજા ભગવાનદાસ તથા કુંવર માનસિંહ સાથમાં હતા તે પછી બાદશાહે ઇડર

૩૨. આને કમલમેર પણ કહે છે.

તરફ ઘણા યવન સરદારોની સાથે ફોજ મોકલી. ઈડરની સરહદ ઉપર રાણા પ્રતાપસિંહ અને રાવ નારાયણદાસે મુકાબલો કર્યો, યવન ફોજ ઘણી જ કપાઈ ગઈ તેમજ રાણાની ફોજ પણ ઘણી લડાઈમાં કામ આવી ગઈ આખરે બાદશાહે ઇડર કબજે કર્યું.

મેવાડમા બાદશાહ અકબરે 'ગોગુંદા' થી વાસવાડા તરફ કુચ કરી ત્યા 'વાંસવાડા' ના રાવલ પ્રતાપસિંહ અને 'ડુંગરપુર' ના રાવલ આશકરણ પહેલીવાર રાજા ભગવાનદાસની સાથે બાદશાહની હજુરમાં હાજર થયા, અને બાદશાહ પોતાના થાણા તે તરફ જમાવી આગળ વધ્યો

વિક્રમ સં. ૧૬૩૫ ઈ સ. ૧૫૭૮ ના માર્ચ માસમાં બાદશાહ અકબરે મોટી ફોજની સાથે શાહબાજખાને મેવાડમાં કુમ્ભલમેરના કિલ્લા તરફ રવાના કર્યો ત્યારે શાહબાજખાં ને શક પેદા થયો કે રાજા ભગવાનદાસ અને કુંવર માનસિંહ સાથે હોવાથી તેમજ તેઓ રજપુત હોવાથી અંદર અંદર સલાહ કરી શાહી ફોજને ફસાવશે તેથી તે બંને જણને બાદશાહી ફોજમાં રવાના કર્યા અને પોતાની સાથે બહેરમખાંના બેટા મિર્ઝાખાં (૩૩ખાનખાનાન) અને સરીફખાં વિગેરેને સાથે લીધાં, મહારાણા પ્રતાપસિંહ આ વખતે કિલ્લા પર મોજુદ હતા રાજપુત લોક પહાડની ઘાટીમાં હુમલા કરવા લાગ્યા હતા.

એક વખત મેવાડીઓએ રાતના હલ્લો કરી શાહના ચાર હાથી કબજે કર્યા, અને રાણાજીને નજર કર્યા પછી શાહી ફોજના કિલ્લે પર નાકા બંધી કરી રસ્તો રોકી રાખ્યો ત્યારે રાણાને અરજ કરી કે આપણે કિલ્લામાં સારી રીતે લડી શકીશું માટે આપ જો મરી જશો તો મેવાડની લાજ રાખે તેવો કોઇ નહીં રહે. આ પ્રમાણે રાણા પ્રતાપને સમજાવી બહાર જવાને તૈયાર કર્યા. અને કિલ્લામાં અક્ષયરાજના બેટા ભાણાને કિલ્લેદાર બનાવ્યો, મહારાણા કિલ્લામાંથી નીકળી રાણપુર આવીને રોકાયા. અને ત્યાંથી રવાના થઈ ને ઇડર તરફ 'ચૂલીઆ' ગામમાં પહોચ્યા. આખરે બાદશાહી ફોજે કિલ્લાપર ઘણી જુસ્સાદાર આક્રમણ કર્યું, અને ઘણા યવનો ને રજપૂતો માર્યા ગયા. છેવટે શાહબાજખાંની ફોજે દરવાજાના કિલ્લા પર ચઢી દરવાજાના કમાડ ઉઘાડી નાંખ્યા. અને હજારો વીર રાજપુતોએ મેવાડની સ્વતંત્રતા ખાતર પોતાના પ્રાણના બલીદાન આપ્યા અને શાહબાજખાંએ ફતેહની સાથે કુમ્ભલમેરનો કિલ્લો કબજે કર્યો અને બાદશાહી ઝંડો કાયમ કર્યો.

૩૩. બહેરમખાંના પુત્ર મીરઝાખાને 'ખાનખાનાન' ની પદવી મળી હતી આ પદવી અતિ ઉચ્ચ કોટીની ગણાય છે

કુમ્ભલમેરના કિલ્લાની ફતેહ સં. ૧૬૩૫ ના અષાઢ વદ ૦)) અને ઇ. સને ૧૫૭૮ તા. ૩ જુનને દિવસે થઈ હતી. આ કિલ્લો વિ. સંવત ૧૫૦૯ માં બનાવ્યો હતો. અને આજ સુધી તે કિલ્લા ઉપર કોઈ પણ દુશ્મનનો કબજો થયો નહોતો. શાહબાજખાં કિલ્લા પર બરાબર બંદોબસ્ત કરી પોતે ગોગુંદાના કિલ્લા પર રવાના થયો.

મહારાણા પ્રતાપ પોતાની ટેકમાં અડગ નિશ્ચયી હતા. વળી તેઓ જે રાજપુતોએ બાદશાહની સાથે બેન બેટીઓ આપી હતી. તેમની સાથેનો સંબંધ પણ ત્યાગ કર્યો હતો તે સર્વને અડગ રીતે નભાવી રહ્યા હતા.

મહારાણા પ્રતાપને બાદશાહ અકબરે ઘણી વખત સંધીનું કહેણુ મોકલ્યું હતું, પણ રાણાજીએ તેનો જવાબ સૂર્યવંશી રાજપુતને શોભે તેવો જ આપ્યો હતો, 'મુગલ લુટારૂઓ સાથે સંધી થઈ શકે જ નહીં. સૂર્યવંશી પોતાના બાહુ બળ ઉપર ઝઝુમે છે. અને પોતાને પોતાના દેશના બાંધવો મેવાડી પર સંપૂર્ણ ભરૂસો છે.

પોતાની માતૃભૂમિની પરાધિનતાના ખપ્પરમાં રાણાજીને કોઈ પણ માણસ હોમી શકવા તૈયાર નથી. બાદશાહ અકબર પાસે અગણિત સૈન્ય હતું, લક્ષ્મી પણ હતી, અને દરેક જાતના સાધનો તેની પાસે મોજુદ હતા. ત્યારે રાણા પ્રતાપ પાસે કેવળ પોતાના આત્મબળ અને પોતાની ભુજા બળ પર સંપૂર્ણ ભરૂસો હતો. અને કોઇ પણ રીતે પોતે કોઈ પણ જાતની લાલચને વશ થઈ ને પોતાની ટેક તજે તેમ નહોતા. આ સ્થિતિમાં ક્યા હિન્દવાસીને પ્રતાપ માટે માન ન ઉપજે ?

આ પ્રમાણે પ્રતાપની પ્રશંશા શત્રુઓના લખેલા ગ્રંથોમાં પણ ઘણા ઉચ્ચ ભાવથી કરેલી છે. જ્યારે પ્રતાપને ચિત્તોડનું સ્મરણુ થઇ આવતું. ત્યારે પોતાની જાત પર તેને ઘણોજ ક્રોધ અને આઘાત થયો હતો. પણ ' જેવી ભાવીની મરજી ' તેમ માની આત્માને સંતોષ આપતો હતો. પરંતું પ્રતાપ પોતાના આત્માને સંતોષ આપી શકયો જ નહીં એટલે તેને એક ભયંકર પ્રતિજ્ઞા કરવાનો વિચાર કર્યો, અને તે પ્રતિજ્ઞા પણ જેવી તેવી નહીં પણ આકરી અને ત્યાગની હતી.

આ વખતે રાણા પ્રતાપે બધા પોતાના શૂરવીર સાંમંતો અને સરદારો તથા પટાવંતોનો મોટો દરબાર ભર્યો અને પૂરોહિતજીને બોલાવ્યા. અને પોતે પોતાના આસન ઉપર બિરાજમાન થયા અને બોલ્યા કે—

### દોહરા

સોગન કરી શૂરવીર સૌ, નિજ માતૃભૂમિ કારણે,
પ્રતિજ્ઞા એવી કરી, અર્પીશું મોઘા પ્રાણને. ૬૭
ચિત્તોડને લીધા વિના, સુવર્ણ થાળમાં જમશું નહીં,
બીછાના સુંદર ત્યાગીને દર્ભમાં પોઢશું સહી ૬૮
ઝુંપડીમાં રહીશું સદા, અલંકારને સજશું નહીં,
સ્વતંત્રતાને ત્યાગીને, નામરદ કદિ બનશું નહીં ૬૯
દાઢી મૂછ કેશ બાલની, કરીએ નહીં હજામત કદા,
જીવશું મરશું મેવાડ માટે, સહાય ભગવતિ સદા ૭૦

ઉપર મુજબ પ્રતિજ્ઞા રાણાજીએ સર્વને સંબોધીને વર્ણવી તેથી દરેક શુરવીર સરદારોએ મ્યાનમાંથી તલવાર કાઢી અને સર્વે પ્રતિજ્ઞાને પ્રાણાન્તે પાળવા કબુલ થયા, જેથી પુરોહિતે દરેકને પ્રતિજ્ઞા આપી તે દરેકે પ્રતિજ્ઞા ઘણા પ્રેમથી ભ્રાતૃપ્રેમથી લીધી, અને સભા વિસરજીત થતા ' મેવાડનો જય ' ' મહારાણા પ્રતાપનો જય ' એવા ઘોષથી મેવાડ ગાજી ઉઠયું હતું

રાજપુતાનાના મેવાડને દરેક ઇતિહાસકારો વખાણી ગયા છે અને હજી વખાણતા જ આવે છે કારણ કે જગતમાં જીવનના ઘડતરનો નમુનો કઈ પણ બતાવ્યો હોય તો તે મેવાડે જ બતાવ્યો છે અને તે નમુનો ' સ્વમાન ' અને ' સ્વતંત્રતા ' નો જ છે

### દોહરા

સમુદ્ર મુકે મર્યાદા ને, વળી જો ઉગે પશ્ચિમ સૂર,
સંત કદી જો સંયમ ત્યાગે, વળી વહે નદીનાં અવળા પૂર ૭૧
આવે આફત મહાભયંકર, જગત બધું ભલે બદલાઈ જાય,
સ્નેહી ભલે છો દુશ્મન બનતા, ભલે મહા વાંકા મુજ થાય ૭૨
ગમે તેવા સંજોગો માંહી, વિકટ પંથ મહીં રહાય,
આફત આવે ગમે તેવી, પણ શૂરવીર કદી નહીં ગભરાય. ૭૩
પ્રતાપ બોલે સભા સમક્ષ, લીધા વચન તે શીરને સાટ,
મેવાડ માટે બહાદુર બનશું, દુશ્મન કેરા લડશું ઘાટ ૭૪
કહે સોગીલાલ સૂર્યવંશીની, સ્વતંત્રતા તો કદી ન જાય,
ધર્મ પરાયણ જ્યાં છે રાજવી, ત્યાં શત્રુજન તો ભાગી જાય ૭૫

આ પ્રમાણે રાણા પ્રતાપની અડગ ટેક અને સાહસીકતા પોતાના જીવનમાં અણમોલ હતા, જેને પોતાના જીવનનું ઘડતર એવું બધું સંયમી અને પવિત્ર બનાવ્યું હતું કે તે આજના રાજામાં મળવું ઘણું મુશ્કેલ છે છતાં પણ

શાહ અકબરે પણ કોઇ પણ સંયોગથી રાણા પ્રતાપને નમાવવો અને પોતાના તાબાનો રાજા કરવો એવો દૃઢ નિશ્ચય કર્યો હતો.

આ તરફ મહારાણા પ્રતાપે પણ હતલાગી મેવાડનો ઉદ્ધાર કરવા સારૂં કોઈપણ રાજપુતની સહાયતા વગર પોતે શાહ અકબરની સામે લડવાનો નિશ્ચય કર્યો. ધન્ય છે એ મહારાણા પ્રતાપને ! રાણા પ્રતાપનું સૈન્ય અકબરના સૈન્યના મુકાબલા આગળ કાંઇ પણ વિસાતમાં ન ગણાય ક્યાં સમુદ્ર અને ક્યાં ખાબોચીયું આટલો બધો તફાવત સૈન્યમાં હતો પણ જેનું ' આત્મબળ મજબુત તેનું સૈન્ય પણ મજબુત ' તેને સૈન્યની જરૂર હોતી નથી ફક્ત આત્માની નિશ્ચળતા અને નીખાલસતાની જરૂર છે.

આ વખતે દરેક રજપુતો પોતાની વ્હાલી માતૃભૂમી મેવાડના માટે પોતાના પ્રાણની આહુતી આપવા તૈયાર થયા હતા. રાજપુતોનું સૈન્ય પણ હજારોની સંખ્યામાં તૈયાર થયું ત્યાં અકબરે પોતાનું મુખ્ય સૈન્ય અજમેરમાં મુકી પ્રતાપની સાથે યુદ્ધ કરવા આવ્યો અકબરે યુદ્ધની એટલી પ્રચંડ તૈયારી કરી હતી કે મેવાડના રાજા માલદેવ પણ રાજા ભગવાનદાસની પેઠે શરણે થયા. જેને પૂર્વે શેરશાહના પ્રચંડ સૈન્યને વ્યર્થ કર્યું હતુ. તેને મેડતા અને જોધપુર ઉપર અકબર શાહે કરેલા આક્રમણોને નિષ્ફળ કરવાની ચેષ્ટા કરી હતી તેને અત્યાર પર્યન્ત ખરો રાજપુત ગણ્યો માનવામાં આવતો હતો તેનું સમસ્ત સાહસ અને તેજ દુર્ભાગ્યવસાત્ કોણ જાણે ક્યાં ચાલ્યું ગયું. એટલું જ નહીં પણ પોતે પોતાના પુત્ર ઉદયસિંહને વિવિધ પ્રકારની ભેટો આપીને બાદશાહ પાસે મોકલ્યો.

આ વખતે અકબર અજમેર જતો હતો અને ઉદયસિંહનો મેળાપ નાગોર નામના નગરની સ્થળે થયો. બાદશાહે તેનો આદર સહિત ભેટનો સ્વીકાર કર્યો અને રાજકુમાર ઉદયસિંહને રાજાની પદવી આપી આ સમયથી મારવાડના રાવો રાજા કહેવાયા. ઉદયસિંહનું શરીર ઘણું સ્થુલ હતું અતરે જણાવવું ઉચિત્ત છે કે રાઠોડની રાજદ્વારી, ઉન્નતિનો પાયો આ સમયથી નંખાયો. આ વખતથી તેઓ બાદશાહના જમણા હાથ તરફનું આસન પ્રાપ્ત કરવા લાગ્યા. પરંતુ વિચિત્ર, કુળ-મર્યાદા ઉપર પાણી ફેરવીને મારવાડના રાજાએ જે સન્માન વેચાતું લીધું હતું. તે શું બરાબર હતું. ? નહી જ. સૂર્યવંશીની બરાબરી તો કોઇ રાજપુત કરી શકશે નહીં ચાહે તેટલો વૈભવશાળી રાજવી હોય પણ જ્યાં ગુલામી ખત પર સહી કરનારની કિંમત આખરે સહી કરનારા સમજી લે.

ઉદયસિંહે સૌથી પહેલા એક તિરસ્કાર ભર્યું દ્રશ્ય એ કર્યું કે—પોતાની બ્હેન જોધબાઈ[34] નામની કન્યાને પરણાવી જોધપુરા પરણાવવાના બદલામાં રાજપુત કુળ કલંક ઉદયસિંહને ચાર પ્રગણાઓ મળ્યા, આ ચાર પ્રગણાઓની વાર્ષિક ઉપજ વીસ લાખની હતી. આ પ્રાપ્ત થવાથી મારવાડ રાજ્યની પ્રગતિ પહેલા કરતા બમણી વધતી ગઈ અંબર અને મારવાડના કાયર રાજાઓએ જે નાલાયકી ભર્યા કાર્ય કર્યા તેની દેખાદેખીથી બીજા રાજપુતો પણ તે પગલે ચાલવા માંડ્યા અને ઘણાખરા રાજપુતો મુગલોના તાબે થઈ ગયા સાધારણ માન સન્માન અને ઈલ્કાબોની મોહદશામાં પોતાની અણુમોલ સ્વતંત્રતા વેચી ગુલામ બની ગયા, આ પ્રમાણે રાજસ્થાનનો મોટો ભાગ અકબરના તાબે થઈ ગયો અને હિન્દુ રાજાઓએ મોગલ રાજ્ય ઉપર એટલો બધો ઉપકાર કર્યો હતો કે મુસલમાનોની તવારીખમા પણ હિન્દુ રાજાઓ મુગલ રાજ્યના સ્થંભો ગણાતા હતા

હવે બાદશાહ અકબરે બધા હિન્દુ રાજાઓની સાથે રહી વીર પ્રતાપ ઉપર[35] આક્રમણ કરવા વિચાર કર્યો પહેલા જે લોકોએ મેવાડના માટે પોતાના

૩૪ જોધબાના ગર્ભથી જહાંગીરનો જન્મ થયો હતો. જોધબાનો મકબરો આગ્રાની નીકટ સિકંદરાબાદમા આવેલો છે અનેક વિદ્વાનનું એવું કથન છે કે રાજપુત રાજાએ પોતાની રાણીથી ઉત્પન્ન થએલી એક પણ કન્યા મુસલમાન બાદશાહને આપી નહોતી પણ દાસી પુત્રીઓને આપી હતી ( આ ચાર પ્રગણાની વાર્ષિક આવક ગદવાડ ગોદાર ૯૦૦૦૦૦ ઉજ્જયની ૨૪૯૬૧૪ દેપાલપુર ૧૮૨૫૦૦ અને પુના ?
૨૫૯૦૦ ની હતી.

૩૫ આ વખતે કાબુલનુ રાજ્ય મોગલ રાજ્યને તાબે હતું અકબરનો નાનો ભાઈ મીર્જા હકીમ ત્યાનો સુબો હતો અને મીર્જાને વિચાર કાબુલનુ રાજ્ય પચાવી પાડવાનો હતો અને સ્વાધિનતાનો ઝંડો ખડો કરી દીધો હતો અકબર શાહે વિદ્રોહ સમાવવા સારૂ માનસિંહને સેના સહિત કાબુલ મોકલ્યો તે વખતે હિન્દુસ્તાનથી કાબુલ જતા વચમાં સિન્ધુ નદી આવે છે અને હિન્દુ શાસ્ત્રમા આ નદિ ઓળંગવાનો નિષેધ કર્યો છે એમ માનતા હોવાથી આથી રાજા માનસિંહ ત્યાંજ અટકી પડ્યા અને અકબર ઉપર પત્ર લખી જણાવ્યું કે મારાથી આગળ જઈ શકશે નહી. આ વખતે વાણી વિશારદ અકબરે નગન સેબીન દોહરો માનસિંહ ઉપર લખી મોકલ્યો કે —

'સબી ભૂમિ ગોપાલકી વામે અટક કહા, જાકે મનમે ખટક હૈ સોહી અટક રહા'
આથી માનસિંહે આઠા માથે ચઢાવી હુકમ ગયા અને ફતેહ કરી આવ્યા

પ્રાણ આપ્યા હતા તેજ લોકો આજે મેવાડ ભૂમિનો નાશ કરવા તૈયાર થયા, અને બેઈમાન બની મુસલમાનોના પક્ષમાં ભળી ગયા. પ્રતાપસિંહની સામે યુદ્ધ કરવા માટે તેઓ આવ્યા હતા. તેનું એક બીજુ કારણ હતું. યવનોના હાથમાં કુળ મર્યાદા વેચવાથી આવી દુર્દશા થઇ છે. એમ તેઓ સારી પેઠે જાણતા હતા. પરંતુ પોતાની સર્વની કુળમર્યાદા જાય અને રાણા પ્રતાપની કુળ મર્યાદા ન જાય અને પોતે એટલો જ કુળ મર્યાદામાં રહે એ વસ્તુ બીજાઓને ગમતી ન હતી. તેથી બીજા રાજપુતોને રાણા પ્રતાપના ઉપર દ્વેષ અગ્નિ સળગી રહ્યો હતો અને દ્વેષ રાખતા હતા.

## દોહરા

કરી કુળનો ત્યાગ, બધા રાજપુતો ફૂટયા<br>
લજવી જનતાની કુખ, ખરેખર! ભાગ્ય તો ખૂટયા. ૭૬<br>
નિજ બેટીને બ્હેન, આપી મુગલોમાં ભળઆ,<br>
વેચી સ્વ અભિમાન, ગુલામો સૌએ બનીઆ. ૭૭<br>
ધીક પડો એ રાજપુતને, જેની કાંઇ કિંમત નહીં,<br>
'લોગી' કહે પ્રતાપ જેવો, કોઇ ટેકીલો નહીં. ૭૮

આવી હકીકત જ્યારે પ્રતાપના જાણવામાં આવી કે મારાજ કોમના ભાઇઓએ અને કહેવાતા રાજપુતો પોતાની નાલાશી બતાવી સ્વમાન વેચી દીકરીને વેચી મુગલોની સોડમાં ભરાયા જેથી મારે તેઓની સાથે સબંધ રાખવો તે પણ મહા પાપ છે તેથી રાણા પ્રતાપે સર્વ રાજપુતોની સાથેનો સંબંધ તોડી નાંખ્યો. અને તેઓએ દિલ્હી, પાટણ, મારવાડ તથા ધારાનગરીના પ્રાચીન રાજપુતોની સાથે વ્હેવાર ચાલુ કર્યો, તેની સાથે સર્વ પ્રકારનો સંબંધ રાખવા લાગ્યા, તેવે વખતે રાણા પ્રતાપે જે જે નિયમ સ્થાપિત કર્યા તે નિયમ વિરૂદ્ધ કોઈ પણ સિસોદીયાના વંશોએ અનાદર કર્યો નથી. અને કોઈ પણ સિસોદીયા વીરે પોતાની કન્યા મુગલોને આપી નથી. દુઃખ સહાયક ગણાતા રાજપુતો સામે સિસોદીયા રાજપુતો ઘણીજ ઘૃણાથી જોતા હતા. આવી અનેક જાતની વિટંબણાઓથી રાણા પ્રતાપ પોતાનું જીવન પસાર કરવા માંડયા. છતાં પોતાનું સ્વમાન, પોતાની માતૃભૂમિની ટેક અને લાગણી જરાપણ ઓછા થયાં નહોતાં જ્યારે પોતે ચારે બાજુથી હતાશ થઇ ગયા ત્યારે પોતે કોમલમેરના કિલ્લામાં રહી ત્યાં ઘણા દિવસ વિતાવ્યા. પણ ત્યાં એક રાજપુતે એવું નીચ કાર્ય કર્યું કે રાણા

પ્રતાપને લાચારીથી કિલ્લો છોડવો પડ્યો, એ નીચ રાજપુતે કોમલમેરના કિલ્લામાં આવેલા કુવામાં જે કુવામાંથી લોકો અને ગજા પાણી પીતા હતા તેજ કુવામાં એ પાપી રાજપુતે મુગલોને સલાહ આપી કે તમો આ કુવામાં ઝેર નાખો તો રાણા પ્રતાપ તમારા શરણે આવશે, ત્યારે નાલાયક મુગલોએ દયાને દેશવટો આપી તે કુવામાં મુગલોએ ઝેર નાખી પાણી બગાડી નાંખ્યા, તેથી રાણાને પાણી પીવાનો ત્રાસ પડવા લાગ્યો એટલે ઘણાજ કષ્ટથી તેમને કિલ્લો છોડવો પડ્યો

પ્રાણ જાય તો પરવા ન જોણે, શુરવીર તો સદા મસ્ત રહે,
આફતમાં પણ બાફત માની, કર્તવ્ય પરાયણ સદા રહે ૭૯

શુરવીર સાચો રણવીર યોદ્ધો, કિલ્લામાંથી પ્રયાણ કરે,
નસીબની ઘટના છે ન્યારી, હૈયામાં નહી શોક ધરે ૮૦

દુખ પડે છે શુરવીરોને, કાયરને કંઇ પડે નહી,
દુખ વગરના જીવન કેરી, કિંમત કદી અંકાય નહી ૮૧

પ્રતાપ જેવો દુખનો સાથી, તેવો સાથી પ્રજા તણો,
નિજ દેશની ટેકને ખાતર, વૈભવ સઘળો તુચ્છ ગણ્યો. ૮૨

કહે સોગીલાલ ધન્ય પ્રતાપને, દુખમાં કદી હરતો જ નથી,
અગણીત આફત આવી તોએ, અકબરને નમતો જ નથી ૮૩

આવી દુખદ ભરી સ્થિતિમાં રાણા, જ્યારે પોતે પોતાના સ્વમાનની ખાતર પહાડોમાં ચાલ્યા ગયા તે વખતે અકબર શાહના શાહી દરબારમાં ઘણા અમીર ઉમરાવો બિરાજમાન હતા તેવા વખતે રાણા પ્રતાપની બહાદુરી અને વીરતાની વાતો થતી હતી ત્યારે અકબર પોતાના અંતરમાં ખુશી થતો અને કહેતો કે ધન્ય છે ? એ વીરને ! આ વખતે બીજા બધા રાજપુતો પોતાની ભૂલનો પસ્તાવો કરતા હતા આ તરફ રાણાશ્રીની સ્થિતિ ઘણી જ દુખદ થઇ રહી હતી કારણ કે બધા પરગણા, કિલ્લાઓ અને મોટા ગામો બધા મોગલોની હુકમત નીચે આવી ગયા હતા હવે રાણાને એક પણ સ્થાન ન રહ્યુ ત્યારે આવી સ્થિતિમાં પોતાની ટેક સાચવવી ઘણી મુશ્કેલ થઇ પડી, છતા પણ એ વીર નર હતાસન થતા પોતાના ભાગ્ય ઉપર આશ્વાસન મુકી જંગલ વેઠવા માંડ્યુ જ્યા ટાઢ, તડકો, ભય અને ઉજાગરા વિગેરે અસંખ્ય ઉપાધીમાંથી પોતે પોતાનુ જીવન પસાર કરવા લાગ્યા તેવામાં જંગલના ભીલ લોકોએ રાણા પ્રતાપને મારૂ

આશ્વાસન અને હિંમત આપી. રાણાશ્રી અને તેમના કુટુંબને ભીલ્લ લોકો જ ખોરાક પુરો પાડતા હતા. જ્યારે રાણા પ્રતાપ અને તેનો પરિવારને મોગલોના પંજામાં ફસાઈ જવાનો વખત આવ્યો ત્યારે, કાળા નિવાસી ભિલ્લ લોકોએ બહાદુરીથી રાણાજીના પરિવારને ટોપલામાં છૂપાવી ' જાવરાની ' ખીણમાં સહિસલામત રવાના કરી દીધાં હતાં. આવા નીમકહલાલ ભિલ્લ પ્રજાનો ઉપકાર રાણાશ્રીના હ્રદયમાં ઘણો જ હતો. વખત આવે તેનો બદલો આપવાનો પણ નિશ્ચય કર્યો હતો. મોગલોના જુલમથી અને પહાડના હિંસક પ્રાણીઓથી બચવા સારૂ ભિલ્લ લોકો સતત્ કાળજી રાખતા હતા. આવા કષ્ટ ભોગવતાં રાણા પ્રતાપની સત્ય હકીકત, અને તેની ટેક, વીરતા અને ગંભીરતા જોવા સારૂ શાહ અકબરે પોતે પોતાના ગુપ્તચારોને પહાડી પ્રદેશમાં મોકલ્યા. અને જ્યારે રાણા પ્રતાપ પોતે પોતાના સાથીઓ સાથે જંગલના ફળ ફળાદી અને કંદમૂળનું ભોજન લેતા હતા. તે વખતનો દેખાવ આવેલા ગુપ્તચારો જોઇ દિગમૂઢ થઈ ગયા. અને બોલી ગયા કે, " રાજા મહેલોમાં જેવું ભોજન લેતાં આનંદ ભોગવે છે તેજ પ્રમાણે આજે જંગલમાં પણ મંગળ માની રહેલા રાણા પ્રતાપને ધન્ય છે !" તેની વીરતા અને અડગ ટેક અને ગંભીરતાને ધન્ય છે. !

આ હકીકત ગુપ્તચારોએ શાહ અકબર આગળ આવી નિવેદન કર્યું કે, રાણાને નનાવવા, તે ઘણુંજ મુશ્કેલ છે. ત્યારે અકબરના મુખમાંથી નીકળ્યું કે, યા અલ્લાહ ધન્ય હે વોહ હિન્દુ રાજવીકું, દેશકી ઓર સ્વમાનની ખાતર ફના હો ગયા. ઓર દુસરે સબ રાજપુત બેઈમાન હોકર મેરી સહાયતા કી.

આવી મોટી વિપત્તિઓ આવ્યા છતાં, રાણા પ્રતાપ હતાસ અગર નીરાશ થયા ન હોતા. ઘણાં ભયંકર કષ્ટો સહન કરતાં પણ પોતે ગભરાતા ન હોતા, ખરાબ સ્થિતિ એટલે સુધી ભોગવવી પડતી હતી કે, કોઈ કોઇ દિવસમાં ખાવાના સાંસા પડતા હતા. ત્યાં ઓઢવા કે પાથરવા કે, શાંતિનું સ્થાન તો કેવી રીતે ભોગવી શકે ? આવી પરિસ્થિતિમા પણ પોતે ટેક, નેક ને સ્વમાન મજબુત રીતે સાચવી સિસોદીયાનું ગૌરવ વધાર્યું હતું. ધન્ય છે ! તે રાજપુતને. વાહ ! સમય તારી બલીહારી ! રાણાએ પાંચ વાર ભોજન તૈયાર કરાવ્યું અને પોતે જમવાની તૈયારી કરતા, ત્યાં દુશ્મનની ફોજ આવવાના સમાચાર કાને પડતાં જ ભોજનનો ત્યાગ કરી ચાલ્યા જવું પડતું અને શત્રુઓ ચારે તરફ ઘેરી લેતા હતા. આ પ્રમાણે થોડા દિવસ બાદ રાણાજીએ કંઇક શાંતિ મેળવી રાણાજી સહ

પ્રતાપને લાચારીથી કિલ્લો છોડવો પડયો, એ નીચ રાજપુતે કોમલમેરના કિલ્લામાં આવેલા કુવામાં જે કુવામાંથી લોકો અને રાજા પાણી પીતા હતા તેજ કુવામાં એ પાપી રાજપુતે મુગલોને સલાહ આપી કે તમો આ કુવામાં ઝેર નાંખો તો રાણો પ્રતાપ તમારા શરણે આવશે, ત્યારે નાલાયક મુગલોએ દગાને દેશવટો આપી તે કુવામાં મુગલોએ ઝેર નાંખી પાણી બગાડી નાંખ્યા, તેથી રાણાને પાણી પીવાનો ત્રાસ પડવા લાગ્યો એટલે લાચાર કષ્ટથી તેમને કિલ્લો છોડવો પડયો

પ્રાણ જાય તો પરવા ન જોશે, શુરવીર તો સદા મસ્ત રહે,
આફતમાં પણ બાફત માની, કર્તવ્ય પરાયણ સદા રહે. ૭૯

શુરવીર સાચો રણવીર યોદ્ધો, કિલ્લામાથી પ્રયાણ કરે,
નસીબની ઘટના છે ન્યારી, હૈયામાં નહી શોક ધરે. ૮૦

દુઃખ પડે છે શુરવીરોને, કાયરને કંઇ પડે નહી,
દુઃખ વગરના જીવન કેરી, કિંમત કદી અંકાય નહી ૮૧

પ્રતાપ જેવો દુઃખનો સાથી, તેનો સાથી પ્રજા તણો,
નિજ દેશની ટેકને ખાતર, વૈભવ સઘળો તુચ્છ ગણ્યો. ૮૨

કહે મોગીલાલ ધન્ય પ્રતાપને, દુઃખમાં કદી ડરતો જ નથી,
અગણીત આફત આવી તોએ, અકબરને નમતો જ નથી. ૮૩

આવી દુઃખદ ભરી સ્થિતિમાં રાણા, જ્યારે પોતે પોતાના સ્વમાનની ખાતર પહાડોમાં ચાલ્યા ગયા. તે વખતે અકબર શાહના શાહી દરબારમાં ઘણાં અમીર ઉમર વો બિરાજમાન હતા. તેવા વખતે રાણા પ્રતાપની બહાદુરી અને વીરતાની વાતો થતી હતી ત્યારે અકબર પોતાના અંતરમાં ખુશી થતો અને કહેતો કે ધન્ય છે ? એ વીરને ! આ વખતે બીજા બધા રાજપુતો પોતાની ભૂલનો પસ્તાવો કરતા હતા. આ તરફ રાણાશ્રીની સ્થિતિ ઘણી જ દુ ખદ થઇ રહી હતી કારણ કે બધા પરગણા, કિલ્લાઓ અને મોટા ગામો બધા મોગલોની હકુમત નીચે આવી ગયા હતા હવે રાણાને એક પણ સ્થાન ન રહ્યું ત્યારે આવી સ્થિતિમાં પોતાની ટેક સાચવવી ઘણી મુશ્કેલ થઇ પડી, છતાં પણ એ વીર નર હતાશન થતાં પોતાના ભાગ્ય ઉપર આશ્વાસન મુકી જંગલ વેઠવા માંડયું. જ્યાં ટાઢ, તડકો, ભય અને ઉજાગરા વિગેરે અસંખ્ય ઉપાધીમાંથી પોતે પોતાનું જીવન પસાર કરવા લાગ્યા તેવામાં જંગલના ભીલ લોકોએ રાણા પ્રતાપને સારૂં

આશ્વાસન અને હિંમત આપી. રાણાશ્રી અને તેમના કુટુંબને ભીલ્લ લોકો જ ખોરાક પુરો પાડતા હતા. જ્યારે રાણા પ્રતાપ અને તેનો પરિવારને મોગલોના પંજામાં ફસાઈ જવાનો વખત આવ્યો ત્યારે, કાળા નિવાસી ભિલ્લ લોકોએ બહાદુરીથી રાણાજીના પરિવારને ટોપલામાં છૂપાવી ' જાવરાની ' ખીણમાં સહિસલામત રવાના કરી દીધાં હતાં. આવા નીમકહલાલ ભિલ્લ પ્રજાનો ઉપકાર રાણાશ્રીના હૃદયમાં ઘણો જ હતો. વખત આવે તેનો બદલો આપવાનો પણ નિશ્ચય કર્યો હતો. મોગલોના જુલમથી અને પહાડના હિંસક પ્રાણીઓથી બચવા સારૂ ભિલ્લ લોકો સતત્ કાળજી રાખતા હતા. આવા કષ્ટ ભોગવતાં રાણા પ્રતાપની સત્ય હકીકત, અને તેની ટેક, વીરતા અને ગંભીરતા જોવા સારૂ શાહ અકબરે પોતે પોતાના ગુપ્તચરોને પહાડી પ્રદેશમાં મોકલ્યા. અને જ્યારે રાણા પ્રતાપ પોતે પોતાના સાથીઓ સાથે જંગલના ફળ ફળાદી અને કંદમૂળનું ભોજન લેતા હતા. તે વખતનો દેખાવ આવેલા ગુપ્તચરો જોઇ દિગમૂઢ થઈ ગયા. અને બોલી ગયા કે, " રાજા મહેલોમાં જેવું ભોજન લેતાં આનંદ ભોગવે છે તેજ પ્રમાણે આજે જંગલમાં પણ મંગળ માંની રહેલા રાણા પ્રતાપને ધન્ય છે ! " તેની વીરતા અને અડગ ટેક અને ગંભીરતાને ધન્ય છે. !

આ હકીકત ગુપ્તચરોએ શાહ અકબર આગળ આવી નિવેદન કર્યું કે, રાણાને નમાવવા, તે ઘણુંજ મુશ્કેલ છે. ત્યારે અકબરના મુખમાંથી નીકળ્યું કે, યા અલ્લાહ ધન્ય હે વોહ હિન્દુ રાજપુતકું, દેશકી ઓર સ્વમાનની ખાતર ફના હો ગયા. ઓર દુસરે સબ રાજપુત બેઈમાન હોકર મેરી સહાયતા કી.

આવી મોટી વિપત્તિઓ આવ્યા છતાં, રાણા પ્રતાપ હતાસ અગર નીરાશ થયા ન હોતા. ઘણાં ભયંકર કષ્ટો સહન કરતાં પણ પોતે ગભરાતા ન હોતા, ખરાબ સ્થિતિ એટલે સુધી ભોગવવી પડતી હતી કે, કોઈ કોઇ દિવસમાં ખાવાના સાંસા પડતા હતા. ત્યાં ઓઢવા કે પાથરવા કે, શાંતિનું સ્થાન તો કેવી રીતે ભોગવી શકે ? આવી પરિસ્થિતિમાં પણ પોતે ટેક, નેક ને સ્વમાન મજબુત રીતે સાચવી સિસોદીયાનું ગૌરવ વધાર્યું હતું. ધન્ય છે ! તે રાજપુતને. વાહ ! સમય તારી બલીહારી ! રાણાએ પાંચ વાર ભોજન તૈયાર કરાવ્યું અને પોતે જમવાની તૈયારી કરતા, ત્યાં દુશ્મનની ફોજ આવવાના સમાચાર કાને પડતાં જ ભોજનનો ત્યાગ કરી ચાલ્યા જવું પડતું અને શત્રુઓ ચારે તરફ ઘેરી લેતા હતા. આ પ્રમાણે થોડા દિવસ બાદ રાણાજીએ કંઇક શાંતિ મેળવી રાણાજી સહ

કુટુંબ સાથે પોતે નિર્જન અઘોર વનમાં નિવાસ સ્થાન કરતા હતા મહારાણીએ તથા તેઓશ્રીની પુત્રવધુએ મોલ નામના ઘાસના બીજની કેટલીક રોટલી બનાવી તેમાંનો એક ભાગ છોકરા છોકરીને વહેંચી આપ્યો. અને બાકીનો ભાગ બીજા વખત માટે ઢાંકી મુકયો, રાણા પ્રતાપ નિકટના સ્થાન પર તૃણ (ઘાસ) ની પથારી પર આરામ લેતા. અને પોતાના દુર્ભાગ્યની અને ભારત વર્ષની દુર્દશાના વિચારમાં તલ્લીન થયા હતા. એવામાં પોતાની એક કુમારીનું હૃદય ભેદક રૂદન સાંભળી ચમકી ગયા. તત્કાળ તેમનું લક્ષ બાળકોની માગણી તરફ તે રોતી કુમારીની દુર્દશા જોઈ પોતાનું હૃદય ફાટી ગયું એક જંગલી બિલાડો તે કન્યાની અડધી રોટલી લઈને ભાગી ગયો હતો.

## દોહરા

શું વિધાતા તું આટલો, કોપ પ્રતાપ પર કરે,
મુજ પાપની શિક્ષા વિધાતા, મુજ બાળને તું કાં ધરે. ૮૪
રાજ્ય ખોયું વૈભવ ખોયો, ખાવા પણ મળતું નથી,
નથી પહેરવા કે પાથરવા રહેવા, સ્થાન પણ મળતું નથી. ૮૫
ખાવા ન ધાન્ય મુજ ભાગ્યમાં, ઘાસ બીજની મળે રોટલી,
તે પણ ખાવા દેતી નહીં, તું દુષ્ટ વિધાતા એટલી ૮૬
હવે ધીરજ રહેતી નથી, પ્રતાપ ઘણો ગભરાય છે,
કહે સોમીલાલ ભલ ભલા, પણ ભગ્ય આધીન થાય છે. ૮૭

આવી પરિસ્થિતિ જોતાં પ્રતાપનું મગજ ફરી ગયું. સર્વ જગ્યાએ તેને નિરાશાજ લાગી પોતાની કરેલી મહેનત હવે કોઈ ઉપાયે બર નહી આવે અને આખરે તેને બાદશાહને શરણે થવું પડશે આવી ઘોર સ્થિતિમાં પ્રતાપ જેવો બહાદુર નર આજે ભાગ્યદશાના ચકર પર ગોથાં ખાઈ રહ્યો હતો. આવો અનેક ઉપાધીમાં અડચણોમાં અને દુઃખના શિખરોમાં પ્રતાપ જરાપણ પાછો પડયો ન હતો. પણ પોતાની કુમારી કન્યાનો ખાવાનો રોટલો જ્યારે પોતાનો દુશ્મન લઈ ગયો. ત્યારે પ્રતાપનો વિચાર પલટાયો. અને વિચાર કર્યો કે હવે તો અકબર સાથે સંધી કરી આ દુખનો અંત લાવવો આ પ્રમાણે વિચાર કરી પોતે અકબર ઉપર એક સંધી પત્ર લખી મોકલ્યો આ પ્રમાણે સંધી પત્ર મળતાં જ અકબર આનંદના આવેશમાં આવી ગયો. અને ખુશીનો પોકાર કરવા લાગ્યો. આખરે પ્રતાપને નમાવવા જે તેના મનમાં અભિલાષ હતી તે બધી પુરી થઈ જાણી. આખા દિલ્હી શહેરમાં આનંદ મહોત્સવ કર્યો અને આખરે અત્યંત

હર્ષીત થઈ ને પ્રતાપસિંનો ઉકત પત્ર પૃથ્વીરાજ નામના એક સામંતને બતાવ્યો પૃથ્વીરાજ બિકાનેરના રાજાના નાનાભાઇ હતા, તેઓ અકબરના દરબારમાં સામંતનો હોદ્દો સંભાળતા હતા. જે વર્ષમાં ઈસ. ૧૫૧૫ માં રાઠોડ વીરજોધરાવે મંદોરથી પોતાના વસાવેલા જોધપુરમાં મારવાડનું સિંહાસન લઈ જઈ ને ત્યાં સ્થાપિત કર્યું. તે વખતેમાં એક પુત્રે બીકા નામના કુંવરે મારવાડમાં બીકાનેર નામનું શહેર વસાવ્યું હતું. બીકાના વંશોએ પોતાના પરાક્રમથી અલ્પ સમયમાં બીકાનેરના રાજ્યને ઉન્નતિના શિખર પર લાવી મુક્યું હતું,

પૃથ્વીરાજ સંજોગવશાત્ મુગલોના પંઝામાં સપડાયા હતા. પણ તેઓ હૃદયના નીખાલસ અને સ્વમાની હતા, જેના હૈયે માતૃભૂમિની દાઝ ભરી હતી. તેઓ ઉભય કવિ પણ હતા. અને વીર બહાદુર હતા, તેઓશ્રી શ્રેષ્ટ કવિ તરીકે રાજસ્થાનમાં ગણાતા હતા, અને તેઓશ્રીએ ઉત્તમ કાવ્યો રચી ભટ્ટ કવિઓ ઉપર વિજય મેળવ્યો હતો. પ્રતાપની વીરતા, ઉદારતા, તથા મહાત્સ્ય જાણીને રાજપુત કવિ પૃથ્વીરાજ બાલ્યાવસ્થાથી તેમને એક દેવ જેવા મહાપુરૂષ તરીકે ગણાતા હતા. આ પ્રમાણે જ્યારે તેમના જાણવામાં આવ્યું કે રાણાજીએ સંધી કરવાની માંગણી કરી ત્યારે તેને મહા કષ્ટ થયું ચિંતાનો વિષમ ડંશ લાગવાથી તેમના જીગરમાં અતિ વેદના થવા લાગી. પ્રતાપસિંહે આ પ્રાર્થના પત્ર મોકલ્યો હોય તે વિષે તેને શંકા થવા લાગી. તેને શાહને ચોકખા શબ્દોમાં કહ્યું કે " આપ કદાચ દિલ્હીના શાહનો તાજ મુકો તો પણ પ્રતાપ પોતે પોતાનું શીર ઝુકાવે એ હું માનતો નથી." પછી પૃથ્વીરાજે બાદશાહની આજ્ઞાથી એક પત્ર લખ્યો. તેને એક દૂત ના હાથમાં આપી રાણાજી પાસે મોકલ્યો. પૃથ્વીરાજે પ્રતાપસિંહને લખ્યું કે ' આપ શા કારણથી બાદશાહ આગળ શીર નમાવવા માગો છો ' વળી તેમાં એક બીજો પ્રશ્ન ગુપ્ત પણે બોધરૂપી લખ્યો છે. પ્રતાપસિંહ ને આ અપમાનથી બચવા માટે આગ્રહ કર્યો હતો [૩૬] આ પત્રની કવિતા એટલીતો તેજસ્વી અને હૃદય ગ્રાહીની છે કે આજ પર્યંત રાજપુતો તેતે વાંચી પોતાના સ્વમાનની કિંમત કરે છે. વાંચકની જાણ માટે આ પત્ર નીચે જણાવવામાં આવે છે. હિન્દુઓની સર્વ આશા અને વિશ્વાસ હિન્દુઓપર નિર્ભર છે. તથાપી મહારાણા તે સર્વને તિલાંજલી આપવા તૈયાર થયા છે. પ્રતાપ ન હોત તો અકબર સર્વને સમાનભૂમિકાપર લાવી મૂકત. કારણ કે રાજા લોકો નિર્ભય વીરતા ખોઈ બેઠા છે. આપણી સ્ત્રીઓનું પવિત્ર રક્ષણ અને સ્વમાન નષ્ટ થયું છે. રાજપુત કુળરૂપી વિશાળ બજારમાં કેવળ અકબરજ કહેતા કે ઉદયના સર્વ પુત્રોને પાદશાહે

૩૬. પૃથ્વીરાજ ના પત્રની મૂળ નકલ મળી શકતી નથી, પરંતુ ઠાકુર પૂર્ણાસિંહજી ના લેખીત ' મેવાડનો ઈતિહાસ ' એનામના પુસ્તકમાં પાનું ૧૭૩ માં કેટલાક દુહા તથા સોરઠા લખ્યા છે તે અતરે યાદ આપવામાં આવે છે.

ખરીદી લીધા છે પ્રતાપ તો હજી અમૂલ્ય જ છે? અને સાચો વીર રાજપુત છે આ પ્રમાણે અકબરે રાણાની પ્રશંસા કરી હતી અને પ્રતાપ માટે આદર બતાવ્યો હતો

## સોરઠા

અકબર સમદ અથાહ, સુરા પણ ભરિયો સજલ,
મેવાડો તિણ માંહિ, પોયણ ફુળ પ્રતાપસી. ૧
અકબર એકણ બાર, દાગલકી સારી દુની,
અણદાગલ અસવાર, રહિયો રાણ પ્રતાપસી ૨
અકબર ઘોર અંધાર ઊંઘાણા હિંદુ અવર,
જાગે જુગ દાતાર, પોહરે રાણ પ્રતાપસી ૩
હિંદુ પતિ પ્રતાપ, પતિરાખો હિન્દુ આણરી,
સહે વિપત્તી સતાપ, સત્ય શપથ કર આપણી ૪
ચૌથો ચિત્તો ડાહ, બાંટો બાજતી તણ,
દીસે મેવાડાહ, તો સિર રાણ પ્રતાપસી ૫
ચમ્પો ચિત્તો ડાહ, પોરસ તણો પ્રતાપસી,
સૌરભ અકબર શાહ, અડિયલ આ ભડિયા નહી. ૬
પાતલ પાગ પ્રમાણ, સાંચી સાંગાહર તણી,
રહી સદા લગારણ, અકબર શું ઉભી અણી. ૭

## દોહા

આઈ જણ અહડા જણ જહડા રાણા પ્રતાપ,
અકબર સૂતો ઓઝ કે, જાણ સિરાણે સાંપ ૮

## સોરઠા

રાચો અકબરિયાહ, તેજ નિહારો તુરકડા,
નેમ નર નીસરિયાહ રાણ વિના સવ રાવજી ૯
સહુ ગાવડિયે સાથ, ચેકણ વાડે બાંધિયાં,
રાણા ન માની નાથ, તોડે રાણ પ્રતાપસી ૧૦
સાચો સો સંસાર, અસુરપ ઢાલે ઉપરે,
જાગે જગ દાતાર, પોહરે રાણ પ્રતાપસી ૧૧

### દોહરા

ઘર વાંકી દીન પાધરા, મરદ ન ચુકે માણ
ઘણે નરિન્દા ઘેરીયા, રહે ગીરિન્દાં રાણ. ૧૨

પ્રતાપસિંહને પ્રચલીત ભાષામાં પન્ત કહેવામાં આવતા હતા.

[૩૭]મહમદ ખીલજી સાહિત્યનો શોખીન હતો તેના અક્ષરો ઘણાજ મનોહર હતા. પોતે પોતાના હાથે ગ્રન્થ લખતો હતો અને તે ગ્રન્થ પોતાના અમીર ઉમરાવોને વેચતો હતો. આ પ્રમાણે પોતે સાહિત્ય દ્વારા પુષ્કળ ધન મેળવતો હતો. રાઠોડ વીર પૃથ્વીરાજની તેજસ્વી ભાષાનો પત્ર વાંચી પ્રતાપના હૃદયમાં અત્યંત ઉત્સાહ આવ્યો, અને એટલો બધો ઉત્સાહ આવ્યો કે જાણે દશ હજાર રાજપુતોએ આવી તેમને સહાય આપી હોય તેવી રીતે તેઓના હૃદયમાં હિંમત આવી ? ધન્ય છે કવિની કલમને ! પત્રની–કવિતાની પ્રકાશિત ભાવથી ક્ષીણ થએલું પ્રતાપનું હૃદય સજીવન થયું, અને તેઓ પોતાનું ભીષણ કાર્ય પાર પાડવા દૃઢ થયા. જ્યારે સમગ્ર હિન્દુઓ સ્વદેશ ગૌરવના રક્ષણાર્થે પ્રતાપના મુખ તરફ જોઈ રહ્યા છે ત્યારે શું પ્રતાપ નિશ્ચિંત રહી શકે ?

આ પ્રમાણે અકબરના સામંત પૃથ્વીરાજનો દ્વીઅર્થી પત્ર વાંચી પ્રતાપ રાણાજીનું એકાએક હૃદય બદલાઈ ગયું, અને પોતાની કરેલી ભીષ્મ પ્રતિજ્ઞા માટે અનહદ અભિમાન ઉત્પન્ન થયું.

આ સ્થાને વાંચકોને યાદ આપવાની જરૂર છે. અકબર જે [૩૮]નૌરોઝ બજાર ભરતો હતો તેમાં દેશ પરદેશની રમણીઓ, રાજપુતાણીઓ અને ઘણી જ અમીર ઉમરાવોની શાહજાદી આ બજારમાં માલ વેચવા આવતી હતી આ બજાર ભરવાનો અકબરનો ખરાબ હેતુ જં હતો. આ બજાર નિમીત્તે ઘણી મહિલાઓની અ ઈચ્છાએ શિયળ ભ્રષ્ટ થયાં છે, અને ઘણી સ્ત્રીઓની લાજ લુંટાઈ છે જે અકબરને ન્યાયી અને ધર્માવતાર કહેવામાં આવતો હતો. પણ બુદ્ધિ પૂર્વક ઇતિહાસનું અવલોકન કરતાં તે વસ્તુ અમારા માનવામાં આવતી નથી;

૩૬. મહમદ ખીલજી સાહિત્યનો પ્રેમી હતો, તેના હસ્તાક્ષરો મોતીના દાણા જેવા સુંદર હતા, પોતે પોતાના હસ્તાક્ષરથી ગ્રન્થ લખતો હતો, અને તે ગ્રન્થ અમીર ઉમરાઓને આપતો હતો, આ પ્રમાણે તે સાહિત્ય દ્વારા અતિ પ્રેમથી ઘણું જ દ્રવ્ય મેળવતો હતો.

૩૮ રાજકુળમાં ઉત્પન્ન થએલા પુરૂષો તથા સ્ત્રીઓ કારીગરી બનાવીને આ પ્રદર્શનમાં લાવતા હતા. તેઓ તેને વેચીને પુષ્કળ દ્રવ્ય ઉપાર્જન કરતા હતા, અનેક રાજાઓ અનેક પ્રકારની કારીગરીના નમુના કરતા હતા, ઉદાહરણ— ઔરંગઝેબ ટોપીઓ બનાવી નૌરોઝના મેળામાં વેચતો હતો.

આ બજાર નિમિત્તે અકબરની ઘણી જ નીચ અને પાપી ભાવના હતી એટલું કહેવું આ સ્થાને ગ્રસ્ત છે.

આ બાબતનું સાધારણ કર્નલટોડના રાજસ્થાની ઇતિહાસના પાના ૧૬૪માં કરેલા વર્ણન ઉપરથી વાંચક વર્ગ સમજી લેશે. આ 'નોરોઝ બજાર'ની પાપલીલાનો પડદો બિકાનેરના રાજકુમાર પૃથ્વીરાજની સ્ત્રીએ પોતાની અસીમ વીરતા અને ધર્મબળના પ્રભાવથી આ દારૂણ અને શોચનીય કલંકથી પોતાની કુળમર્યાદાની રક્ષા કરી હતી

આવી પવિત્ર વિરાંગના પૃથ્વીસિંહને પોતાના પૂણ્ય બળથી જ મળી હશે; દુર્ભાગ્યવશાત્ પૃથ્વીરાજ જો કે અકબરશાહના આશ્રીત થયા હતા. તેમના સુખ–દુઃખ અકબર પરજ નિર્ભર હતા. તો પણ તેને અકબરનો પ્રસાદ પ્રાપ્ત કરવાની ઇચ્છા ન હતી અને તેમણે અકબરશાહને પોતાનું સિર પણ નમાવ્યું નહોતું. સર્વગુણ સંપન્ન ભાર્યાના પ્રેમાલાપની શાન્તિથી પોતાનું દુઃખ ભૂલી જતા હતા અને પોતે પોતાના કાર્યમાં કર્તવ્ય પરાયણ રહેતા હતા અને તે વિરબાળા અદ્ભૂત સતીત્વની મૂર્તિ હતી

એક વખત અકબર ખુશ રોજના બજારમાં ગુપ્ત વેષે ભ્રમણ કરતો હતો, એવામાં પૃથ્વીરાજની સીનું સ્વર્ગીય સુંદરતાનું પ્રતિબિંબ જોતાં બાદશાહ એકદમ ચમકયો, અને તે કામાંધ–મોહિત થયો. તે પોતે પોતાના નિવાસ સ્થાનમાં આવી પોતાની પાપવૃત્તી પોષવાને વિચાર કરવા લાગ્યો. તેની પાપવાસના બે પ્રકારની હતી. એક તો પોતાની પાપલિલા પુરી કરવી અને બીજી મેવાડની ઈજ્જત ને કલંકીત કરવી, અકબર રક્ષક પ્રીટી ભક્ષકનું કાર્ય કરવા તત્પર થયો. અને પોતાની પ્રજા ઉપરની જવાબદારી ભૂલી જઇ પોતે નીચ રાક્ષસી આ કાંક્ષા પુરી કરવા ઉન્મત્ત થયો આવા વખતે આ પવિત્ર સતીની ઈજ્જત કોણ સાચવી શકે ? અને કોણ સાચવશે એ જગતનો નાથ જાણે ?

બજાર પુરો થયા પછી પૃથ્વીરાજની લાવણ્યવતી પત્નિએ મેળામાંથી સ્વગૃહે જવા વિચાર કર્યો જે રસ્તાથી તે આવી હતી તેજ રસ્તાથી તે જવા નીકળી થોડી વાર ચાલ્યા પછી તેને જણાયું કે સર્વ દ્વારો બંધ છે, બહાર જવાનો કોઇ માર્ગ નથી પોતાના મનમાં અનેક જાતની શંકા ઉદ્ભવી એવામાં એક તરફનું દ્વાર ખુલ્લી ગયું જેથી તે રમણી તે દ્વાર વાટે જવા તૈયાર થઈ પણ સામેથી અકબર શાહ ધીમી ગતી એ આવતો જણાયો અકબર શાહે પોતાના બંને હાથ લાંબા કરી પોતાની ઈચ્છા જણાવી તેના તરફ ગયો અને અનેક પ્રકારની લાલચો બતાવી, વૈભવો બતાવ્યા, કોઈ પણ જાતની લાલચ બતાવવામાં કસર રાખી નહીં પણ કહેવતમાં કહ્યું છે કે :—

## દોહરા

સતીયા સત્ય ન છોડીયે, સત્ય છોડે પત જાય,
સત્યકી બાંધી લક્ષ્મી, જગ મીલેગી આય. ૮૮

આ સિદ્ધાંતને મનમાં રાખીને સતી એકદમ ક્રોધાતુર બની ગઈ અને પોતે પોતાના અસલ સ્વરૂપમાં સિંહણની માફક ગર્જના કરી કે ખબરદાર ! એક પગલું આંગળ ભર્યું છે તો ! અને તત્કાળ પોતાની કમરથી લટકાવેલી કટાર ખેંચી કાઢી અકબરની છાતી સામે ધરી ઉભી રહી અને કહેવા લાગી કે " પ્રભુના નામથી સોગન લે કે, આજથી કોઈ પણ રમણીને સતાવીશ નહીં. અને આવી નીચ વાસનાનો વિચાર પણ કરીશ નહીં.

આવી સિંહણ સમી ગર્જના અને વિકરાળ ચંડીકા સમી પ્રતિભા જોઈ બાદશાહ દિગમૂઢ થઈ ગયો. અને હિંદુસ્તાનનો શહેનશાહ એક નાજુક સ્રીના સત્ય શિયળ અગાડી લાચાર બની પરવશ થઇ ગયો. ધન્ય છે તે વિરાંગનાને ? આ સ્રીની હકીકત ભરુ કવિઓના ચરિત્રોમાં ઘણીજ પ્રસંશા કરવામાં આવી છે. અને તેને એક સતી અને પ્રભાવશાળી સ્રી તરીકે લેખવામાં આવી છે. પણ બધી ઓરતો સરખી હોતી નથી. કોઈ કુળાંગર પણ હોય છે. પૃથ્વીરાજના મોટા ભાઈ રાયસિંહને આવી ગુણવંતી ભાર્યા ન હતી. સતિત્વનો આદર નહીં હોવાથી અગર અકબરે બતાવેલી લાલચમાં ફસાઈ જવાથી તેને અમૂલ્ય શિયર રત્ન વેચ્યું હતું અને તેના બદલામાં રત્નાભૂષણ લઇને પતિને ઘેર પાછી ગઈ. આ વખતે પૃથ્વીરાજના જેષ્ટ બંધુએ સાંભળ્યું કે સુવર્ણ અને મણીના અલંકારોથી પાપી શરીરને ખડિત કરી પોતાની પ્રાણપ્રીયા–ગૃહલક્ષ્મી પાછી ઘેર આવે છે. પરંતુ આ શું ? આપણા ભૂષણ રૂપ[૩૯] દાઢીમૂછ કોણે ચોરી લીધા ?

આ વાર્તા વાંચક વર્ગને ખાસ જણાવવાનું કારણ એ કે અકબરની કુટીલ નિતી અને તેનું નૈતીક જીવન કેટલું પાપમય છે. તે વાંચક વર્ગ હવે વિચારી લેશે. લંબાણ બહુ થઈ જવાથી હવે મૂળ વાત ઉપર આવીએ.

પૃથ્વીસિંહની તેજસ્વી કવિતા વાંચી વીર કેશરી પ્રતાપસિંહને નવું–જીવન પ્રાપ્ત થયું, અને પ્રચંડ શત્રુના અત્યાચારનો બદલો લેવા નિશ્ચય કર્યો.

કવિઓ ને છે પ્રીય કવિતા, કવિઓ તેનું પાન કરે,
એ પાન તણા રસને રેલાવી અન્ય જનોના મન હરે. ૮૯
કવિઓની કલમથી ભલ ભલા પણ, શૂરવીરતાનું માન ધરે,
નિરાશામાં આશા રૂપી કીરણો કવિતા પ્રગટ કરે. ૯૦

૩૯. દાઢી અને મૂછ ને રાજપુતો ગૌરવનું ચિન્હ માને છે.

એવી કવિતા પૃથુજ કેરી, પ્રતાપને પણ શૂર ચડે,
એ રણવીર એ રણયોદ્ધો, વેર લેવાનો નિશ્ચય કરે ૯૧
કવિ કલમની એ ચતુરાઈ, જેને ચઢાવું ચિત્ત અરે,
કહે 'લોગી' એ ધન્ય કવિઓને, મૃતજીવન સજીવન કરે ૯૨

આ તરફ પ્રતાપની નબળાઈનો લાભ લઈ મુસલમાનો બધા આનંદીત થઈ મોજ કરવા લાગ્યા આ વખતનો લાભ લઈ પ્રતાપે મુસલમાનો ઉપર આક્રમણ શરૂ કરી અનેક મુસલમાનોને લોય લેગા કર્યા. તેથી રાણાને કંઈ લાભ થયો નહીં. અને જેમુસલમાન સેના મરી ગઈ તેના કરતાં ત્રણ ઘણી સેના પાછી આવી ગઈ યવનોની સંખ્યા દીનપ્રતિદીન વધતી ગઈ પ્રતાપનું ફરીવાર આક્રમણ થતાં યવનોએ પ્રતાપને પકડવા પુંઠ પકડી અને નદી, જંગલ, પહાડોમાં ભોટવાઈ ગયા આટલી બધી યવન સેના છતાં, પ્રતાપનો વાંકો વાળ કરી શક્યા નહિ અને જ્યારે લાગ મળતાં પ્રતાપે યવનો પર છાપો મારી ઘણા યવનોને યમદ્વાર પહોંચાડી દીધા. આખરે સાધન વગર પ્રતાપ હતાશ થવા લાગ્યો અને પોતાની ધીરજ ખુટવા લાગી ખાવા પીવાના પણ સાંસાં પડવા લાગ્યાં

છપ્પો

શું વિધિના ખેલ સમજ નહિ તેની પડતી,
પ્રતાપને કંઇ દશાઓ આવી નડતી,
શૂરવીરતાની છાપ જરી નહિ તો ભુંસાતી,
અનેક લોગવે કષ્ટ છતાં ન છાતી ગભરાતી,
દુઃખ સુખમાં પ્રતાપ તો પાછો જરી પડતો નથી,
કહે લોગી રણવીર નમતું જરી દેતો નથી. ૯૩

છપ્પો

ધન્ય વીર પ્રતાપ ખરેખર ટેક જ રાખી,
શાહ અગાડી લથડતા પણ ગયા જ થાકી,
નહિ સાધન વૈભવ નહિ ખાવા પીવા,
તજ્યાં રાજ્ય ને પાટ દેશનો ઉદ્ધાર કરવા,
સ્વમાન સાચવવા પ્રતાપ બહાદુર થઈને તું ફરે,
કહે લોગી પ્રતાપને આગળ વિધિ શું કરે. ૯૪

આવી સ્થિતીમાં રાણા પ્રતાપ ઘણી જ શોચનિય દશામાં આવી પડયાં, શું કરવું પોતાની કરેલી તપશ્ચર્યા અને કરેલી મહામહેનત અને શાહ અકબર સામે કરેલી વીરતા ભરી યુદ્ધની ઘોષણા કરનારા એવા વીર પુરૂષને આજે ખાવા, પીવા, કે ઓઢવા, પાથરવાના પણ ફાંસા પડવા લાગ્યા. કયાં રાજ્ય વૈભવ ભોગવનાર, દેવ જેવો મહા પુરૂષ ? કયાં આજે તેનું ભાવી ? પણ વિધીની કળા અકળ છે. જ્યારે કુદરત પુરેપુરી કસોટી કરે ત્યારે સત્ય અને ધીરજની કિંમત થાય છે. માટે ભાવી શુ કરે છે તેની ગતીની કોઈ પણ વ્યક્તિને માલુમ પડતી નથી એ તો ફક્ત જ્ઞાની જાણી શકે.

### દોહરા

શુ કર્યુ મેં આ કર્યું એ માનવી મીથ્યા બકે,
ઈશની આજ્ઞા વિના નવ પાન પણ હાલી શકે. ૯૫

આખરે પ્રતાપ રાણા ઘણા જ નિરાશ થયા. અને પોતે પોતાની માતૃભૂમિને છેલ્લા દર્શન કરી પોતાના સરદારોની આખરી વિદાય લઈ પોતે જંગલના રસ્તે સિંધ તરફ જવાના વિચાર પર આવ્યાં. આ વખતે એક વૃદ્ધ નવયુવાન જેવો રાજ્ય સેવક. જૈન, અને વિરતામાં અજોડ, વીર મંત્રી ભામાશાહ મહારાણાના ચર્ણોમાં પડયો, અને કહે છે કે અન્નદાતા! આપનાથી મેવાડને છુટીને નહિ જવાય આવી રીતે ભામાશાહ કરજોડી મહારાણાને પ્રાર્થના કરવા લાગ્યો. અને કહેવા માંડયો કે અન્નદાતા! દુનિયા ભલે રસાતાલ થાય. કરોડો મનુષ્યો ભલે મરે, પરંતુ મહારાણા પ્રતાપનો વાંકો વાળ પણ ન કરે. આપ તો મારા શીરતાજ છો, મેવાડના દેવ છો, હિંદુ અને જૈન ધર્મના રક્ષણહાર છો, આપ જશો તો અમારે પણ આ જગતમાં શુ મોઢું લઈ ફરવાનું રહ્યું. જ્યાં આપ ત્યાં હું. રાણા પ્રતાપ કહે મંત્રી ભામાશાહ! શું કરૂ કોઇ જાતના સાધન વગર દુશ્મનોનો સામનો શી રીતે કરવો અને હાલમાં તમે મેવાડની તેમજ મારી સ્થિતી તો જાણો છો. તો કેવી રીતે ટકી શકાય.

### રાણા પ્રતાપ ને ભામાશાહનો વાદવિવાદ.

પ્રતાપઃ—ભામાશાહ તુજ વાત સુણીને, અંતર તો વીંધાય ખરે,
મેવાડની દશાજ જોતાં, અગ્નિ સમ જવાલા પ્રજળે,
નથી સુજતું કે શુ કરવું, વિધિ જ્યાં અવળી જ પડે,
એવી સ્થિતિમાં કહો ભામાશાહ, પ્રતાપ એકલો શું કરે. ૯૬

ભામાશાહ:—અન્નદાતા છો મેવાડ કેરા, સાચા શીરતાજ શોભો છો,
અનેકના છો સ્વામી રાણા, સત્ય નીતીના સહાયક છો,
જરૂર કરશે સહાય પ્રભુ, આવા પ્રભુની તજશો નહિ,
ભામાશાહની વિનતી સુણી, મેવાડ છોડી જાશો નહિ ૯૭

પ્રતાપ:—નથી વૈભવ નથી લક્ષ્મી, નથી ખાવા અને પીવા,
બાળક મારા ટળવળતા એ, દુઃખ કહો ક્યાં સુધી જોવા,
પોચ્યું ત્યાં સુધી ધીરજ ધરી, દુશ્મન સામે ટકી રહ્યો,
પ્રતાપના જીગરની માંહી, આજે વિચાર જુદો જ થયો ૯૮

ભામાશાહ:—મરદ બની હતાશ થશો તો, કહો મરદ તેને કોણ કહેશે,
ભવિષ્યની પ્રજા બિચારી, ધડો તમારો શું લેશે !
કાયર બની જવાને ચાહો, એ પ્રતાપને શોભે નહિ,
અનેક વિપત્તીમાં પોતે પ્રતાપ કાયર બનશે નહિ ૯૯

પ્રતાપ:—નથી જોઈતો વૈભવ મારે, નથી ભોગવવા ભોગ જરી,
વિલાસની ઈચ્છા નથી, દેશ દાઝ હૈયે પ્રસરી,
દેશ દાઝને માટે પ્રતાપ, પ્રાણ પોતાનો ત્યાગ કરે,
મરતાં તક રાણો પ્રતાપ, શાહનો ગુલામ નહિ બને. ૧૦૦

ભામાશાહ:—પ્રતાપ જ્યારે કાયર બનશે, ત્યારે મેવાડ જાશે રંડાઈ,
કોને આશરે જીવશે મેવાડ, કરો વિચાર દીલની માંહી,
કાયર બનીને ભાગી જાશો તો, અકબરશાહ બહુ ફુલાશે,
મેવાડના ઇતિહાસના પાને, 'પ્રતાપ કાયર લેખાશે. ૧૦૧

પ્રતાપ:—કહેવું તમારૂ ખરૂં છે મંત્રી, પણ ધન વગર કહો શું કરૂં,
લશ્કરની ભરતી માટે પણ, ક્યાંથી વસ્તુ પુરી કરૂં,
એક વખતનો પ્રતાપ રાણો, આજે પ્રતાપ છે ભિખારી,
ભાગ્યદશા ભામાશાહ મારી, હવે જાુઓને પરવારી. ૧૦૨

ભામાશાહ:—સાચો જૈન તો રાણાજીની, કદી આબરૂ ખોશે નહિ,
આકીકનો ઈજ્જતની ખાતર, પ્રાણની પરવા કરશે નહિ,
નિમકહલાલી પ્રેમે બતાવી, કઈક જૈનોએ નામ કર્યાં,
મંત્રી ઉદયન, વસ્તુ. તેજપાળ, જેવાએ મંત્રી પદ ધર્યાં ૧૦૩

એ જૈનોનો હું છું બાળક, આપ ચર્ણોનો દાસ રહી,
સ્વીકારો વિનતી ભામાની, કૃપા કરી ના કહેશો નહિ,

જે વસ્તુ જોઈએ તે આજે, તે વસ્તુ હું આપું છું,
મેવાડના ઉદ્ધારને માટે, સર્વસ્વ હું અર્પુ છું. ૧૦૪

બાર વરસ લગી લડાઈ ચાલે, ત્યાં લગી ધન ખૂટશે નહિ,
પચ્ચીસ સહસ્ર સૈનિકોને, અન્નનો ટોટો પડશે નહિ,
લડાઈની સામગ્રી પુરી, અન્નદાતા બધી પુરી કરૂં,
ભામાશાહની બધી મિલ્કત, મેવાડના ચર્ણોમાં ધરૂં. ૧૦૫

પ્રતાપ:—ભામાશાહ તું શું બોલે છે, તેની સમજ પડતી જ નથી.
પ્રતતાપની પ્રતિજ્ઞા એ છે, કે કોઈનું દાન લેતો નથી,
ભૂખે મરશે ને રખડશે, ટેક પોતાની છોડશે નહિ,
પ્રજાના પૈસા લઇને, રાણો ઈજ્જત ખોશે નહિ. ૧૦૬

ભામાશાહ:—મારી મીલ્કત નથી સ્વામી, એ મીલ્કત તો રાજ્યની સહી,
રાજ્ય તણી સેવા કીધી છે, વડીલોની એ મીલ્કત નહિ,
રાજ્ય તણી મીલ્કતની સાથે, આપ રાજ્યની ભેગી થઈ,
મેવાડની માલીકી છે, ભામાશાહની મિલ્કત નહિં. ૧૦૭

નથી આપતો સ્વામી તમને, આપુ મિલ્કત મેવાડને,
રાણાજીની ખાતર મારો, પ્રાણ આપું મેવાડને, ૧૦૮

સેવાભાવી કહે ભામાશાહ, સેવા રાણા કબુલ કરો,
મેવાડનો ઉદ્ધાર કરવાને સૈન્ય હવે ભેગું કરો,
કરોડોની મિલ્કતને રાણા, મેવાડ ખાતર ફના કરો,
ભામાશાહની કિંચીત સેવા, રાણા શ્રી ચર્ણેજ ધરો. ૧૦૯

પ્રતાપ:— ધન્ય ભામાશાહ જૈન સાચો તુ, નામ ખરેખર દીપાવ્યું,
નિજ જનેતાની શોભાને, નામ સેવાથી સોહાવ્યું,
મેવાડ પર તારી પ્રીતી જોઇ, રાણો વાત સ્વીકાર કરે.
કહે ભોગી ધન્ય ભામાશાહ, તારી ટેક થકી મ્લેચ્છો થરથરે. ૧૧૦

આ પ્રમાણે ભામાશાહની હૃદય ભરી લાગણી જોઈ રાણાજીએ પોતાનો વિચાર ફેરવી ફરી યુદ્ધ કરવાનું નક્કી કર્યું. અને ભામાશાહની સલાહથી તેમજ પોતાની વીરતાથી હજારો શુરવીર રણયોદ્ધાઓ તૈયાર કર્યા. અને હથીયારની સામગ્રી પણ તૈયાર કરી લગભગ પચીસ હજાર સૈન્ય લઇ પ્રતાપે ફરી બાદ-

શાહી ફોજ ઉપર છાપો મારવો શરૂ કર્યો રાણાજીની અપૂર્વ તપશ્ચર્યાની શક્તિ વડે ભાગ્યદેવી સાહ્ય થવા લાગી

કર્નલટોડ પણ પોતાના " રાજસ્થાની ઇતિહાસમા " લખે છે કે વીર ભામાશાહે એટલું બધું ધન આપ્યું કે ઓછામા ઓછા પચીસ હજાર સૈનીકોને બાર વરસ સુધી હથીઆર, ખોરાક વિગેરે પુરેપુરી રીતે ચાલી શકે તેટલું ધન રાણા પ્રતાપના ચર્ણોમા ધર્યું હતુ ધન્ય છે ! ધન્ય છે ! આવા વીર સાચા જૈન ભામાશાહને ! આનુ નામ જ માતૃભક્તિનો પ્રેમ, સદ્ભાવ, ત્યાગ, સ્વમાન, નિમકહલાલી, અને મનુષ્યપણામા રહેલી અપૂર્વ ત્યાગની ભાવના !

રાણા પ્રતાપે સઘળી જાતની તૈયારી કરી અને જૂજ વખતમા જ અકબર સેનાપતી શાહબાજખાના સૈન્ય ઉપર સિંહનાદ કર્યો અને તેના લશ્કરને છીન્નભીન્ન કરી નસાડી મુકયું આ પ્રમાણે ભયકર યુદ્ધ કરી રાણાજીએ બત્રીસ કિલ્લાઓ પોતાને સ્વાધીન કર્યા તેમજ રાજપુત કુળકલક અભિમાની માનસિહના બાહુબળનો અભિમાન ઉતારવા માટે રાણાજીએ અબરના રાજ્ય પર આક્રમણ કર્યું ત્યા સુપ્રસિદ્ધ વાણીજ્ય સ્થાન માલપુરનો નાશ કરી પોતાના રાજ્યમા પાછા આવ્યા તે પછી થોડા વખતમા ઉદયપુરને પોતાના અધિકારમા લઇ લીધુ આ નગર જીતવામા રાણાને વધારે પરિશ્રમ કરવો પડયો નહી કારણ કે શત્રુઓ સગ્રામ કર્યા વગરજ પલાયન કરી ગયા હતા

આખરે બાદશાહ અકબરે પ્રતાપસિહને શાન્તિ ભોગવવા દીધી પણ રાણાજી આ કાર્યથી પ્રસન્ન થઇ શકે ખરા ? પ્રતાપને હજી મનમાં ખટકતુ હતુ કે બાદશાહને તેના કૃત્યનો બદલો હજુ બરાબર આપી શકયો નથી જેના લાધે એ જગલો, પહાડો, ભુખ, દુખ, વૈભવોનો ત્યાગ બાળબચ્ચાંઓને પણ દુખી કરીને જે પરિસમ વેઠેલો તેનો કિચીત બદલો પણ બાદશાહને આપી શકયો નહી તેથી તેની તબિયત બેચેન રહેવા લાગી પરતુ ચિત્તોડનો કિલ્લો હજી પ્રતાપના તાબામા આવ્યો ન હતો, અને ચિત્તોડની પ્રતિજ્ઞા તેના હૃદયને ભાલાની સમ ભોકાતી હતી આથી ચિત્તોડનો ઉદ્ધાર ન થઈ શકવાથી રાણા પ્રતાપની બેચેની વધતી ગઈ હવે રાણા પ્રતાપ વૃદ્ધાવસ્થામા પ્રવેશ્યા તેથી યુવાનીનો ઉત્સાહ મદ થવા લાગ્યો, અને પોતાની નબળાઇ ઉપર હજારો ધિક્કાર આપવા લાગ્યા, જે ચિત્તોડને માટે મે મારૂ તન, મન, ધન, પ્રાણ અને સર્વદા સમર્પણ કર્યું છતા તે ચિત્તોડનો મારા હાથે ઉદ્ધાર ન થયો, એજ એમના આત્માને દખતુ હતુ એ ચિતામા ને ચિતામા રાણાજીને મૃત્યુ નજીક આવતુ હોય તેમ ભાસવા માડયુ

"ચિત્તોડ માટે અપાયેલા આત્મ બલિદાનો"

બાપ્પા રાવલે શૌર વંશના, માન રાજનો મુગટ લહી,
નિજ શિર પર ધારણ કરતો, સૂર્યવંશીની શોભા મહી,
વીર સમરસિંહ યવન હાથથી, ભારતનો ઉદ્ધાર કરવા,
નિજ પ્રાણનું આપી બલિદાન, ગયા શિવ સુંદરી વરવા. ૧૧૧

વીર પૃથુએ કીધી અવધી, જેની વીરતાનો પાર નહી,
ચિત્તોડ માટે આપી બલિદાન, યશ કીર્તિ જેની જામીરહી,
દ્વાદશ પુત્રો રાણા લક્ષ્મણના, ચિત્તોડ માટે પ્રાણ ધર્યા,
દેવી ચામુડાના ખપ્પરે, રૂધીરથી એવી રીતે ભર્યા. ૧૧૨

વળી દેવલપતિ વાઘજી જયમલ, પત્તે પત્તેની માતા ખરી,
તેઓશ્રીની વીર વધૂએ, ચિત્તોડ માટે ખુણ કરી,
આ ગેષ માતાને લક્ષાવીધી, વીપૂત કારણે છીન્નભીન્ન થાય,
ચિત્તોડની અધિષ્ઠાયી દેવી, આજ ખરેખર બદલાઈ જાય. ૧૧૩

દુશ્મન બીકે નિર્બળ ઉદયસિંહ, ચિત્તોડ ત્યાગી નાસી જાય,
હાહાકાર ત્યાં તો વરતાયો, ચિત્તોડ આફતથી ઘેરાય,
અનેક અણમોલ યોદ્ધાઓએ, ચિત્તોડ માટે પ્રાણ ધર્યા,
કહે ભોગીલાલ ભાગ્યના પાસા, જુઓ કેવા અવળાજ પડયા. ૧૧૪

આવા આવા વિચારો રાણા પ્રતાપને ચિત્તોડ માટે અપાયેલા ભૂતકાળના આત્મ બલિદાનો યાદ આવવા લાગ્યાં, તેમ તેમ તેની તબિયત ઉપર ઘણીજ માઠી અસર થવા લાગી, પ્રતાપરાણાની તબીયત તદન હતાશ અને ઘણી જ અશક્ત થઈ ગઈ. છતાં તેમનાં નેત્રો, તેમનું હૃદય અને માતૃપ્રેમ તો તેમની અંતીમ ઘડી સુધી એવોને એવો અણનમ જ રહ્યો હતો.

મહારાણા એક સાધારણ[૪૦] પર્ણકુટીમાં સુતા હતા. આગળ પાછળ બધા રાજ્યના સ્તંભ ગણાતા સરદારો ઊભા હતા. જ્યારે પ્રતાપના હૃદયમાંથી નિશ્વાસ નીકળ્યો ત્યારે દરેક સરદારોનાં મન દુઃખીત થયાં. અને દરેકની આંખમાંથી અશ્રુની ધારા વહેવા માંડી. થોડી વાર પછી સલુમ્બ્રાપતિએ પૂછયું કે મહારાણાશ્રી, " આપ કયા દારૂણ દુઃખથી પીડીત છો ? અને આપની

૪૦. મહારાણા પ્રતાપની પર્ણકૂટીની જગ્યા પર હાલમાં સરોવર તટપર સંગેમરમરના મહાલયો શોભી રહ્યા છે. આ મહાલયો મેવાડની અધોગતિમાં બાંધવામાં આવ્યા હતા, આવા સમયમાં પણ આવા મહાલયો બંધાવી શક્યા. તે ઉપરથી વિદિત થાય છે કે મેવાડની સંપત્તિ અગાધ હતી.

થાણી રોજ ઉપર છાપો મારવો શરૂ કર્યો રાણાજીની અપૂર્વ તપસ્યાની શક્તિ વડે ભાગ્યદેવી સહાય થવા લાગી.

કર્નલટોડ પણ પોતાના " રાજસ્થાની ઇતિહાસમા " લખે છે કે વીર ભામાશાહે એટલુ બધુ ધન આપ્યું કે ઓછામા ઓછા પચીસ હજાર સૈનીકોને બાર વરસ સુધી હથીઆર, ખોરાક વિગેરે પુરેપુરી રીતે ચાલી શકે તેટલુ ધન રાણા પ્રતાપના ચર્ણોમા ધર્યું હતુ ધન્ય છે ! ધન્ય છે ! આવા વીર સાચા જૈન ભામાશાહને ! આનુ નામ જ માતૃભક્તિનો પ્રેમ, સદ્ભાવ, ત્યાગ, સ્વમાન, નિમકહલાલી, અને મનુષ્યપણામા રહેલી અપૂર્વ ત્યાગની ભાવના !

રાણા પ્રતાપે સઘળી જાતની તૈયારી કરી અને જૂજ વખતમા જ અકબર સેનાપતી શાહબાજખાના સૈન્ય ઉપર સિંહનાદ કર્યો અને તેના લશ્કરને છીન્ન ભીન્ન કરી નસાડી મુક્યું આ પ્રમાણે ભયંકર યુદ્ધ કરી રાણાજીએ બત્રીસ કિલ્લાઓ પોતાને સ્વાધીન કર્યા. તેમજ રાજપુત કુળાંગાર અભિમાની માનસિંહના બાહુબળનો અભિમાન ઉતરવા માટે રાણાજીએ અંબરના રાજ્ય પર આક્રમણ કર્યું ત્યા સુપ્રસિદ્ધ વાણીજ્ય સ્થાન માલપુરનો નાશ કરી પોતાના રાજ્યમા પાછા આવ્યા તે પછી થોડા વખતમા ઉદયપુરને પોતાના અધિકારમા લઇ લીધુ આ નગર જીતવામા રાણાને વધારે પરિશ્રમ કરવો પડ્યો નહી. કારણ કે શત્રુઓ સંગ્રામ કર્યા વગરજ પલાયન કરી ગયા હતા.

આખરે બાદશાહ અકબરે પ્રતાપસિંહને શાન્તિ ભોગવવા દીધી પણ રાણાજી આ કાર્યથી પ્રસન્ન થઇ શકે ખરા ? પ્રતાપને હજી મનમા ખટકતુ હતુ કે બાદશાહને તેના કૃત્યનો બદલો હજુ બરાબર આપી શકયો નથી. જેના હાથે એ જંગલો, પહાડો, ભુખ, દુઃખ, વૈભવોનો ત્યાગ બાળબચ્ચાઓને પણ દુઃખી કરીને જે પરિસમ વેઠેલો તેનો કિંચીત બદલો પણ બાદશાહને આપી શકયો નહી તેથી તેની તબિયત બેચેન રહેવા લાગી પરંતુ ચિત્તોડનો કિલ્લો હજી પ્રતાપના તાબામા આવ્યો ન હતો, અને ચિત્તોડની પ્રતિજ્ઞા તેના હૃદયને ભાલાની સમ ભોકાતી હતી આથી ચિત્તોડનો ઉદ્ધાર ન થઈ શકવાથી રાણા પ્રતાપની બેચેની વધતી ગઈ હવે રાણા પ્રતાપ વૃદ્ધાવસ્થામા પ્રવેશ્યા તેથી યુવાનોનો ઉત્સાહ મંદ થવા લાગ્યો. અને પોતાની નબળાઇ ઉપર હજારો ધિક્કાર આપવા લાગ્યા, જે ચિત્તોડને માટે મે મારૂં તન, મન ધન, પ્રાણ અને સર્વદા સમર્પણ કર્યું છતા તે ચિત્તોડનો મારા હાથે ઉદ્ધાર ન થયો, એજ એમના આત્માને દુઃખતુ હતુ એ ચિતામા ને ચિતામા રાણાજીને મૃત્યુ નજીક આવતુ હોય તેમ ભાસવા માડયુ

એવો વીર પ્રતાત તો, કીર્ત્તિ સુંદરી વરી ગયો,
કહે ' ભોગી ' સૂર્યવંશમાં, દેવ સમ પોતે થયો. ૧૧૫

છપ્પો

ખરો રણુવીર એજ કે, જેને મ્લેચ્છ ધ્રુજાવ્યા,
ધરી ઢાલ તલવાર, અનેકના માન મુકાવ્યા,
ધરે નહી દીલ બીક, મસ્ત થઈ પોતે ફરતો,
દઈ દુશ્મનને ત્રાડ, સિંહ સમ બનીને ઘુમતો,
અકબર શાહ સમજી ગયો, રાણો જીવતો સ્હેલ નથી,
પણ કહે ' ભોગી ' મોત આગળ કોઈનુ ચાલતું નથી. ૧૧૬

છપ્પો

સ્વમાન માટે જુઓ, વૈભવ વિલાસ વિસાર્યા,
માતૃભૂમિને માટ, અડગ જેને વ્રત ધાર્યા,
નિજ કુંટુંબને સાથ લઈ, વન વન તે ભટકયો,
છતાં દુશ્મનની સાથ, કદિ ન યુધ્ધે અટકયો,
ધન્ય રાણુા પ્રતાપને ધન્ય તેની વીરતા,
કહે ' ભોગી ' ધન્ય રાણુાને, જેની અજબ શૂરવીરતા. ૧૧૭

છપ્પો

ગોઝારા તું કાળ, દયા નહી દીલમાં ધરતો,
થઈ દયાહીણુ કાળ, કંઇકને તુજ ચગદતો,
રાણુા હોય કે રાય, નહીં પરવા તું કરતો,
આવે લેવા જેને તું, જરૂર લઈને તું જાતો,
ફટફટ ભુંડા કાળતું, જગતનું તેજ લઈ ગયો,
કહે ' ભોગી ' એ કાળમાં પ્રતાપ પણુ સપડાઈ ગયો. ૧૧૮

ભારત માતાનો, સ્વમાની, નિડર અને વીર યોદ્ધો જગતના તકતા પરથી પ્રભુના દરબારે ગયો, પણુ પોતે એવી કીર્તિ મૂકી ગયો છે કે જે આજે જગતના મેદાનમાં સૌ કોઈના મનમાં વસી રહેલ છે–હસી રહેલ છે.

જેની નિડરતાની, જેના વચનની અને જેની માતૃભૂમિની ભકિત પર અનહદ મમતા એ ભારતી મૈયાનો લાલ સૂર્યવંશનો તેજસ્વી કોહીનૂર રાણો પ્રતાપ આંજે પોતાની ફરજ બજાવી જગતને પોતાની શુદ્ધ ભાવના રૂપી પોતાની અવિચળ કીર્તિનો વારસો મુકી ગયો છે. ધન્ય છે ! એવા વીર પુરૂષને ! જેને જગતને માટે જીવી જાણ્યું, તેમજ મરી પણુ જાણ્યું. પ્રભુ એવા ભાગ્યશાળી ભડવીર આત્માને પરમ શાન્તિ અર્પો !

ખ્યાતિનો ભંગ થાશે થયો ?" ત્યારે મહારાણા પ્રતાપસિંહે કહ્યું કે, "સરદારો, મને એક જ વાતનું દુઃખ થાય છે કે મારા હાથે ચિત્તોડનો ઉદ્ધાર ન થયો સરદારો ! પ્રતિજ્ઞા લ્યો કે, અમારા પ્રાણ જશે તો પણ અમારી માતૃભૂમિ શત્રુના હાથમાં જવા દઈશું નહીં અને મારો પુત્ર [૪૧] અમરસિંહ તમારો ભવિષ્યનો મારા પછીનો રાણો થશે. તે મારા જેટલું કષ્ટ સહન કરી નહી શકે અને વૈભવ વિલાસનો ભોગી બનશે, કારણ કે, અમરસિંહ આ પર્ણકુટીમાં પોતાની પાઘડી ઉતારવી ભૂલી ગયો અને પાઘડી પર્ણકુટીમાં ભરાઈ ગઈ તેથી આ સ્થાન ઉપર મોટા મોટા રમણીય મહેલો અને વિલાસના સાધનો થશે." આ વાત કરતાં કરતા પ્રતાપનું હૃદય ગંભીર બની ગયું અને દીર્ઘ શ્વાસ લીધા ને બોલ્યા, 'અહી આ પર્ણકુટીઓના બદલે રમણીય મહાલયો બની જશે મેવાડની દુર્દશા ભૂલી જઈ અમર અહીંયા અનેક જાતના ભોગ વિલાસો ભોગવશે તેનાથી આ કઠોર વ્રતનું પાલન થશે નહીં અફસોસ ! અમરસિંહ વિલાસી હોવાથી સિસોદીયાના કુળગૌરવનો નાશ થશે જે ટેક અને સ્વમાનને ખાતર મે પચીસ પચીસ વરસ પહાડો અને જંગલોમાં કાઢયાં અનેક જાતના આત્મભોગો આપ્યા અને રૂધીરો વહેવડાવ્યા તે બધી વસ્તુનો વિચાર પણ અમરસિંહના હૃદયમાં થશે નહી. અને પોતાના સુખને માટે પોતાના સ્વમાનને તિલાંજલી આપશે અને તમે બધા સરદારો તેનું અનુકરણ કરી મેવાડની આબરૂને કલંક લગાડશો." પ્રતાપનાં આ વચન પુરાં થતાની સાથે જ બધા સરદારો એકી અવાજે બોલ્યા કે "મહારાજ ! અમે બાપ્પારાવલના પવિત્ર સિંહાસનના સોગન ખાઈ ને કહીએ છીએ કે, જ્યાં સુધી અમારામાંથી એક પણ માણસ જીવીત રહેશે ત્યા સુધી મેવાડની ગયેલી સ્વાધીનતાનો ઉદ્ધાર કરીશું અને મરતા સુધી મેવાડની આબરૂને કલંક લગાડવા દઈશું નહી " આવા સંતોષકારક વચનો સાંભળી રાણાજીનો આત્મા પ્રસન્ન થયો અને સર્વ શંકાઓનું નિવારણ થઈ ગયું પોતે આનંદની સાથે આ સંસારમાથી અલૌકિક જીવન જીવી અને કીર્તિ મેળવી દેહનો ત્યાગ કર્યો સંવત. ૧૬૫૩ ઈ સ ૧૫૯૭ મા પ્રતાપ રાણાએ દેહનો ત્યાગ કર્યો

છપ્પો

ગયો વીર નર એક, જગતનાં દીલ ડોલાવ્યાં,
માતૃભૂમિ ને માટ, અનેક રૂધીર વહેવડાવ્યા,
તજી વૈભવ વિલાસ, ન પરવા તેની કરતો,
ખરો વીર રાજપુત, દેશની દાઝને ધરતો,

---

[૪૧] સંવત ૧૬૫૩ માં ઈ અને ૧૫૯૭ માં અમરસિંહ રાજ્યસિંહાસન પર બેઠા હતા.

એવો વીર પ્રતાત તો, કીર્ત્તિ સુંદરી વરી ગયો,
કહે 'ભોગી' સૂર્યવંશમાં, દેવ સમ પોતે થયો. ૧૧૫

છપ્પો

ખરો રણવીર એજ કે, જેને મ્લેચ્છ મુંઝાવ્યા,
ધરી ઢાલ તલવાર, અનેકના માન મુકાવ્યા,
ધરે નહી દીલ બીક, મસ્ત થઈ પોતે ફરતો,
દઈ દુશ્મનને ત્રાડ, સિંહ સમ બનીને ઘુમતો,
અકબર શાહ સમજી ગયો, રાણો જીવતો સ્હેલ નથી,
પણ કહે 'ભોગી' મોત આગળ કોઈનું ચાલતું નથી. ૧૧૬

છપ્પો

સ્વમાન માટે જુઓ, વૈભવ વિલાસ વિસાર્યા,
માતૃભૂમિને માટ, અડગ જેને વૃત ધાર્યાં,
નિજ કુંટુંબને સાથ લઈ, વન વન તે ભટકયો,
છતાં દુશ્મનની સાથ, કદિ ન યુધ્ધે અટકયો,
ધન્ય રાણા પ્રતાપને ધન્ય તેની વીરતા,
કહે 'ભોગી' ધન્ય રાણાને, જેની અજબ શૂરવીરતા. ૧૧૭

છપ્પો

ગોઝારા તું કાળ, દયા નહી દીલમાં ધરતો,
થઈ દયાહીણ કાળ, કંઇકને તુજ ગ્રગદતો,
રાણા હોય કે રાય, નહીં પરવા તું કરતો,
આવે લેવા જેને તું, જરૂર લઈને તું જાતો,
ફટફટ ભુંડા કાળતું, જગતનું તેજ લઇ ગયો,
કહે 'ભોગી' એ કાળમાં પ્રતાપ પણ સપડાઈ ગયો. ૧૧૮

ભારત માતાનો, સ્વમાની, નિડર અને વીર યોદ્ધો જગતના તકતા પરથી પ્રભુના દરબારે ગયો, પણ પોતે એવી કીર્તિ મૂકી ગયો છે કે જે આજે જગતના મેદાનમાં સૌ કોઈના મનમાં વસી રહેલ છે—હસી રહેલ છે.

જેની નિડરતાની, જેના વચનની અને જેની માતૃભૂમિની ભકિત પર અનહદ મમતા એ ભારતી મૈયાનો લાલ સૂર્યવંશનો તેજસ્વી કોહીનૂર રાણો પ્રતાપ આજે પોતાની ફરજ બજાવી જગતને પોતાની શુદ્ધ ભાવના રૂપી પોતાની અવિચળ કીર્તિનો વારસો મુકી ગયો છે. ધન્ય છે! એવા વીર પુરૂષને! જેને જગતને માટે જીવી જાણ્યું, તેમજ મરી પણ જાણ્યું. પ્રભુ એવા ભાગ્યશાળી બંડવીર આત્માને પરમ શાન્તિ અર્પો!

# પ્રકરણ ૯ મું

## જૈનોનો શિરોમણી વીર ભામાશાહ

### દોહરા

ભામાશાહ ભડવીર, સાચો સેવક મેવાડનો,
ભાગ્ય વિધાયક તુ, ધન્ય ! ધન્ય ! ભામાશાહ, ૧૧૯
વૃદ્ધ છતા યુવાન સમ, દેતો તું પડકાર,
દુશ્મનને હફાવતો, ધન્ય ! ધન્ય ! ભામાશાહ, ૧૨૦
જૈન કોમમા જન્મીયો, કીધું અમર નામ,
કુખ દીપાવી જનુની તણી, ધન્ય ! ધન્ય ! ભામાશાહ, ૧૨૧

### "વીર ભામાશાહની માતૃભક્તિ"

જગતમા ઘણા મનુષ્યો જન્મે છે અને મરે છે પણ કેટલાકોના જીવન એવા હોય છે કે, તેઓને જગતમા કોઇ જાણી શકતુ નથી. તેમજ ઓળખી શકતું નથી એવા મનુષ્યો માટે કાંઈ લખવાનું હોતું જ નથી પણ જ્યારે શૂરવીર મનુષ્યના જીવનની કિંમત થાય છે અને તે કિંમત આજે જગતના ઇતિહાસમા સોનેરી અક્ષરોથી લખાયેલી છે અને તે વીર ભામાશાહની, અને તે પણ એક જૈનની

મેવાડ જેવા રળીઆમણા દેશમા જ્યા રાણા પ્રતાપ જેવો વીર રાણો રાજ્ય કરતો હોય જ્યા વાઘ, બકરી એક આરે પાણી પીતા હોય, જેનો એક સરખો ન્યાય, પોતાની માતૃભૂમિ માટે જેની જબર ટેક, પ્રેમ અને ભાવના વગી પુરે પુરો સંત, ચારિત્રવાન, વેશવમા સાદાઈ, શૂરવીરતામાં સીંહ સમાન દુખીઆનો સેવક, જાણે ધર્મરાજનો અવતાર તેવા મહા પુરૂષ મહારાણા પ્રતાપના મહામંત્રી હતા તેઓનુ નામ ભામાશાહ જ્ઞાતે જૈન હતા, ધર્મ અને કર્તવ્ય પરાયણ હતા શ્રી જીનેશ્વર ભગવાન પર જેની સંપૂર્ણ શ્રદ્ધા હતી, જેના રગેરગમાં ગુરૂભક્તિ વ્યાપી રહી હતી, વળી નિમકહલાલ હતા, નિતિ, સંયમ, અને ચારિત્રમા સાચાસતને શરમાવે તેવા હતા શૂરવીરતામા જાણે ભલભલા ક્ષત્રિયોનો મુકાબલો કરે તેવા હતા, પોતે વૃદ્ધ અને પાકટ ઉંમરના હતા જેની મૂછો ચાંદીના પતરા જેવી સફેદ શોભી રહી હતી જેના મ્હોનો ચહેરો સિંહ જેવો ભાસતો હતો જેના નેત્રો ચમકતા રોણકદાર હતા, છતા પણ પોતે

## मेवाडना अणमोल जवाहिर याने आत्मवलिदान.



हीन्दुसूर्य महाराणाजी श्री प्रतापसिंहजीके सनमुख- देशभक्त दीवान भामाशा अपनी संपती नजर कर रहे हैं

सूर्यवंशी कुळशिरोमणि महाराणा प्रताप ज्यारे मेवाडनो त्याग करी चाल्या जवानी तैयारी करे छे, ते वखते जैन कुळशिरोमणी वीर भामाशाह पोतानी तमाम मिल्कत समर्पण करी मेवाडनी सेवा वजावी पोतानी मातृभूमिने स्वतंत्र करे छे.

નવયુવાનને શોભે તેવાં કાર્યકુશળ હતા. જેની બુદ્ધિની પ્રસંશા દિલ્હી અકબર ના દરબારમાં થતી હતી. જેની શક્તિથી શાહ અકબર હતાશ થઈ ગયો હતો. આવા અનેક ગુણોથી સુશોભીત એવા મહાપરાક્રમી મહારાણા પ્રતાપના વિશ્વાસુ યહામંત્રી વીર ભામાશાહ જ હતા.

રાજ્યમાં પણ શી વાત ! ન્યાય લેવો હોય તો પણ ભામાશાહ. પંચાત કરવી હોય ત્યાં પણ ભામાશાહ. આખી મેવાડને વીર ભામાશાહ માટે સંપૂર્ણ માન હતું. તેમના હુકમનું કોઇ પણ અનાદર કરી શકતું ન હતું. અરે ! કોઈ કરતું જ ન હતું.

મહારાણા પ્રતાપ પણ ભામાશાહને પૂછીને તેની સલાહ સિવાય એક પણ પગલું આગળ ભરતા નહીં. રાજ્યકાજમાં અથવા ઘરકાજ કે ગમે તેવી મુત્સદ્દીપણાની વાતમાં ભામાશાહ અગ્રસ્થાન ભોગવતા હતા. ભામાશાહ રાણા પ્રતાપનો તે જમણો હાથ હતો, મેવાડનો સાચો કોહિનૂર એ જૈન હતો.

એક વખત મેવાડમાં ચિત્તોડનો કિલ્લો અણમોલ હતો, જેની વિશ્વમાં જોડી મળે નહીં, તે કિલ્લો રાણા પ્રતાપસિંહના પિતા પાસેથી અકબર શાહે જીતી લીધો હતો. અને તે પાછો મેળવવાની ચિન્તામાં તેમને રાત દિવસ ચેન પડતુ ન હતું. છેવટે ઘણો જ વિચાર કર્યા બાદ પોતે પોતાના આખરી વિચારના પગલે ચાલવાનું નક્કિ કર્યું અને તેણે તેજ વખતે બહુજ સખત અને કડક પ્રતિજ્ઞાઓ લીધી કે, તેમાં તેમની પ્રથમ પ્રતિજ્ઞા એ હતી કે:—જ્યાં લગી ચિત્તોડનો કિલ્લો પાછો ન મલે ત્યાં લગી બ્રહ્મચર્ય પાળવું. બીજી. ઘાસની પથારીમાં સુવું ત્રીજી મૂછ તથા દાઢી બોડાવવી નહિ. અને છેલ્લી પ્રતિજ્ઞા એ હતી કે, કોઈ પણ જાતના ધાતુના વાસણમાં ભોજન લેવું નહિ. આવી ઘણી જ વિકટ પ્રતિજ્ઞા મહારાણા પ્રતાપે ચિત્તોડ માટે લીધી હતી તે વખતે મહામંત્રી વીર ભામાશાહને મનમાં ઘણું જ દુઃખ થયું અને દરેક સામંતો આગળ પોતે પોતાની દુઃખી વાણીથી વિનંતી કરી કે:—આપણા અન્નદાતા જ્યારે આવી સખત પ્રતિજ્ઞા લે, દુનિયાના સર્વ વૈભવ વિલાસનો ત્યાગ કરે ત્યારે આપણાથી વભવ વિલાસ, મોજસોખ કેવી રીતે ભોગવી શકાય. માટે આપણે બધા સામંતો પણ તેવી પ્રતિજ્ઞા લો, કે જ્યાં લગી મહારાણા પ્રતાપ પોતાની પ્રતિજ્ઞા પાળશે ત્યાં લગી અમે પણ મહારાણાએ લીધેલી પ્રતિજ્ઞા પાળીશું. અને તેજ વખતે દરેકે સામંતોએ એ જૈનવીર ભામાશાહના કહેણ ઉપર પ્રતિજ્ઞા લીધી. અહાહા કેવી મહારાણા તથા મેવાડ પ્રત્યે વફાદારી !

જ્યારે આ પ્રમાણે દરેક મેવાડી સરદારો, શૂરવીરો, અને માતૃભૂમિ પર પ્રેમ ધરાવનારાઓએ પ્રતિજ્ઞા લીધી ત્યારે જ ભામાશાહના હૃદયને શાંતિ થઇ

સાચો જૈન તો એજ કે, બીજાને સુખી કરતો,
સાચો જૈન તો એજ કે, બોલેલું કદિ ન ફરતો,
સાચો જૈન તો એજ કે, સદા શૂરવીર થઈ રહેતો,
સાચો જૈન તો એજ કે, કદિ નહિ પીઠને ધરતો,
એવો સાચો જગતમાં, ભામાશાહ જૈન થઈ ગયો,
કહે લોગી ધન્ય ભામાશાહ, નામ અમર મૂકતો ગયો. ૧૨૨

તજી વૈભવ વિલાસ, ધરી દીલ દેશ દાઝ.
એવો વીર જગમાંહી, ભામાશાહને જાણીએ ૧૨૩

માતૃભૂમિ તણો પ્રેમ, રાખી જેણે દિલનેમ,
એવા નરવીર નો, કદી નહી ભૂલીએ. ૧૨૪

મેવાડ ભૂમિને કાજ, સર્વસ્વ સમર્પ્યું સાજ,
હતો વૃદ્ધ છતાં પણ યુવાન તો જાણીએ. ૧૨૫

કહે જૂઓ લોગીલાલ, ધન્ય એ મેવાડબાળ,
વીર ભામાશાહ ને તો, અહરનીશ સંભાળીએ. ૧૨૬

જ્યારે ભામાશાહના આત્માને પોતાના મેવાડી ભાઈઓની લાગણી અને પ્રત્યેનો પ્રેમ પોતાના જાણી, પોતાને ઘણો જ આનંદ થયો હવે વીર ભામાશાહ વૃદ્ધ મટીને યુવાન થયો. અને દરેક કાર્યમાં ઉત્સાહ પૂર્વક પોતે અને પોતાનો માલીક બન્ને મહારથીઓએ માતૃભૂમિ માટે રાતદિવસ 'અથાગ પરિશ્રમ વેઠવા માંડયો.

આ તરફ દિલ્હીમા અકબર શાહે રાણા પ્રતાપને હરાવવા અને નસાડવા માટે લાગ શોધવા માડયો, અને પોતે ઘણો જ વિચાર કરી પોતાના તમામ લશ્કરની સાથે પોતાના પુત્ર સલીમ (શાહજાદા)ને આગેવાન કરી રવાના કર્યા. અને સેનાધિપતિ તરીકે રાજા માનસિંહને મોકલ્યો.

શાહ અકબરની ફોજ, જોઈને ધરણી ધ્રુજે,
ઘણા રાજા મહારાજા, શાહના ચર્ણો પૂજે. ૧૨૭

ભાલા ને તરવાર, વળી તોપો ગાજી,
કરી દુશ્મનનો નાશ, સલીમ થાયે રાજી. ૧૨૮

સલીમને માલુમ નહિં, જીત થવી મુશ્કેલ છે
કહે લોગીલાલ પ્રતાપને, નમાવવો નહિ સહેલ છે. ૧૨૯

એવી ભીષ્મપ્રતિજ્ઞા લીધી. ધન્ય છે ! રાણા પ્રતાપને ! અને ધન્ય છે ! એવા માતૃભક્ત વીરો ને !

છપ્પો

વીર રાણો પ્રતાપ થયો, ત્યાં પ્રેમે ઊભો,
ધરી ઢાલ તલવાર, હૃદયમાં રાખી મોભો,
શૂરવીરતાની છાપ, લટકતી બે તલવારો,
બખ્તર ધરતો અંગ, ભાલો કરમાંહી ધાર્યો,
પ્રચંડ પ્રભાવશાળીએ, દુશ્મનને નમાવવા,
કહે ભોગી પ્રતાપસિંહ, ચાલ્યો તેજ બતાવવા. ૧૩૩

આ પ્રમાણે લશ્કર ડંકો વાગતાં જ ઉપડવા લાગ્યું. બે લશ્કરો સામ સામાં હલદીઘાટની રણભૂમિમા ભેગાં થયાં, મારો ! મારો ! કાપો ! ના શબ્દોના ઘોષ બોલાવવા માંડયા, જેમ ચીભડાં કાપે તેમ મેવાડીઓએ મ્લેચ્છને કાપવા માંડયા, રક્તની નદીઓ વહેવા લાગી, માતૃભૂમિના માટે આજે મેવાડી યોદ્ધા પણ પોતાના વહાલા પ્રાણની આહુતિ આપવા લાગ્યા, અને શિવસુંદરી વરવા ચાલ્યા ગયા. જ્યાં ત્યાં મુડદાના ગંજે ગંજ પડયા હતા. તે દેખતાંજ કાળજાં ફાટી જાય આત્મા ડરી જાય એવો ભયંકર દેખાવ જોઈ ભલભલા શૂરવીરનાં મન ત્યાજ થંભી જાય, આ વખતે આપણો વીર ભામાશાહ દુશ્મનના ટોળામાં પોતાની સફેદ દાઢી અને લાંબી મૂછો ફફડાવતો તલવાર ફેરવવા માંડયો. જેમ ઘાસ કાપે તેમ દુશ્મનની સેનાને સંહારવા લાગ્યો અને એક મહાન ભડવીર યોદ્ધાની માફક યુદ્ધ કરવા લાગ્યો. અને બોલ્યો કે ભૂલાવી દો એની હઠ કે પારકા રાજ્ય ઉપર જરા ડોક ઉંચી ન કરે. આ પ્રમાણે ભામાશાહ લડતો લડતો રણમેદાનમાં ઘુમતો ત્યારે રાણા પ્રતાપ પર તેમની નજર ગઈ અને જાણ્યું કે પ્રતાપ હારશે તેથી ભામાશાહ પ્રતાપને કહે કે રાણાજી આપ ચાલ્યા જાઓ. જીવતા હઈશું તો ફરી લડાશે માટે આપ મેવાડપતિ જેમ બને તેમ જલદી ચાલ્યા જાઓ

પ્રતાપસિંહ કહે ભામાશાહ, પ્રતાપ પીઠ બતાવી કદિ પણ ભાગી જાય, શું તમે મને કાયર સમજો છો, હું તો અહીંજ મરીશ, એટલામા બીજાસરદારો આવ્યા અને પ્રતાપને સમજાવી દૂર કર્યા પ્રતાપ કોમલમેરના કિલ્લામાં ભરાયા, શત્રુઓ પાછળ પડયા અને કોમલમેરના કિલ્લામાં ઝેર નાખ્યું કેટલી અધમતા ..આખમાં હોહાકાર થયો. નાના બાળક રૂવે, મોટા રૂવે, પાણી વગર લોકોના પ્રાણ મુંઝાવા લાગ્યો, અધા વગર ચાલે પણ પાણી વગર કેમ ચાલે ? શું વિધિની કૃતઘ્નતા. આખરે ભામાશાહ કહે મહારાજ અહીંયો ચાલો બીજે, જીવન ટકાવવું મુશ્કેલ છે આપણે જતા દુશ્મનો, પ્રજાને ત્રાસ નહિ આપે

રાણો કહે ભામાશાહ; મારી બુદ્ધિ હવે કામ કરતી નથી, મારી શાન આજે ખોવાઈ ગઈ છે, તમને ઠીક લાગે તેમ કરો, તમો કહો ત્યાં જઈએ. રાણો; રાણી, બાળકો અને થોડા સરદારો ને લઇ વૃદ્ધ ભામાશાહ ચાલ્યો, જાણે રામ-લક્ષમણ ચાલ્યા વનવાસે, આવો ગમગીન દેખાવ ભલભલાના આત્માને કંપાવે શું વિધિ ? ત્યાંથી ચાલતા ચાલતાં આવ્યા ચમ્પન દેશમાં. ચમ્પન દેશની શું શોભા ? આજુબાજુ અરવલ્લી પહાડની શોભા, મોટા મોટા વૃક્ષો અને લીલોછમ પ્રદેશ જોઈ પ્રતાપને સાધારણ શાન્તિ થઈ.

શત્રુઓ પાછળ પડયા, અને કોઈ નો હાથ ભાગ્યો, કોઇનો પગ ભાગ્યો, કેટલાક ધડ માથા વગરના થયાં, એ કારમી ચીસો સાંભળી દયા આવે.

ભામાશાહ અને પ્રતાપ મરણનો ભય મૂકી શત્રુઓની સામે લડવા લાગ્યા. બંને હાથમાં બે ધારી તલવારો, પંઝામાં આવ્યો તેના સોએ વર્ષ પુરા. એટલામાં આવ્યો શત્રુ સરદાર પક્ષનો સરદાર ને પ્રતાપ પર પાછળથી ઘા કરવા જાય છે. કે તુરતજ ભામાશાહ દોડયા, અને શત્રુનો ઘા પોતાની તલવારથી ઝીલ્યો જેથી પ્રતાપ બચી ગયા. શત્રુઓ તુરત નાશી ગયા, ધન્ય છે ? સહાસીક જૈન ભામાશાહ ને ?

પ્રતાપ કહે ધન્ય છે ! ભામાશાહ આજે તમેજ મારો જીવ બચાવ્યો છે. અને તમેજ મને જીવતદાન આપ્યું છે. આજનો સુયશ બધો તમને જ છે. સાચા જૈન તરીકેનું આજે તમે તમારૂં નામ અમર કર્યું છે. ભામાશાહ કહે અન્નદાતા, મેં તો મારી ફરજ બજાવી છે તેથી વિશેષ કાંઈ જ કર્યું નથી. શું ભામાશાહની નિરાભિમાનીતા.

પ્રતાપ જીત્યા પણ પાસે ફુટી બદામ ન રહી, એકે સૈનીક ન રહ્યો, બધાય જંગલમાં ગયા, ન મળે અનાજ કે રાંધેલા ભોજન, જંગલના ફળફુલ ખાઈ મીઠાં ઝરણાં ના પાણી પી દિવસો વ્યતિત કરવા લાગ્યાં. ઉપર આકાશ ને નિચે ધરતી ત્યાં બધા આરામ કરે એક વખત મહિપતિ તે આજે રસ્તાનો રંક-ભીખારી, એક વખતનો મહામંત્રી તેને પણ ન મળે ખાવા કે ન મળે પીવા. આનું જ નામ કસોટી અને જીવનની કિમંત.

ઘણી વખતે જમવા બેસે કે શત્રુઓ આવ્યાનું સાંભળી અડધુ ખાધું ન ખાધું કરી નાસે, વૃદ્ધ ભામાશાહ દિલાસો આપે કે ધીરજ ધરો, સૌ સારાં વાનાં થશે. જ્યાં જ્યાં પ્રતાપ જાય ત્યાં ત્યાં ભામાશાહ જાય ભામાશાહનો નિશ્ચય એજ કે “ જ્યાં મારો રાજા ત્યાંજ હું, જેવી દશા મારા અન્નદાતાની તેવી જ દશા મારી ” ધન્ય છે ! સાચા જૈન ભામાશાહ તારી સ્વામિ ભકિતને ?

અઘોર જંગલ પ્રચંડ ડુંગરા જાણે મેઘરાજના વાદળાની સાથે વાતો

કરતા હોય તમ ઉડી ઉંડી ખાઈઓ જોતાજ ચકરી આવે, સિંહ અને વાઘના ટોળાની ગર્જનાઓ મ ભળાય ને કાળજા કપી ઉઠે બપોર થતાં સુરજ દેવ તપતા હોય તે વખતે વીર ભામાશાહ અને પ્રતાપ બંન્ને જણ ઝાડ નિચે બેસી વાતો કરતાં હોય પ્રતાપ ભામાશાહને કહે છે કે ભામાશાહ, જંગલનું જીવન કેવું મધુરૂ ને સુંદર છે ન મળે કોઈ વ્યાધિ કે ઉપાધિ માટે મારો આત્મા તો અત્રે રહેવા નિશ્ચય કરે છે ભામાશાહ કહે સાચી વાત રાણાજી આપ તો સંત જેવા ધર્માત્મા છો એટલે આપશ્રીને વૈભવ કે રાજ્યની લાલસા નથી પણ આપશ્રી વગર મેવાડને સ્વતંત્ર કોણુ કરશે આમ વાતચીત ચાલતી હતી ત્યાં સૈનીક ખબર લઈ આવે છે કે શત્રુઓ આવે છે જેથી પ્રતાપ મુંઝાયો કયા શાન્તિ ને ક્યાં આ દોડધામ, ન મળે પાસે કોડી ન મળે સાધન કે ન મળે ખાવા ભામાશાહ, હવે આપ પાછા પધારો તમે મારી ખુબ સેવા કરી છે, પરમાત્મા તમને સુખી રાખે હવે મેવાડને માટે કોઈ પણ જાતની આશા રહી નથી હું સીધના રણુની પેઠે પાર ચાલ્યો જઈશ માતૃભૂમિ તને મારા છેલ્લા પ્રણામ! હવે મારૂ જીવન ગુપ્ત પણે ગુજારીશ

વીર ભામાશાહનું હૈયુ ધડકવા લાગ્યું, આંખોમાંથી અશ્રુધારા ચાલી પ્રતાપની આવી દશા જોઈ ઘણું લાગી આવ્યું થોડીવાર પછી તે બોલ્યો અન્નદાતા મેવાડ છોડી જવાય જ નહીં, દેશને તો હજુ સ્વતંત્ર કરવો છે, કાયર થઈ આપ ભાગી જાઓ તો શરમાવવા જેવું થાય અને મેવાડવાસીઓ કહેશે કે આખરે પ્રતાપ કાયર થઈ નાશી ગયો જેથી પ્રતાપે કહ્યું કે ભામાશાહ, શત્રુ સામે ટકી શકવાની-લડવાની મારામા તાકાત નથી માટે ચાલી જવું એજ ઠીક છે.

ભામાશાહ બોલ્યા જીવતાં મહારાજ એવું કહિ નહિ અને, મારા પૂર્વજોએ ઘણું ધન ભેગું કર્યું છે તે બધુ ધન આપશ્રીના ચર્ણોમાં ધરૂં છું પચીસ સહસ્ત્ર સૈનીકોને બાર વરસ સુધી ચાલશે, મારા પૈસા તે આપનાજ છે માટે સૈન્ય ભેગુ કરો અને માતૃભૂમિને ગુલામીની જંજીરમાંથી મુકત કરો ભામાશાહના માટે કવિરાજ શ્રી ઉદયપુર નિવાસી શ્રીયુત કેશરીસિંહ બારહઠે નિચે મુજબ કાવ્ય બનાવ્યુ છે

મનહર

અર્થ કે અભાવ મહારાન દેશ ત્યાગત હે,
જબતેં પરી હે-બાત-ઐસી અવનનમેં ૧૩૪
વૃદ્ધ હે અધિક વેસ પુરન પલીત કેસ,
બલ હુ વિસેસ સેસ રહ્યો નહિ તનમેં. ૧૩૫

ટેકિ ટેકિ લકરીકો, પગન ઉઠાવત હૈ
ખવત હૈ ઠોકરેં અનેક છિન છિનમેં ૧૩૬
પ્રેમ રસ છાયો સ્વામીદર્શ તરસાયો ધાયો
ભામાશાહ આવ્યો લૈ સ્વદેશ ભક્તિ મનમેં ૧૩૭

૨

સંકટમેં માલિકકી આયો હૈ કરન સેવા
અશ્વમેધ યજ્ઞ હોત જાકે પગ પગમેં ૧૩૮
જોયો પારસાની ભાટિઆની નાપઠાની જાયો
જાયોના સિઠાની ઐસો ઔર પૂત જગમેં ૧૩૯
સ્વામિ ભક્તિ પ્રેમ ધર્યો પૂરન હૃદય બીચ
દેશ અભિમાન ભર્યો જાકી રગ રગમેં ૧૪૦
કિર્તિકો લાડો ઔર મનકો ઉદાર ગાઢો
ભામાશાહ આડો આય ટાઢો ભયોમગમેં ૧૪૧

૩

કહત પ્રતાપ તુમ કૌન હો સ્થાવર જીન ?
જાતિ હૈ તુમ્હારી કહા કહો કૌન નામ હૈ ૧૪૨
કહિ વે કી આપની ઉપાધિ હૈ સ્વજન કૌન ?
રવિ વે કો કહીયે તમારો કૌન ગામ હૈ ? ૧૪૩
હસકો જો પૂછો તુમ મેદપાટ વાસી હમ
પૂર્વ જન્મ કર્મ તેં વિધાતા ભયો વામ હૈ ૧૪૪
દેશ છોરી જાત તુમ મારગ કો રોકિ રહે
કહો ક્યોંન હમ તે તુંમ્હારે કહા કામ હૈ ? ૧૪૫

૪

બોલી ' જય જીવ ' ઔર નજર સપ્રેમ કીન્હી
શેઠ કે અપાર ભયો હૃદય હુલાસ હૈ ૧૪૬
હાથ જોરિ ચર્નનમેં અરજ કરન લાગો
ચિત્ર કૂટ હમારો પુરાનો નાથ ? વાસ હૈ ૧૪૭
બનિયા હૈ જાતિ ઔર કિંકર કો નામ ભામા
વર્તમાનવાસ જો ચર્ડો તે બહુ પાસ હૈ ૧૪૮
પુરુષા હમારે રહે રાનન કે મંત્રી ખાસ
રાવરો દયાળુ ? યહ દાસન કો દાસ હૈ ૧૪૯

૫

બહુત પ્રસંગ હોઈ પાતાલ નજર લીન્હી,
કહી મહારાન તુમ બાન્ધવ કી કોર હો. ૧૫૦
લાયક હો બહુત હમારે ખાસ સેવક હો,
જેતે હૈ હમારે મંત્રી ઉનકે હુ મોર હો. ૧૫૧
આપતિ સ્વદેશ કી જો તુમ તે છિપાવેં કહા ?
આપને હો તુમતો સદૈવ કહા ઓર હો ? ૧૫૨
સંખ્યા પ્રસરાની તાતે સૂરત પિછાની નાંહિ,
ભામાશાહ તુમતો હમારે સ્યામખોર હો. ૧૫૩

૬

રહી ભામાશાહ બાત સબહી સુની હૈ હમ,
દેશ કે નિમિત્ત અબ કહા દ્રવ્ય દેહોં ના ? ૧૫૪
આપ મહારાજ રાજ છોરિ કે પધારત હો,
રાજ ભક્તિ કો મૈં ઉર કૈસે સ્થાન દેહોંના ? ૧૫૫
એતે પર માનિહોં ન અરજ હમારી નાથ ?
હા એકલિંગનાથ જૂઠી આન દેહોં ના ? ૧૫૬
તાન લેહોં મૈં તો એક હીન કાન દેહોં,
જાન [1] દેહોં ચર્નન પૈ તોહુ જાન [2] દેહોં ના. ૧૫૭

૭

કહે મહારાન શાહ ઐસી હી તુમ્હારી ભક્તિ,
તદપિ હમારી ગૈલ ક નાહક પરો હો તુમ. ૧૫૮
ધર્મકે નિમિત્ત સબ સેન બલિદાન ભઈ,
દેખી કે હમારો દુઃખ નાહક જરો હો તુમ. ૧૫૯
તુર્ક સોં લરન નઈ સેના ફિર સંચય જ્હેં,
તે તો ધન બુડેશાહ કહૌ તે ભરો હો તુમ ? ૧૬૦
અપને નિવાસ પર કયેં નહિં ફિરો હો પીછે,
ઐસો હટ ભામાશાહ નાહક કરો હો તુમ. ૧૬૧

૮

કહે ભામાસાહ જન્મભૂમિ મેં વિપત્તિ પરી,
તિહિ કો બિલોકિ પ્રભુ ? કૈસેં ઉનિ જાઊ મેં. ૧૬૨
આજ મમદેશ ઓર સ્વામિ કી કગન સેવા,
કૃપા કે નિધાન નૃપ ! કૈસે રૂકિ જાઊં મૈ ૧૬૩

૧. પ્રાણ. ૨. નહીં જાવા દઉં ક પીછે.

સ્વામિ કાજ સારન કો દેશ કઇ ટારનકો,
ઓસર મહાન અસો કૈસે ચૂકિ જાઊં મૈં ૧૬૪

બિત્ત અનુસાર આજ સેવા હી બજાઊ કહા ?
માલિકકે હેત નાથ ! ઊભો બિકિ જાઊં મેં ૧૬૫

૯

ઓર ભમાશાહ કહ્યો દોલતસી ગર્દન સોં,
મેરી બિનતી પૈ નાથ ! જરાતો પસીજિયે ૧૬૬

આશ્રમ ચતુર્થ અન્ત મને અબ પાંવ દિયો,
ઐસે વૃદ્ધ મંત્રી કી કૃપાળુ માનિ લીજિયે ૧૬૭

ભારત ઉધારી બીર ધર્મ ધુર ધારી ધીર ! !,
કિંકર કી તુચ્છ સેવા અંગીકૃત કિજિયે ૧૬૮

આજ સકુટુમ્બ નિજ દાસકો સનાથ કર્ન,
પૃથ્વીનાથ પાતાલ ! રંકાબ છોરિ દીજિયે ૧૬૯

૧૦

મંત્રી કી અરજ માંનિ પાતલ ઉતરિ ગએ,
કાંન પરી બાનક જબાન તોતિયા [૧] ન કે ૧૭૦

આરતિ ઉતારે મહારાન પૈ પ્રસારે ભક્તિ,
બાર બાર બારે ભરી પાલ મોતિયાન કે ૧૭૧

ધન્ય ભાગ્ય માલિક પધારે હૈ હમારે પાજ,
ઘર ઘર મંગલ ભયો હૈ ગોતિયાન [૨] કે ૧૭૨

શાહ નરનારી હાત જોરિ કે ખરે હૈ સારે,
પગ અગોડ ડારે મારબારી પોતિયાન [૩] કે ૧૭૩

૧૧

યથોચિત્ત સ્વાગત કે શાહ ઉપરાન્ત અબ,
પાન [૪] લે ધરે હ રાન અથમોદ મન તેં ૧૭૪

પાહિ પાહિ બોલિ પુની બનિયા ચરન પરહ્યો,
મોલ કો લિયો હો કેસોદાસ તન–મન તેં ૧૭૫

ઐસે કહિ ચર્ન સરવસ્વ કરિ દીન્હોં ભેંટ,
ઊરન ભયો હૈ શાહ સ્વામિભક્તિ ઋન [૫] તં ૧૭૬

નજર નિમિત્ત આન નજર પ્રસારે તક,
હમ્માલન અરથ ઉતારે કારવાન [૬] તેં ૧૭૭

દોહરો

કહિય શાહ સંગ્રહકિયો, કરિમંત્રીનપ કામ
યહ ધન હ સબ રાવનો, મેરો કેવલ નામ ૧૭૮

૧. પુતલી–કારીકાલીબોલી. ૨. કુટુમ્બી. મારવાડમાંમાથે બાંધવાના સાફાને પોતિયા કહે છે.
૪. તામ્બુલ. કરજ. ૬.કાવડોથી

ભામાશાહની અજોડ સ્વામિભક્તિ પર કવિરાજ શ્રીમાન્ કેશરીસિંહ પણ મુગ્ધ થઇ તેમને ભામાશાહ લખી ભામાશાહ પ્રત્યે પ્રેમભાવ બતાવ્યો છે

આ પ્રમાણે ભામાશાહ વિનયપૂર્વક એક જૈનને શોભે તેવીરીતે મહારાણા પ્રતાપને કહે કે ' મારૂં ધન તે આપનું જ છે, આપશ્રીના પૂર્વજોની સેવા મારા વડીલોએ કરીને ધન મેળવ્યું છે તે ધન જ્યારે મારી માતૃભૂમિના કામ માટે ન આવે તો મારે તે ધનની શી કિંમત છે ? માટે કૃપાળુ ! આપ મારી અરજ સ્વીકારો ને મેવાડનો ઉદ્ધાર કરવા કમર કસો ' ' મહારાજ ! મારા દેશની ખાતર હું મરવ તૈયાર છું તો પછી ધનની શી વિસાત છે ! હું મારૂં ધન આપશ્રીને આપતો નથી પણ મારી માતૃભૂમિની સેવા અર્થે આપી મારી ફરજ બજાવું છું

મહારાણા પ્રતાપ બોલ્યા ધન્ય છે ! ભામાશાહ તમે દેશભક્તિ સ્વામિભક્તિ એવી પરવાર મરી આપી છે કે પ્રભુ મહાવીરનું નામ તથા સાચા જૈન તરીકેનું નામ તમે ઉજ્જવલ કર્યું છે અને જગતમા દરેક મનુષ્યો માટે એક એવો દાખલો બેસાડયો છે કે દેશના માટે પ્રેમ કેવો રાખવો ભામાશાહ ! મેવાડની સ્વતંત્રતાનો યશ તમનેજ મળશે આજથી તેમજ સેનાપતિ, ચાલો લડાઈની તૈયારી કરો.

**દોહરા**

ઉદારતા ભામાની ભલી, જેને કીધું ઉજ્જવલ નામ,
કાર્ય એ શુરવીર નું, કાયરનું નહિ કામ ૧૭૯
મોહ ઉતારી લક્ષ્મી તણો, સૌ મેવાડને ચર્યું ધર્યું
ધન્ય ! ધન્ય ! ભામાશાહ તુજને, નામ અમર પ્રેમે કર્યું ૧૮૦
ભામાશાહ રાખી સંપત્તિ, વસ્તુ ફક્ત જ ત્રણ
કીર્તિ ઈકલોની ધોતી, લોટો પીવા જળ, ૧૮૧
બાકી ધર્યું દેશને, ધરી હૃદયમાં દાઝ,
કહે લોગી ધન્ય ? ભામાને, રાખી મેવાડની લાજ ૧૮૨

લડાઈની તૈયારીઓ ધમધોકાર ચાલવા માંડી ગામે-ગામથી, દેશો-દેશથી સૈનીકો આવવા લાગ્યા, વૃદ્ધ-જુવાન આવ્યા, કોઈ તલવાર, તીરદાબાજ તો કોઈ કુસ્તીબાજ તો કોઈ ભાલાવળી વિગેરે વિગેરે યુદ્ધમાં નીપુણ યોદ્ધાઓની ભરતી થઇ તેમાં તીરદાજો, ઘોડેસ્વારો અને પાયદળનો પાર જ ન હતો

ભામાશાહે કમર કસી, વૃદ્ધ છતા બમણા જોરે કામ લેવા માંડયું જુવાન કરતાં પણ સહસ્ત્ર ગણો જોશ લાવી કામ કરવા લાગ્યા, લોકોનો ઉત્સાહ વધાર્યો અને તેમની લાગણીથી બધાની લાગણી પુર જોશમાં જાગી અને દરેકને પોતાની માતૃભૂમિની ફરજની ગમ પડી, ધીમે ધીમે એક પછી એક કિલ્લા સર કરવા માંડયા પહેલું શેરપુર બીજુ દેલવાડા સર કર્યું દેલવાડા વખતે તો ભારે યુદ્ધ

થયું. શત્રુ પક્ષનો સરદાર ' શાહબાજખાં ' સાથે ભામાશાહને હાથોહાથનું યુદ્ધ થયું. અને ભામાશાહે એકજ ઝાટકે શાહબાજનો હાથ કાપી નાંખ્યો. તેની તલવારના ટુકડા થઈ ગયા. અને બિચારો શાહબાઝ નાસી ગયો. પછી કોમલમેર સર કર્યું. અને બાદશાહના સરદારને હરાવ્યો.

આ પ્રમાણે ઘણા કિલ્લાઓ અને ઘણા ગામ કબજે કર્યા બધો મેવાડનો પ્રદેશ જીતાયો માત્ર ચિત્તોડ, અજમેર અને માંડળગઢ ત્રણ કિલ્લા અકબરના તાબે રહ્યા, આ પ્રમાણે રાણા પ્રતાપની જીત થઈ, મેવાડમાં નવું જીવન આવ્યું પ્રજા ખુશી થઈ દુઃખની ઘડીઓ ભૂલવા લાગી. રાણા પ્રતાપે દરબાર ભર્યો અને કોઈને જાગીરો ઇલકાબો પોષાક, પાલખી વિ. સૌ સૌની લાયકાત પ્રમાણે સૌના વખાણ કરી આપવામાં આવ્યું.

મહારાણા પ્રતાપે કહ્યું કે ભામાશાહ જેવો કોઈ નથી, શું એમતો ત્યાગ, સ્વામિભક્તિ અને દેશભક્તિ મેવાડને જીતી આપ્યું હોય તો ભામાશાહે જીતી આપ્યું છે, હું એમને મેવાડના 'ભાગ્યવિધાયક ' 'મેવાડના પુનરૂદ્ધારક ' ની પદવી આપુ છું આ વખતે તાલીઓના ગડગડાટ વચ્ચે બધાએ ભામાશાહને વધાવી લીધા અને સૌ કોઇ બોલ્યા કે ભામાશાહને ધન્ય છે ? ધન્ય છે ? તેનીદેશભક્તિ અને તેના ત્યાગને ?

આખરે ભામાશાહે બીલકુલ અભિમાન બતાવ્યા વગર સાચા જૈનને શોભે તેવી રીતે બોલ્યા કે 'ભાઈઓ, મેં તો મારી ફરજ બજાવી છે તેમાં મેં કશું જ કર્યું નથી, જેવી શાશન દેવની ઇચ્છા હતી તે પ્રમાણે થયું. માટે બધો યશ તો આપના અન્નદાતા મહારાણા પ્રતાપને શોભે છે, તેમનો ત્યાગ અને તેમની અજોડ દેશ પ્રેમની તુલના કરવાની ભલભલા મહારથીઓની પણ શક્તિ નથી, માટે બોલો, મહારાણા શ્રી પ્રતાપની જય, બોલો માતૃભુમિની જય. આ નંદના અવસરની સાથે બધી ક્રિયા પુરી થઈ અને મેવાડનું નવું જીવન શરૂ થયું. ધન્ય છે ભામાશાહ તારી દેશભક્તિને ? વાંચક ! ભામાશાહ જેવો દેશભક્ત બનીને તારી દોલતનો ઉપયોગ દેશના ભલા માટે કરજે. ભામાશાહ[૪૨] સંવત ૧૬૬૬ ના મહા સુદ ૧૧ ( તા. ૨૭ જાન્યુઆરી ઈ સ. ૧૬૦૦) ને દિવસે સ્વર્ગવાસી બન્યા તેમની ઉંમર વર્ષ ૬૧ ને ૭ માસની હતી છતાં પણ તેઓ યુવાન જેવા દેખાતાં હતાં તેમનો જન્મ સં. ૧૬૦૪ ના અષાડ સુદ ૧૦ ( તા. ૨૮ જુન ૧૫૪૭) સોમવારે થયો હતો.

---

૪૨. ભામાશાહ સ્વર્ગવાસી થયો તેના એક દિવસ અગાઉ પોતાની ઓને એક પોતાની હસ્ત લેખીત ચીઠ્ઠી આપી કીધું છે જ્યારે મહારાણા અમરસિંહ પૈસાની મુશ્કેલીમાં આવે ત્યારે આ ચિઠ્ઠી મહારાણા અમરસિંહને જ સોપજે તેમાં મેવાડના છુપા ખજાનાની હકીકત લખી હતી. તે ચીઠ્ઠી જ્યારે મહારાણા અમરસિંહને આપવામાં આવી ત્યારે ઘણો આશ્ચર્ય પામી તેમાં લખ્યા મુજબ તે ગુપ્ત ખજાનો મેળવ્યો, અને ભામાશાહનો બચાવેલો ખજાનો અત્યારે મહારાણા અમરસિંહને ઘણો કામમાં આવ્યો. આવા વિશ્વાસી પ્રધાન મેવાડને મળવા ઘણો મુશ્કેલ છે, આથી મહારાણા તથા સર્વે સામંતો આશ્ચર્ય પામ્યા, ને વીર ભામાશાહના પુત્ર જીવાશાહને મંત્રીપદે નિમ્યા, જીવાશાહ પણ હોશીયાર હતા, સિંહના બેટા સિંહ જ હોય !

## પ્રકરણ ૧૦ મું.

### મહારાણા શ્રીઅમરસિંહ

મહારાણા પ્રતાપસિંહના *સ્વર્ગવાસ પછી તેમના જ્યેષ્ટ પુત્ર અમરસિંહ સંવત ૧૬૫૩, (ઇ સ. ૧૫૯૭) ના મહા સુદી ૧૧ ના રોજ ગાદી ઉપર આવ્યા, મહારાણા અમરસિંહ ગાદી ઉપર આવ્યા પછી લડાઈ સિવાય કંઈજ કાર્ય હાથ ધર્યું નથી, પહેલવહેલાં રાણાશ્રીએ બાદશાહી થાણા મેવાડમાંથી ઉપાડી દેવડાવી પોતાના હુકમનો અમલ કરાવ્યો.

અકબરશાહ મહારાણા પ્રતાપનો દેહાંન્ત સાંભળી ઘણો જ ઉદાસ થયો અને ફીકરમાં પડયો. અકબરશાહનો ચહેરો બધા સાંભતો વિચારમાં પડયા. અને માંહેમાંહે વાત કરવા લાગ્યા કે પ્રતાપના મરણ થવાથી તો ખુશી થવું જોઈએ તેને બદલે શાહ ઉદાસ કેમ દેખાય છે ? આ વખતે એક ચારણ પોતાની ચારણી ભાષામાં એક છપ્પો બોલ્યો કેઃ—

અસ લેગા અણદાગ, પાઘ અણ નામી.।
ગો આડા ગવડાય, જિકો બહતો ધુર નામી ॥
નવરોજે નવ ગયો, નગો આતશાં નવલ્લી ।
ન ગો ઝરોખા હેઠ, નેથ દુનિયાણ દહલ્લી ॥
ગહલોત રાણ જીતી ગયો, દસણ મૂંદ રસણા ડસી ।
નીસાસમૂક ભરિયા નયણ તોમૃત પ્રતાપસી ॥ ૧૮ ॥

ભાવાર્થ: પોતાના ઘોડાને ડાઘ ,ન લાગવા દીધો પોતાનું શીર બીજા કોઈને ન ઝુકાવ્યું, જશ લઈને ચાલ્યો, હિન્દુસ્તાનની ભારની ગાડી જમની તરફ ખેંચ. વાવાળો હતો. ' નોરોઝ ' અગર કોઈ જલસામાં નથી ગયો. બાદશાહી ડેરામાં પણ ગયો નથી, કોઈ પણ જાતના ઝરૂખામાં આવ્યો નથી, એનો યશ રૂપી ઝળઝ દુનિયા પર કાયમ રહ્યો, આ પ્રમાણે રાણા પ્રતાપસિંહ ફત્તેહની સાથે ચાલ્યો ગયો, જેથી બાદશાહે પોતાની જબાન દબાવી, અને ઠંડો શ્વાસ લઈ આંખમાં પાણી લાવ્યો. હે! પ્રતાપસિંહ ? તારા મરવાથી બાદશાહને આ પ્રમાણે થયું હતું.

( બુન્દીના કવિઓના વૃત્તાંતને 'કર્નલ ટૉડ' સત્ય માને છે )

અકબરના સમંત માનસિંહનો પ્રભાવ દિવસે દિવસે એટલો બધો વૃદ્ધિ પામતો ગયો કે અકબરના હૃદયમાં તેના માટે દ્વેષ ઉત્પન્ન થયો, અને શંકા ઉત્પન્ન થઈ કે માનસિંહ મને સિંહાસન પરથી પદભ્રષ્ટ કરશે.

માનસિંહની શૂરવીરતાથી જાણે દિલ્હીનુ સિંહાસન કંપાયમાન થઈ જતું હોય તેમ લાગવા માંડ્યું. આખરે અકબરે માનસિંહને કોઇ હિસાબે મારી નાંખવો એવો નિશ્ચય કર્યો. અને તેને પોતે માજુમ નામની મીઠાઇ બનાવી. તે મીઠાઇમાં અડધો અડધ ઝેર મેળવી દીધું. પણ " જેને જીવાડનાર હજાર હાથનો ધણી હોય તેને કોઈ પણ માણુસ કંઈ પણ કરી શકતો નથી." અહીંયાં પણ એવુંજ બન્યું. અકબર પોતેજ ભૂલથી મીઠાઈ ખાઈ ગયો, કેવી વિચિત્ર દૈવી ઘટના ? તેને તેના પાપનું પ્રાયશ્ચિત મળ્યું. નિરપરાધી શ્રદ્ધા યુક્ત સેવકના પ્રાણુ લેવા જેણે પ્રયત્ન કર્યો હતો તેને જ પોતાના પ્રાણુ આપવા પડયા.

અકબર ધારત તો માનસિહને પરાજીત કરી શકત અગર ગમે તે પ્રકારની શિક્ષા આપી શકત, પણ પોતે પોતાના ચારિત્રમાં કલંક લાગવા જેવું આવું અઘોર કૃત્ય શા માટે કર્યું ! તેના હૃદયમાં શું હશે તે કોણ કહી શકે ? આ વસ્તુ ગમે તે હો ? અસ્તુ, હવે આપણે મેવાડ તરફ દ્રષ્ટિ ગોચર કરીએ.

રાજ્યસિંહાસન ઉપર બેસતાંજ રાણા અમરસિંહે જે પ્રકારે રાજ્યનું હિત સાધી શકાય તેના પ્રકારના નિયમોનું પાલન કરવા માંડયું. સર્વક્ષેત્રોની બે વાર માપણી કરી નવું મહેસુલ ચઢાવ્યું. અને પોતે પોતાના સામંત સરદારોને નવી જાગીરો આપી તે ઉપરાંત બીજા કેટલાક નિયમોના પ્રચાર કર્યા, તેમાં એક તો એ નિયમ નવીન ઢબની પાઘડી બાંધવાનો પ્રસિદ્ધ કર્યો. રાણા અમરસિંહે એ પ્રચલીત કરેલા નવા નિયમો મેવાડ રાજ્યના કેટલાક સ્તંભોપરના શિલાલેખથી ઉપલબ્ધ થાય છે.

પરંતુ મહારાણા પ્રતાપને રાણા અમરસિંહ માટે જે શંકા થઈ હતી તે ખરેખર સાચી નિવડી. મોજ–વિલાસ અને શાંતિ અંતે રાણા અમરસિહને અનર્થ કારીણી થઈ પડી. પિતાની પવિત્ર આજ્ઞાનો અનાદર કરીને રાણા અમરસિંહ અત્યંત આળસુ બની ગયા. તેમણે પેશોલા સરોવરના તટ ઉપર બંધાવેલી પર્ણકુટીનો ત્યાગ કરીને ત્યાં એક મહાલય બંધાવ્યો, જેનું નામ અમર મહેલ રાખવામાં આવ્યું. આ મહાલયમાં અનેક જાતની વિલાસી વસ્તુઓનો સમાવેશ કરવામાં આવ્યો, અને રાણા અમરસિંહ વિલાસી બન્યા. તેઓ આ પ્રમાણે સુખ લાંબો વખત ભોગવી ન શકયા.

કેટલોક સમય વિત્યા બાદ જહાંગીરને તેમના મંત્રીઓએ કહ્યું કે " જ્યારે આખા હિંદુસ્તાનના રાજાઓ આપની આજ્ઞામાં રહે છે. તો શું આ એકલોજ મેવાડનો રાણો અમરસિંહ આપશ્રીની આજ્ઞાનું ઉલંઘન કરે ! તે અમારાથી સહન થઇ શકતું નથી." આવી વાતોથી જહાંગીરને તેમના મંત્રીઓ એ પુષ્ટી આપીને મેવાડ ઉપર ચઢાઈ કરાવી. આ વખતે રાણા અમરસિંહ તો વિલાસની

નિદ્રામાંથી જાગૃત થતા હતા. હજી જહાંગીરને દિલ્હીના તખ્તપર બેઠાને ચાર વર્ષ પુરા થયા ન હતા પણ તેણે સર્વત્ર ગૃહકલહનો અંત લાવી મેવાડ પર આક્રમણ કર્યું હવે રાણા અમરસિંહ મહા સંકટમાં આવી પડયા અને રાણાના કેટલાક ખુશામતીઆઓએ રાણાને નિરૂત્સાહી બનાવવા પ્રયત્ન આદર્યાં છેવટે રાણા અમરસિંહ ઉત્સાહ વગરના બની ગયા એટલે મેવાડના સરદારો અને સામંતો પોતાના મનમાં દુખી થવા લાગ્યા.

છેવટે સર્વે સરદારો અમર મહેલમાં ગયા ને રાણાને વિપત્તિના આગમનની ખબર કરી સામંત શિરોમણી વીર ચંદાવતે અમરસિંહ સન્મુખ જઈ ધીરજ ને ગંભીરતાથી ધીમા સ્વરે કહેવા માંડયું કે – આવી જ રીતે આપ મહારાણા પ્રતાપની આબરૂ રાખશો ? અને સીસોદીયાના કુળને સાચવશો ? વિચાર કરો, કે તમારો જન્મ કયા કુળમાં થયો છે ? અને આપણી નાડીમાં કોનું રક્ત વહી રહ્યું છે ? જહાંગીર જેવો સર્વ સંહારક સ્વરૂપ ધારણ કરીને આવ્યો છે ત્યારે આપ ખુશામતીઆઓની સલાહથી ભયભીત બની મેવાડનું સત્યાનાશ કરવાને બેઠા છો ? શરમ છે ! મહારાણા પ્રતાપનો પુત્ર આવો કાયર ન હોય ? માટે ઉઠો ! અને જાગૃત બનો ? આવેલી આફતને આફત માની તમારા સૂર્યવંશીના કુળની આબરૂ વધારો ? ' સલુમ્બ્રા સરદારના તેજસ્વી વચનોની અસર અમરને કશી પણ થઈ નહિ ઉલટું જુની માફક સ્થિર રહી બધું સાંભળ્યા જ કર્યું આખરે સાલુમ્બ્રા સરદાર ક્રોધાયમાન થઈ હાથ લાંબી અમરસિંહને સિંહાસન ઉપરથી હેઠો ઉતારી નાખ્યો અને હાકલ પાડી કે " મહારાણા પ્રતાપના પુત્રને શીઘ્ર અશ્વારૂઢ કરીને કલંકથી બચાવો ! " આ હકીકતથી રાણા અમરસિંહજી અત્યંત દુખી થયા આ વખતે સામંત તથા સરદારો લેશ પણ દુખી થયા નહીં તેમને સંપૂર્ણ શ્રદ્ધા હતી કે કર્તવ્યને ખાતર અમારે આવું વર્તન કરવું પડયું છે તો તેમાં દોષ–ગુન્હો શો ? જો સરદારે આવું વર્તન ન કર્યું હોત તો અમરસિંહની અતિ ભયંકર દુર્દશા થાત. બીજા સરદારો વીર ચંદાવતની કર્તવ્ય પરાયણતા જોઈ ઘણા ખુશી થયા. બધાએ એક મત થઇ રાણાજીને અશ્વારૂઢ થવા ફરમાન કર્યું આ વખતે રાણાજીના હૃદયમાં પણ ક્રોધાગ્નિ સળગી રહ્યો હતો. બધા સરદારો મેવાડભૂમિ ઉપર આવેલા જગન્નાથજીના મંદિરની આગળ આવ્યા. એટલે રાણાજીનો મનોવિકાર એકદમ દૂર થઈ ગયો ને ધીમે ધીમે તેના નેત્રો ખુલી ગયા કે તરત જ પોતાને પોતાની સ્થિતિનું ભાન થયું

આખરે અમરસિંહ ઉત્સાહ પૂર્વક સર્વ સૈનીકોને સાથે લઇ ચાલ્યા. અને સરદાર સાલુમ્બ્રાપતિને રાણાએ પ્રાર્થના કરી કે " આપે મને મોહ દશામાંથી જગાડયો છે તો મારે પણ બતાવી આપવું કે રાણા પ્રતાપને લાયક તેમનો પુત્ર ( અમરસિંહ ) છે કે નહિ ? ત્યાંથી બધા સમરભૂમિ તરફ ચાલ્યા. રાણાજીના

ઉત્સાહથી સરદારોને બમણો ઉત્સાહ આવ્યો તેઓ ગગનભેદી વિદારક ભયંકર સિંહનાદ કરી મેવાડને કંપાયમાન કરવા લાગ્યા. આ વખતે ' દેવીર ' નામના સ્થ'નમાં શત્રુઓ પડયા હતા. રણોન્મત રાજપુતોએ એકદમ તે સ્થાસ પર પહોંચી જઈ પ્રબળ વેગથી શત્રુ પર આક્રમણ કરવા લાગ્યા આ વખતે તો ખાનખાનાનનો ભાઈ સેનાપતિ થઈ આવ્યો હતો. ' દેવીર 'ના પહાડી પ્રદેશમાં હિંન્દુ મુસલમાનને દારૂણ યુદ્ધ થયું. તોપોના ભયંકર અવાજ અને તલવાર ભાલાનો ખણખણાટ ભલભલાની છાતી હચમચાવી મૂકે તેવો દેખાવ હતો.

આ યુદ્ધમાં બંને પક્ષોના અગણિત માણસો માર્યા ગયા. આખરે રાણા અમરસિંહે યવનોનો નાશ કર્યો અને પોતે ગૌરવ સહિત પોતાના પાટનગર પાછા ફર્યા. સંવત ૧૬૬૪ ( ઈ. સ. ૧૬૦૮ ) માં આ યુદ્ધ થયું હતું. આ યુદ્ધમાં વિજય મલ્યો હોય તો રાણાજીના કાકા વીર કર્ણસિંહને ને જ. પણ કર્ણસિંહ અત્યંત પરાક્રમી હતા. તેમના જ બાહુબળથી અને રણકૌશલ્યથી જ અમરસિંહને યશ પ્રાપ્ત થયો હતો.

પરંતુ બાદશાહ જહાંગીરનો ઉત્સાહ બીલકુલ મંદ પડયો નહોતો. અને બમણો ક્રોધે ભરાયો. લગભગ એક વર્ષ પછી ( સ. ૧૬૬૫ ) ની વસંતઋતુમાં બીજીવાર ભયંકર યુદ્ધની તૈયારી કરી અબદુલ્લા નામના સેનાપતિને પ્રચંડ સેના સાથે મેવાડ ઉપર આક્રમણ કરવા મોકલ્યો.

અબદુલ્લા પોતાની વિશાળ સેના જોઈને આશાવંન્ત થઇ રાણા અમરસિંહની સાથે લડાઈ કરવા ગયો રાણા અમરસિંહ પણ તેના આગમનના ખબર સાંભળી પોતાની સેના લઈ આગળ ચાલ્યા. ને રાણપુર નામના ગીરીમાર્ગે ઉભય દળો વચ્ચે ઘોર સંગ્રામ શરૂ થયો. રણવિશારદ તેજસ્વી રાજપુતોએ સ્વદેશ પ્રેમના પવિત્ર મંત્રથી અદ્દભુત પરાક્રમ વડે મોગલ શહેનશાહનો મોરચો તોડવાનો પ્રયાસ આદર્યો. અને સફળતા પ્રાપ્ત થઈ. આવી રીતે રાણા અમરસિંહને અનેક લડાઈઓ બાદશાહ સાથે થઈ. કુલ સત્તર વાર લડાઈઓ થઈ હતી. તેમાંથી તો સૂર્યવંશીના શૂરા રાજપુતોએ પોતાના કુળની ગૌરવતા અને કુળની ઇજ્જત પ્રાણના ભોગે બચાવી લીધી હતી. આખરે જ્યાં બાદશાહે જહાંગીરના મનમાં આવ્યું કે હવે મારા ગયા સિવાય મેવાડપતિ તાબે થાય તેમ નથી. છેવટે જહાંગીરે પોતે સૈન્ય લઈ અજમેર તરફ પ્રયાણ કર્યું. અને પોતાના શાહજાદા ' ખુર્હમ ' ને મેવાડ પર વિક્રમ સં. ૧૬૭૦ ના પોષ સુદ ૧૫ તા. ૨૬ મી ડીસેમ્બર ૧૬૧૩ ના રોજ મોકલ્યો.

તે વખતે 'ખુર્રમ' શાહજાદાની ઉમર ૨૧) એકવીશ વર્ષ ૧૧) અગી આર મહિના અને ૧૧) અગીઆર દિવસની હતી. આ વખતે શાહજાદા ખુર્રમ ઘણા મોટા સરદારો, જાગીરદારો, રાજાઓને પણ સાથે લાવ્યો હતો. અને જહાંગીરે દરેક જીલ્લાના લશ્કરોને બોલાવી તેની સાથે મોકલ્યું હતું આ વખતે શાહજાદાનું લશ્કર માંડલ જે ઉદેપુરથી ઈશાન ખુણામાં ચાલીસ કોસ પર આવેલુ છે ) ત્યાં સુધી પહોંચ્યું હતું.

આ તરફ રાણા અમરસિંહે પણ પોતાના બહાદુર સરદારો, પટાવતો, ચુનંદા લડવૈયાઓ તે સિવાય રાજપૂત, ચોહાણ, રાવ કછવાહા, ચોહાણ રાવત પૃથ્વીરાજ, રાઠોડ સામન્તદાસ, વાઘાહરદાસ, પંવાર શુભકરણ ચુડાવત રાવત મેઘસિંહ, ચુડાવત્ રાવત્ માનસિંહ, ઝાલા કલ્યાણ, સોલંકી વિરમદેવ, વિગેરે ઘણા બહાદુરોને સાથે લઈને શાહી ફોજ પર હુમલો કરવા સારૂ નક્કી કરીને જ આવ્યો હતો.

જ્યા આખા હિન્દુસ્તાનના રાજાઓ તથા તમામ ફોજે મેવાડ ઉપર આક્રમણ કરવા નક્કી કર્યું ત્યા એકલું મેવાડ કેવી રીતે ટકી શકે ? અને કેવી રીતે એકલા મહારાણા અમરસિંહ લડી શકે ? શુ વિધિની કૃતઘ્નતા ! જ્યારે શાહી-ફોજનો મોટો વિસ્તાર જોયો ત્યારે રાણા અમરસિંહ લાચાર બની ઈડરના પહાડોમા ચાલ્યા ગયા. પણ તેઓના હાથી પાછળ રહી ગયાહતા, તેથી અબદુલ્લાના માણસોએ તેમને પકડી શાહજાદા પાસે મોકલ્યા. તેથી શાહજાદાએ આલમ ગુમાન-હાથી સમેત-સત્તર હાથી બાદશાહ જહાંગીરની પાસે પોતાના દિવાન જદુરાયની સાથે અજમેર મોકલી આપ્યા. બાદશાહ હાથી દેખી પોતાની ફત્તેહના ખુશ ખબર જાણી ( પોતાની ધારણા પાર પાડેલી જોઈ ) પોતાને હાથે પત્ર લખીને પોતાન શાહજાદા 'ખુર્રમ' ને ઘણી જ શાબાશી આપતા બાદશાહે અનહદ પ્રેમ બતાવ્યો.

આ પ્રમાણે શાહજાદા ખુર્રમની જીત થઈ જેથી મેવાડની પરિસ્થિતિ દીનપ્રતિદીન બગડતી ગઈ, તેમ મેવાડના ડાહ્યા સરદારોએ વિચાર કર્યો કે હવે સુલેહ સિવાય મેવાડની રક્ષા કઠિણ છે છેવટે મહારાણા ખુબ કંટાળ્યા એટલે એક દુહો લખી તેમના ઈમાનદાર મિત્ર ખાનખાનાન અબદુલ રહીમની ઉપર મોકલાવ્યો. આ વખતે તેમનો મિત્ર દક્ષિણ તરફ રહેતો હતો, તે દુહો નીચે મુજબ છે

દોહરો

ગોડ કછવાહ રાઠવડ, ગોખાં જોખ કરત,
કહેજો ખનાખાનને, બનચર હુવા ફિરત. ૧૮

ભાવાર્થ:—ગોડ કછવાહ રાઠોડ મહેલમાં આરામ કરે છે, તેથી જ ખાનાખાન ને કહેજો કે બન (મહારાણા) માણસ થઈ ફરે છે. મહારાણાની લખવાની મતલબ એ હતી કે તમો કહેતો હું પણ બાદશાહનો ગુલામ બની જાઉં, આ દોહરો વાંચી ખાનાખાને મારવાડી ભાષામાં લખી જવાબ મોકલ્યો.

દોહરા

ધર રહસી રહસી ધરમ, ખપ જાસી ખુરસાણ,
અમર વિશંભર ઉપરા, રાખો નિહચો રાણ. ૧૮૫

ભાવાર્થ:—જમીન તથા ધર્મ રહેશે તથા ખુરસાના લોકો તથા મુગલાઈ નાશ પામશે, માટે હે મહારાણા અમર? આ દુનિયાને પાળવાવાળા ઈશ્વર પર ભરૂંસો રાખ. આ પ્રમાણે જવાબ વાંચી રાણા અમરસિંહને હિમ્મત આવી, અને ઘણા દિવસો સુધી લડાઈઓ શરૂ રહી કે જેથી જીંદગીમાં કોઈ તમન્ના બાકી રહી નહિં. આવા વખતે કેટલાક રાજપુતો કુંવર કર્ણસિંહની સાથે સલાહ કરતા હતા કે હવે શું કરવું?

દોહરા

ખાવા નથી કંઇ ધાનને, પીવાને પણ પાણી નથી,
યુદ્ધમાં લડવા સારૂં, પાસમાં કોડી નથી. ૧૮૬
પહેરવા કપડું છે નહીં, દુ:ખની સીમા નથી,
મેવાડની રક્ષા જ માટે, ગમ કશી પડતી નથી. ૧૮૭
જ્યાં જૂઓ ત્યાં છે જુલ્મ, જુલ્મ સહેવાતો નથી,
કહે (ભોગી) મેવાડમાં, આજ કોઈનું કોઈ નથી. ૧૮૮

આ પ્રમાણે સર્વ સરદારોએ કુંવર કર્ણસિંહને પોતાના દીલની વાત કરી કે "આજે મેવાડની આવી દશા છે. ને આપણા ભાઈઓ આજે મેવાડને જોઈ પોતાની જાતને હસે છે. અને પકડાએલા રાજપુતો અને સ્ત્રીઓને વટલાવે છે. તેમજ તે લોકોને તેની લૉંડી બનાવી આપના ગૌરવનું ઘોર અપમાન કરે છે. માટે આ બાબતનો સત્વર ઉકેલ લાવો? અને માનભર સુલેહ થાય, એવો રસ્તો લાવો?" આવી રીતે બધા સરદારોએ બુદ્ધિપૂર્વક વિચાર કરી પાટવી કુંવર કર્ણસિંહને બાદશાહની પાસે મોકલવા નક્કી કર્યું. આ પ્રમાણે ઝાલા હરદાસે બધી ગોઠવણ કરી એને સુલેહ કરવાનું ચોક્કસ કર્યું. આ વાત જો મહારાણાના કાન સુધી પહોંચી તો પોતે પસંદ નહીં કરે માટે તમે બે જણ વગર હુકમે શાહજાદા ખુર્રમની પાસે જાવ? જેથી એક કાગળ સુન્દરદાસની સાથે શાહજાદા ઉપર રવાના કર્યો અને કહ્યું કે 'શાહજાદા જો લખ્યા પ્રમાણે

સુલેહની શરતો મંજુર રાખે તો ઠીક છે નહિં તો રાજપુતો તલવારથી લડશે અને તેનો જવાબ પણ તલવારથી જ આપશે " એમ કહેજે

રાય સુન્દરદાસ કાગળ લઈ શાહજાદા ખુર્રમને મળ્યો શાહજાદાએ બધી હકીકત સાંભળ્યા પછી કુંવર કર્ણસિંહ જેવી રીતે સુલેહ કરવા ખુશી હતા તેવી રીતે રાય સુન્દરદાસને વાત કરી તેણે કુંવર કર્ણસિંહને પત્ર લખી ખબર મોકલાવી એટલે કુંવર કર્ણસિંહે ઝાલા હરદાસ તથા પવાર શુભકર્ણને મોકલ્યા તે પછી શાહજાદાએ મોલવી શુકરૂલ્લાહ તથા સુન્દરદાસને મહારાણા અમરસિંહનો મોકલાવેલો કાગળ લઇ બાદશાહ જહાંગીર પાસે મોકલ્યા, આથી બંને સરદારોએ અજમેર આવી બાદશાહ જહાંગીરને બધી વાત સમજાવી આથી બાદશાહ ઘણો ખુશી થયો અને એ સુલેહના કારણથી મુલ્લા શુકરૂલ્લાહને (અફ્‌જલખાં) અને સુન્દરદાસને રાયરાયાનો ખીતાબ અર્પણ કરી તેજ વખતે પાછા ઉદયપુર મોકલી આપ્યા અને એક ફરમાન મહારાણા અમરસિંહના નામથી મોકલી આપ્યુ, જેમાં ઘણોજ વિવેકભર્યા શબ્દો લખ્યા હતા વળી હાથની મલમલના એક ટુકડા પર બાદશાહના ખાસ પંજાનું નિશાન કેશરીયા રંગનું લગાવેલું હતુ જે હાલ રીસાયતમાં મોજુદ છે આ પંજાના નિશાનથી બાદશાહનો મતલબ એ હતો કે હમારા વચન સાંભળી રાણા અમરસિંહ ક્રોધ ન કરે તથા શાહજાદાને બાદશાહે લખ્યું કે રાણા ઉદયપુરની જે શરતોની સુલેહ કરવા દરખાસ્ત કરે તે તમામ દરખાસ્ત મંજુર કરવી, અને કુંવર કર્ણસિંહને બાદશાહની હજુરમા લઈ ને આવો

આ વાત ગોગુંદાના પશ્ચિમ પહાડમાં જેને આજ ' હાણા ' કહે છે, ત્યાં મહારાણા અમરસિંહ તથા સરદારોને પહોંચી ગઈ આ પહાડ એવો વિકટ છે કે બકરાના કાગળો કંપી ઉઠે બાદશાહે મોકલેલું ફરમાન કુંવર કર્ણસિંહ પાસે પહોંચી ગયું તેથી કેટલાક સરદારો સાથે તે આવી પહોંચ્યો, અને મહારાણા અમરસિંહને બધી વાત સમજાવી પણ એ બહાદુર નર કેશરી અમરસિંહ તો ચૂપ જ રહ્યા એક શબ્દ પણ બોલ્યાં નહીં પણ ચહેરા ઉપર ઉદાસીનતા છવાઈ ગઈ, જાણે કે આસમાન તૂટી ન પડયું હોય ? ત્યાર પછી કેટલોક વખત વિત્યા બાદ મહારાણાએ કહ્યુ કે " હું એકલો શું કરી શકું ? તમારા બધની જ એવી મરજી છે તો મારે પણ તમરા લીધે બધુ સહન કરવું જ જોઈએ, ' હાજીરાજ ' નો ટાણો સહન કરવાનો મારો ઈરાદો બીલકુલ હતો જ નહીં છતા જેવી ઈશ્વરની મરજી એટલે કેટલાક બહાદુર અને શાણા સરદારોએ ગણાને સમજાવ્યું કે " બાદશાહ પાસે આપના મોટા કુંવર કર્ણસિંહને મોકલીશુ કારણ કે તેઓ ઉમરાવની બરાબર છે જેથી મહારાણાએ કહ્યુ કે તમે બધા વાત

કરો છો તે ઠીક છે પણ શાહજાદાની પાસે જઈ સલામ કરવી મોજ મને ડંખે છે. કારણ કે મારા વડવાઓએ તેને માટે પોતાના પ્રાણના બલીદાન આપ્યા અને હજારોના પ્રાણ પાથર્યાં, હજારો સ્ત્રીઓ સતી થઈ. અને તેટલા જ માટે મારા પિતા મહારાણા પ્રતાપે (પોતાની ટેકના માટે) પહાડો, જંગલો, ભૂખ, દુઃખ, ટાઢ અને તડકો વેઠી સૂર્યવંશીની આબરૂને કલંક આવવા દીધું નથી, તે કલંક આજે મારા હાથે આપું છું. જેવી ભગવાન એકલીંગજીની મરજી.

શાહજાદાની પાસે જવા બધાને એકઠા કર્યા અને ઘણી સાવચેતી રાખી કે વખતે દગો થાય, તો શું કરવું તેનો વિચાર કરી રાણાએ કુંવર કર્ણસિંહને પોતાના ડેરા પર મુકી મહારાણા અમરસિંહ શાહજાદા ખુર્રમની પાસે ગયા, પણ તેમના ત્રણ પુત્રો ભીમસિંહ, સૂરજમલ્લ, અને વાઘસિંહ તથા સહસ્રમલ્લ અને કલ્યાણ એ બે ભાઈઓએ મહારાણાને એકલા જવા દેવા ના પાડી; તેથી મોટા દરજ્જાવાળા સો સરદારો શાહજાદાની પાસે જવા નીકળ્યાં. તે વખતે શાહજાદાએ મહારાણાના દરજ્જા પ્રમાણે ગૂજરાતનો સુબો અબ્દુલ્લાખાં, જોધપુર વાળા રાજા સૂરસિંહ, રાજા નરસિંહદેવ, બુંદેલા, સુખદેવ, તથા સૈયદસૈફખાં વિગેરેને મોકલ્યા, આ લોકો લશ્કરની બહાર આવી ઘણા જ માનપૂર્વક શાહજાદાની પાસે લાવ્યા. રિવાજ મુજબ વહેવાર કરી શાહજાદાની જમણી બાજુ મહારાણાને બેસવા આસન આપ્યું. સામસામા પ્રેમથી વાર્તાલાપ થઈ અને એક બીજાના સાચા મિત્રો તરીકેનું વર્તન જોઇ રાણા અમરસિંહે પોતાના કુંવર કર્ણસિંહને જવાની આજ્ઞા આપી. જેથી કર્ણસિંહ શાહજાદાની પાસે ગયો. તેને પણ ઘણી જ ઇજ્જત અને માનમર્તબા સહિત આદર સત્કાર કર્યો. અને બંને સાચા મિત્રો તરીકે વર્તવા લાગ્યા. આ વખતે એક બીજાને સામસામી ઘણી જ કિંમતી ચીજો ભેટ ધરી. શાહજાદા ખુર્રમે કુંવર કર્ણસિંહને પોતાની સાથે અજમેર આવવા વિનંતી કરી તેના જવાબમાં કુંવરે જણાવ્યું કે હાલ હું પોતે રાજ્યની પરિસ્થિતી સુધારવા માટે મેવાડ છોડી શકું તેમ નથી. તેથી શાહજાદાએ કુંવરને રૂપીઆ પચીસ હજાર પોતાના ખાનગીમાંથી આપ્યા ને કહ્યું કે તું મેવાડની વ્યવસ્થા કરી મારી સાથે અજમેર આવ એટલે કુંવર કર્ણસિંહે પોતાના સામાનની વ્યવસ્થા બરાબર ગોઠવી સાથે જવા તૈયાર થયો.

શાહજાદા ખુર્રમ કુંવર કર્ણસિંહને લઈને સંવત ૧૬૭૧ ફાગણ વદ ૫ (હીજરી. ૧૦૨૪ તા. ૧૧ મોહરમ–ઈ. સ. ૧૬૧૫ તા. ૧૮ ફેબ્રુઆરી) ના રોજ અજમેર પહોંચ્યા. બીજે દિવસે જ્યારે શાહજાદા બાદશાહી દરબારમાં ગયો ત્યારે જહાંગીર ખુશમિજાજમાં હતો. આ વખતે જહાંગીરી જેમ્સનો એલચી સર ટામસરો શાહી દરબારમાં હાજર હતો એ લખે છે કે કર્ણસિંહની જંગલી

તળીયત દેખી એને ખુશ કરવા સારૂ કોઈ વાતની ખામી રાખી ન હતી તે વખતે ખિલઅત્ત તથા જડાઉ તલવાર તથા ખાસ ઈરાની ઘોડા જડાઉજીન સાથે અર્પણ કર્યા, પછી કર્ણસિંહ જનાના મહેલમા ગયો તે વખતે બેગમ નૂરજહા તરફથી ખિલઅત્ત જડાઉ તલવાર ઘોડા જડાઉજીન સાથે, એક હાથી તથા એક માળા અર્પણ કરવામાં આવી, બીજે દિવસે હાથી આપ્યો, આ પ્રમાણે બાદશાહ જહાંગીરની મહેરબાની કુવર કર્ણસિંહ પર વધતી ચાલી અને ઘણી જ ઉમદા ભેટ અર્પણ કરી. જહાંગીરે પોતાની ઉદારતા અને પ્રેમ બતાવી આપ્યો. બાદશાહ જહાગીરે વિક્રમ સં ૧૬૭૨ જેઠ વદ ૮ ઈ સ ૧૬૧૬ તા ૨૧ ના રોજ કુવર કર્ણસિંહને માનપાનથી જાગીરો અર્પણ કરી, અને બાદશાહે પોતાના ફરમાન પર સહી સિક્કા કરી આપ્યા

બાદશાહ જહાંગીરે કુંવર કર્ણસિંહને નીચે પ્રમાણેની આમદાની નક્કી કરી આપી ૫૩૦૦૫૮૩૨ ) પાચ કરોડ ત્રીસ લાખ છ હજાર આઠસો બત્રીસ દામ કુવર કર્ણસિંહને માનપાનથી ( મહારાણા અમરસિંહના પુત્રને ) જાગીર મુકરર કરી સોપવામા આવે છે

આ પ્રમાણે કુવર માનસહિત જ્યારે રવાના થયો અને પોતાના મેવાડમાં ઉદયપુર આવ્યા ત્યારે મહારાણા અમરસિંહને ઘણા ઉદાસમાં જોયા આ વખતે રાણાશ્રી પોતાના મહેલમા રહેતા હતા, કર્ણસિંહને આવતાં જ રાણાજીએ રાજ્યનો સઘળો કારભાર તેને સોપી દીધો આ વખતે રાણાજીનો પ્રધાન વીર ભામાશાહ ઘણો જ અક્કલવાન અને બુદ્ધિશાળી હતો, તેમજ ઘણી લડાઈઓમાં પોતે અગ્રપણે ભાગ ભજવતો હતો

વીર ભામાશાહ ઘણોજ જરૂરી માણસ હતો તેણે મહારાણા પ્રતાપ ગાદી ઉપર આવ્યા ત્યારથી તે રાણા અમરસિંહના રાજ્યને બેથી ત્રણ વરસ થયા ત્યા સુધી પ્રધાન તરીકે કામ કર્યું તેઓ ઓસવાલ જ્ઞાતીના કાપડીઆ ગોતના મહાજન હતા એ બહાદુર વીર ભામાશાહ સં ૧૬૬૧ મહા સુદ ૧૧ ( હીજરી ૧૦૦૮ તા ૯ રજબ-ઈ સ ૧૬૦૦ તા ર૭ જાન્યુઆરી ) ના રોજ ૬૧ વરસને ૭ માસની ઉમરે પરલોક સીધાવ્યા. ભામાશાહનો જન્મ ૧૬૦૪ અષાડ સુદ ૧૦ ( ઈ સ ૧૫૪૭ તા ર૭ જુન ) ને સોમવારે થયો હતો ત્યાર પછી ભામાશાહના પુત્ર જીવાશાહને પ્રધાનપદ સોપવામા આવ્યું હતું.

જ્યારે કુવર કર્ણસિંહ અજમેર ગયો ત્યારે પ્રધાન જીવાશાહ પણ સાથે ગયા હતા. જીવાશાહની પછી મહારાણા કર્ણસિંહે તેના પુત્ર અક્ષયરાજને પ્રધાન તરીકે નીમ્યો હતો, ભામાશાહની ત્રણ પેઢીઓ સુધી અને રાણાની

ત્રણ પેઢી સુધી પ્રધાનપદ રહ્યું હતું. ભામાશાહના પિતા ભારમલ્લને મહારાણા સાંગાએ રણથમ્ભોરની કિલ્લેદારી આપી હતી. જ્યારે કર્ણસિંહે ઉદયપુરમાં આવી પોતાના રાજ્યની આબાદી કરી ત્યારે દીનપ્રતિદીન રાણા અને બાદશાહ વચ્ચે મિત્રાચારી વધતી ગઈ. જ્યારે બાદશાહ જહાંગીર દક્ષિણ ગયા હતા ત્યારે શાહજાદા ખુર્રમ ઉદયપુરમાં આવ્યો અને મહારાણા અમરસિંહની મુલાકાત લીધી હતી. તે વખતે શાહજાદાએ જડાઉતલવાર, ઘોડા, હાથી અને ખિલઅત્ત વિગેરે આપ્યા. પણ મહારાણાએ પાંચ હાથી, સત્તાવીસ ઘોડા અને જવાહિરથી ભરેલો થાળ શાહજાદાને નજર કર્યો, પરંતુ શાહજાદાએ ત્રણ ઘોડા લઈ બાકી બધું પાછું આપ્યું હતું.

શાહજાદા ખુર્રમની સાથે દોઢ હજાર સ્વાર સહિત કુંવર કર્ણસિંહને દક્ષિણ તરફ જવાનુ થતાં ગયો, અને ત્યાં ઘણી બહાદુરી અને હિમત બતાવી હતી.

ભાવીની ઇચ્છા પ્રમાણે મેવાડ પર આફત અને જાફત આવ્યા જ કરતી હતી. અને કુદરતની મરજી પ્રમાણે ઘટના બન્યા જતો હતી. જગનિયંતાની કૃપા-મહેરબાની વગર કોઈ ચીજ બનતી નથી.

સંવત ૧૬૭૬ ના મહા સુદ ૨ ને બુધવાર તા. ૩૦ ઓકટોમ્બર ૧૬૨૦ ના રોજ મહારાણા અમરસિંહ આ ફાની દુનિયાનો ત્યાગ કરી સ્વર્ગવાસ થયાં. અને તેમની અંબારી સ્વારી ઘણી જ ધામધુમની સાથે આહડ ગામમાં આવી પહોંચી, અને જ્યારે 'ગંગોદ્ભવ કુંડ' પાસે રાણાજીનો અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો હતો ત્યારે દસ રાણી, નવ ખવાસ, આઠ સાહેલીઓ મળી કુલ સત્તાવીસ સ્ત્રીઓ સતી થઇ. મહારાણા અમરસિંહની છત્રી કર્ણસિંહે ઘણી જ સુંદર અને નમુનેદાર બનાવી હતી. તે હાલમાં પણ મોજૂદ છે. મહારાણા કર્ણસિંહ પોતે પિતૃ-ભક્ત હતા.

મહારાણા અમરસિંહનો જન્મ સંવત ૧૬૧૬ ના ચૈત્ર વદ ૦)) અને તા. ૨૬ માર્ચ ૧૫૬૦ ના રોજ થયો હતો. મહારાણા અમરને છ કુંવરો હતા (૧) કર્ણસિંહ (૨) સૂરજમલ્લ (૩) ભીમસિંહ (૪) અર્જુનસિંહ (૫) રત્નસિંહ (૬) વાઘસિંહ અને એક કુંવરી વછનંતા હતી. રાણા અમરસિંહના સમયમાં ૧૮ વર્ષ લડાઈ ચાલી હતી અને છેવટના પાંચ વર્ષ શાન્તિથી દેશમાં રહ્યા હતા.

## છંદ—ત્રોટક

જબહી શીવલોક પ્રતાપ ગયે, અમરેશ બરેશ નરેશ ભયે,
પત શાહિય ફૌજ પ્રબંધ કિયો, વહ થાનક વ્યૂહ બખેર દિયે। ૧

સુત ઉદય સાગર માન ગતે, સત્ કૂરમ માન કુમાર નતે,
પહુંચે વદ્ધિ સંગ દિલીપ દિશે, પદ રાનપ પાયરૂ રીતડિગે ૧૬૦
સુલતાન ચઢયો પર્વેજ જબે, અમરેશ કિયે બહુ જુદ્ધ તબે,
કછુ રાજ ચિત્તોર કીયો નગરે, જિંહતે બઢ ભાનકો બિગરે. ૧૬૧
ચઢ ખાન મહાબત ધાર ધુકે, રજપુતન તેં ઇસ્લામ રૂકે,
પન શાહિય થાનક લૂંટ લિયે, ફિરકે અબદુલ્લપકુલ ભયે ૧૬૨
ચઢકે ફિર કર્ણ કુમાર લરે, અરૂણાદ્રિ સેનપ હોય અરે,
સુલતાન ચઢયો જબ શાહજહાં, ખુરમખ્ખય ખોલત રાણુ કહાં ૧૬૩
કદિયાન સતા મકવાન દહૂં, જિનકે ગુન કીરતિ ચક્ક ચહૂં,
જબ શાહિય ફૌજન જોર ચઢયો, રજપુતનપેં દુઃખ ઘોર બઢયો ૧૬૪
અમરેશરુ ખાન સલાહ કરી, નિજ બાનિ નસીહત હાથ્ય ભરી,
પતશાહનતેં નૃપ સંધિ નઈ, સુલતાન દિવાન મિલાન ભઈ ૧૬૫
અજમેરહિ કર્ણ કુમાર ગયે, જિનપેં અતિ શાહ પ્રસન્ન ભયે,
તજ શાનપ રાવત રાખ બને, ભેટ ભેદ રિસાનકુ માન મને. ૧૬૬
અમરેશ ગયે શિવલોક સહી, જિનકી સબ આદત રીત કહી,
અભિલાષ મનોભવ સજ્જનને, કૃતમાલ પ્રભા ગુન કજ્જનતેં. ૧૬૭
સચ બીરન બીર બીનોદ લહ્યો, કવિરાજ તબેં યહ ખંડ કહ્યો,
યહ બીર કથા સુન ધીર ધરે, ભ્રમ હોય યથા લગિ શુદ્ધ કરે ૧૬૮



# પ્રકરણ ૧૧ મું

## મહારાણા શ્રી કર્ણસિંહ

મહારાણા શ્રી કર્ણસિંહનો રાજ્યાભિષેક સંવત ૧૬૭૬ ના મહા સુદ ૨ ને બુધવાર તા. ૭ ફેબ્રુઆરી ૧૬૨૦ ના રોજ થયો હતો. તે વખતે પહેલીજવાર રાજા કૃષ્ણદાસ તથા બાદશા જહાંગીર તરફથી ખિલ્લાઅત રાજ્ય તિલકનો ટીકો લઈને આવ્યા હતા. બાદશાહનો ટીકો લીધા પછી બીજા રાજાના મોકલારેલા દસ્તુર રિવાજ પ્રમાણે લેવાયો હતો.

આ મહારાણાના સમયમાં કોઈ જાતની તકલીફ, ઝગડા કંકાસ તથા કોઈ પણ જાતનું દુઃખ હતું જ નહિ. કેવળ આનંદ અને શાન્તિ હતી, થોડા જ દિવસમાં દેશ આબાદ થયો ઘણી ઈમારતોની મરામતો કરાવી અને રાજ્ય વ્યવસ્થા બરાબર સારામાં સારી ચાલુ કરી હતી. આ સિવાય ચંપાબાગ, ચંદ્ર-મહેલ, સૂર્ય અને હસ્તીશાળા વિગેરે તૈયાર કરાવ્યા. જગમન્દિર મોટી ગુમ્બજ સંવત ૧૬૭૦—૭૧ માં શાહજાદા ખુર્રમે તૈયાર કરાવ્યું.

મહારાણાએ ' રોહડીઆ બારોટ લખ્ખા ' ને લાખ પસાવ તથા ત્રણ ગામ ઇનામ આપ્યા હતા જ્યારે બાદશાહ જહાંગીર ખુર્રમ ઉપર નારાજ થયા ત્યારે શાહજાદો ખુર્રમ ઉદયપુર આવી રહ્યો હતો. ફાર્સી તવારીખમાં શાહજાદા ખુર્રમનો હાલ બીલકુલ લખ્યો નથી. પણ રાજ્ય સમુદ્રની પ્રશસ્તિમાં જે મહારાણા રાજસિંહે બનાવ્યું હતું તેના ૧૩–૧૪ શ્લોકમાં સાફ સાફ લખવામાં આવ્યું છે કે શાહજાદા પર જ્યારે જહાંગીર નારાજ થયા તે વખતે શાહજાદા મેવાડમાં આવી રહ્યા હતા, બીજી હકીકત બીકાનેરની પ્રશસ્તિથી માલુમ પડે છે કે શાહજાદા ઉદયપુરમાં આવી રહ્યા હતા, વળી બુન્દીની પ્રશસ્તિમાં શાહજાદાનો હાલ લખ્યો છે લખ્યો છે. ચોથું કર્નલટૉડ પણ પોતાની તવારીખમાં ઉપરની વાતને મજબૂત ટેકો આપે છે. પાંચમું, ' ઈકબાલ નામહે ' જહાંગીરની ૨૬૩ પૃષ્ટમાં વિક્રમી સં. ૧૬૮૩ ઇ. સ. ૧૬૨૬ માં શાહજાદો મેવાડની પહાડી જગામાં આવી વસ્યો હતો.

આ પ્રમાણે રાણા કર્ણસિંહના રાજ્ય વહીવટમાં ખાસ બીજી કાંઈ ઘટના થઈ ન હતી. મહારાણા કર્ણને અને ખુર્રમને ઘણોજ ગાઢો સબંધ રહ્યો હતો. જ્યારે મેવાડમાં અનેક લડાઈઓ થવાથી મેવાડનો ખજાનો ખાલી થઈ ગયો ત્યારે મહારાણા કર્ણસિંહે એક નવોજ રસ્તો કાઢયો, અને તેઓ પોતે પોતાના વિશ્વાસુ સૈનીકો લઈ કોઇને પણ જણાવ્યા વગર પોતે બહાર નીકળી ગયા, અને પાછાં ફરતા સુરત આવ્યા અને લૂંટ ચલાવી ઘણું દ્રવ્ય મેળવ્યું તે તમામ દ્રવ્ય મેવાડની આઝાદીમાં ખર્ચી નાંખ્યું.

શાહજાદા ખુર્ર્મને કર્ણસિંહ પોતાના સગા ભાઈ તરીકે ગણતાં હતા અને કંઇ પણ જુદાઈ રાખતાં ન હતાં, નેતેઓ જ્યાં સુધી છવંત રહ્યા ત્યાં સુધી બંધુત્વ ભાવ કાયમ કર્યો. જ્યારે ખુર્ર્મે મેવાડની ભૂમિ છોડી ત્યારે રાણા કર્ણસિંહ ઘણા જ ઉદાસ થયા હતા કારણ કે તેમની ઈચ્છા ખુર્ર્મને બાદશાહ બનાવવાની હતી અને દિલ્હીના સિંહાસન પર તેને બેસાડી પોતાના હાથેજ રાજ્યાભિષેક કરવો પરંતુ એ આશા ફળીભૂત થઈ નહિં.

પણ બને મિત્રોમાં ઘણોજ ભ્રાતુભાવ વધવા લાગ્યો અને શાહજાદા ખુર્ર્મે કર્ણસિંહને પોતાની પાઘડી[૪૩] આપી હતી. જેથી મહારાણા કર્ણસિંહે તે પાઘડી સંબંધ કાયમ નિભાવવા માટે સ્વીકારી લીધી હતી. મહારાણા કર્ણસિંહ ઘણાં શાણા અને પ્રજાપ્રિય હતા તેમજ તેઓને કાંઈ પણ વ્યસન ન હતુ. તેથી તેઓ સંયમી અને શૂરવીર હતા તેઓ પણ આ ફાની દુનિયાનો સંવત ૧૬૮૪ ના ફાગણ માસમાં ઈ. સ ૧૬૨૮ ના માર્ચ માસમાં સ્વર્ગવાસી થયા. મહારાણા કર્ણસિંહનો જન્મ સંવત ૧૬૪૦ ના શ્રાવણ સુદ ૨ તા ૧ ઓગસ્ટ ૧૫૮૩ માં થયો હતો

### ત્રીભંગી છંદ

નૃપ અમર નિદાનં, ગે સુરથાનં, જાન જહાનં, હાનિ ભઈ
પરિજન દુખહર્નં, ભૂપતિ કર્ન, નીતિ વિતર્ન, પ્રીતી નઈ,
ખુર્ર્મ જુવરાજ, પિતુ ભય ભાજ, છોર સમાજ, છાંહ લઈ.
નૃપ કર્ણ સહાઈ, વ્હે શરણાઈ, દે નિજ ભાઈ, બાંહ દઈ. ૧૯૯

બેગમ બઢિ માનં, નૂરજહાંનં. તાવૃત આનં લેખ ભયો,
ફિર નૃપ ઈરાની, મધુ કટુ બાની, દલ ભડમાની, સાર લયો
જન્નત્ત મકાની, ઉત્તર ઠાની, દુસ્સહ હાનિ માન દયો,
પ્રિય સુત વિપરીતં, સંગરનીતં, જાન અનીતં શાહ નયો, ૨૦૦

રાણાવત ભીમં, સાહસ સીમં દે જુધ નીમં, જુઝ પર્યો,
ફિર ભૂપતિ કર્ણં, ગેશિવ શર્ણં, લોક વિવર્ણ શોક ભર્યો,
અકબર સુત તાસં, કણુ ઈતિહાસં, શ્યામલદાસં, લેખકિયો
નૃપ સાજ્જન, ઈચ્છા, કૃતમલ શિચ્છા, પૂરણ દિચ્છા પૂર હિયો. ૨૦૧

૪૩. રાજપુતોમાં પાઘડીને બંધુભાવ તરીકે ગણવામાં આવે છે. અને તેથી જ એ પાઘડી પૂજ્યભાવથી હજી પણ સાચવી રાખવામાં આવી છે તેવી રીતે પૂજ્યભાવથી આજ પર્યંન્ત 'મહારાણ' ની સમાધિમાં દિપક બાળવામાં આવે છે. કર્નલ ટૉડ આ પાઘડી તથા દિપક નજરે નજર જોએલા છે તેમ તેમના લખવાથી જણાય છે

# પ્રકરણ ૧૨ મું.

## મહારાણા શ્રી જગતસિંહ

મહારાણા જગતસિંહનો રાજ્યાભિષેક સં. ૧૬૮૪ ના ફાગણ માસમાં અને ઈ. સ. ૧૭૨૮ ના માર્ચ માસમાં થયો હતો. અને રાજ્યાભિષેક મહોત્સવ સંવત ૧૬૮૬ ના વૈશાખ સુદ ૫ ના કર્યો હતો મહારાણા અમરસિંહે તમામ રાજ્યકારભાર જગતસિંહને સોંપી દીધો હતો, તેઓના સ્વર્ગવાસ પહેલાં આઠ વરસ ઘણી જ શાન્તિથી પસાર કર્યા હતા. તેઓના મરણ બાદ બાદશાહ જહાંગીર પણ પરલોકવાસી થયો હતો, આ વખતે ખુર્હમ સુરતમાં જ હતો, મહારાણા જગતસિંહના પિતાએ તથા કાકાએ પોતાના પ્રાણ પ્યારા ખુર્હમને જે આસન પર બેસાડવા પોતાના પ્રાણની પરવા પણ કરી ન હતી. તે સિંહાસન આજે સુનું પડ્યું હતું.

જહાંગીરના મરણ બાદ શાહજાદા ખુર્હમનું ભાગ્ય સ્વચ્છ અને પ્રકાશમાન થયું. મહારાણા જગતસિંહે આ સમાચાર પોતાના પરમ પ્રિય મિત્ર શાહજાદા ખુર્હમને પહોંચાડયા, અને બિલકુલ વિલંબ કર્યા વગર પોતાના ભાઇને સૈન્ય લઈ સુરત રવાના કર્યો. શાહજાદા ખુર્હમે તેમના ભાઇ પાસેથી બધા સમાચાર સાંભળ્યા કે તત્કાળ ઉદયપુર જઈ જગતસિંહને મલ્યા. આ વખતે ઉદયપુર જાત જાતના શોભાયમાન દ્રષ્યોથી ઘણું જ સુશોભિત લાગતું હતું. અને તે શોભા જોવા માટે ઘણાં માંડલીક રાજા, મહારાજાઓ આવ્યા હતા. આ વખતે દિલ્હીના સામંતો અને માંડલિક રાજાઓએ શાહજાદા ખુર્હમને 'શાહજહાં' નામથી બોલાવ્યા.

સીસોદીઆ વંશના રાણા તથા સરદારોની દીર્ઘકાળથી વિચારેલી ભાવના અને આશા આજે ફળીભૂત થઈ તેથી ઉદયપુર અનેક જાતની ધામધુમ તથા ઓત્સવોથી ઉજવાઇ રહ્યું હતું. બીજા કોઈ પણ મુસલમાન બાદશાહના રાજ્યાભિષેક વખતે હિન્દુઓએ આવો મહોત્સ ઉજવ્યો હોય તેમ લાગતું નથી.

ધર્માત્મા શાહજહાં થોડો સમય પોતાના પરમ પ્રિય જીગરજાન મિત્રને ત્યાં રહી પોતાના પાટનગરમાં આવ્યો. ત્યાંથી જતી વખતે શાહજહાંએ રાણા જગતસિંહને પાંચ પ્રગણા અર્પણ કર્યાં અને એક મહામૂલ્યવાન મણી ઉપહાર તરીકે આપી ને ભલામણ કરી કે "ચિત્તોડના મહાલયોનો જીર્ણોદ્ધાર કરો."

રાણા જગતસિંહે છવીસ વર્ષ રાજ્ય કર્યું. પણ તેઓશ્રીના રાજ્યમાં અપૂર્ણ શાન્તિ, પ્રેમ, અને સંપત્તિની સરિતાઓ વહેતી હતી. વળી પોતાની

શાહજાદા ખુર્દમને કર્ણસિંહ પોતાના સગા ભાઈ તરીકે ગણતાં હતાં અને કંઈ પણ જુદાઈ રાખતાં ન હતાં, નેતેઓ જ્યાં સુધી જીવંત રહ્યા ત્યાં સુધી બંધુત્વ ભાવ કાયમ કહ્યો જ્યારે ખુર્દમે મેવાડની ભૂમિ છોડી ત્યારે રાણા કર્ણસિંહ ઘણા જ ઉદાસ થયા હતા કારણ કે તેમની ઈચ્છા ખુર્દમને બાદશાહ બનાવવાની હતી અને દિલ્હીના સિંહાસન પર તેને બેસાડી પોતાના હાથેજ રાજ્યાભિષેક કરવો પરંતુ એ આશા ફળીભૂત થઈ નહિં.

પણ બને મિત્રોમાં ઘણોજ ભ્રાતુભાવ વધવા લાગ્યો અને શાહજાદા ખુર્દમે કર્ણસિંહને પોતાની પાઘડી[૪૩] આપી હતી. જેથી મહારાણા કર્ણસિંહે તે પાઘડી સંબંધ કાયમ નિભાવવા માટે સ્વીકારી લીધી હતી. મહારાણા કર્ણસિંહ ઘણાં શાણા અને પ્રજાપ્રિય હતા તેમજ તેઓને કાંઈ પણ વ્યસન ન હતુ. તેથી તેઓ સંયમી અને શૂરવીર હતા. તેઓ પણ આ ફાની દુનિયાનો સંવત ૧૬૮૪ ના ફાગણ માસમાં ઈ. સ ૧૬૨૮ ના માર્ચ માસમાં સ્વર્ગવાસી થયા. મહારાણા કર્ણસિંહનો જન્મ સંવત ૧૬૪૦ ના શ્રાવણ સુદ ૨ તા ૧ ઓગસ્ટ ૧૫૮૩ માં થયો હતો.

### ત્રીભંગી છંદ

નૃપ અમર નિદાનં, ગે સુરથાનં, જાન જહાનં, હાનિ ભઈ
પરિજન દુખહર્નં, ભૂપતિ કર્ને, નીતિ વિતર્ને, પ્રીતી નઈ,
ખુર્દમ જુવરાજ, પિતુ ભય ભાજ, છોર સમાજ, છાંહ લઈ.
નૃપ કર્ણ સહાઈ, વ્હૈ શર્ણાઈ, કે નિજ ભાઈ, બાંહ દઈ. ૧૯૯

બેગમ બઢિ માનં, નૂરજહાંનં. તાવૃત ગાનં લેખ ભયો,
ફિર નૃપ ઈરાની, મધુ કટુ બાની, દલ બડમાની, સાર લયો
જલસ્ત મકાની, ઉત્તર ઢાની, દુસ્સહ હાનિ માન દયો,
પ્રિય સુત વિપરીતં, સંગરનીતં, જાન અનીતં શાહ નયો, ૨૦૦

રાણાવત ભીમં, સાહસ સીમં દૈ જુધ નીમં, જુત્ર પર્યો,
ફિર ભૂપતિ કર્ણં, ગેશિવ શર્ણં, લોક વિવર્ણં શોક ભર્યો,
અકબર સુત તાસં, કાશુ ઈતિહાસં, શ્યામલદાસં, લેખકિયો
નૃપ સજ્જન, ઈચ્છા, કૃતમલ શિચ્છા, પૂરણ હિચ્છા પૂર હિયો. ૨૦૧

૪૩. રાજપુતોમાં પઘડીને બધુભાવ તરીકે ગણવામાં આવે છે. અને તેથી જ એ પાઘડી પૂજાઆજથી હજી પણ સાચવી રાખવામાં આવી છે તેવી રીતે પૂજારાવથી આજ પર્યન્ત 'મહારાજ હ' ની સમાધિમાં દિવસ બાળવામાં આવે છે. કર્નલ ટૉડ આ પાઘડી તેના દિવસ નજરે નજર જોએલા છે તેમ તેમના લખવાથી જણાય છે.

## પ્રકરણ ૧૨ મું.

### મહારાણા શ્રી જગતસિંહ

મહારાણા જગતસિંહનો રાજ્યાભિષેક સં. ૧૬૮૪ ના ફાગણ માસમાં અને ઈ. સ. ૧૭૨૮ ના માર્ચ માસમાં થયો હતો. અને રાજ્યાભિષેક મહોત્સવ સંવત ૧૬૮૬ ના વૈશાખ સુદ ૫ ના કર્યો હતો મહારાણા અમરસિંહે તમામ રાજ્યકારભાર જગતસિંહને સોંપી દીધો હતો, તેઓના સ્વર્ગવાસ પહેલાં આઠ વરસ ઘણી જ શાન્તિથી પસાર કર્યા હતા. તેઓના મરણ બાદ બાદશાહ જહાંગીર પણ પરલોકવાસી થયો હતો, આ વખતે ખુર્રમ સુરતમાં જ હતો, મહારાણા જગતસિંહના પિતાએ તથા કાકાએ પોતાના પ્રાણ પ્યારા ખુર્રમને જે આસન પર બેસાડવા પોતાના પ્રાણની પરવા પણ કરી ન હતી. તે સિંહાસન આજે સુનું પડ્યું હતું.

જહાંગીરના મરણ બાદ શાહજાદા ખુર્રમનું ભાગ્ય સ્વચ્છ અને પ્રકાશમાન થયું. મહારાણા જગતસિંહે આ સમાચાર પોતાના પરમ પ્રિય મિત્ર શાહજાદા ખુર્રમને પહોંચાડ્યા, અને બિલકુલ વિલંબ કર્યા વગર પોતાના ભાઈને સૈન્ય લઈ સુરત રવાના કર્યો. શાહજાદા ખુર્રમે તેમના ભાઈ પાસેથી બધા સમાચાર સાંભળ્યા કે તત્કાળ ઉદયપુર જઈ જગતસિંહને મળ્યા. આ વખતે ઉદયપુર જાત જાતના શોભાયમાન દ્રષ્યોથી ઘણું જ સુશોભિત લાગતું હતું. અને તે શોભા જોવા માટે ઘણાં માંડલીક રાજા, મહારાજાઓ આવ્યા હતા. આ વખતે દિલ્હીના સામંતો અને માંડલિક રાજાઓએ શાહજાદા ખુર્રમને ‘શાહજહાં’ નામથી બોલાવ્યા.

સીસોદીઆ વંશના રાણા તથા સરદારોની દીર્ઘકાળથી વિચારેલી ભાવના અને આશા આજે ફળીભૂત થઈ તેથી ઉદયપુર અનેક જાતની ધામધુમ તથા ઓત્સવોથી ઉજવાઈ રહ્યું હતું. બીજા કોઈ પણ મુસલમાન બાદશાહના રાજ્યાભિષેક વખતે હિન્દુઓએ આવો મહોત્સ ઉજવ્યો હોય તેમ લાગતું નથી.

ધર્માત્મા શાહજહાં થોડા સમય પોતાના પરમ પ્રિય જીગરજાન મિત્રને ત્યાં રહી પોતાના પાટનગરમાં આવ્યો. ત્યાંથી જતી વખતે શાહજહાંએ રાણા જગતસિંહને પાંચ પ્રગણા અર્પણ કર્યાં અને એક મહામૂલ્યવાન મણી ઉપહાર તરીકે આપી ને ભલામણ કરી કે “ચિત્તોડના મહાલયોનો જીર્ણોદ્ધાર કરો.”

રાણા જગતસિંહે છવીસ વર્ષ રાજ્ય કર્યું. પણ તેઓશ્રીના રાજ્યમા અપૂર્વ શાન્તિ, પ્રેમ, અને સંપત્તિની સરિતાઓ વહેતી હતી. વળી પોતાની

રાજ્ય કારકિર્દીમાં કોઈ પણ જાતનું વિઘ્ન ઉત્પન્ન થવા પામ્યું ન હોતું શાણું જીવન સાદુ અને સરળ હોવાથી બીજી પ્રમાદ કોઈ પણ જાતની તેઓશ્રીમાં જોવામાં આવી નથી, પરંતુ તેઓશ્રીના શાસનકાળમાં શિલ્પકળાને ઘણું જ ઉત્તેજન અને નવચેતન રેડવામાં આવ્યું હતું. અને અનેક ઇમારતો ઘણી જ સુશોભિત બનાવવામાં આવી હતી, ઉદયપુરમાં જે મહાલયો (હવેલીઓ) બંધાવી છે તે અદ્યાપી પર્યન્ત એવી ને એવી જ છે

મહારાણાએ પોતાની કાર્યકુશળતા, સુંદરતા, ચપળતાથી જે બાંધકામમાં શોભા વધારી છે તેનું વર્ણન લખતા લેખકની કલમ લાચાર છે એવા કરોડોના ખર્ચો કરી બાંધકામ સુશોભિત બનાવ્યા, તેમની પ્રજા પ્રત્યેની લાગણી જણાઈ આવે છે તેઓ પ્રજા પ્રત્યે સદ્ભાવ અને ન્યાયી શાસન ચલાવતા હતા તેથી અનેક વિપત્તિઓ દૂર નાસતી હતી, અને અટળક લક્ષ્મી ભાગ્યશાળીના ચરણોમાં આવી દાસી તરીકે કામ કરતી હતી મહારાણા જગતસિંહે બંધાવેલી લગ્ન ઇમારતો, જગનિવાસ અને જગમંદિર ઘણાજ જોવાલાયક સ્થાન છે. તે હાલમાં પણ મોજૂદ છે, તેને જોવાથી આપણી આંખોને પણ ઠંડક વળે છે. અને તુરત મુખમાંથી બોલાઈ જવાય છે કે "શું બુદ્ધિ! અને શું ચતુરાઈ કરેલી ઇમારતો ઉભી કરી છે" તે જોતાં ભલભલાના દીલમાં પ્રેમ અને આલ્હાદ આવ્યા સિવાય રહે નહીં તે મકાનોના સ્તંભો, જળાશયો, જળયંત્રો વિગેરે ઘણી જ કાળજીભરી કારીગરીથી બનાવેલા છે કે તેને કયા શબ્દોમાં લખવા તે લેખકની કલમ લખવામાં પણ અટકી જાય છે, કારણ કે તેની સુંદર કારીગરીના લખવા માટે શબ્દો જડતા નથી.

મહારાણા જગતસિંહ ઘણા જ યશસ્વી રાજવી હતા, ભૂતકાળમાં મુસલમાનોની ઘણેલી કઠોરતા તેઓશ્રીએ પોતાના પ્રેમથી સરદારો અને સામંતોના હૃદયમાંથી ભૂસાવી નાંખી હતી. ભૂતકાળમાં જે ઘા[34] લાગેલા હતા તે ઘા પોતાના રાજ્ય વહીવટ અને પ્રજાપાલનના ન્યાયમાં સર્વને રૂઝાવી નાંખ્યા હતા. સ્વયં બાદશાહે પોતાના જીવન ચરિત્રમાં તેમજ ઇંગ્લાંડના દૂત સરટોમસરોએ પોતાના ગ્રન્થોમાં રાણાશ્રીના ગુણોની પ્રશંસા કરી છે.

મહારાણા જગતસિંહ મહેચા રાઠોડ જશવંતસિંહની બેટી જાંબુવતીબાઈના પેટે જન્મ લીધો હતો, નાનપણથી જ એઓની તબીયત ઘણી જ પ્રભાવશાળી હતી. મહારાણા કર્ણસિંહના સ્વર્ગવાસ થયા પછી વિ. સં. ૧૬૮૨ (હિજરી ૧૦૩૪ ઈ. સને ૧૬૨૫) માં ઢુંઢાડના એક નરૂકા નામનો રાજપૂત એમની પાસે

૩૪. ચિત્તોડના ત્રીજી વારના ધ્વંસમાં અકબર બાદશાહે 'મારગુંજ' સિંદૂર'ને ઘરમેળાથી ઉતારી દીધું હતું

રહેતો હતો. તે રાજપૂતની કાંઈ કસૂર થવાથી રાણાએ તેને મારી નંખાવ્યો હતો. તેથી એ રાજપૂતના નાના ભાઈએ પ્રતિજ્ઞા લીધી કે "મારા વડીલબન્ધુના મારનારને જ્યાં સુધી હું મારૂં નહીં ત્યાં સુધી મારે પાઘડી ઉપરથી રૂમાલ છોડવો નહીં." એ પ્રતિજ્ઞા લઈ પોતાના ઘોડા પર સ્વાર થઈ ઉદયપુર આવ્યો. પણ ત્યાં ચારણ ખેમરાજના હાથે તેનું મરણ નીપજ્યું હતું.

જ્યારે જગતસિંહનો જાન એક ચારણે બચાવ્યો છે. તેમ રાણા કર્ણસિંહને માલુમ પડયું ત્યારે તેને ખેરાત તરીકે એક હજાર રૂપીઆ તેજ વખતે વાપરી નાંખ્યાં. પરંતુ ભોપતરામ નામના સરદારે ખેમરાજને શોધી કાઢયો, એને જે હકીકત બની હતી તે સાંભળી અને તેણે છાતીએ દબાવી અનહદ પ્રેમ બતાવ્યો, અને મહારાણા કર્ણસિંહ પાસે લાવ્યો અને કહ્યું કે 'કુંવરના પ્રાણની રક્ષા કરનાર આ વ્યક્તી છે' તેથી રાણા ઘણા ખુશ થઇ ખેમરાજને છાતી સરખો દાબી કહ્યું કે—"મારે ત્રણ પુત્રો છે તેમજ તું મારો ચોથો પુત્ર છે." અને તેનું તમામ ખર્ચ રાજ્ય તરફથી બાંધી આપ્યું. જ્યારે જગતસિંહ ગાદી ઉપર આવ્યા ત્યારે 'શાલીયાણા'ની સત્તર હજારની આવકની જાગીર ખેમરાજને અર્પણ કરી હતી.

જ્યારે મહારાણા જગતસિંહનો રાજ્યાભિષેક થયો. તે વખતે બાદશાહ શાહજહાંએ રાજા બીરનારાયણ, બડગુજર દક્ષિણીની સાથે ગાદીનશીનનો સામાન તથા ટીકો મહારાણા જગતસિંહના માટે મોકલ્યો હતો. જેમાં ખિલયત્ત ખાસા જડાઉ ખણુવા, જડાઉ તલવાર, ઘોડા, સોનેરી સામાનની સાથે, ૧ હાથી ચાંદીના સામાન સાથે, મોકલાવેલું હતું. આવી અનેક જાતની ઘટના નાની મોટી બનતી રહી હતી. પણ વાંચકને કંટાળો ન આવે તે સારૂ અતરે બીજી વાતો લખવામાં આવી નથી પણ મહારાણા જગતસિંહને સંવત. ૧૬૮૬ ના કારતક વદ ૨ ઈ. સ. ૧૬૨૯ તા. ૪ ઓકટોબરના રોજ મેડતીયાની બેટી મહારાણી જનાદેબાઈ મેરતણીના ગર્ભથો કુંવર રાજસિંહનો જન્મ થયો અને ત્યાર પછી એક વર્ષે અરિસિંહનો જન્મ થયો હતો.

મહારાણા જગતસિંહની બેનનું લગ્ન બીકાનેરના મહારાજા કર્ણસિંહની સાથે કરી હતી, અને પોતાની કુંવરી બુન્દીરાવ શત્રુશાળ હાડાને પરણાવી હતી, આ બંને લગ્નમાં રાણાઓએ લાખો રૂપીઆ ખર્ચ્યા હતા.

સંવત ૧૬૯૮-૯૯ (ઇ સ. ૧૬૪૧) માં મહારાણા જગતસિંહની માતા જામ્બુબાઈ દ્વારકાની યાત્રાએ ગયા તે વખતે કુંવર રાજસિંહ સાથે હજારો રાજપૂતો લઈ જવામાં આવ્યા હતા, ત્યાં સોનાની તુલા તથા લાખો રૂપીઆનું દાન આપ્યું હતું ત્યાર પછી ગંગા સ્નાન કરવા ગયા. ત્યાં પણ કુંવર રાજસિંહ અને માતા જામ્બુબાઈ બંને જણાએ સોનાની તુલા કરી લાખો રૂપી-

આની ખેરાત કરી હતી આ ઉપરથી સ્હેજે સમજી શકાય છે કે મહારાણાને ધાર્મીક શ્રદ્ધા કેટલી બધી હતી છેવટે મુસાફરીથી પાછા ફરતા મુસલમાનોની સાથે ઝઘડાવાળા ગામો બાદશાહની હકુમતના હતા તેથી મુસલમાનોની રોક ટોકથી સાધારણ ઝઘડો થયો હતો. અને એ વાત મુસલમાનોએ બાદશાહના કાન સુધી પહોંચાડી. તેથી બાદશાહ નારાજ થયો અને વિચાર કર્યો કે રાણા જગતસિંહને પોતાની તાકાત બતાવવી જોઇએ તેથી રાજપુતોના તમામ રાજપુત ભાઈ ગયા. જ્યારે જગતસિંહને વ્હેમ પડયો કે જરૂર બાદશાહ શિકારના બહાને અતરે આવી મેવાડ પર ચઢાઇ કરશે તેથી પોતે પોતાના કુવર રાજસિંહને બાદશાહ પાસે દરબારમા અજમેર મોકલ્યો. રાજસિંહને જોઈને બાદશાહ ખુશી થયો, અને રજસિંહે એક હાથી નજર કર્યો, બાદશાહે પણ કદર કરી તેને શીરપેચ જડાઉ તલવાર, ઘોડા, એક અપુ સોનાનો સામાન આપ્યો. શાહજહા બાદશાહની ઓલાદ નીચે મુજબ હતી.

(૧) મોટો શાહજાદો મુહમદ દારા શિકો હતો સ ૧૬૭૨ ના ચૈત્ર સુદ ૧ ને રવીવારના જન્મ થયો હતો

(૨) શાહજાદો મહમદ શુજાઅનો બહાદુર સ ૧૬૭૩ ના શ્રાવણ વદ ૪ ના જન્મ થયો હતો

(૩) શાહજાદી રોશનરાય બેગમનો સ ૧૬૭૪ ના ભાદરવા સુદ ૪ ના જન્મ થયો હતો.

(૪) શાહજાદો મહમદ ઓરંગઝેબ બહાદુરનો સં ૧૬૭૫ ના માગશર વદ ૧ ના જન્મ થયો હતો

(૫) શાહજાદો ઉમેદબક્ષનો સ ૧૬૭૬ ના માગશર સુદ ૧૩ ના જન્મ થયો હતો.

(૬) શાહજાદા મુરાદબક્ષનો સં ૧૧૮૧ ના કારતક વદ ૧૧ ના જન્મ થયો હતો

(૭) શાહજાદા લુતફુલ્લાહનો સ ૧૬૮૩ ના કારતક સુદ ૧૫ ના જન્મ થયો હતો

(૮) શાહજાદા દોલ્લત અફ્જા સ ૧૬૮૫ ના વૈશાખ સુદ ૫ ના જન્મ થયો હતો

આ પ્રમાણે કુલ ૧૬ ઓલાદ હતા. જ્યારે શાહજહા બિમાર પડયો ત્યારે ચાર શાહજાદા જીવતા હતા અને ઓરંગઝેબ ગાદીનશીન થયો ત્યારે પોતાના બે ભાઇને કત્લ કરી મારી નાખ્યા હતા અને ત્રીજો શાહજાદો નાસી ગયો હતો પણ તે ત્યા મરણ પામ્યો

આ પ્રમાણે રાણા જગતસિંહે છવીસ વરસ રાજ્ય ભોગવ્યુ તેમા પોતે પ્રજાની આબાદી તથા રાજ્ય વહીવટ ઘણો જ કુશળ રીતે ચલાવ્યો હતો. આખરે મહારાણા જગતસિંહ આ ફાની દુનિઆનો ત્યાગ કરી પરલોક સીધાવ્યા પુર આત્મા ! તેઓશ્રીના આત્માને સદા શાન્તિ બક્ષો ?

## પ્રકરણ ૧૮ મું

## મહારાણા શ્રી રાજસિંહ

મહારાણા રાજસિંહનો રાજ્યાભિષેક સંવત ૧૭૦૯ના કારતક વદ ૪ તા. ૨૨ ઓકટોબર ૧૬૫૨ ના રોજ થયો હતો, અને તેનો મહોત્સવ સં. ૧૭૦૯ ના ફાગણ વદ ૨ તા. ૧૪ ફેબ્રુઆરી ૧૬૫૩ ના રોજ ઉજવવામાં આવ્યો હતો.

રાણા રાજસિંહ ગાદી ઉપર આવ્યા પછી પહેલું કામ ચિત્તોડના કિલ્લાનું ઉપાડયું. અને તે કામ ઘણું જ મજબુત અને સંગીન કરાવવામાં પોતેજ ધ્યાન આપતા હતા. આ વખતે મુસલમાનોએ હિંદુઓનાં મંદિરો તથા ગૌમાતાઓનો નાશ કરવા માંડયો.

વળી આજ વર્ષમાં બીકાનેરના રાજા કર્ણસિંહના કુંવર અનોપસિંહની સાથે પોતાની બહેનનો વિવાહ કર્યો, એ સિવાય બીજી ઇકોતેર કન્યાઓને પણ (તેમના ભાઈ બેટાઓને) એમના સાથવાળા રાજપુતોને પરણાવી હતી. જ્યારે મેવાડમાં તોફાન શરૂ થયું ત્યારે ફોજ વધારવા માટે વિ. સં. ૧૭૧૧ ના આસો સુદ ૪ તા. ૧૬ ઓકટોબર ૧૬૫૪ ના રોજ આગ્રાથી શાહજહાં 'ખ્વાજહમુઇતદીન' અજમેર તરફ રવાના થયો. અને મોલવી સાદુલ્લાખાં વજીરને ત્રીસ હજારની ફોજ સાથે ચિત્તોડ પર મોકલ્યો. તે કારતક વદ ૧૨ તા ૮ નવેમ્બરના અજમેર પહોંચ્યો અને સાગર પર મુકામ લીધો, આ વખતે મહારાણા રાજસિંહ મોતમદ શાહજાદા દારાશીકોહ વિગેરે આગ્રામાં બાદશાહની પાસે હાજર થઈ ગયા, બાદશાહે મુનશી ચંદ્રભાણ (બ્રાહ્મણ) તે મહારાણા રાજસિંહને સમજાવવા ઉદયપુર તરફ રસ્તામાંથી મોકલ્યો. કારણ કે વધારે તોફાન મહારાણા ન કરાવે. સાદુલ્લાખાં પણ કારતક વદ ૧૨ તા. ૮ નવેમ્બર ના રોજ ચિત્તોડમાં પહોંચી ગયા. ચારે તરફ નજર નાખી જોતાં ચિત્તોડનો કિલ્લો ખાલી દેખાયો.

મહારાણા રાજસિંહને ચિત્તોડ પર લડાઈ કરવી ઠીક ન લાગવાથી બધા માણસોને પાછા બોલાવી લીધાં. તથા સારી પ્રજા, બાળ-બચ્ચા સાથે અને સરસામાન સાથે પહાડમાં ચાલ્યા જવા માટે સં. ૧૭૧૧ કારતક વદ ૮ તા. ૪ નવેમ્બર ૧૬૫૪ ના રોજ હુકમ કર્યો તે વખતે મુનશી ચંદ્રભાણ પણ ઉદયપુર પહોંચી ગયો હતો. આ વખતે રાજસિંહે તેનું સ્વાગત કર્યું હતું. વળી સાદુલ્લખાંએ ચિત્તોડનો કિલ્લો તોડવો શરૂ કર્યો.

મહારાણા રાજસિંહે ચંદ્રભાણ ઉદયપુર આવ્યા પહેલાં સુલેહના પોગાણ વજીર સાદુલ્લખાંની પાસે મધુસુદન ભટ તથા રાયસિંહ ઝાલાને મોકલી આપ્યા.

તો પણ વજીરનો ગુસ્સો શાન્તિમય ન બન્યો તેથી મધુસુદને કહ્યુ કે દિલ્હી તથા ઉદયપુરનો સબધ મિત્ર ચગી જેવો છે માટે જરા શાત થવ જેથી તો વજીરનો ગુસ્સો વધ્યો અને બોલ્યા કે " શુ ઉદયપુરને દિલ્હીના બીજા નબર નો દરજ્જો મળવો ? અ ( હકીકત—રાજસમુદ્રની પ્રશસ્તિમા છઠ્ઠા સર્ગના અગીઆરમા શ્લોકથી માંડી છવીસ શ્લોક સુધી લખેલી છે )

આ પ્રમાણે વજીર સાથે ઘણી જ ઝપાઝપી ચાલી વજીરે કહ્યુ કે ઉદયપુરનો મુકાબલો દિલ્હીની સાથે શી રીતે થઈ શકે કારણ કે ઉદયપુર પાસે છવીસ હજાર સ્વાર છે ત્યારે દિલ્હી શાહ પાસે એક લાખ સ્વાર છે આ વાતથી વજીરની સાથે મેળ બેસતો આવ્યો નહી પણ ચદ્રભાણુ મુનશી સાથે શાહજાહ દ્વારા શિકોહ અને પોતાના દિવાન અબદુલ કરીમ શેખને મહારાણાના પાટવી કુવર સુલ્તાનસિહને તેડવા માટે મોકલ્યો. મહારાણાએ ઘણી જ નરમાશથી પોતાના સરદારો સાથે કુવરને બાદશાહ પાસે મોકલ્યો. આ વખતે કુવરની ઉંમર ફક્ત પાચ—છ વર્ષની હતી

મુનશી ચદ્રભાણ તથા દિવાન શેખ અબદુલ કરીમની સાથે કુવર સુલ્તાનસિહ માલપુર સ ૧૭૧૧ ના મા ગશર વદ ૭ ના રોજ બાદશાહ શાહજહા પાસે પહોંચી ગયા મહારાણાએ કુવરનું નામ ચોક્કસ કરેલુ નહી હોવાથી બાદશાહે તેનું નામ સુહાગસિહ પાડયુ અને મોતીના શિરપોચ વિગેરે ઘણી જ કિમતી વસ્તુઓ ભેટ આપી વળી સાથેના સરદારોને પણ કિમતી અસબાબ આપી આનદ દર્શાવ્યો,

બીજે દિવસે વજીર સાદુલ્લા બાદશાહની હજુરમા હાજર થયે, બાદશાહે કુવરને ઉદયપુર જવા માટે હુકમ કર્યો કુવર ઉદયપુર આવ્યા તે વખતે પણ મહારાણાશ્રીએ ચુપકીદી ધારણ કરી હતી મહારાણાએ જાણ્યુ કે ચિત્તોડને ઘણુ નુકશાન થવાથી વેરાન જેવો થઈ ગયો છે અને પ્રજા પણ બહુ દુખી થઈ છે તેથી મહારાણાને ઘણું જ લાગી આવ્યું જેથી લડાઈ કરવા માટે મોટી ફોજ એકઠી કરવા નક્કી કર્યું

મહારાણાએ ફોજ તૈયાર કરી સ ૧૭૧૪ ના આસો સુદ ૧૦ તા. ૧૮ ઓક્ટોબર ૧૬૫૭ ના દશેરાના પૂજન પછી ટીકા વિગેરેની રકમ પુરી કરવા વસુલ લેવા બાદશાહના મુલકને લુટવાની તૈયારી કરી અને કારતક માસમા ઉદયપુરથી કુચ કરી ચિત્તોડની તળેટીમા આવી માળવાના લોકોને લેવા ક્યા સ ૧૭૧૫ ના વૈશાખ સુદ ૧૦ ને દિવસે ચિત્તોડથી કૂચ કરી ખૈરવાડ, માડલપુર, વિગેરેમા જ્યા જ્યા બાદશાહના થાણા હતા ત્યા ત્યા છાપો મારી લૂંટ ચલાવી જેથી કેટલાક નાસી ગયા કેટલાક માર્યા ગયા જે આમાન હતો તે સ માન

મહારાણાની ફોજે કબજો કર્યો. જમીનદારો પાસેથી બાવીસ હજાર રૂપીઆ દંડના લીધા.

શાહપુરીના અધિકારી સુજાનસિંહ મહારાણાના કાકા થતા હતા, તેમણે વજીર સાદુલ્લાખાંને સહાયતા આપી હતી, તે વાત ધ્યાનમાં લઈ મહારાણાએ શાહપુરમાં લડાઈ કરી અને બાવીશ હજાર રૂપીઆ દન્ડ લીધો. આ પ્રમાણે મહારાણાએ ' સાવર, જહાજપુર; કેકડી વિગેરે સ્થળેથી દંડ લેતાં લેતાં માલપુરમાં આવ્યા, આ વખતે અહીંની પ્રજા ઘણી સુખી હતી તેથી ત્યાંજ મુકામ રાખી શહેરમાં લૂંટ ચલાવીને એક કરોડ રૂપીઆનો માલ હાથ પર લીધો. વળી હોડાના રાજા રાયસિંહ પણ વજીર સાદુલ્લાખાંની સાથે મળેલો હોવાથી રાણાએ પોતાના વજીર કાયસ્થ ફતેમંદજીને ત્રણ હજાર સ્વાર લઈ હોડા તરફ મોકલ્યો, અને રાજા રાયસિંહ પાસેથી સાઠ હજાર રૂપીઆના જામીન લઈ ઇલાકાને બચાવ્યો. આ બધી હકીકત બાદશાહના સાંભળવામાં આવી—કાને પડી, તેથી તે ઘણો નારાજ થયો.

શાહજહાંના ચાર બેટા આપસ આપસમાં ઝઘડો કરવા લાગ્યા, આ ચિંતાથી બાદશાહ ઘણો બેચેન રહેતો હતો. ઔરંગઝેબે રાણા રાજસિંહ ઉપર એક ચિઠ્ઠી લખી જણાવ્યું કે " મારી સાથે મિત્રતા કરો અને મને તમારો મદદગાર બનાવો " રાજસિંહ તો બંને બાજુનો તમાસો જોવા ઇચ્છા રાખતા હતા. તેઓ પોતાની તાકાત ઘટાડવા માગતા ન હોતા. મહારાણા રાજસિંહ ગાદી નશીન થયા. ત્યારથીજ શાહજહાંની સાથે કલેશ હતો.

માંડળગઢ તથા બેદનોરના પરગણા પર મહારાણા રાજસિંહે સં. ૧૭૧૫ ના જેઠ માસમાં કબજો કર્યો; દારાથી લડાઈ જીત્યા પછી શાહજાંને કેદ કર્યો, અને આલમગીરના પ્રગણા સિવાય ડુંગરપુર, વાંસવાડા, ગઆસપુર, બસાવર વિગેરેને રાણા રાજસિંહે ફરમાન મોકલી આપ્યા. પણ તે ફરમાન ડુંગરપુરના રાવલ ગોરધનદાસ, વાંસવાડાવાળા રાવલ સમરસિંહ, દેવીઓના રાવત્ હરિસિંહ એ બાદશાહી ફરમાન નાકબુલ કર્યા તેથી મહારાણાએ સંવત ૧૭૧૬ના વૈશાખ વદ ૯ મંગરવાર તા ૧૬ એપ્રીલ ૧૬૫૯ ના રોજ પ્રધાન ફત્તેમંદ ની સાથે પાંચ હજાર ફોજ મોકલી.

વાંસવાડાવાળાએ યુદ્ધ કર્યું પણ તે ફાવ્યો નહીં. તેથી તાબેદારી કબુલ કરી ફોજ ખરચના એક લાખ રૂપીઆ અને એક હાથી તથા એક હાથણી નજર કરી. પ્રધાન ફતેમંદ થોડા દિવસ વાંસવાડામાં રહી રાવલ સમરસિંહને લઈ ઉદયપુર આવ્યા. ત્યાર પછી પ્રધાન ફત્તેમંદજીએ ફોજ લઈદેવલીઓ પર ચડાઇ કરી તે વખતે રાવત્ હરિસિંહ દિલ્હી નાસી ગયો. અને પ્રધાન ફત્તેમંદે તેનું

રાજ્ય બરબાદ કરી નાખ્યું રાવત્ હરિસિંહની મા પોતાના પુત્ર પ્રતાપસિંહને લઈને ફતેમદની સાથે ઉદયપુર આવી અને પાચ હજાર રૂપીઆ તથા એક હાથણી મહારાણાને નજર કરી.

આવી અનેક ઘટનાઓ મહારાણા રાજસિંહના વખતમા બની ગઈ છે અને પોતે પોતાનું ગૌરવશાળી જીવન સહાસિકતાથી દીપાવ્યું પરંતુ જ્યારે ભાવીની પ્રબળતા વધતી જાય છે ત્યારે દરેક વસ્તુઓમા યશ-કીર્તિ સાથેજ મળે છે તેવી રીતે રાણા રાજસિંહની કીર્તિ આજે હિન્દના દરેક પ્રદેશોમા પ્રસરી રહી હતી. જ્યારે બાદશાહના બધે પુત્રોમા અંદર અંદર કલેશ-કંકાસ થવા લાગ્યો ત્યારે ચારે પુત્રોએ મહારાણાની સહાયતા માગી હતી. પરંતુ મહારાણાએ કેવળ દારાનોજ પક્ષ કર્યો હતો. કારણ કે દારા સૌથી મોટો પુત્ર હતો અને અસલથી જે પ્રણાલીમ ચાલુ હોય તેજ પ્રણાલીકામા રાણા રાજસિંહ પોતનો સહકાર આપવાના વિચારનો હતો આ પ્રમાણે રાણાનું અનુકરણ કરી રાજસ્થાનના બીજા રાજાઓ પણ દારાના પક્ષમા આવી ગયા ઓરંગઝેબ બધાનો કટ્ટો શત્રુ હતો કારણ કે ખરાબ મુહૂર્તમા ઓરંગઝેબ સામે ખડગ ધારણ કર્યું હતું તેથી દારાને સિંહાસન આપવાની અભિલાષા સફળ થઈ નહી ઓરંગઝેબે પોતાના બાહુબળથી દારાનો ઉદ્યોગ બધી રીતે નિષ્ફળ બનાવ્યો અને દારા સુજા અને મુરાદ ત્રણે ભાઈઓનો પરાજય કર્યો.

ફત્તેહબાદના યુદ્ધમા ઓરંગઝેબને વિજય લક્ષ્મી વરી હતી તેનો સૌભાગ્યનો માર્ગ શરૂ થઈ ગયો. જે ટોકો તેના વિરૂદ્ધ હતા તેને પોતે પોતના ખડ ત્વરી સાફ કરી પોતાનો રસ્તો સરળ બનાવ્યો. તેણે પોતાના પિતા, ભ્રાતા અને પુત્ર સુદ્ધાને પણ દૂર કરવા સારૂ ક્યાસ રાખી નહોતી ભયંકર રાજ્યના લોભમા વશ થઇ પિશાચીક વૃત્તિ ધારણ કરી હતી. તેને ખબર ન હતી ? કે ‘ ભવીષ્યમા ક્ષણભંગુર દેહનો નાશ થશે ! મોગલ રાજ્યની ભવિષ્યમા શું સ્થિતી થશે ? તેવો ખ્યાલ પણ પોતે લાવ્યો નથી. આવી ભયંકર પરિસ્થિતીનો ખ્યાલ લાવતા હિંમત કંપારી છૂટે છે અને તેની શયતાનિયત ભરેલી વર્તણુકથી આકાશના કીરસ્તાએ પણ ચમકી જાય છે આવી ઘોર અને ઘાતકી પ્રવૃત્તિથીજ મોગલ શહેનશાહના પાયા કમજોર કરવા શરૂ પોતે કુહાડીનો હાથો બન્યો હતો પોતાના ઉછેર કરેલા વૃક્ષનો નાશ કરવાનો આ જ શાહ વિચાર તેના હૃદયમા કોણ જાણે કયાંથી ઉદ્ભવ્યો હશે ? રાજ્યલોભ અને સત્તા શું નથી કરી શકતા !

જ્યારે શાહ અકબરે પોતાની પાછળની જીંદગીમાં આખા હિન્દનો પ્રેમ સંપાદન કરી મોગલ સામ્રાજ્યના પાયા મજબૂત કર્યા હતા તેનું શિક્ષણ લઈ ચતુર જહાંગીરે પણ મોગલ શહેનશાહના પાયા મજબૂત કર્યા હતા. અને

તેના જ પુત્ર શાહજહાંએ પણ પૂર્વજોના પગલે ચાલી પોતાના ધર્મ અને કર્તવ્ય પરાયણતાથી રાજ્યનિતી ઘણીજ પ્રશંસનીય બનાવી હતી. ત્યારે આ એકજ એવો પુરૂષ પેદા થયો કે તેણે પોતાના પૂર્વજોના તમામ સંસ્કારો દફન કરી પોતે કૂટીલ રાજ્યનિતી અખત્યાર કરી હતી, વળી પોતાના ભાઇનો નાશ કરી સત્તાના લોભમાં જુલમ વર્તાવા લાગ્યો. એવો એકજ ઔરંઝેબ હતો જેને પોતાના પિતા શાહજહાંને કેદ કર્યા હતાં.

આ પ્રમાણે ઓરંગઝેબે પોતાના રસ્તામાં જે કંટક સમા જણાય તેઓ બધાને દૂર કર્યા હતા અને પોતે જુલ્મનિતિ ગ્રહણ કરી હતી. હિન્દુઓના પ્રચંડ વૈરી હોય તો તે શાહ ઓરંગઝેબ એકજ હતો ઓરંગઝેબનો જન્મ 'તાતારી' નામની સ્રીથી થયો હતો, તેથીજ તેના હૃદયમાં તાતારી લોહી વહેતું હતું, વળી તે કોઇ પણ રાજપુત ને માન આપતો ન હતો. તેથી તો રાજાઓ પણ તેને કોઈ જાતની સહાયતા આપતા ન હોતા. ઓરંગઝેબ સારી રીતે સમજતો હતો કે 'મારી ભૂલના લીધેજ રાજ્યમાં ભયંકર વિદ્રોહ—અગ્નિ પ્રજળી રહ્યો છે, અને મને કોઈ સહાયતા આપતું નથી.'

આ વખતે હિન્દુઓ (ક્ષત્રિયો) શુરવીર સાહસીક હતા અને રાજ્યદરબારમાં મશહુર હતા, જો ઓરંગઝેબ સલાહ—સંપથી રાજ્ય કારભાર ચલાવતો હોતતો મોગલોનું અધઃપતન થાત નહીં, પણ "વિનાશ કાળે વિપરિત બુદ્ધિ."

આ સમયે હિન્દુઓનું રક્ષણ કરવા અને વૈરી ઓરંગઝેબના પંજામાંથી મૂક્ત કરવા 'શિવાજી' મહારાજ ઉત્પન થયા અને અત્યંત પ્રભાવ પાડયો, અને માત્ર થોડાજ સમયમાં પોતાના અપૂર્વ શુરાતનથી બાદશાહને તેના દુષ્ટ અત્યાચારનો બદલો આપ્યો.

ઓરંગઝેબને જગતના કોઈપણ મનુષ્ય ઉપર વિશ્વાસ હતોજ નહીં. ઔરંગઝેબના પાપો સંભાળતા આપણું હૃદય કંપી ઉઠે છે. વળી તેણે એવો ઢંઢેરો પીટાવ્યો કે "તમામ હિન્દુઓને મુસલમાન થવુંજ પડશે, જે લોકો મારી આજ્ઞાનો અનાદર કરશે તેઓને બળાત્કારે મુસલમાન કરવામાં આવશે" આવી રીતે ઢંઢેરા પીટાવી આનંદ માન્યો. કે હવે હું હિન્દુઓના કલંકમાંથી મૂક્ત થઈશ અને મારા જાતી ભાઈઓ મારા પર પસન્ન થશે એમ વિચાર લાવી આનંદ માનવા લાગ્યો.

આ મહાભયંકર દુઃખદાયક રાજઆજ્ઞા સાંભળી સમસ્ત મોગલ રાજ્યમાં હાહાકાર વર્તી રહ્યો, આવા હુકમથી હિન્દુઓની નાસભાગ થવા લાગી, આશ્રયહીન મનુષ્યો બિચારા પોતાને જ્યાં ઠીક લાગે ત્યાં નાસી ગયા, અને મોગલ રાજ્ય છોડી શીઘ્રતાથી દક્ષિણ તરફ જતા રહ્યા, ઘણા ખરા હિન્દુઓ પોતાના

હાથેજ સ્ત્રી-પુત્રોને મારી પોતે પણ કટારી ખાઈ સદાને માટે સૂઈ ગયા-મરણને શરણ થયા

છપ્પો.

ઝુલ્મી ઓરંગઝેબ, જુલ્મ તો અતિશય કરતો,
હતો મહા શયતાન, દયા નહીં દીલમાં ધરતો,
હિન્દુઓ પર વેર, કીધા ભવનું એ લેતો,
ધરતો નહીં જરી રહેમ, ખુદાથી જરી ન ડરતો,
ઘાત કરતો, ભાઈનો, કેદ પિતાને કરે,
કહે યોગી નહીં બાદશાહ એ સાપ કહેવાતો ખરે ૨૦૨

હિન્દુઓમાં હાહાકાર વર્તિ રહ્યો, ' ધણીવગરના ઢોર સુંના ' એ કહેવત મુજબ ચારે બાજુ સ્થિતિ થઈ રહી હતી કોઈ કોઈનું છેજ નહીં. આવી કઢંગી સ્થિતિ હિન્દુઓની થઇ ગઈ, હિંદુઓની માન-મર્યાદા લુંટાવા માંડી, સ્ત્રીઓના શિયળ લુંટાવા માંડયા, આવા અનેક અત્યાચાર ઝુલ્મી ઓરંગઝેબના રાજ્યમાં થવા માંડયા, આ હકીકત લખતાં લખતાં કલમ પણ થરથરે છે. લેખકને તેના માટે કયા શબ્દો વાપરવા તે પણ જડતા નથી, આવા પાપીની હકીકત જેટલી લખીએ તેટલી ઓછી જ છે.

કુલકંલક ઓરંગઝેબના ત્રાસથી મોગલ શહેરો ઉજ્જડ થઈ ગયાં, ગામ ડાઓ સ્મશાન બની ગયાં, બજારો સુનાપડી ગયાં, વેપારીઓ પોતાનો જાન-માલ લઈ નાસી ગયા.

એક જમાનામાં મોગલ રાજ્ય સોનાનું શિખર અને ન્યાય પરાયણ કહેવાતું હતું. તે મોગલ રાજ્ય આજે મહાભયંકર અને અત્યાચારી ઓરંગઝેબની કુટીલ રાજ્યનીતિથી અધઃપતન ગણાવા લાગ્યું જ્યારે પાપી આટલા જુલમથી સંતોષ ન પામ્યો, અને જ્યારે ખજાનામાંથી પૈસા ખુટવા લાગ્યા ત્યારે હિન્દુઓ ઉપર જજીઆવેરો નાંખવા વિચાર કર્યો. આ ભયંકર અત્યાચારે સારા ભારત વર્ષમાં હાહાકાર વરતાવ્યો. સમગ્ર હિન્દુ રાજાઓ ખળભળી ઉઠયા, આવા અત્યાચારથી ઓરંગઝેબને પણ શાન્તિ થઈ નહીં. પોતે સુખે નિંદ્રા લઈ શકતો ન હતો, વળી સ્વપ્નામાં પણ પોતાના પાપના દેખાવો નજરે પડતા હતા, જેથી તે ચમકી જતો હતો અને બોલતો હતો કે ' જ્યાં જોઉં છું ત્યાં દાન વો જ જણાય છે ” પાપી પિશાચ ને નર્કમાં પણ શાન્તિ મળતી નથી વ્હાલા વાંચકો ? આપણે બહુ ઉંડા ઉતરી ગયા, અસ્તુ, હવે આપણે રાણા રાજસિંહના શાસનમાં પ્રવેશ કરીશું.

મારવાડના રાઠોડકુળની અનેક શાખાઓ થઈ હતી. તેમાં કેટલાક પોતાના પ્રાચીન રાજ્યને છોડી રૂપનગરમાં આવી વસ્યા હતા. જે વખતે ઔરંગઝેબને માથે ભારતનો મુગટ મૂકવામાં આવ્યો, તે વખતે રૂપનગરના માંડલીક રાજાના મહેલમાં પ્રભાવતી નામની કન્યા દીનપ્રતિદીન શશીકળાની માફક વિકાશ પામતી હતી. થોડા જ સમયમાં પ્રભાવતીના સ્વરૂપની હકીકત પાપી ઔરંગઝેબના જાણવામાં આવી. તેથી તેણે પોતે માંડલીક રાજા પાસે પ્રભાવતીનું માગુ કર્યું, અને પોતે બે હજાર ઘોડેસ્વાર રૂપનગર મોકલ્યા હતા. કારણ કે પોતે સમ્રાટ હતો. વળી તેને આશા હતી કે જરૂર તે મારૂ માગુ સ્વીકારશે જ.

બરાબર વખતસર બે હજાર ઘોડેસ્વારો રૂપનગર આવી પહોંચ્યા. અને તેના હુતે આવી પ્રભાવતીના માગા માટે પાદશાહનો સંપૂર્ણ સંદેશો સંભળાવ્યો આથી માંડલીક રાજા હતાશ થઈ ગયો. અને કોઈ પણ જાતનાં નિશ્ચય ઉપર આવી શક્યો નહી. આખરે માંડલીક રાજાને નિરાશા જ દેખાઇ. કોઈ જગાએ પ્રભાવતીના રક્ષણ માટે સહાયતા મળી શકે તેવી સ્થિતિ જણાઈ નહિં. તેથી માંડલીક રાજા બેચેન ચિંતાતુર બની ગયા કારણ કે બાદશાહ સાથે યુદ્ધમાં ઉતરી શકે તેમ હતું જ નહિં. રાઠોડો ઉપર મીંટ માંડી તો જણાયું કે રાઠોડો તેના પગારદાર છે. કારણ કે પોતાની જ કન્યા. કેશરબા ને ઔરંગઝેબ સાથે પરણાવી હતી. તેથી તેઓ સહાય આપી શકે તેમ નથી. મ્લેચ્છોના રાજ્યમાં સતીનું રક્ષણ થવું મુશ્કેલ છે. છતાં પણ “બહુરત્ના વસુંધરા” “શેરના માથે સવાશેર હોય જ.”

આખરે નવિન વિચાર આવતાં તેને કાનમાં કોઇએ કહ્યું કે તમારૂ રક્ષણ મેવાડના મહારાણાશ્રી રાજસિંહ જરૂર કરશે. આ વાક્ય પ્રભાવતીએ પણ સાંભળ્યું. તેથી તેનું વ્યાંકુળ મન શાંત થયું. અને તરતજ મહારાણાશ્રીનો આશરો લેવા નિશ્ચય કર્યો. તેને વિશ્વાસ હતો કે અવશ્ય મહારાણાશ્રી મારૂં રક્ષણ કરશે જ. આવા દૃઢ નિશ્ચયથી પ્રભાવતીએ પૂરોહિતની સાથે રાણાં ઉપર એક પત્ર લખી મોકલાવ્યો. તે પત્ર વાંચવાની ઈચ્છા વહાલા વાંચકવર્ગને થતી હશે જ ? અસ્તુ અત્રે તે લખવામાં આવે છે:—

## પ્રભાવતીએ મહારાણાશ્રી રાજસિંહ ઉપર લખેલો પત્ર.

### લાવણી

પત્ર લખું છું પ્રેમ ધરીને, વિચારી લેજો રાણા,
સીસોદીઆમાં શિરોમણીને, ગુણ ગંભીરે છો શાણા. ૨૦૩
આપ ચર્ણની હું છું દાસી, રક્ષા તો મારી કરજો,
ક્ષત્રિયાણીની ઈજ્જત રાણા, પ્રાણાન્તે પણ સાચવજો. ૨૦૪

શું ગજબ ગુજરી અબળા કેરી, સહચારી થઈને રહેશે !
શુરવીર રાણા મેવાડ કેરા, શું અત્યાચાર જોઈ રહેશે ! ૨૦૫
મેં તો સર્વસ્વ મારૂં, આપ ચરણોમાં સોંપ્યું છે,
રક્ષણ કરજો આ દાસીનું, દીલ મારૂં સમર્પ્યું છે. ૨૦૬
ઓરંગઝેબનો જુલ્મ રાણા, ક્યાં સુધી જોયા કરશો,
સૂર્યવંશીનું સૂર્ય સમ તેજ, શાહને ક્યારે બતાવશો. ૨૦૭
નહિ આવો તો કહું છું રાણા, પ્રાણ ત્યાગ પ્રભા કરશે,
સ્ત્રી હત્યાનું પાપ રાણાજી, આપના શીરે મુકશે. ૨૦૮
મેં તો ધાર્યા સ્વામી તમને, મનથકી વરીચૂકી છું હું,
પ્રાણપતિ છો મારા રાણા, આથી વધારે લખું જ શું. ૨૦૯
સ્ત્રીઓ કેરી રક્ષા માટે, આજ કોઈ શુરવીર નથી,
જ્યાં જોઉં ત્યાં છે ગુલામો, શુરવીરતા જોતી જ નથી. ૨૧૦
શું પવિત્ર રાજપુત કન્યા આજે, મ્લેચ્છ તણી દાસી બનશે,
તેથી શું ક્ષત્રિયો કેરી, રાણાશ્રી શોભા વધશે ! ૨૧૧
બાપ્પા રાવલની કીર્તિ ઉજ્જવલ, કરવા રક્ષા કરશો સહી,
આપ ચરણોમાં સર્વસ્વ સોંપ્યું, દેવ તણી સાક્ષીએ રહી. ૨૧૨
કહે પ્રભાવતી રાણાશ્રીને, સતી તણું રક્ષણ કરજો,
પાપી મ્લેચ્છને શિક્ષા આપી, હિંદુઓનાં દુઃખ હરજો. ૨૧૩

ઉપર મુજબ પત્ર લખી પુરોહિત સાથે મોકલ્યો, જ્યારે મહારાણાશ્રી દરબાર ભરી બેઠા હતા તે વખતે પુરોહિત તે પત્ર લઈ રાજદરબારમાં દાખલ થાય છે અને રાણાને પત્ર આપે છે રાણાએ તે પત્ર દરબારમાં વંચી સંભળાવ્યો પણ વાંચતાં વાંચતાં શુરવીર રાજસિંહ સિંહાસન પરથી ઉભા થઇ ગયા. અને ત્રાડ પાડી બોલ્યા કે હવે ઓરંગઝેબનો જુલમ સહન થઈ શકતો નથી. માટે આપણે તેને યોગ્ય શિક્ષા કરવી જ જોઈએ. મહારાણા પણ લડાઈ કરવા માટે બહાનું શોધતા હતા. તો તે લડાઈનું બહાનું તેમને આપોઆપ મળી આવ્યું. જેથી નિશ્ચય કર્યો કે પ્રભાવતીને પ્રાણના ભોગે પણ બચાવવી, અને પછી સર્વે સરદારોને પૂછ્યું ત્યારે સર્વે સરદારોએ એકી અવાજે બોલ્યા કે આપ નામદારે જે કહ્યું તે સત્ય છે માટે આપણે લડાઈ કરવી જોઈએ. તેથી જરા પણ વિલંબ કર્યા વગર મોગલો વિરૂદ્ધ ખડગ ધારણ કર્યું.

જે કલંક મેવાડ ઉપર યવનોના જુલ્મથી પોતાના પૂર્વજોને લાગ્યું હતું તે કલંકને આજે જડમૂળથી ધોઈ નાખવા મહારાણા રાજસિંહ રણગર્જના કરી તૈયાર થયા અને બાપ્પા રાવલની વિજય પતાકા ફરકાવવા રણયુદ્ધમાં જવા ને

તૈયાર થયા. અસ્ત્ર શસ્ત્રોના ઝણકારથી મેવાડભૂમિમાં આજે ચેતન જણાવા લાગ્યું પ્રભાવતીનું રક્ષણ કરવું એ આપણો ધર્મ છે, એમ સમજી રાણાશ્રીની સાથે સૈનિકોએ કુચ કરવા માંડી.

જ્યારે રૂપનગર[૪૫] આવી પહોંચ્યા. ત્યારે મહારાણા રાજસિંહ આ વિસ્તૃત પ્રદેશને ઓળંગી પ્રચંડ પરાક્રમ સહિત ઓરંગઝેબની સેનાપર તુટી પડયા. આ દારૂણ યુદ્ધ ઘણો લાંબો વખત સુધી ચાલ્યું. મહારાણાનું પ્રચંડ શુરાતન મોગલો સહન ન કરી શકયા. જેથી શાહ ઓરંગઝેબનો સંપૂર્ણ પરાજય થયો. અને તેમના કેટલાક સૈનીકોએ પોતાના પ્રાણનાં બલિદાન આપ્યાં. અને કેટલાક પોતાના પ્રાણ બચાવવા નાસી છુટયા હતા. આ પ્રમાણે બે હજાર મોગલ સેનાનો પરાજય થયો હતો.

મહારાણાના આ પરાક્રમથી પદ્મણી જેવી ગુણીયલ, સુશીલ, રત્નસમી પ્રભાવતીની પ્રાપ્તી થઈ. આ વખતે પોતે મોગલોની સાથે યુદ્ધમાં વિજય પામ્યા તેથી અનેક હિંન્દુ રાજાઓ રાણાશ્રીની પ્રશંશા કરવા લાગ્યા. અને કહેવા લાગ્યા કે મહારાણાશ્રી પ્રતાપના વંશજ રાણા રાજસિંહ જરૂર મેવાડનો ઉદ્ધાર કરશે, અને બાપ્પા રાવલની ઉજ્જવલ કીર્તિનો ધ્વજ ફરકાવશે. રાણાનો વિજય થયો. તેથી પ્રભાવતી સાથે તેમનું લગ્ન કરવામાં આવ્યું અને પોતે પ્રભાવતીને લઈ પાછા ઉદયપુર આવ્યા.

મહારાણા રાજસિંહના ચરિત્રમાં એક ચુડાવત સરદારની હાડીરાણીની હકીકત ઘણીજ વિચારવા અને જાણવા જેવી હોવાથી વાંચકવર્ગ માટે અત્રે અહી લખવામાં આવે છે. જ્યારે ચૂડાવત પરણીને આવ્યા પછી હજી હાથેથી મીંઢળ પણ છુટયા નથી. ત્યારે ચૂડાવતની ઉંમર વર્ષ ૧૭–૧૮ ની હતી. અને હાડીરાણીની ઉંમર પણ ૧૭–૧૮ વર્ષની જ હતી. એ દંપતીની જોડી જાણે રામ સીતા સમી શોભતી હતી. તેવા વખતમાં જ પ્રભાવતીનું રક્ષણ કરવા સારૂ રાણા રાજસિંહ તૈયાર થયા હતા. અને બાદશાહના લશ્કરને રોકવા સારૂ ચૂડાવતને જવાનું હતું. અને આ ઘોર સંગ્રામમાં તેમની નિમણુંક એક શૂરવીર યોદ્ધાને શોભે તેવી હતી. આથી તે સરદાર હાડીરાણીની આજ્ઞા લેવા ગયો.

દેવી! આવતી કાલ બાદશાહની સામે મારે યુદ્ધમાં જવાનું છે. પીઠ ન બતાવી પાછા આવવાની મારી ઇચ્છા છે. માટે કદાચ મારૂ મૃત્યુ થાય તો તમે તમારો ધર્મ ચુકશો નહિં, એવું ચૂડાવત સરદાર બોલ્યા.

નાથ! જ્યારે તમે વિજય પ્રાપ્ત કરીને આવશો, ત્યારે તમને મારા બાહુ પાસમાં જકડી વિજયમાળ પહેરાવીશ. કદાચ સંગ્રામમાં સ્વર્ગવાસ થશો તો

૪૫. આ નગર અરવલ્લીની શેલમાળાની તળેટીમાં આવેલું છે.

તમારી પાછળ ઘણાજ આનદથી સતી થઇશ નાથ! ક્ષત્રિયાણીની રક્ષા કરવી તે તો ક્ષત્રિયનો સાચો ધર્મ છે, માટે તેમા જરાપણ વિલબ ન કરો હાડી રાણીએ સરદારને કહ્યુ

તમારા લગ્ન હજુ હમણાજ થયા છે હજી લગ્નના મીઢળ પણ છુટ્યા નથી તેથી તમારા વિચારમા હુ વ્યાકુળ અને પરવશ બન્યો છુ તેથી જ કહુ છુ કે તમે તમારો ધર્મ ચૂકશો નહિ વળી જ્યારથી તમારૂ મુખારવિંદ જોયુ છે ત્યારથી મારૂ મન તમારા માટે વિહ્વળ બન્યુ છે, ચુડાવતે કહ્યુ

નાથ! આપ આવુ શુ બોલો છો? સતિ કોઈ દિવસ પ્રાણની પરવા પણ કરતી નથી. કદાચ સમુદ્ર મર્યાદા મુકે! સૂર્ય પશ્ચિમમાં ઉગે! પણ સતિ તો પોતાના કર્તવ્યમા જરાપણ આચ ઉણપ આવવા દેતી નથી! નાથ! આપ ખુશીથી પધારો! વિજય પ્રાપ્ત કરી વહેલા પાછા આવો અને આપની આ દાસીને આપના ચર્ણોની સેવા કરવા ભાગ્યશાળી બનાવો! હાડી રાણી બોલી

તમે તમારો ધર્મ ચુકશો નહિ, રણસગ્રામની સર્વ સામગ્રી લઈ જતા, જતા સરદાર ચુડાવતે કહ્યુ

નાથ! આપ નિશ્ચિત રહેજો તમારા નામને કદાપી એબ આવવા દઈશ નહી વળી તમારી પાછળ સતી થઈશ, હવે આપ ખુશીથી જાવ અને વિજય માળા પહેરી પાછા વળો, હાડીરાણીએ કહ્યુ

આથી ચુડાવત ગયો પણ થોડે દૂર ગયા પછી પોતાના નોકરની સાથે સદેશો મોકલાવ્યો ને કહ્યુ કે જે જવાબ આપે તે લેતો આવજે જેથી નોકર તુરતજ ઘેર પાછો ફર્યો અને ચુડાવતને ઘેર આવી કહેવા લાગ્યો કે તમે તમારો ધર્મ ચુકશો નહી આ શબ્દો હાડીરાણીએ સાભળ્યા કે તરત જ બહાર આવી જોયુ તો નોકર જણાયો તેથી તેને શુ જવાબ આપવો તેના વિચારમા પડી મારા સ્વામિને મારા પ્રત્યે મોહ ઉત્પન્ન થયો છે જરૂર તે પરાજય પામીને ઘેર આવશે અને પોતાના નામ પર એબ લગાડશે, કારણ કે, પોતે પોતાનો જીવ લડાઈમા રાખી શકશે નહિ એમ વિચાર કરી કહ્યુ કે —

ઉભો રહે, હુ જે આપુ તે તારા સ્વામીને અર્પણ કરજે અને તુ કહેજે કે સતિએ તો તેની ફરજ બજાવી છે પણ તમે તમારી ફરજ અદા કરજો આ પ્રમાણે કહી તલવાર મ્યાનમાથી એકદમ કાઢી પોતાનુ માથુ ધડથી જુદુ એકદમ કરી આપ્યુ

આ માથું જોઈ ચૂડાવતને આનંદ થયો અને તેના ચોટલાને ગાંઠ બાંધી પોતાના ગળામાં હારની માફક પહેરી લીધું. જાણે શીવની રૂદ્રમાળા ધારણ કરી ન હોય ધન્ય છે, હાડી રાણીને !

વાંચકવર્ગ ! જરા ખ્યાલ કરશો કે હિન્દુસ્તાનની રમણીઓએ પોતાનું શિયળ-સ્વમાન પ્રાણના ભોગે સાચવી ઈતિહાસને શોભાવ્યો છે. ધન્ય છે ! એ વિરાંગનાને !

ચૂડાવત્ પચીસ હજાર સ્વારની સાથે બાદશાહ ઔરંગઝેબનો રસ્તો રોકી હાથીની માફક દ્રઢ ઉભો રહ્યો, કોઈની તાકાત ન હતી કે તેની સામે કોઈ જોઈ પણ શકે. જ્યારે ચૂડાવત્ લડતો લડતો બાદશાહનાં હાથી સુધી પહોંચ્યો ત્યારે બાદશાહ ગભરાયો. ચૂડાવત્ તરત બાદશાહની છાતી તરફ ભાલો રાખી બોલ્યો " પ્રતિજ્ઞા લ્યો, કોઈ ક્ષત્રિયની બેન-બેટી પર કુદ્રષ્ટી કરવી નહિ, અને દસ વર્ષ સુધી ઉદયપુર ઉપર આક્રમણ કરવું નહિ જેથી બાદશાહે કુરાનના સોગન ખાઈ ચૂડાવત્ના વચનો સ્વીકાર્યા. આ વખતે ચૂડાવતને એટલા બધા ઘા વાગ્યા હતા કે પોતે અશ્વ ઉપર સાવધાન રહી શકયા નહોતા, જેથી તેઓ પ્રસન્ન વદને સ્વર્ગે સીધાવ્યા. આ દિવસ ચૈત્ર સુદ ૧૫ નો હતો.

ચૂડાવત્ પોતાનું કાર્ય પુરું કરી રહ્યા કે તરતજ મરણને શરણ થયા. તેમજ રાજપૂતો પણ પચીસ હજારમાંથી ફક્ત પાંચ હજારજ બચવા પામ્યા હતા. આ વખતે રાજસ્થાનોમાં બીજા અવનવા બનાવો ઘણા બની ગયા હતા, પણ ઐતિહાસિક પૂરાવાઓ બરાબર ન મળી શકવાથી અત્રે લખવામાં આવેલ નથી.

આ બધી ઘટનાઓમાં હિન્દુઓના ફક્ત બેજ હિન્દુ રાજા બાદશાહના પગારદાર હતા. જોધપુર અને જેપુરના રાજા જયસિંહ તથા મારવાડના રાજા જશવંતસિંહ હતા આખરે આ બંને રાજાઓને ગુપ્ત રીતે ઝેર આપીને પાપી ઔરંગઝેબે મારી નંખાવ્યા હતા. આ બંને રાજાઓને પોતાના પાપનું પ્રાયશ્ચિત મળ્યું. પોતાના જાતિ ભાઈઓ સાથે દ્રોહ કર્યો, તેનું પરિણામ પણ તેવુંજ આવ્યું, તેનુ અકાળે મૃત્યુ થયું અને ઈતિહાસમાં તેમના માટે કંલકીત જીંદગી લખાણી.

આખરે પાપી ઔરંગઝેબ આટલેથી જ સંતુષ્ટ પામ્યો નહિં અને મારવાડના જશવંતસિંહના પુત્ર અજીતને મારી નાંખવાની પેરવી કરવા માંડયો, આ સમાચાર મળતાં રાજ્યમાતાને મહાન ચિંતા થવા લાગી અને કોઈ પણ હિસાબે કુમાર અજીતને બચાવવોજ જોઇએ. તેથી તેને મહારાણા રાજસિંહનો આશરો લેવા નક્કી કર્યું.

આખરે મહારાણા પાસે મારવાડની રાજ્યમાતાએ દૂતો મોકલ્યા અને પોતના પર આવી પડેલી આફતની હકીકત જણાવી જેથી મહારાણાએ આશ્વાસન આપી કહ્યુ કે "મારવાડના રાજકુમારની રક્ષા મારા પ્રાણના ભોગે પણ કરીશ" કુમારની માતાને આ સમાચાર મળતાજ કુમારને સાથે બે હજાર સ્વારો સહિત ઉદયપુર જવા નીકળ્યા રસ્તામાં મોગલોની સાથે યુદ્ધમા રાઠોડોને ઉતરવુ પડ્યુ, તેથી રાજકુમાર અજીત પોતાના અંગરક્ષકોને લઈ સીધા ઉદયપુર પહોંચી ગયા આથી રાણાશ્રીએ તેઓનું સ્વાગત કર્યું અને તેમના નિર્વાહ માટે 'કેલવા' નુ રાજ્ય અર્પણ કર્યું ધન્ય છે! રાણાશ્રીને

આવી રીતે ઔરંગઝેબની બધી પ્રપચજાળો મહારાણાએ ઉંધી વાળી હતી તેથી તે મહારાણા ઉપર બહુ ક્રોધાયમાન રહેતો હતો, અને ઘણું મોટુ લશ્કર લઈ મેવાડ ઉપર આક્રમણ કરવા આવ્યો. આ વખતે મહારાણા રાજસિંહ પાસે એક 'જૈન' સાહસીક અને ચતુર માણસ દિવાનપદે હતો, તે મહા વિચક્ષણ અને કૌશલ્યવાળો હતો તેની સલાહથી મેવાડની તમામ પ્રજાને પહાડમા લઈ ગયો અને આખુ મેવાડ સ્મશાન જેવું બનાવી દીધું તે દિવાનનું નામ વાચકવર્ગ જાણવા ઇંતેજારી રાખતા હશેજ તેનું નામ વીર દયાળશાહ[૪૬] હતુ અને તે જૈન હતો.

---

૪૬ રાણા રાજસિંહનો ઇતિહાસ વાચતાં મને એક અચબો થયા સિવાય રહેતો નથી. રાણા રાજસિંહના વખતમાં એક જૈન બીરાદર દયાળશાહે રાણાજીની તેમજ સમસ્ત મેવાડની શરવીરતાથી તથા બુદ્ધિથી સેવા બજાવી અને મેવાડને ગૌરવવતુ બનાવ્યુ અને મારા ઇતિહાસના અનુભવ મુજબ વીર દયાળ એક સાહસીક અને નિડર હતો પોતે ધેકાના ખાસદારની જગાએથી મહામત્રી સુધી પહોંચ્યો હતા તેની રોમાચક હકીકત નો 'વીર વિનોદ' ગ્રથમાં શ્રી નાનુ ગૌરીશકર ઓઝાએ ખુલાસો કેમ નહીં કર્યો હોય તે સમજાતુ નથી સધારણ માણસને જેમ ચિતરવામા આવે તેવી ભાષામા સાધારણ હકીકત લખી પોતાના આત્મને સતોષ માન્યો છે પરતુ મનુષ્ય માત્રના ગુણનું પૂજન તો હમેશા વિદ્વાનોના હૈયે વસવુ જોઈએ અને તે ગુણોના પૂજારી તરીકે તેમના ગુણની મહત્તાપર પ્રકાશ પાડી 'વીર દયાળ' ની બાબતમા ન્યાય આપવો જોઈતો હતો વીર દયાળ એક શ્રીમત કુટુબનો નબીરો હતો સાહસીક અને વીર હતો પોતાના પિતાની તમામ મિલ્કત ત્યાગ કરી ચાવી નીકળેલ નવયુવાન ઉદયપુરમાં આવી પુરોહિતને ઘેર ઘોડાગમા નોકરી રહ્યો આવી પરિસ્થિતીમાં જેને પોતાનું જીવન મેવાડ ખાતર ફના કર્યું વળી તે જીવનની ઉદારતા હજી મેવાડના તક્તા ઉપર ડબોકી સ્ટેશન સામે 'દયાળ કિલ્લો' મોજુદ છે કદાચ જૈન તરીકે શ્રી યુત ઓઝાને પસંદ ન હોય તે સ્વભાવિક છે? આ બાબતમાં હુ વધુ ચર્ચા કરવા માગતો નથી પરતુ જ્યારે ઇતિહાસનુ ખુન થતુ હોય અને સાચી હકીકતને બીલકુલ ન્યાય ન મળતો હોય ત્યારે માણસને

બાદશાહની ફોજ સામે ઘણા રાજાઓ મહારાણાની સાથે રહી સહાય આપવા લાગ્યા. જેથી ઘણું જ દારૂણ યુદ્ધ થયું. આખરે રાણાશ્રી, કુંવર જયસિંહ, સરદાર ભીમસિંહ અને વીર મંત્રી દયાળદાસ યુદ્ધના મોખરા પર રહી મોગલોને ઘાસની માફક વાઢવા માંડયા. તેથી શાહ ગભરાયો, અને પોતાનો જીવ બચાવવા ઉપાય શોધવા લાગ્યો, આખરે દેવરીમાં છાવણી નાંખી પડેલો બાદશાહ પોતે પોતાનું થોડું લશ્કર લઈ નાશી છૂટયો. શૂરવીર મેવાડીઓની જીત થઈ. અને બાદશાહ ઔરંગઝેબનું ભયંકર અપમાન થયું. તેથી લડાઈનો સરંજામ. દ્રવ્ય ઘોડા વિગેરે મહારાણાએ લઈ લીધું.

આવી રીતે મહારાણાશ્રીને અનેક વાર સાવધાન રહેવું પડતું હતું. જ્યારે શાહે હિંન્દુઓ પર જજીઆ વેરો નાંખ્યો, ત્યારે રાણા રાજસિંહે શાહને ઘણો જ વિવેક ભર્યો પત્ર પોતાના સહમંત્રી દયાળદાસ પાસે લખાવી મોકલ્યો હતો. પણ :તેની બાદશાહે દાદ આપી નહિં, છેવટે જ્યારે શાહ ઔરંગઝેબના જુલ્મથી સારો દેશ કંટાળ્યો ત્યારે શાહજાદા અકબરને બાદશાહ બનાવવો અને ઔરંગઝેબને પદભ્રષ્ટ કરવો. એમ મહારાણાએ ગુપ્ત રીતે માણસ મોકલી અકબરને સમજાવ્યો તેથી અકબર પોતે રાજ્યાશન લેવા તૈયાર થયો. તે વખતે જોષીને બોલાવવામાં આવ્યો. તેણે મુહુર્ત જોઈ આપ્યું. અને તે મુહુર્ત પ્રમાણે બધી તૈયારી થઇ ફક્ત સિંહાસન ઉપર બેસવાનું બાકી રહ્યું હતું. તે વખતે કપટમૂર્તિ જ્યોતિષીએ બધી વાત ઔરંગઝેબને કરી. જેથી અકબરની કરેલી મહેનત વ્યર્થ ગઈ. તેથી તે પિતાના ત્રાસથી નિશ્ચિત રહી શકયો નહી. અને પોતાની અભિલાષા પૂર્ણ થઈ શકી નહી. આવા અનેક કારણથી થોડા વખત માળવામાં રહ્યો. કારણ કે પોતાના પિતાનો દુષ્ટ સ્વભાવ તે સારી રીતે જાણતો હતો. તેથી કોઇ જગ્યાએ શાંન્તિ મળી નહી. છેવટે તે એક ઈંગ્લાંડના વહાણમાં બેસી ફ્રાન્સ ચાલ્યો ગયો. આ પ્રમાંણે ઔરંગઝેબના જુલ્મની જેટલી હકીકત લખીએ તેટલી ઓછી જ છે. તેની હકીકતના પાનાનાં પાનાં ભરાય તેમ છે. અસ્તુ.

---

પોતાના સ્વમાનની કિંમત હોવી જોઈએ. વીર દયાળની મેવાડ પ્રત્યે ધગશ તેના પત્નિ પાટમદેની વીરતા રાજસમુદ્ર બનાવવા માટે રાણીશ્રીને બતાવેલો પ્રજા કલ્યાણનો રસ્તો. દુષ્કાળના વખતમાં જૈનાચાર્ય આનન્દસૂરીશ્વર મહારાજના ઉપદેશથી બંધાવેલો દયાળ કિલ્લો અને ભવ્ય જૈન મંદિર જેમાં લગભગ એંસીલાખ રૂપીઆ ખરચાયા છે.' આવા વીર પુરૂષનાં માટે કંઈ પણ હકીકત વીર વિનોદ માં રાજસિંહ મહારાણાના પ્રકરણમાં શ્રીયુત ઓઝા તરફથી લખવામાં આવી નથી, તેથી મારા વાંચક વર્ગ માટે આ વસ્તુ લખવાની મારી ફરજ સમજુ છું. જૈન સમાજે રાજ્ય માટે દેશ માટે અને પ્રજા માટે જ્યારે તનમન અને ધનનો ઉપયોગ કરવામાં જરા પણ કંજુસાઈ કરી નથી. છતાં આજે સાંકડા વિચારવાળા વિદ્વાનો ધર્મની ભાવનામાં પણ બીજા માણસની મહત્તા વધી જાય તે ઠીક લાગતું નથી. તો ભવિષ્યમાં બીજા વિદ્વાનોને આવી ભૂલ નહીં કરે, અને સાચી હકીકતનો વાજબી જ જવાબ દરેક વિદ્વાન લેખક આપશે એજ વિનંતી છે.

ઔરંગઝેબે કપટવિદ્યા રચી અને મહારાણાની સાથે સંધિ કરવા વાતચીત કરી. આ બાજુ પોતે લશ્કરની તૈયારી કરવા લાગ્યો. મહારાણા તરફથી પણ મહારાણાના કાકા શુરસિંહ અને નરહર ભટે સંધી કરી. પરંતુ દુઃખની વાત તો એ છે કે સંધી પત્રમાં જજીયા વેરા માટે કોઈ પણ જાતનો ઉલ્લેખ નથી, તેમજ નામ પણ સંધી પત્રમાં આવ્યું નથી. કેવળ એટલું જ લખવામાં આવ્યું હતું કે રાણા રાજસિંહને ચિત્તોડનો પ્રદેશ પાછો આપી દેવો, આ કાર્ય રાણા રાજસિંહના ઉત્તરાધિકારી જયસિંહ રાણાના વખતમાં બનેલું હતું. તેથી તેનો ઉલ્લેખ કરવો ઉચીત નથી. આ પ્રમાણે રાણા રાજસિંહે ક્ષત્રિય શિરોમણી તરીકે જ પોતે પોતાનું જીવન ગાળવા લાગ્યા અને હિન્દૂઓની સેવા અથાગ કરી વળી ઝુલ્મી ઔરંગઝબ જેવા બાદશાહને અનેક વખત યુદ્ધમાં હરાવીને પાછો કાઢયો હતો. આવી અનેક શુરવીરતાભરી જીંદગી ગુજારતા તેઓશ્રી આ સંસારનો સદાને માટે ત્યાગ કરી ચાલ્યા ગયા.

રાણા રાજસિંહનું શરીર અતિશય ઘાથી જખમી બન્યું હતું. અને શરીર બગડવા લાગ્યું. સંવત ૧૭૩૭ ઇ સ ૧૬૮૧ ની સાલમાં આ ભયંકર રોગની પીડામાંથી સદાને માટે મૂક્ત થઈ પોતાના પૂર્વજોને મળવા વીચરી ગયા.

મહારાણાશ્રી પોતે ધાર્મીક વિચારવાળા હતા તેમજ તેમના મહામંત્રી વીર દયાળશાહ પણ બુદ્ધિશાળી હતા તેથી જ તે તેમની સલાહને માન આપતા હતા અને દરેક ધર્મ કરતાં તેમને "જૈન ધર્મ" પર અડગ શ્રદ્ધા હતી

મહારાણા રાજસિંહને કવિઓ પ્રત્યે કેટલું માન હતું તે નિચે વાંચવાથી સમજી શકાશે પોતે કવિતા બનાવી જાણતા હતા તેમની કવિતા બનાવવાની શક્તિ કેટલી હતી તે નિચેના છપ્પાથી સમજી શકાશે નિચે લખવામાં આવેલો છપ્પો રાજસમુદ્ર ના તળાવની પાળ ઉપર અથવા મહેલના ગોખની પૂર્વ દિશા તરફ મુકવામાં આવેલ છે જે હાલ પણ મૌજુદ છે પરંતુ તે ઝાંખા અક્ષરે વાંચી શકાતો નથી

### દોહરો

કહાં રામ કહાં લખણ, નામ રહીયાં રામાયણ,
કહાં કૃષ્ણ બલદેવ, પ્રગટ ભાગોત પૂરાયણ,
વાલ્મીક સુક વ્યાસ, કથા કવિતા ન કરંતા,
કુણ સરૂપ સેવતા, ધ્યાન મન કવણ ધરંતા,
જગ અમર નામ ચાહો જીકે, સુણો સજીવન આખરાં,
રાજસિં કહે જગ રાણરો, પૂજે પાંવ કવિ સરા. ૨૧૪

મહારાણા રાજસિંહ જો થોડો વખત વધારે જીવ્યા હોત તો મેવાડની શોભામાં ઘણી જ વૃદ્ધિ કરત, મહારાણાએ પોતાની કારકીર્દિમાં દક્ષિણ દિશા તરફ એક નગર વસાવ્યું છે. અને તેનું નામ રાજનગર પાડ્યું છે. પોતે નવો કિલ્લો મજબુત કરાવ્યો છે. વળી પૂર્વોક્ત વંદના ઉપલા ભાગમાં શ્રી કૃષ્ણજીનું મંદિર બનાવ્યું છે. તેની કારીગરી અજોડ છે, અને તે મંદિરના મધ્ય ભાગમાં એક શિલાલેખ છે. જેમાં સ્પષ્ટ અક્ષરે તેમાં પ્રતિષ્ટા કરનારનું નામ લખવામાં આવ્યું છે. મંદિર બાંધવામાં અને તેની પ્રતિષ્ટા કરવામાં મહારાણાએ ૯૮ લાખ રૂપીઆ ખર્ચ્યા હતા. તેમના સામંતો અને સરદારોએ આ કાર્યમાં જ ઘણી મદદ આપી હતી.

જ્યારે મેવાડમાં ચારે તરફ દુષ્કાળ પડચો અને લોકો અન્ન, પાણી માટે ટળવળતા હતા ત્યારે અસંખ્ય પ્રજાને સહાયતા આપવા જૈન મંત્રી **દયાળશાહની** સલાહથી રાજસમુદ્ર બંધાવવાનું કામ શરૂ કર્યું હતું. પ્રજાને દુષ્કાળના દુઃખથી મૂક્ત કરવા નક્કી કર્યું. ધન્ય છે ? મહારાણાશ્રીની ઉદારતાને ? પ્રજા તરફની પ્રેમ ધગશને !

મહારાણા રાજસિંહ સિંહાસન ઉપર બેઠા અને સાત વર્ષ પછી અથવા સંવત ૧૭૧૭માં મેવાડ ઉપર દુષ્કાળનું આક્રમણ થયું હતું. આવું આક્રમણ અગાઉ કદિ પણ થયેલું નહીં. જ્યારે અનાજની મોઘવારી ઘણી જ હતી. ત્યારે રાણાશ્રીએ અનાજના કોઠારો પ્રજા માટે ખુલ્લા મુકયા હતા. અને રાજસમુદ્રનું કામ ચાલુ કરી, પ્રજાને બચાવી લીધી હતી. આ પ્રમાણે સરોવરનું કાર્ય સાત વર્ષે પુરૂ થયું હતું. આ સરોવરતી શરૂઆત સં. **૧૭૧૭** ના પોષ સુદ ૮ના રોજ કરવામાં આવી હતી.

આ ભયંકર દુષ્કાળની હકીકત આપણે વીર દયાળના પ્રકરણમાં વાંચીશું, ત્યારે તેનો ખ્યાલ આવશે. મહારાણાએ પ્રજાનો અથાગ પ્રેમ અને ચાહના મેળવી હતી.

છપ્પો

હિન્દુઓના પર, જુલ્મ તો અધિક કરતો,
જુલ્મી ઔરંગઝેબ, દયા નહીં દીલમાં ધરતો,
કરી પિતાને કેદ, બંન્ધુની કતલજ કરતો,
લીધું ત્યાં તો રાજ્ય, મુગટ શીર પર ધરતો,
હિન્દુઓને વટલાવવા, બાકી જેણે રાખી નથી,
કહે ભોગી એના જેવો, કોઈ પાપી પાકયો નથી. ૨૧૫

### છપ્પો

હિન્દુઓની નાશ ભાગ, તો દેશમાથી થાતી,
જ્યાં જૂઓ ત્યાં જુલ્મ તણી ઝડીઓ તો ઝરતી,
જુલ્મ તણી કોઈ દાદ, નહિં સાંભળતું કાને,
પાપી ઓરંગઝેબ પડયો છે, આજે મેદાને,
હિન્દુઓની જડ ઉખેડવા નિશ્ચય કરતો,
કહે ભોગી ત્યાં માઈનો પૂત કોઈતો આવી મળતો ૨૧૬

### છપ્પો

જજીઆ વેરો નાખી જુલ્મની અવધિ કીધી,
થયો હાહાકાર દેશ છતાં ન સુઝી બુદ્ધિ,
હિન્દુ ન,સી જાય બિચારા જીવ લઈને,
ફફડે આખો દેશ શાહના જુલ્મ જોઈને,
છેવટ રાણા રાજસિંહ પડકાર શાહને આપતો,
કહે ભોગી ધન્ય રાણાને હિન્દુને બચાવતો ૨૧૭



## પ્રકરણ ૧૪ મું

## વીર કેશરી દયાળશા

જૈનોમાં જે શૂરવીરતા,, સાહસીકતા અને વ્હેવાર કુશળતા હોય છે તે બીજામાં ઘણીજ ઓછી હોય છે. જૈનોએ તો એવી બહાદુરી બતાવેલી છે કે જેના નામો આજે ઇતિહાસના પાના પર સૂવર્ણાક્ષરે શોભી રહ્યા છે, જે જૈનો પરાયા દુઃખોમાં દુઃખી થઇ પોતાની ફરજ બજાવવા જરા પણ પાછી પાની કરતા ન હતા. તેમાંના વીર દયાળશાહ પણ એક હતા. તેઓએ દેશની, રાજ્યની, અને ધર્મની મુશ્કેલીના વખતમાં જે સેવાઓ બજાવી છે તે પ્રસંશાને પાત્ર છે. વાંચકવર્ગ આગળ દયાળશાહની કેટલીક જાણવા જેવી હકીકત નીચે લખું છું જેથી વાંચકવર્ગને જાણવાનું અને સમજવાનું મળશે.

મારવાડ દેશના નાના ગામડામાં 'રાજાજી કરોને' એક ગૃહસ્થ રહેતા હતા તેઓને 'રયણદે' નામની પત્નિ હતી અને દયાળ નામનો એક પુત્ર હતો. તેમના કુંટુંબની સમાપ્તિ આટલેથી થાય છે. રાજાજી ઘણા વ્યવહાર કુશળ અને પ્રતિષ્ઠિત પુરૂષ હતા, વળી તેઓ પૈસે ટકે પણ સુખી હતા, નિરાભિમાની હતા, અનેક સદ્‌ગુણો તેઓશ્રીના જીવનમાં શોભતા હતા, તેમજ તેમના ધર્મપત્નિ રયણદે પણ સુશીલ, શાણા અને કર્તવ્યપરાયણ હતા. રાજાજીએ સાધારણ વહેપાર કરી લાખોની દોલત એકઠી કરી હતી તેમજ ઇજ્જત, આબરૂ અને વ્હેવાર એટલો બધો સારો હતો કે દરેક ગામના, જ્ઞાતના; રાજ્યના અને પંચના દરેક કાર્યમાં તેઓની સલાહ લેવાતી હતી.

વીર દયાળશાહનો સ્વભાવ ક્ષત્રિયને શોભે તેવો હતો, કારણ કે તેનો આશય વ્હેપારનો હતો જ નહીં. પણ યુદ્ધમાં લડવું, સાહસીકતા બતાવવી, નિર્માલ્ય જીવન ન જીવવું—ઘોડેસ્વાર થવું, તલવાર, ભાલા, તીર કામઠા વિગેરેની રમત કરવી, અને એક શુરવીર યોદ્ધાને શોભે તેવી રીતે વર્તવું એજ પ્રિય હતું. તેનું શરીર–શકિત અગાધ હતા. તેનામાં નામ તેવાજ ગુણ હતા, તેનું નામ દયાળ હતું તેવો જ તે દયાનો સાગર હતો, પારકાના દુઃખે દુઃખી થઇ તે કામ કરી છૂટતો હતો.

એક દિવસ તેના પિતાએ વિચાર કર્યો કે દયાળ હવે મોટો થયો છે વ્હેપારમાં મુકી મારા માથેથી ઉપાધી ઓછી કરૂં જેથી મને શાન્તિ થાય આમ વિચાર કરી દયાળને કહ્યું કે " ભાઇ રખડવાનું મુકી દઇ હવે વ્હેપારમાં જોડાઇ

જાય તો સારૂ " રાજાજીનો સ્વભાવ ગરમ હતો, તેઓ જે વાત કરતા તે વાતને પુરી કર્યા વગર કદી મૂકતા નહોતા તેમજ તેમનો સ્વભાવ હઠવાદી-જક્કી હતો.

" પિતાજી ! મારો વિચાર વ્હેપાર કરવાનો નથી, મારે તો એક એવું કામ કરવું છે કે દુનિઆમા જીવ્યાની કઇક કિંમત થાય. " દયાળે ખુબ વિચાર કરી ચોકખા શબ્દોમા જવાબ આપ્યો

આ સાભળી રાજાજી એકદમ ગરમ થઈ ગયા અને બોલ્યા કે તુ વહેપાર કરવા ના પાડે છે તો શું તારે ભીખ માગવી છે ? તારી ઉમર પુરા વીસ વરસની થઈ છતા તને કાંઈ કરવુ સુઝતુ નથી તો શું હજામત કરીશ ? જો તારે મારા કહ્યામાં રહેવુ હોય તો હું કહું તેમ કરવું પડશે, નહીતો તારી ધ્યાન પહોચે તેમ કર, સમજ્યો ?

પિતાજી આપ નાહક ગુસ્સે થાવ છો, એવું તો મે શું અઘટીત કાર્ય કર્યુ છે કે આપ મારા ઉપર આટલા બધા ગુસ્સે થાવ છો ? હું તો હજી પણ કહું છું કે મારાથી આ નિર્માલ્ય ધંધો નહી બને, મારા કાંડામા તાકાત હશે તો હુ ગમે ત્યાથી મારૂ ગુજરાન થાય તેટલું મેળવી લઈશ. માટે આપ ક્રોધ કરશો નહી દયાળે નિડરતાથી પણ નમ્રપણે જવાબ આપ્યો

શું તારે મારૂ કહ્યુ જ માનવુ નથી ? તો મારો આ છેલ્લો જવાબ સાભળી લે, જો તારે વહેપારમા ચિત લગાડવું હોય અને આ બધી નાગાઈ છોડી દેવી હોય તો ખુશીથી આ માલ મિ કત અને વૈભવ બધુય તારૂ જ છે અને જો તારે તારા મનસ્વીપણાથી જ ચાલવુ હોય તો તુ તારૂ સુઝતુ કરી લે અને મારૂ મકાન છોડી ચાલ્યો જા રાજાજી ગુસ્સામા બોલ્યા.

જેવી પિતાની આજ્ઞા. દયાળ પોતાના માતા-પિતાને પગે લાગી-નમસ્કાર કરી પોતાના ભાગ્ય ઉપર જીવવાના નિશ્ચયથી ઘર ત્યાગ કરી નીકળી ગયો. આ વખતે રયણુદેની ન ખમાથી અશ્રુધારા વહેવા લાગી, પણ દયાળ એવો બધો મક્કમ વિચારનો હતો કે એક વખત બોલ્યા પછી તેને પુરેપુરૂ બજાવી લેવું અને જે બોલવુ તે બહુ વિચારીને બોલવુ, જેથી પોતાના વિચાર આગળ દુનીઆના દેવો આવે તો પણ તે ફેરવવાને શક્તિમાન ન થાય, તેથીજ પોતે વિચાર કર્યો કે પુર્ષાર્થ સાધવા માટે વ્હાલામા વ્હાલી વસ્તુનો ત્યાગ કર્યા સિવાય અનુભવ નહી થાય માટે હવે તો એકજ વિચાર કે 'દેહ પાતયામી ને કાર્ય સાધ્યામી' એમ બોલી માતા-પિતાને ફરી એક વાર નમન કરી ઉપર આભ અને નિચે ધરતી, કાંઈ પણ સાધન લીધા વિના પોતાની માતૃભૂમિનો ત્યાગ કરી ચાલી નીકળ્યો

*ધન્ય છે ! તેની મક્કમતાને*

## દોહરો

દુનિયા તણા વહેવારમાં, રહેવું ઘણું મુશ્કેલ છે,
વીતે ઘણું વહેવારમાં, નહીં જેવા તેવા ખેલ છે
આશ પરાઇ રાખીને, જીવવું જગત ધિક્કાર છે,
આપ પગ પર ઝુઝવું, જ્યાં સહાય શ્રી કીરતાર છે. ૨૧૮

વિચારમાં ને વિચારમાં વીર દયાળ ઘોર જંગલમાં ચાલ્યો જાય છે. રસ્તામાં ઘણાં ગામડાં આવે છે પણ કોઈ પાસે હાથ ધરતો નથી. ગમે તેવી મહેનત મજુરી કરી પોતાનો નિર્વાહ કરતો હતો અને મેવાડ તરફ ચાલ્યો જતો હતો. કારણ કે આ વખતે મેવાડના સિંહાસન પર મહારાણા શ્રી રાજસિંહ રાજ્ય કરતા હતા. તેઓ વીર અને બહાદુર હતા અને શાહ ઔરંગઝેબ સામે ટક્કર ઝીલનાર હોય તો તે એકજ રાણા રાજસિંહ હતા. તેની પ્રસંશા વીર દયાળે ગામોગામ સાંભળી હતી તેથી તેણે રાણા રાજસિંહની સેવા કરવાનો વિચાર કર્યો અને મેવાડ તરફ પ્રયાણ કર્યું. લાખોપતિનો દીકરો આજે એક ભિખારીની સ્થિતિમાં ભાગ્યની કસોટી કરવા નીકળ્યો !

આ પ્રમાણે ગામડે ગામડે ભટકતો ભટકતો અને રખડતો રખડતો તે મેવાડના પાટનગર ઉદયપુરમાં આવી પહોંચ્યો. પણ ત્યાં નહોતું કોઈ સંબંધી કે નહોતું કોઈ પીછાણવાળું તેથી તે ગામ બહાર મંદીરમાં ઉતર્યો. મંદીરના પૂજારીએ આ અજાણ્યા માણસને પૂછયું કે—:

' ભાઈ આપ કોણ છો ? આપનું શું નામ છે ? અને આપ શું કામ માટે આવ્યા છો ? વળી આપને કયાં જવું છે તે જણાવશો. ' પૂજારીએ પૂછયું.

ભાઈ મારૂં નામ દયાળ છે, હું અત્રે નોકરી માટે આવ્યો છું, માટે જો કોઈ નોકરી હોય તો મને બતાવજો ! દયાળે કહ્યું.

તમને બીજો કોઈ દેશ ન જડયો કે મેવાડ મળ્યો ? પૂજારીએ વ્યંગ ભાષામાં કહ્યું.

ભાઈ, જેવી ભાવીની મરજી, જો કોઈ નોકરી શોધી આપશો તો મોટો ઉપકાર માનીશ. દયાળે કહ્યું.

દયાળનો આવો શાન્ત સ્વભાવ જોઇ પૂજારીને ઘણો સંતોષ થયો તેથી દયાળને આશ્વાસન આપી મંદિરમાં બેસવા કહ્યું. તમારા માટે નોકરીની તપાસ કરી આવું છું એમ કહી પૂજારી મંદીરના કામમાં રોકાયો.

ઉદયપુરના ગઢના કિલ્લા, રાજ્ય મહાલયો, તેની સુંદરતા કારીગરી અને બાંધણી વીગેરે જોઈ દયાળ પોતાના આત્માને આનંદ આપી રહ્યો હતો અને કુદરત શું કરે છે તેની વાટ જોયા કરતો હતો.

ત્યાં પૂજારી આવ્યો અને તમને ઘોડાનું કામકાજ આવડતું હોય તો અમારા પૂરોહીત સાહેબને ત્યાં ઘોડાના કામકાજ માટે માણસની જરૂર છે, પણ પગારમાં ફક્ત ખાવા પીવાનું તે સિવાય એક પૈસો પણ નહીં મળે માટે જો વિચાર હોય તો ચાલો મારી સાથે પૂજારીએ કહ્યુ

તેથી દયાળે કહ્યુ કે જ્યાં ઉભા રહેવાનું ઠેકાણું નથી ત્યા રોટલા માટે નોકરી મળે છે, તો શા માટે જતી કરવી જોઇએ મને ઘોડાનો શોખ છે અને ઘોડાની માવજતનું તથા તેની સ્વારીનું કામ હું સારી રીતે જાણું છું તેથી વગર આનાકાની કર્યા વગર તેણે પૂજારીને કહ્યુ કે ' જે નોકરી હોય તે ખરી ' તેથી દયાળને પૂરોહીતની પાસે લઈ ગયો, અને ભલામણ કરી તેથી ઘોડાની ચાકરીનું કામકાજ સોંપવમાં આવ્યું

## છપ્પો

ભાવીમાં શું હોય, ખબર તેની નવ પડતી,
કુદરત કેરા ભેદ, તણી ચાવી નવ જડતી,
જૈન તણો એ બાળ, આજે પુર્ષાર્થ સાધે,
પિતા તણો વૈભવ, વળી લક્ષ્મીને ત્યાગે,
પુર્ષાર્થ સાધવા, દયાળ મેવાડ આવતો,
કહે સોભી રહે નોકરી, સમયને પીછાણતો ૨૧૯

## છપ્પો

આપી સમયને માન, દયાળ નોકરી કરે છે,
ઘોડાની ઘોડાર તણું, એ કામ કરે છે,
આગળ વધવા માટ, નહું મોગાઇ ધરે છે,
માલીકનું ખાઈ અન્ન, સદા ઈમાને રહે છે,
કહે સોભી દયાળએ, સમયને સમજી ગયો,
પૂરોહીતની ઘોડારમા, નોકરી પોતે રહ્યો ૨૨૦

પૂરોહીનને ઘેર નોકરી કરતા ઘણા દિવસો વહી ગયા. પૂરોહીત સાધારણ માણસ ન હતા, પણ રાજ્યના પૂરોહિત હતા અને રાજકાજમા ઘણો સારો રસ ધરાવતા હતા, તેથી તેમને ત્યા હજારો શ્રીમતો, સરદારો વિગેરે આવતા હતા. અને ત્યાં રાજકાજની બધી વાતો ચાલતી હતી. તે બધી વાતો દયાળ ધ્યાન દઈ સાભળતો હતો. વળી પૂરોહીતના ઘેર મોહનદાસ શેઠ ઘણી વખત

આવતા હતા. પુરોહીતની ગેરહાજરીમાં દયાળ દરેકનું સ્વાગત ઘણી જ સારી રીતે કરતો હતો. તેથી પોતે પોતાની લાયકાતની છાપ ઘણી સુંદર પાડી હતી.

એક વખતે પુરોહીતની ગેરહાજરીમાં શેઠ સોહનલાલ પધારતાં દયાળે તેમનું ભાવભીનું સ્વાગત કરી આવકાર આપ્યો. આથી સોહનલાલ વિચારમાં પડયા કે આ પુરૂષ સાધારણ નથી પણ જરૂર કોઈ ઉંચ કુંટુંબનો હોવો જોઈએ. આમ વિચાર કરી દયાળને પૂછયું કે, ભાઈ તમને શું પગાર મળે છે?

ખાવા–પીવા માટે જ કામકાજ કરૂં છું દયાળે જવાબ આપ્યો.

શું તમારા જેવા માણુસને આવું કામ પસંદ પડે છે? સોહનલાલે પૂછયું.

સમયને માન આપવું જ જોઈએ ને? દયાળે જવાબ આપ્યો.

તમારો મૂળ દેશ કયો? સોહનલાલે પૂછયું.

મારો મૂળ દેશ મારવાડ, અને હું મારા પિતાશ્રીને એકનો એકજ પુત્ર છું. મારા પિતાની પાસે લાખોની દોલત છે. પણ મારા અને પિતાના આદર્શો ઘણા જૂદા જ છે. તેઓ મને વેપારી ધંધામાં નાંખવા માગતા હતા. મેં ના પાડી, તેથી તેમણે ગૃહત્યાગ કરવાની આજ્ઞા કરી. જેથી તેમની આજ્ઞા શિરોમાન્ય રાખી તુરત જ ચાલી નીકળ્યો. દયાળે જવાબ આપ્યો.

શું તમને તમારા પિતાશ્રીની જરા પણ લાગણી ન થઈ અને આટલો બધો વૈભવ ત્યાગ કરી ચાલી નીકળ્યા? સોહનલાલે પૂછયું.

હું આદર્શ કરતાં કરોડોની દોલતને તુચ્છ ગણું છું. પ્રભુ મહાવીરે પણ પોતાના આદર્શ આગળ રાજ્યવૈભવનો શું ત્યાગ નહોતો કર્યો? દયાળે તેમના સવાલનો જવાબ આપ્યો.

શું તમે પ્રભુ મહાવીરના ઉપાસક જૈન છો? સોહનલાલે પૂછયું.

જી હા દયાળે કહ્યું

દયાળ, હું જે મારા મનમાં ધારતો હતો તેજ આખરે સાચું પડયું. આપ જેવાને આવી હલકી નોકરી કરી જીવન નષ્ટ કરવું તે મને વ્યાજબી લાગતું નથી. તમે મારા ઘેર આવશો? સોહનલાલ બોલ્યા.

મારા શેઠ (પુરોહીત) ની રજા વગર મારાથી આવી શકાય નહીં. દયાળે કહ્યું.

ઠીક, તે હું સમજી લઈશ. ઉઠતાં ઉઠતાં સોહનલાલ બોલ્યા. અને ઘર તરફ તે ચાલ્યા.

સોહનલાલ એક પ્રતિષ્ઠિત અને રાજ્યના માનીતા ગૃહસ્થ હતા રાજ્યના સુખ દુ ખમા તેમનો સારો હિસ્સો હતો રાણાશ્રીને પણ સોહનલાલ માટે ઘણું સારૂ માન હતું સોહનલાલ પોતાના ઘેર ગયા પછી દયાળ પણ પોત ના કામમા રોકાયો ત્યા તો પુરોહીત રાજમહેલમાથી પોતાના સ્થાન પર આવ્યા તો તે વખતે તે ઘણા જ ઉડા અને ગભીર વિચારમા ગરકાવ થએલા હતા. તેમનુ મન ઠેકાણે ન હતું તેઓ આવી અને બેઠા

દયાળ, ઓ દયાળ, પુરોહીતે બૂમ પાડી

જી, ફરમાવો આપને શુ કામ છે ? દયાળે પૂછ્યુ

મે ગઇ કાલનો પૂજારીને દેવળી મોકલ્યો છે તે હજુ સુધી આવ્યો નથી માટે તમે ઘોડા તૈયાર કરી તેની ખબર લઇ આવો. રસ્તો ઘણો જ વિકટ છે માટે સભાળીને જજો, અને સાથે હથીઆર પણ લેતા જજો લ્યો, આ મારી કટારી પણ સાથે રાખો એમ કહી કટાર આપી દયાળ મસ્તક નમાવી ને હુકમનો અમલ કરવા ઘોડા પર સ્વાર થઇ દેવાલી જવા સડસડાટ ચાલી નીકળ્યો.



૨

## કુદરતની અજબ ઘટના.

જગતની ઘટનાઓનો અપૂર્વ ખ્યાલ આપતો, દુશ્મનોના સામે વિકાળ સમો ભાસતો, દુર્ગ સંધ્યા સમયે, સૂર્યના કિરણો અસ્ત થતી વેળાએ અરવલ્લીના દુર્ગના રમ્ય રસ્તા ઉપર એક યુવાન ઘોડેસ્વાર થઈ, મસ્ત પણે ચાલ્યો જતો હતો.

વનપ્રદેશોની અવનવી અટવીઓ અને કુદરતની ઘટનાઓ જોતો જોતો તે યુવાન ચાલ્યો જાય છે. પણ ત્યાં તેને કોઈની કારમી ચીસ સાંભળી. એટલામાં તો સનસનાટ કરતું એક તીર યુવાનના કાન આગળથી પસાર થઈ ગયું. તેથી તે ચમક્યો, અને તે તીર જે બાજુથી આવ્યું હતું, તે તરફ પોતાનો ઘોડો લઈ ગયો, અને ત્યાં તેણે એક યુવાન બાળા પર અત્યાચાર માટે લડતા કેટલાક ભીલોને જોયા. તેથી દયાળે પોતાનો ઘોડો તે તરફ દોડાવ્યો, અને થોડી જ વારમાં તે ભીલોના ટોળા પાસે આવી ઉભો રહ્યો અને તરતજ કટાર ખેંચી ને પોતાના પ્રાણની દરકાર રાખ્યા વગર ભીલની પીઠમાં ચોંચી દીધી. પણ ભીલના શરીરનો બાંધો મજબુત હોવાથી તેને કટાર વાગ્યાની પરવા ન કરતાં બાળાને મૂકી; સહાય કરવા આવનાર દયાળ ઉપર તુટી પડયો. તેથી દયાળે પણ તેને પોતાના બાહુબળથી જવાબ આપ્યો. અને ભીલને મહાત કર્યો. તેથી તો ભીલ ઘણી આજીજીની સાથે કરગરવા માંડયો.

આ બાળાને પગે લાગી તેની માફી માગ, અને આવું અત્યાચારનું કૃત્ય હવે કદી પણ નહીં કરૂં તેવી પ્રતિજ્ઞા લે. દયાળે મક્કમતાથી જણાવ્યું.

ભીલોએ બાળાની માફી માગી અને પ્રતિજ્ઞા લીધી, કે જેથી ભીલોને ત્યાંથી જવા દીધા. આવી રીતે તે યુવાન બાળાનો બચાવ વીર દયાળે જ કર્યો.

બાળા, તમે આ જગ્યા પર ભીલના પંજામાં શી રીતે સપડાયાં ? દયાળે કહ્યું.

હું ઉદયસાગર પર ફરતાં ફરતાં આ સ્થળ ઉપર આવી પહોંચી, હું ઘણી વખત એકલીજ આ પહાડોની ખીણમાં ફરવા આવું છું તેમ આજે પણ આવી હતી. પણ મને એકલી જોઇ, વળી બીજું કોઇ નહીં હોવાથી, આ ભીલોએ મારા પર કુદ્રષ્ટિ કરી, મને સતાવવા લાગ્યા. તેથી મારી પાસે જે તીરોનો જથ્થો હતો તે વડે મેં મારૂ રક્ષણ કરવા માંડયું. જયારે મારૂં તીર ખાલી ગયું

અને તેઓ મરા ઉપર જુલ્મ ગુજારવા લાગ્યા, કે આપ તુરત આવી પહોંચ્યા અને મને બચાવી, જો આપ ન આવ્યા હોત તે આજે કઈ હશા હોત તે તો પ્રભુ જાણે મોતની સાથે જંગ ખેલનાર ઘણા જ વીરલા હોય છે. અને આપે અબળાની રક્ષા કરી જે બહાદુરી બતાવી તેના માટે આપશ્રીને ધન્યવાદ ઘટે છે. ? યુવાન બાળા બોલી

ઓહ, આ શું ? દયાળના શરીરમાંથી લોહી નીકળતાં બાળા બોલી ઉઠી અને તરત પોતાની સાડી વતી સાફ કરવા લાગી આથી દયાળના જીગરમાં તેના સ્પર્શ માત્રથી સનસનાટી થઈ અને તે તેના અમી ભર્યા નેત્રોમાં અંજાયો, તેનુ સુંદર મુખારવિંદ જોઈ પોતાના આત્માને શાંન્તિ અનુભવવા લાગ્યો બંને વ્યક્તિઓને આ પહેલ વહેલો જ પ્રસંગ હતો તેમાં યુવાન બાળા અને યુવાન વીર પછી શું બાકી રહે ?

બંને વ્યક્તિઓ નિર્દોષ વાતો કરતાં કરતાં, એક બીજાના સામ સામુ જોઈ પોતાના આત્માને આનંદ આપતાં આપતાં ચાલ્યાં જાય છે.

બાળા આપનું નામ શુ ? દયાળે પૂછ્યું.

આપનું શું નામ છે તે પહેલાં જણાવો. બાળાએ કહ્યુ

મારૂં નામ દયાળદાસ, યુવાન બોલ્યો.

શું તમારૂં, નામ ? જાણે દયાના દેવ જેવા લાગો છો ? પણ મારૂં નામ એટલું બધું સુંદર નથી બાળા બોલી

તો કાંઈ હરકત નહીં પણ નામ તો જણાવશોને ? યુવાને કહ્યું

હા, તો સાંભળો મારૂ નામ પાટમદે બાળાએ કહ્યું.

કેટલું ગારવવંતું નામ ? યુવાને જણાવ્યું.

તેથી બાળાના ગાલ ઉપર શરમના શેરડા પડયા હોય તેમ લાગ્યું.

આ પ્રમાણે વાતો કરતાં હતાં ત્યા કોઈ ચીજ પર ધ્યાન પડતાં આ શું પડયું છે ? દયાળ એકદમ બોલી ઉઠયો

તમારી કટારીમાંથી નીકળી જતાં મેં જોયું હતું તે તો નહીં હોય ? અને તો તેજ લાગે છે. પાટમદે બોલી.

દયાળે તરત જ તે ચીટ્ઠી હાથમાં લઈ વાંચવા માંડી, વાંચતાં વાંચતા તેના મૂખ ઉપર ક્રોધની રેખાઓ છવાઇ ગઈ અને ગંભીર વિચારમાં પડી ગયો. કેટલું ભયંકર કાવત્રું ? શું પૂરોહિત આટલો બધો ભયંકર માણુસ ? શું પોતાના અન્નદાતા ઉપરજ આ કાવત્રું ? શું આપણા પાલણુહાર ઉપર જ આ વજ્રપાત ? મારા પ્રાણુના ભોગે પણ તે લોકોની મુરાદ બર નહીં આવવા દઉં. એકદમ દયાળથી બોલાઈ જવાયું.

કેમ, શા વિચારમાં પડયા ? ચીટ્ઠીમાં શું હશે તે જાણુવાની જીજ્ઞાસા થતાં પાટમદે બોલી.

કંઈ નહીં, ખાસ કારણુ નથી, ચાલો. હવે હું તમને તમારા ઘર સુધી પહેોંચતા કરૂં દયાળે નમ્રતાથી કહ્યું

જેવી આપની ઇચ્છા ? દયાળ, હાલમાં આપ શું કરો છો ? પાટમદેએ પૂછયું.

અત્યારે હું રાજ્ય પૂરોહીતના ઘેર નોકરી કરૂં છું, પણુ થોડા વખતમાં મારી નોકરી ત્યાંથી બદલાશે, દયાળે જવાબ આપ્યો.

કોને ત્યાં ? બાળાએ પૂછ્યું.

શેઠ સોહનલાલ ને ત્યાં દયાળે કહ્યું.

હેં ! સોહનલાલ તો મારા પિતા થાય છે. બાળાએ ઓળખાણુ આપતાં કહ્યું

આ પ્રમાણે વાતો કરતાં કરતાં ચાલ્યા આવે છે ત્યાં સોહનલાલ શેઠનું મકાન દેખાયું.

મારા પિતાશ્રીને મલ્યા સિવાય નહીં જવાય, પાટમદેએ જણાવ્યું.

ના, બાળા, પૂરોહીત મારી વાટ-રાહ જોતાં હશે. ફરી કોઈ વાર મળીશું અત્યારે હું જઈશ, દયાળે વિનય પૂર્વક રજા માગી.

ઠીક ? ત્યારે પધારો, હવે આપણે હંમેશાં મળી શકીશું, પાટમદેએ કહ્યું.

બંને જણા છૂટયા પડયાં. દયાળ જતાં જતાં બોલ્યો કે કેવી સુંદર બાળા શું તેનું રૂપ ? કુદરતની કેવી અજબ ઘટના ?

## ૩

## ભાગ્ય દેવીની કૃપા

દયાળની રાહ જોઈનેજ પૂરોહીત બેઠા હતા. ત્યાં દયાળને સામેથી આવતો જોઈ, કેમ ! પૂજારીના શા સમાચાર છે ? પૂરોહીતે પૂછયુ.

પૂજારી દેવાલીમા મજા કરે છે, બે દિવસ બ્રહ્મભોજન હોવાથી રોકાઈ ગયો છે દયાળે કહ્યુ

બ્રાહ્મણને લાડવા મળે એટલે સમયનુ ભાન પણ ન રહે પૂરોહીત બબડયો દયાળ તને સોહનલાલ શેઠને ત્યાથી માણસ તેડવા આવ્યો છે, તારો શું

વિચાર છે ? પૂરોહીતે પૂછયુ

જેવી આપશ્રીની મરજી દયાળે વિનયથી જવાબ આપ્યો

પૂરોહીતે દયાળને રાજીખુશીથી સોહનલાલ શેઠને ઘેર જવાની રજા આપી, તેથી દયાળ સોહનલાલ શેઠને ઘેર આવ્યો શેઠ તથા પાટમદે દયાળની આવવાની રાહ જોઈનેજ બેઠા હતા દયાળ આવ્યો એટલે સોહનલાલે ઘણાજ આદરમાન સાથે બેસાડયો

પિતાજી આ બહાદુર વીરે મારી રક્ષા કરી હતી અને મને પાપીઓના પંઝામાથી બચાવી હતી પાટમદે બોલી

સોહનલાલ શેઠના આનંદનો પાર ન રહ્યો, દયાળશાહ તરફ ભાગ્યદેવીનું વલણ બદલાયુ દયાળના સ્વભાવથી અને કર્તવ્યથી શેઠ ઘણા ખુશી થયા, અને પાટમદે પણ દીનપ્રતીદીન તેના સહવાસમા આવવા લાગી, બનેના વર્તનથી પાટમના માતા-પિતા ના આનંદનો ઉભરો માતો ન હતો, અને ખુબ હરખાવા લાગ્યા તે બનેનો સહવાસ વધવા દીધે આ પ્રમાણે દયાળશાહ, સોહનલાલ શેઠના કુટુંબી જેવો થઈ ગયો વાહ ! વિધાતા તારી કૃતિ પણ અજબ છે ?

જ્યારે મહારાણા રાજસિંહ 'જગનિવાસ' (મહેલ) મા આંટા મારતા હતા અને શાહ ઓરંગઝેબને પરાજય કેમ કરવો તેનો વિચાર કરતા હતા ત્યારે એક પ્રતિહારે આવી કીધુ કે કોઈ યુવાન આપશ્રીને મળવા માગે છે,

આવવા દો ? રાણાશ્રીએ હુકમ આપ્યો.

દયાળ અંદર આવી રાણાને નમસ્કાર કરી આસન પર બેઠો.

યુવક કેમ આવ્યો છું ? અહિં આવવાનું શું પ્રયોજન છે ? કોઇ જાતના દુઃખથી આવ્યો છે કે મ્લેચ્છના ત્રાસથી તારો બચાવ કરવા આવ્યો છે ? શા દુઃખે આવ્યો છે ! રાણાશ્રીએ પૂછયું.

નામદાર ! આપશ્રીના રાજ્યમાં મને કોઇ જાતનું દુઃખ નથી. તેમ કોઈનો ત્રાસ નથી. પણ હું ફક્ત આપશ્રીને એક વિનંતિ કરવા આવ્યો છું. દયાળ બોલ્યો.

યુવાન ! તારે જે કહેવું હોય તે ઘણી ખુશીથી કહે રાણાશ્રીએ કહ્યું:

નામદાર ! આપ આવતી કાલથી સવારે દુધ પીવાનું બંધ રાખશો તો મેવાડ પર મોટો ઉપકાર થશે, કારણ કે જેમ ભામાશાહ રાણા પ્રતાપની સેવા બજાવી કૃતાર્થ થયો, તેમ હું પણ મારવાડથી આપ નામદારશ્રીની સેવા કરવાના ઈરાદાથીજ મેવાડમાં આવ્યો છું. અને આપશ્રીની સેવા કરવાનો સુયોગ મને વહેલો મળી ગયો તે જ મારૂં પ્રારબ્ધ સમજું છું દયાળે નમ્રપણે વિનંતી કરી.

યુવક ! તું સાચું બોલે છે તેની શી ખાત્રી ! કારણકે મારો કોઈ દુશ્મન નથી તેમજ કોઇ દુશ્મનની અહીં આવવાની તાકાત નથી માટે જે બોલે તે સંભાળીને બોલજે, નહીં તો જાણજે કે રાણા રાજસિંહના સામે કપટ નહીં ચાલે. અરે ! તું હાલમાં અહીં કયાં કહે છે ! રાણાશ્રી ગુસ્સામાં બોલ્યા,

નામદારશ્રી ! બીક એ શબ્દ તો મારા અંતરમાં નથી, મોતની પરવા સાચા જૈન ને હોય જ નહિ, કારણ કે જૈનો કર્મવાદી છે. વળી આપશ્રીના દુશ્મન શત્રુ નહીં પણ આપનાજ રાજ્ય મહેલના મિત્ર છે, તે સમય આવે જણાશે. એટલું ધ્યાન રાખજો કે સવારે દાસી પરાજીત દુધ આપવા આવે તે દુધમાં ઝેર નાંખેલું હશે ! માટે તે દુધ પીશો નહીં. જો આ વાત ખોટી પડે તો આપશ્રી ને મારૂં શીર ઉતારી આપીશ. નામદાર ! મારો મુકામ સોહનલાલ શેઠને ત્યાંજ છે. શૂરવીરને શોભે તેમ નિડર અને મક્કમતાથી દયાળે જવાબ આપ્યો.

યુવક ? તારૂં નામ શું ? રાણાશ્રીએ રજા આપતાં પૂછ્યું.

નામદાર ! મારૂં નામ દયાળ છે ? દયાળે ચાલતાં ચાલતાં જણાવ્યું.

મહારાણા રાજસિંહ સવાર કયારે પડે અને સત્ય વસ્તુ પોતાના જાણવામાં કયારે આવે તેના વિચારના ઝોલે ચઢયાં, સવાર થયું, સ્નાનપૂજા કરી એટલે દાસી

## છપ્પો

ભાગ્યદશા બદલાય, બધુ બદલાઈ જાતું,
થાય રંકનો રાય જ્યારે ભાવી બદલાતું,
છાપ વણીકની જાત, ખરેખર ખુબજ પાડી,
બુદ્ધિ બળની સાથ, કરી સૌ વાત ઉઘાડી,
દુધ મહીં તો ઝેર છે, ચેતાવે એ રાણાને,
દયાળ કહે કરજો ખાત્રી, કહે તો સત્ય એ રાણાને. ૨૨૧

સૂર્ય જમીનને નમસ્કાર કરતો ડુબવા લાગ્યો, ચંદ્રમાના દર્શન થવા લાગ્યા, અને સંધ્યા ઉગી તે સમયે દરબાર ભરાયો, આખા શહેરમાં આનંદનો ઓચ્છવ ચાલી રહ્યો, રાણાશ્રીએ દયાળને ખાસ પાલખી મોકલી બોલાવ્યા, દયાળશાહના આવ્યા પછી રાણાશ્રી પણ પોતાના આસન પર બીરાજમાન થયા, અને દયાળશાહે કરેલા ઉપકારની વાત વીગતવાર કરી આજે મેવાડ ‘ દયાળશાહ’ નું ઋણી છે. તેથી તેમની યત્કિંચીત્ત સેવાના બદલામાં દયાળશાહને મંત્રીપદે નીમું છું આશા છે કે બધા મારી વાતને વધાવી લેશે. રાણાશ્રીએ જણાવ્યું.

આથી બધા સરદારો અને સભાજનોએ એકે અવાજે મહારાણાના વચનોને શીરોમાન્ય ગણી વધાવી લીધા. જ્યારે મહારાણાએ દયાળશાહને મંત્રીપદનો પોષાક અને શમશેર આપી તેઓને મંત્રીપદના હોદ્દા ઉપર કાયમ કર્યા ત્યારે ‘ એ તો મારી ફરજ માત્ર બજાવી છે ’ નમન્ કરી તેનો સ્વીકાર કરતાં દયાળ બોલ્યો.



પરાજીત દુધનો કટોરો લઈ આવી. રાણાશ્રીએ દુધ હાથમાં લીધું અને દાસી સામુ જોવા માંડયું રાણાશ્રીને દયાળના શબ્દો યાદ આવ્યાં તેથી દાસીને તે દુધ પીવા હુકમ કર્યો એટલે દાસી ધ્રુજવા લાગી કે જરૂર બધું કાવત્રું પકડાઈ ગયું છે એમ જાણી બધી સાચી વાત કહેવા લાગી.

રાજ્ય પૂરોહીત અને કુમાર ભીમસિંહની માતાનું આ કાવત્રું છે હું તો પૈસાના લોભે આ કામ કરતી હતી, આપે જયસિંહને ગાદી આપવા વિચાર કર્યો તેથી આપશ્રી ને મારી નાંખી ભીમસિંહને ગાદી આપવી એમ વિચાર કરી આપશ્રીને દુધ દ્વારાજ ઝેર આપી મરણને શરણ કરવા મને મોકલી હતી. દાસી પગજીતે બીતાં બીતાં બધી વાત કહી દીધી.

આથી રાણા ઘણા ગુસ્સે થયા અને સેનાપતિને બોલાવી પૂરોહિત તથા રાણીને પકડી મંગાવ્યા, વળી ઘરમાં જપ્તી કરતાં પેલી ચીઠ્ઠી સાથમાં આવી જેથી બધી વાત સમજવામાં આવી ગઈ તેથી તો તેમના ગુસ્સાનો પાર ન રહ્યો.

મહારાણીને જન્મ કેદની સજા કરી અને પૂરોહીતને દેશવટો આપી મેવાડમાંથી કુતરાની માફક હાંકી કાઢયો. 'રાજ્યના લોભમાં માણસ પોતે પોતાનું કર્તવ્ય પણ ભૂલી જઈ પિશાચીક ભાવના પોષવા માટે અનેક જાતના પાપના ભાગીદાર બની આખરે બેહાલ સ્થિતિ ભોગવે છે.' દયાળના શબ્દો સાચા પડયા, 'દુશ્મન શત્રુ નહીં પણ મિત્ર છે' રાણાશ્રી બોલ્યા

બીજે દિવસે સવારના સોહનલાલ શેઠ તથા દયાળને બોલાવવા રાજ્યના માણસો આવ્યા તેથી તેઓ રાજ-મહેલમાં આવી રાણાશ્રીને નમસ્કાર કરી આસન પર બેઠા કે તરતજ મહારાણાશ્રીએ દયાળના કરેલા ઉપકારની વાત કરી અને કહ્યું કે 'આજનું જીવીદાન મળ્યું હોય તો તે દયાળનો પ્રતાપ છે

અન્નદાતા ? આપતો હિન્દુના રક્ષક છે. ? મ્લેચ્છના શત્રુ છો ? અને મેવાડના શીરતાજ છો ? આપની સેવા બજાવવી તે તો મારી ફરજ સમજું છું દયાળે ટુંકામાં જ પતાવ્યું.

ઠીક સોહનલાલ ! દયાળ મંત્રીપદને લાયક છે તેની સેવાનો બદલો હું કદિ વાળી શકું તેમ નથી, છતાં મેવાડના મંત્રી તરીકે આજ સાંજેજ દરબાર ભરી નીમણુંક નકકી કરીશ, માટે આપ બંને જરૂર જોવા આવશો. વળી શાહ ઓરંગઝેબ જેવાની સાથે જ્યારે યુદ્ધમાં ઉતરવું પડશે ત્યારે દયાળ જેવા મહામંત્રીની બુદ્ધિ અને ચપળતા ઘણી જ ઉપયોગી થઈ પડશે દયાળ દરેક બાબતમાં યોગ્યજ છે, વીરનો પૂજારી તથા સ્વદેશ ભકિતવાળો છે, માટે તે દરેક રીતે મંત્રી પદને લાયકજ છે. રાણાશ્રીએ કહ્યું.

૫

## વીર દયાળશાહની વીરતા.

એક વખતના સમયમાં બાદશાહ ઔરંગઝેબના જુલ્મથી સારો હિંદ પણ કંટાળી ગયો હતો. કારણ કે બાદશાહે કોઈ પણ હિસાબે હિંદુઓની જડને નાબુદ કરી, સારાય દેશને ઇસ્લામ બનાવવા વિચાર કર્યો હતો. પણ પેલો મેવાડનો રાણો બધા રાજપુતોને ઉશ્કેરી મારી સામે કરવા માગે છે. માંહો માંહીમાં જ કપાઈ મરવાવાળા રાજપુતો કોઈ વખત એકત્ર થયા સાંભળ્યા છે? પણ તે આ સંગઠનનું હથીઆર બનાવનાર તેનો મંત્રી પેલો વાણીઓ દયાળશાહ જ લાગે છે. કદાચ જો રાજપુત અને વાણીઆ બુદ્ધિ એકત્ર થાય તો શહેનશાહને પણ રહેવું ભારે થઇ પડે. આમ ઔરંગઝેબ વિચારની વમળમાળામાં પડયો, તેવામાં પોલીસો એક ચારણને લઈ આવે છે ચારણને આવતો જોઇ જાણતો નથી? કે પદ્મણીના ગયા પછી સૂર્યવંશીઓમાંથી શૂરાતન ચાલી ગયું છે? ઔરંગઝેબે ગુસ્સામાં જ કહ્યું.

નામદાર! ના, એવી તો અનેક પદ્મણીઓ છે. ચારણે જવાબ આપ્યો.

તો એક તો બતાવ! શાહ આશ્ચર્ય પામી બોલ્યો.

અરવલ્લીના પહાડમાં શૈલમાળાના પાદ પ્રદેશમાં રૂપનગરના વિક્રમસિંહ સોલંકીની કન્યા પ્રભાવતીને આપે જોઈ નથી, તેને જોશો તો આપને લાગશે કે ભારતની રૂપરાણી તો માત્ર આ એકજ છે. ચારણે જણાવ્યું.

એજ રૂપરાણીને હું મારી બેગમ બનાવું. શાહ બોલ્યા.

નામદાર! તેને લેતાં પહેલાં તો ઘણા જન્મ લેવા પડશે. અને ઘણો જ તાપ સહન કરવો પડશે? ચારણે કડકાઈમાં જવાબ આપ્યો.

આ જમાનામાં મારી બેગમ બનાવીશ, શાહ આનંદમાં આવી બોલ્યો.

નામદાર! કોઈ પણ હિસાબે તમારી આશા ફળીભૂત થાય તેમ નથી, તે તો મરવાનું પસંદ કરે છે. પણ તમારી બેગમ તો તે નહીં જ થાય! સાચી જ ક્ષત્રિયાણી હજારો મ્લેચ્છ–શિયાળવાથી ડરે તેમ નથી. તે તો જગદંબાનો જ અવતાર ન હોય! સમજ્યા. ચારણે નિડરતાથી જવાબ આપ્યો.

શાહ પ્રભાવતીના ગુણની પ્રસંશા ચારણ પાસેથી સાંભળી ત્યારથી જ તેને નિશ્ચય કર્યો કે કોઇ પણ હિસાબે પ્રભાવતીને બેગમ બનાવવી. તેથી રૂપનગર ઉપર ચઢાઇ કરવાના ઇરાદાથી બે હજાર ઘોડેસ્વારને અગાઉથી મોકલી ...

કરવા માટે તો તેઓએ પહાડો અને જંગલનો આશરો લીધો હતો. અને મોગલોની સાથે ઘણી જ બહાદુરીથી યુદ્ધ કરી પોતે પોતાના બાહુબળથી કીર્ત્તિ મેળવી હતી. મેવાડભૂમિ રત્ન ગર્ભાભૂમિ છે. પૂણ્યશલિલા અને ગોરીતરંગીની વચ્ચે મહારાણાશ્રીએ 'જયસમુદ્ર' નામનું એક વિશાળ સરોવર બનાવ્યું ભારત વર્ષમાં આવા સરોવરનો નમુનો બીજો ક્યાંઇ નથી, એવી વિશાળ અને મનોહર બાંધણી કરવામાં આવી છે. ત્યાં પ્રથમ 'ઢેબર' નામનું નાનું તળાવ હતું, આ તળાવને મોટું બનાવી ચારે બાજુ બંધ બાંધવામાં આવ્યો છે. અને તેનો ઘેરાવો લગભગ પંદર કોષ જેટલો મોટો છે આ તળાવથી ધાન્યના ક્ષેત્રોને ઘણો જ ફાયદો થયો, ખેડુતોની આબાદી થઈ છે વળી તેના કિનારા ઉપર પોતાની પ્રીય રાણી કમળાદેવી માટે મહેલ બંધાવ્યો છે તે હાલમાં મોજુદ છે.

આખરે ગૃહકલેશને લઇને મહારાણાનું ટુંક જીવન ઘણી જ દુઃખી અવસ્થામાં પસાર થયું. આ ઝઘડાનું મુખ્ય કારણ સ્ત્રી પરાયણતાનું હતું જેને "સોખ્યનું સાલ" કહીએ છીએ તે હતું. આગળના રાજાઓ પોતાની વિષય-વાસના પુરી કરવા સારૂં એકથી વધારે રાણી પરણુતા હતા અને તેનો જેમ જેમ વસ્તાર વધતો જતો તેમ તેમ કલેશના બીજ રોપાતાં જતાં અને તે મૂળ વિશેષ મજબૂત થતા હતાં. માટે ડાહ્યા પુરૂષે એક ઉપર બીજી સ્રી કદાપી પણ પરણવી જોઈએ નહીં. જયસિંહની જેટલી રાણી હતી તેટલી બધી રાણીઓમાં અમરસિંહની માતા મોટી હતી. તે રાણી હાડા કુળમાં ઉત્પન્ન થઈ હતી. હાડાકુળે ગીહલોત્ કુળ ઉપર ઘણા જ ઉપકારો કર્યા હતા. હાડીરાણી સૌથી મોટી હતી. જેથી રાણાશ્રીને તેના ઉપર જ પ્રેમ રાખવો જોઈતો હતો પણ વિષયને વશ થઇ પોતાની રાણીનો ત્યાગ કરી કમલાદેવીના પ્રેમમાં લોલુપ્ત બન્યા, અને ઝઘડાનું મૂળ વધાર્યું. તેથી આગળ પાછળના શત્રુઓ પ્રબળ થવા લાગ્યા, જેથી અંદર અંદરના કલેશથી મેવાડનું રાજ્ય ઘણી જ હીણુ દશામાં આવી પડયું.

અમરસિંહની માતા પ્રત્યેનો વૈરભાવ કમલાદેવીને વધતો ગયો અને તે એટલો બધો વધ્યો કે તેઓને એક એકને સાથે રહેવું મુશ્કેલ થઇ પડયું. જે જયસિંહ રાણાએ બાદશાહ ઓરંગઝેબ સાથે યુદ્ધમાં બહાદુરી અને વીરતા બતાવી હતી તેજ રાણો જયસિંહ આજે ગૃહ–કલેશથી કંટાળી પોતે કમલાદેવીની સાથે જયસમુદ્રના કિનારે બંધાપેલા મહેલમાં રહેવા માંડયો. અને રાજ્યનો તમામ વહીવટ કુમાર અમરસિંહ તથા મંત્રી દયાળશાહને સોંપ્યો. તેથી તો રાણા જયસિંહ પોતે ઘણાજ પ્રમાદી અને આળસુ બની ગયા. આવી સ્થિતિમાં પણ પોતે શાન્તિ પામી શકયા નહીં. તેઓના પુત્રો ઘણાજ તોફાન કરવા માંડયા. તેથી પોતે પોતાનું સ્થાન છોડી પોતે પાટનગરમાં આવ્યા. આ વખતે કુંવર અમરસિંહ પોતાની જુવાનીના જોશે એક મંદોન્મત્ત હાથી નગરમાં છોડી મૂકયો અને કોઈ

કારણસર મંત્રી દયાળશાહનું ભારે અપમાન કર્યું આ વાત રાણાશ્રીના કાન પર આવી ત્યારે પોતાના પુત્રનું આવું વર્તન જોઇ પોતે શંકાશીલ બન્યા. અને અમરસિંહને ઉચિત્ત શિક્ષા આપવા સારૂ પોતે એકાંત વાસ છોડી માર્ગમાં ચિત્તોડપુરીના દર્શન કરી ઉદયપુરમાં આવ્યા પરંતુ બુદ્ધિ વગરના અમરસિંહે પોતાના પિતાની આગમનની વાટ જોઈ નહી અને પોતાના પિતા સાથે વેરનો બદલો વાળવા માતાની શીખામણથી દૃઢ પ્રતિજ્ઞા કરી અને તરત પોતે પોતાના મામા બુન્દીના હાડારાણા પાસે ગયો અને દશહજાર સૈનીકો પોતાની સાથે લાવ્યો આ વખતે મેવાડના બીજા સરદારોએ પણ અમરસિંહને સહાય કરી હતી અને આળસુ રાજાનો ત્યાગ કરી અમરસિંહના પક્ષમાં ભળ્યા હતા

આ વખતે રાણા મહા સંકટમાં આવ્યા હતા અને યુદ્ધમાંથી બચવાનો કોઈ રસ્તો નહોતો આખરે કોઇ પણ રસ્તો ન સૂઝ્યો ત્યારે પોતે અરવલ્લી પહાડને ઓળંગી પોતાના રાજ્યમાંથી મારવાડમા નાશી ગયા અને ત્યાંના મુખ્ય માંડલીક રાજાને સમજાવવા પુત્રને મોકલ્યો. પરંતુ રાજ્યના અનેક સરદારોની સહાયથી અમરસિંહને અભિમાન આવી ગયું હતું. તેથી આવેલા માંડલીક રાજાની એક પણ વાત તેણે સાંભળી નહીં અને ખજાનો હસ્તગત કરવા માટે પોતાનું સૈન્ય કોમનેર તરફ કુચ કરી દેપા સરદારના હાથમાં કોમલનેરના શાસનનો ભાર હતો. આ સરદાર મહા વિદ્વાન અને ચતુર તેમજ મહા શૂરવીર હતો તેથી તે સરદારે બહાદુરી પૂર્વક કુમાર અમરનો બધો મનોરથ ધૂળ ભેગો કર્યો. અને અમરને હરાવ્યો ત્યારે અમર પોતાના પિતા સાથે સંધિ કરવા તૈયાર થયો. આખરે એકલીંગજીના પવિત્ર મંદિરમાં બંને પિતા-પુત્રે સંધી પત્રો પર સહીઓ કરી. તેમાં એવો ઠરાવ થયો હતો કે રાણા જીવે ત્યાં સુધી અમરકુમારે જયસમુદ્રના મહેલમાં રહેવું અને રાણાએ પાટનગરમાં આવવું

મહારાણા જયસિંહે વીસ વર્ષ રાજ્ય કર્યું પોતાની ઉંમરમાં પોતે ઉચ્ચ ગુણો બતાવ્યા હતા અને યુદ્ધમાં બહાદુરી બતાવી હતી જો તેવાજ ગુણો કાયમ રહ્યા હોત તો આજે પોતે મોગલોના પંજામાંથી પોતાના દેશની સ્વાધીનતાનો ઉદ્ધાર કરી શકત. પરંતુ સ્ત્રીઓના કલેશ અને કુસંપે મેવાડની ખાનાખરાબી કરી નાંખી હતી, રાણા જયસિંહ જેવા ગુણો પહેલાં બતાવી પોતાની કીર્તિ મેળવી હતી. તે કીર્તિ પોતે પાછળથી ભૂંસી નાંખી છેક કર્મહીણ થઈ ગયો હતો જો પોતે જયસમુદ્ર ન બંધાવ્યું હોત તો આજે ઈતિહાસના પાના ઉપર તેનું નામ-નિશાન પણ ન હોત

મહારાણા જયસિંહનો સ્વર્ગવાસ થયા પછી તેમનો મોટો કુમાર અમરસિંહ (બીજો) સંવત ૧૭૫૨માં રાજ્ય સિંહાસન પર બેઠો.

વાંચક વર્ગ ! રાણા જયસિંહની હકીકત ઉપરથી વિચારી જોશો કે ગૃહકલેશનું પરિણામ કેટલું ભયંકર અને ખરાબ આવે છે. જ્યાં કુસંપ છે ત્યાં કોઈ દિવસ આત્માને શાંતિ મળતી નથી. અને વિકાશ નથી. માટે સમજુવર્ગ વિચાર કરી કલેશથી દૂર રહેશે. જે મેવાડની ઉન્નતીનું શિખર હતું. જે મેવાડથી ભલભલા શાહ જેવા દુશ્મનો પણ કંપતા હતા તે મેવાડ ફક્ત માંહોમાંહે કલેશના પરિણામે આજ હતાશ અને નિસ્તેજ થઇ ગયું હતું. કલેશનું પરિણામ આશરે ભયંકર જ આવે છે.

મહારાણા જયસિંહ પોતે નાનપણમાં પોતાનું શૌર્ય અને જે શાણપણ બતાવ્યું હતું તે તો વાંચક વર્ગને યાદ હશે પણ ભલભલા મહાન મહાત્માઓ પણ વિષય આદી વૈભવની લાલચમાં પડી એક ઉપર બીજી સ્ત્રી કરવા તત્પર થાય છે. તેનું પરીણામ આખરે પોતાને જ ભોગવવું પડે છે.

આ વખતે મંત્રી દયાળશાહ પોતાનું કર્તવ્ય શુભ નિષ્ઠાથી બજાવી રહ્યો હતો રાજ્યની લગામ પોતે જ સાચવતો હતો છતાં તે ઈમાનદાર વ્યક્તિને પણ આખરે ભોગવવું પડયું હતું. પણ છેવટે તો સત્ય અને નિતિનો જ વિજય છે.

હાડીરાણીએ પણ પોતાનું કર્તવ્ય ભૂલી જે આખા મેવાડનું ભાવી બગાડી નાંખ્યું અને પોતાની ધારેલી ધારણા પાર ન પાડી શકી. તેથી તેણે પોતાના જીવનને ઘણાજ કષ્ટમાં ગુજારવું પડયું.

કમળાદેવી પણ વિચાર ન કરતાં પોતાની નિચ લાલસા અને વૈભવ ભોગવવા ખાતર રાજાને પોતાના પ્રેમ પાસમાં જકડી રાખી સારાય મેવાડનું ભાવી જેણે પાયમાલ કર્યું જ્યાં સારઅસારનો વિચાર કર્યા વગર જેટલું કાર્ય કરવામાં આવે છે તેટલું પરિણામ ભયંકર આવે છે. મોટાઓની સાધારણ ભૂલનું પરિણામ કેટલું નુકશાન કરે છે અને તે બધાને ભોગવવું પડે છે તે વાંચક વર્ગ સમજી લે.

મહારાણા જયસિંહ સ્વર્ગવાસ થયા, અને આ ફાની દુનિયામાંથી પોતાનો જીવન-દીપક અસ્ત થયો જોયું આ ગૃહકલેશનું પરિણામ.

છપ્પો

જ્યાં છે ગૃહનો કલેશ, કદિ નહીં શાંતિ ત્યાં છે,
જ્યાં છે કલેશની આગ; નહીં ત્યાં સુખ જરી છે,
કુસંપ કેરા કીચ મહીં, સૌ કોઈ ખુચાયા,
કુસંપમાં તો નાશ થયા, મોટા મહા રાયા,
માટે જગતના માનવી, ગૃહ-કલેશમાં પડશો નહીં,
કહે લોગી સુખી જીંદગી, કુસંપમાં ખોશો નહીં. ૨૪૯

છપ્પો

એક પરણતાં નાર, જ્યાં બીજી આવે,
બીજી કેરા પ્રેમ મહીં, મસ્ત બની જાવે,
સાર અસારનું ભાન, નહીં ત્યાં પોતે લાવે,
ડુબે પોતે આપ, બીજાને પણ ડુબાવે,
માટે વિશ્વના જન, એક પત્નીવ્રત પાળજો,
કહે લોગી બીજી નારના, મોહને વિસારજો. ૨૫૦

છપ્પો

સુખી હતો મેવાડ, લક્ષ્મીની છોળો ઢળતી,
હતા પરાક્રમી વીર, ભૂમિ શૂરવીરથી શોભતી,
મેવાડ કેરા નામ થકી, દુશ્મનો થરથરતા,
શાહ જેવા પણ નામ, સુણીને વિસ્મય બનતા,
પણ કુસંપ કેરી આગમાં, એ બધું બદલાઈ ગયું,
કહે લોગી મેવાડ કેરૂં ભાવી પણ પલટાઈ ગયું. ૨૫૧

છપ્પો

આવ્યો ગોઝારો કાળ, દયા નહીં દીલમાં ધરતો,
હોય મોટો ભૂપાળ, છતા નહી સ્હેજે ડરતો,
આવે ક્યાથી કાળ, ખબર નહી કોને પડતી,
તુટી જેની નાડ, નહીં તેની બુટ્ટી જડતી,
કાળ કેરા ધક્કામાં, કંઈક જન પીસાઈ ગયાં
કહે લોગી શૂરવીર પણ, આ કાળમાં જકડાઇ ગયા ૨૫૨



# પ્રકરણ ૧૯ મું

## મહારાણા શ્રી અમરસિંહ.

રાણાશ્રી જયસિંહના સ્વર્ગવાસ પછી કુમાર અમરસિંહ સંવત ૧૭૫૬ ઈ. સ. ૧૭૦૦ માં રાજ્યસિંહાસન પર આવ્યો. અમરસિંહના નામની મહત્તા ઘણી હતી પણ પોતે પોતાના પિતાની સાથે વેરભાવથી મેવાડની દુર્દશા કરી હતી. જો અમરે પોતાના પિતાની સાથે કલેશ ન કર્યો હોત અને રાજ્યનું બળ ન ભાંગ્યું હોત તો આ વખતે મેવાડની મહા ભયંકર અવદશા ન હોત. પણ જ્યાં ગૃહ-કલેશને પરીણામે આજે આખા મેવાડની પરીસ્થિતી બદલાઈ ગઇ હતી. રાણા અમરસિંહ મેવાડની દુર્દશાનો ઉદ્ધાર ન કરી શક્યા.

× મહારાણા અમર રાજ્યસિંહાસન પર બેઠા પછી થોડાજ દિવસમાંજ દિલ્હીના સમ્રાટના ઉત્તરાધિકારી શાહ આલમની સાથે સંધી કરી લીધી. આ સંધી કરવામાં તેની નિલક્ષીણુતા હતી, તેનું કારણ એ હતું કે આ વખતે રાણા અમરસિંહ સિંહાસન પર બેઠા પછી મોગલોના રાજ્યમાં ઘણો જ ભયંકર ગૃહ-કલેશનો સમારંભ થયો હતો.

મોગલોના રાજ્યની આવી દુર્દશા જોઈ રાણા અમરસિંહે ભાવી સમ્રાટની સાથે સંધિ કરી લીધી હતી. આ સંધિ ગુપ્ત રીતે કરવામાં આવી હતી. જે સમયે શાહઆલમ સીંધુ નદીની પેલી પાર ગયો તે વખતે મેવાડની સેના તેને સહાય કરવાને સાથે ગઈ હતી. આ વખતે શક્તાવત્ સરદાર મેવાડની સેનાના સેનાધિપતિ હતા, તેઓએ ત્યાં પ્રચંડ શૂરાતન બતાવ્યું હતું, એમ કહેવાય

---

× રાણા અને શાહઆલમની વચ્ચમાં જે સંધિ થઇ હતી તે સંધિપત્ર ઉપર શાહ આલમના હસ્તાક્ષર છે. તેમાં લખ્યું છે કે પ્રજાના હીતના જે ૭ પ્રસ્તાવના શ્રીમાને સાદર કર્યા છે. અને મેં સ્વીકાર્યા છે અને તે ઈશ્વર કૃપાથી લાભદાયક ફળ ઉત્પન્ન કરશે તે ૭ પ્રસ્તાવના નીચે મુજબ છે.

(૧) ચિત્તોડનો જીર્ણોદ્ધાર કરવો. (૨) ગૌહત્યા બંધ કરવી. (૩) શાહજહાંના વખતમાં જે જે પ્રદેશો મેવાડના અંતર્ગત હતા તે સર્વ પાછા સોંપવા. (૪) સ્વર્ગસ્થ પાદશાહ અકબરકા શાસન કાળની પેઠે હિન્દુઓને પોતાના સ્વતંત્રતા પૂર્વક પોતાના ઇષ્ટદેવની પૂજા તથા ધર્માચારણ કરવા દેવું. (૫) આપ જે રાજ્ય કર્મચારીને પદભ્રષ્ટ કરશો તેને મહારાણા કિચીંતપણ આદર આપશે નહીં. (૨) હવે દક્ષિણના યુદ્ધમાં મહારાણાની સેનાની સહાય મળશે નહીં. ઇ. સ. ૧૮૧૭-૧૮ માં રાજપૂતો અને બ્રીટીશ સરકારની સાથે જે સંધી થઇ હતી તેમાં જે પ્રસ્તાવના હતી તેમાં ગૌહત્યાનું નિવારણ કરવાનો પ્રસ્તાવ પણ હતો.

છે કે આ ઉત્તમ પ્રસંગે દૂર દેશમાં શાહ આલમ સાથે સંધી કરી લેવામાં આવી હતી.

જે દ્વારા મોગલ રાજ્યકુળનો નાશ થઇ ગયો અને જે દ્વારા શ્વેત દ્વીપવાસી બ્રિટીશસિંહની પ્રભુતાનો માર્ગ આ દૂરના દેશમાં સાફ થઇ ગયો. આ ઘટના વિષે વિવેચન કરવું તે અત્યારે આવશ્યક છે, આ વિવેચનથી એક અમૂલ્ય રાજ્યનૈતીક તત્વ આપોઆપ વિદીત થઇ જશે, આ તત્વના મહિમાથી મોહિત થઇ ને ભારત બન્ધુ મહાત્મા ટૉડે સ્પષ્ટ રીતે જણાવ્યું છે કે આ તત્વે અમારી સમક્ષ સંકેતની પેઠે આવીને અમને સાવચેત કરી દીધા છે. નિતીબળની સહાય વીના કેવળ ખડગના બળથી ભારતવર્ષનું શાસન કરવાથી વિપત્તીમાં પડવું પડશે

હિન્દુઓનો વૈરી ઓરંગઝેબની શાસન પ્રણાલીકા લક્ષમાં લેવાથી મહાત્મા ટૉડના પૂર્વોક્ત કથનની સત્યતા ઉત્તમ પ્રકારે સમજાશે બળ, ગર્વિત દુરાચારી ઓરંગઝેબ પોતાના અસીમ બળ પર વિશ્વાસ રાખી ધર્માત્મા રાજપૂતોની ઘૃણા કરતો હતો આથી તેણે પોતાના તથા પોતાના વિસ્તૃત રાજ્યના મૂળમાં જાતે જ કુહાડીનો પ્રહાર કર્યો, બળથી અંધ બની જવાથી તે પોતાની ખરી અવસ્થાનો પરિચિત ન હતો, પરંતુ આતો સ્પષ્ટ જણાય છે કે રાજ્યનીતી અકબરે જે મહા પ્રચંડ રાજ્યના મૂળ ઉંડા જમાવ્યા હતા તે રાજ્ય કેવળ ઓરંગઝેબના દુરાચરણથી કપાએલા મૂળવાળાં વૃક્ષની પેઠે કંપાયમાન થતું હતું ઓરંગઝેબે એક પળ પણ પોતાના રાજ્ય કે પ્રજાના હીતનો વિચાર કર્યો હોત તો મોગલ સામ્રાજ્યનો નાશ આટલો શીઘ્ર થાત નહી, વિચાર કરવાથી આ વાત ઉપર દૃઢ વિશ્વાસ બેસે છે કે એક માણસ રાજ્ય ચલાવવામાં ગમે તેટલો ચતુર હોય, રણનીતીમાં ગમે તેટલો કુશળ હોય, તેમ ગમે તેટલી સેનાની સહાય હોય અને ગમે તેટલો પરાક્રમી હોય, પણ જ્યાં સુધી એ પ્રજાનો પ્રેમ સંપાદીત કરતો નથી જ્યાં સુધી તે પ્રજાને સંતુષ્ટ કરતો નથી ત્યાં સુધી પોતે કદી પણ પોતાના રાજ્યને દૃઢ અને ચિરસ્થાયી બનાવી શકતો નથી .

મહાત્મા ટૉડના સમયમાં બ્રીટીશ સામ્રાજ્ય હિન્દમા જેટલો ફેલાવો પામ્યું હતું તેના કરતાં ઓરંગઝેબના સમયમાં મોગલ સામ્રાજ્યનો વિસ્તાર અધિક હતો. અને તેની પાસે રક્ષાની સામગ્રી ઘણી મોટી અને સુદૃઢ હતી, વળી રાજપૂતોની સાથે શોણિત સબંધ પણ ચાલુ થઇ ચુકયો હતો. રાજપુત લોકો પર અત્યંત ચાહના કરવામાં આવતી હતી તે છતાં તેઓ તેમના રાજ્યનું હીત સાધવા માટે અર્થ અને પોતાના પ્રાણ સુદ્ધાં બલિદાન આપવામાં ત્રુટી કરતા નહતા

તેઓ સિન્ધુ નદીના પેલે પાર જઇ કાબુલમાં પણ તેને માટે લડતા હતા અને તે પ્રદેશમાં વિજય પ્રાપ્ત કરતા હતા ભારતવાસીઓ ચિરકાળ રાજભક્ત

રહેતા આવ્યા છે. આથી તેઓ રાજાના અત્યાચાર સહન કરીને પણ તેમને માટે પ્રાણાર્પણ કરતા હતા, ભારતવાસીઓની રાજ્યભક્તિ અકબર સારી પેઠે સમજી ગયો હતો. જહાંગીર અને શાહજહાં અકબરની જ નીતી પ્રમાણે ચાલતા હતા. પરંતુ દુરાચારી ઔરંગઝેબ હિંદુઓની રાજભક્તિનો મહિમા સમજ્યો નહીં તે હિંદુઓની રાજભક્તિ અને ઉદારતાનો અવળો અર્થ કરતો હતો કે હિંદુઓ મારા પ્રચંડ બળથી ભયભીત થઈને મારા શરણે આવે છે. તેણે હિંદુઓની રાજભક્તિની આવો શોચનીય બદલો આપ્યો. જો ઔરંગઝેબની ઇચ્છા હોત તો તે સુગમતાથી પોતાના પૂર્વજોની શ્રેષ્ટ નીતી ગ્રહણ કરી હિંદુઓની ઉચ્ચ રાજભક્તિ અને ઉદારતાનો કિંચીત બદલો આપી શકત, પરંતુ તેને તેમ ન કરતાં પરમવિશ્વાસુ અને પરમ રાજભક્તો રાજપૂતો સાથે પશું સમાન આચરણ કર્યું. અને અયોગ્ય જજીઆવેરો સ્થાપિત કરી તેમની રાજભક્તિનો અનાદર કર્યો આ અનિતિ ભરેલો જજીઆવેરાની સ્થાપના થવાથી જ મોગલ સામ્રાજ્ય નો નાશ થયો હતો. જો ઔરંગઝેબ પોતાના પૂર્વજોની શ્રેષ્ટ નીતિ અનુસાર ચાલી આ ધૃણિત મુંડકર જજીઆવેરો સ્થાપિત ન કરત અને હિંદુઓ પર કઠોર અત્યાચાર ન કરત તો મોગલ સામ્રાજ્યનું અધ:પતન આટલું શીઘ્ર થાત નહીં દુરાચારી ઔરંગઝેબનો સર્વ હિંદુઓને બળાત્કારે મુસલમાન કરવાની અભિલાષા હતી. પરંતુ રાજપૂત કેશરી રાજસિંહના પ્રચંડ પરાક્રમ આગળ તેની આ દુષ્ટ ભાવના પૂર્ણ થઇ નહીં. પરંતુ તેના અવસાન પછી તેને હિંદુઓને બળાત્કારે મુસલમાન કરવા માંડયા અને જજીઆ વેરામાંથી કોઇ પણ હિંદુ મુક્ત થઈ શકયો નહીં.

ઔરંગઝેબ હિંદુઓનો કટ્ટો દુશ્મન હતો તેના જીવનની પ્રત્યેક ઘટના આ કથનની સત્યથી સિદ્ધ કરે છે જે હિંદુ પોતાનો ધર્મ છોડી મુસલમાન થતો તેને દુરાચારી ઔરંગઝેબ માન સહીત આસન આપતો આમાંનું એક ધર્મભ્રષ્ટ માણસનું વૃત્તાંત અહીંયાં લખીશું આ વૃત્તાંત વાંચવાથી સ્પષ્ટ રીતે સિદ્ધ થશે આવા ધર્મભ્રષ્ટ માણસોને આશરો આપી ઔરંગઝેબે પોતાના જ પગમાં કુહાડી મારી હતી. આ અવિચારી કૃત્યથી જે વિસ્મય કુળની ઉત્પત્તિ થઈ તે કુળના વંશજોને ચિરંકાળ પર્યન્ત ભોગવવું પડયું. આથી મોગલ સામ્રાજ્યનો ધ્વંશનો માર્ગ સાફ થઈ ગયો હતો.

સીસોદીયા કુળની હલકી શાખામાં રાવગોપાલ નામનો રાજપૂત એક થઈ ગયો હતો તે ચંબલ નદીના તટ પર આવેલા રામપુર રાજ્યનો રાજા હતો ને મહારાણાનો માંડલીક હતો. એક વખત રાવગોપાલ પોતાની પ્રચંડ સેનાને લઇ દક્ષિણમાં યુદ્ધ કરવા ગયો ત્યારે પોતાના રાજ્યનો કારોબાર પોતાના જ

પુત્રને સોપ્યો હતો તેનો કુલકલંક પુત્ર રાજ્યની આવક પોતાના પિતાને નહીં મોકલતાં પોતે જ સ્વાહા કરી જતો હતો ત્યારે રવગેપાળે પોતાનો ન્યાય આપવા માટે પાદશાહને પ્રાર્થના કરી ત્યારે મૂર્ખ રાજકુમાર પોતાના પિતાના તથા બાદશાહના ક્રોધાગ્નિમાંથી બચવા ઉપાય શોધવા લાગ્યો ઘણીવાર વિચાર કર્યા પછી તેને એક ઉપાય જડ્યો આ ઉપાય દ્વારા તેની સંકટમાંથી મુક્તિ થઈ

આ ઉપાય એ હતો કે તેણે હિંદુ ધર્મનો ત્યાગ કરી ઈસ્લામનો ધર્મ સ્વીકાર્યો આ ઉપરથી ઔરંગઝેબ તેના ઉપર પ્રસન્ન થઈ તેનો અપરાધ ક્ષમા કર્યો એટલું જ નહીં બલ્કે તેને રામપુરનું રાજ્ય સમર્પણ કરી દીધું પોતાના દુષ્ટ પુત્રના આવા કૃત્યથી પોતાના પિતાને અત્યંત તીરસ્કાર આવ્યો અને તેનો બદલો લેવા માટે પોતાની સેના લઈ રામપુર તરફ આક્રમણ કર્યું પરંતુ તેની ધારણા સફળ થઈ નહીં અને પરાજય થયો તેથી પોતાનું રક્ષણ કરવાને માટે રાણા અમરસિંહનો આશ્રય ગ્રહણ કર્યો, દુષ્ટ દુરાચારી ઔરંગઝેબે આ વાત જાણી અત્યંત ક્રોધાયમાન થયો રાણાએ રાવગોપાલને આશરો આપ્યો તેથી બાદશાહ તેને દ્રોહી ગણવા લાગ્યો અને તેની હીલચાલ તપાસવા માટે પોતાના પુત્ર અજીમને માળવા રહેવાની ભલામણ કરી બાદશાહનો પરમ ભક્ત એવો એક રાજપૂત પોતાના જીવનચરિત્રમાં ઔરંગઝેબના દુરાચારની સ્પષ્ટ હકીકત પોતાના ગ્રન્થમાં એક સ્થળે લખ્યું છે કે શાહ પોતાના વિશ્વાસુ અને સહાયક રાજપૂતો ઉપર કિંચીત પણ અનુગ્રહ કરતો ન હતો તેથી તેની સેવા કરવા માટે રાજપૂતોનો આગ્રહ મંદ પડી ગયો હતો, બાદશાહને તેની દુષ્ટતાનો બદલો આપવા માટે જ અમરસિંહ રાણાએ તેના વિરૂદ્ધ ખડગ ધારણ કર્યું હતું રણને સહાય કરવાને માલવરાજ પણ યુદ્ધમાં આવ્યા હતા આ વખતે આજીમ દક્ષિણ તટ પર હતો તે પ્રદેશમાં મહારાષ્ટ્રી નીમસિંધીઆ નામના એક રણ વિશારદ મહારાષ્ટ્રીને પોતાનો સેનાપતિ બનાવી ભયંકર વિગ્રહ કરી રહ્યા હતા આ ભયંકર અગ્નિ શાંત કરવા માટે બાદશાહ ઔરંગઝેબે આજીમની સાથે રાણા જયસિંહને મોકલ્યા, પરંતુ તેને સફળતા મળી નહીં.

બાદશાહના કઠોર અત્યાચારથી ભારત વર્ષમાં વિગ્રહ—અગ્નિ પ્રજ્વલીત થયો હતો. પાદશાહ વૃદ્ધાવસ્થામાં પ્રવેશ કરી ચૂક્યા હતા તેથી સર્વ લોકો મોગલોની ગુલામી છિન્નભિન્ન કરવા એક પગે તૈયાર થઈ ગયા હતા. આ પ્રમાણે બાદશાહ ક્યાં ક્યાં સંભાળે ક્યા ક્યા જાનની રક્ષા કરે અને કોનું ધ્યાન રાખે

એક તરફ મહારાષ્ટ્રી વીરકેશરી શિવાજીના મનથી દિક્ષીત થઈ સ્વાધિનતા પ્રાપ્ત કરવા માટે બાળસૂર્યની પેઠે ધીમે ધીમે પ્રચંડ મૂર્તિ ધારણ કરી રહ્યા હતા બીજી બાજુ રાજપૂત લોકો મોગલોથી અલગ થતા જતા હતા આથી

બાદશાહ અતિ ભયભીત અને વ્યાકુળ થયો. પરંતુ આ સંકટમાંથી તેનો ઉદ્ધાર થયો નહીં તેથી તેની વૃદ્ધાવસ્થા જોઈ તેના પુત્રો મોગલ રાજ્ય પોતપોતાના અધિકારમાં લેવાનો પ્રયત્ન કરવા લાગ્યા અને તે માટે ભયંકર સંકટો સર્જન કરવાને પણ તૈયાર થયા. આ દારૂણ સંકટોથી પીડીત થઈ પચાસ વર્ષ સુધી ભયંકર રાજ્યનિતિ ચલાવી.

પાદશાહ ઓરંગઝેબે વસાવેલા ઓરંગાબાદ નગરમાં ઈ. સ. ૧૭૦૭ માં (જીકાદની તારીખ ૯ મી) આ લોકનો ત્યાગ કરી યમદ્વારે પહોંચી ગયો જે દિવસે તેનું મરણ થયું તે દિવસે પુત્ર-પૌત્રાદિમાં મહા કોલાહલ મચી રહ્યો પિતાના મરણનો શોક કરવો દૂર રહ્યો પરંતુ તે સર્વ તખ્ત પ્રાપ્ત કરવાની ઈચ્છાથી પાટનગર તરફ દોડયા, પ્રથમ ઓરંગઝેબના પુત્ર અજીમે શહેનશાહી પોતાના અધિકારમાં લીધી પછી તે પોતાના જેષ્ટ બન્ધુ સુલતાન મોઆઝીમને તેની સેના સાથે પોતાના પાટનગરમાં આવતો જોઈ તેનો મનોરથ નષ્ટ કરવાની ઈચ્છાથી ધાત અને કોટાના રાજપૂતોને લઈ તેની ગતિ રોકવા માટે આગ્રામાં ગયો. મેવાડ, મારવાડ અને રાજસ્થાનના પશ્ચિમ ભાગમાં આવેલા સર્વ રાજાઓ મોઆઝીમની પતાકા નીચે આવી એકત્રીત થયા. આ સર્વ રાજપૂતોને પોતાની સાથે લઈ સુલતાન મોઆઝીમ 'જાજો' નામના સ્થળે અજીમની સેના સાથે આવી સામો થયો.

આ યુદ્ધમાં આજીમનો સખત પરાજય થયો અને તેમાં ધાત તથા કોટાના રાજા તથા પોતાના પુત્ર બેદરબખ્તની સાથે સમરભૂમીમાં માર્યા ગયા. તેથી મોઆઝિમ સંપૂર્ણ પણે નિષ્કંટક થયો અને તે "શાહ આલમ બહાદુર શાહ" નામ ધારણ કરી પિતાના તખ્ત પર બિરાજમાન થયો.

મોઆઝિમમાં અનેક સદ્દગુણો હતા તેના સદ્દગુણો પર આકર્ષાઈ સઘળા રાજપુતો તેના પર પ્રસન્ન હતા, જો સુલતાન મોઆઝિમ હિન્દુ હિતૈષી શાહજહાં પછી મોગલ સિંહાસન પર બેઠો હોત તો વીરવર બાબરે સ્થાપન કરેલું રાજ્ય વૃક્ષ આટલી શીઘ્રતાથી નાશ ન થાત, જો આમ થાત તો આજ પર્યન્ત મોગલો તખ્તે તાઉસ પર બિરાજમાન થઈ એશિયાના પ્રબળ રાજ્યના સ્વામી તરીકે જગતમાં પ્રસિદ્ધ થાત પરંતુ તેના ભાગ્યમાં શીઘ્રતાથી નાસ થયાનું લખ્યું હશે. નહીં તો ઓરંગઝેબ જેવો ક્રુર પાદશાહ મોગલોના સિંહાસનને કલંકીત શા માટે કરત. લોકો ઔરંઝેબને નર-રાક્ષસ ગણતા હતા. અને તેનો તથા તેના રાજ્યનો નાશ કરવા માટે ચારે તરફથી લોકો પ્રયત્ન કરતા હતા, મોગલવંશમાં ઔરંગઝેબ અત્યંત દુષ્ટ પાદશાહ થયો. આ પ્રમાણે ઔરંગઝેબની દુષ્ટ રાજ્ય-નિતિથી આખા મોગલ સામ્રાજ્યનો નાશ થયો..

રાજપૂત પ્રેમી બહાદુરશાહ કદાચ આ ઘાવ ભૂલાવી શકત પરતુ તેની કારકીર્દી અતિ અલ્પ સમયમા સમાપ્ત થઈ ગઇ તેથી તેને સફળતા મળી નહી જો કે તે ગુણવાન હતો પણ રાજપૂતોએ સ પૂર્ણ વિશ્વાસ તેના ઉપર રાખ્યો નહોતો દીર્ઘકાળના પરિચયથી તેમના હૃદયમા એવો દઢ નિશ્ચય થઈ ગયો હતો, કે મોગલો અવિશ્વાસપાત્ર અને નિષ્ઠુર છે તેમને ભય કર રીતે રાજસ્થાનનું રૂધીર ચુસી લીધુ છે અને બાદશાહનો જન્મ પણ મોગલ વ શમા થયો હતો, તેથી તે પણ પોતાના જાતીબન્ધુ જેવો નીવડે તેમા નવાઈ નથી આવા વિચારથી રાજપૂતો માહે માહે સ ધી કરી પોતાના બચવાની રક્ષા કરવાનો ઉપાય યોજ્યો બહાદુરશાહે તેઓને સ તુષ્ટ કરવા માટે અનેક ઉપાય કર્યા, અકબરના ઉદાર દ્રષ્ટાંતો આપી પોતાની સાથે સ બ ધ રાખવાનો તેમને ઘણોજ આગ્રહ કર્યો, પર તુ તેના સર્વ પ્રયત્નો નિષ્ફળ ગયા ( ઇ સ ૧૭૦૯–૧૦ ) રાજપૂતોના દીલમા જે દૃઢ નિશ્ચય બ ધાઈ ચુકયો હતો તે કોઈ હીસાબે ટળ્યો નહી તેઓ પૂર્ણ રીતે સમજી ગયા હતા કે મોગલો ઉપર ગમે તેટલા ઉપકાર કરવામા આવશે અને તેમને માટે પ્રાણ વિસર્જન કરવામા આવશે તે છતાએ તે લોકો તેનો નિષ્ઠુર જાતિસ્વભાવ છોડશે નહી તેથી તેઓએ બહાદુરશાહના આગ્રહ ઉપર કોઇ પણ જાતનું લક્ષ આપ્યું નહી

જ્યારે મોગલ પાદશાહનો દૂત તેમની પાસે ગયો ત્યારે તેમને કેવળ એકજ ઉત્તર આપ્યો કે દેવતાથી વિમુ મ થવાને લીધે લોકોને મતીભ્રમ થયો છે રાજપૂતોના આ પ્રતીઉત્તર સાભળી બાદશાહ શીઘ્ર સમજી ગયો રાજપૂતો તર ફથી ભવિષ્યમા સહાય મળવાનો સ ભવ ઘણો જ ઓછો છે થોડા વખતમા પાદશાહને પોતાના બન્ધુ કામબક્ષની સાથે ભય કર ઝઘડો થયો કામબક્ષે પોતાને દક્ષિણનો પાદશાહ તરીકે જાહેર કર્યો બહાદુરશાહને આ વિદ્રોહ દાબી દીધા વિના શીખોનું દમન કરવાને માટે ઉત્તરમા જવું પડયુ ગુરૂ નાનકે આ વિકાળ અને પરમ પરાક્રમીથી જાતિની પ્રતિષ્ઠા કરી હતી શીખ શબ્દની ઉત્પત્તિ શીષ્ય શબ્દ ઉપરથી થઇ છે

એમ કહેવાય છે કે ' ઓકસસ ' નદીના તટપર શાકદ્વીપના પ્રાચીન જિન કુળમાથી આ જાતિનો ઉપદ્રવ થયો હતો, પછી તે ઈસ્વીસનની પાચમી શતાબ્દીમા ભારત વર્ષ ઉપર આક્રમણ કરી તેના પશ્ચિમ ભાગમા આવી વસી ગુરૂ નાનકના મહામ ત્રથી દીક્ષિત થઇ તે કાળ પછી એક શતાબ્દીમા શીખોએ પોતાની રક્ષા કરવા યોગ બળ ચાતુર્ય તથા પરાક્રમ પ્રાપ્ત કર્યું અને પોતાને સ્વાધીન પ્રજા તરીકે જાહેર કર્યા, બહાદુરશાહના શાસનકાળમા અખીલ મોગલ સામ્રાજ્યમા કેવળ શીખજાતિ જ સ્વત ત્ર થઈ હતી, તેમનુ દમન કરવાને માટે પાદશાહ પોતાની

સેનાપતિ સહિત પંજાબ તરફ ચાલ્યો તે યુદ્ધ કરવા જતો હતો તે વખતે અંબર અને મારવાડના રાજાઓ શીઘ્ર તેને જઇને મલ્યા હતા. પરંતુ તેઓ તેની સાથે કાંઇ બોલ્યા વીના તેમજ તેમની આજ્ઞા લીધા વીના ત્યાંથી પાછા ફર્યા તેમના મન આ વખતે શા કરણુથી બદલાઈ ગયાં તે કાંઇ સમજી શકાતુ નથી. પરંતુ કેટલાક ઐતિહાસીક ગ્રન્થોથી એમ સમજાય છે કે તેઓ પણુ શીખોની તેજસ્વિતાનું જ અનુકરણુ કરી સ્વતંત્ર થવાનો વિચાર કરતા હતા.

મોગલ સામ્રાજ્યની આવી હીન અવસ્થામાં પરાક્રમી શીખોનું દ્રષ્ટાંત લઈ રાજપુતોએ પણુ મોગલોની આધીનતા રૂપી બેડીઓ તોડી નાંખવાનો વિચાર કર્યો પાદશાહે જ્યારે તેમને શાંત અને સંતુષ્ટ કરવાને માટે જ્યારે પોતાના જ્યેષ્ટ કુમારને તેમની પાસે મોકલ્યો ત્યારે તેઓ પાદશાહની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શક્યા નહીં પરંતુ તેમનો એક પણુ પ્રયત્ન ફળીભૂત થયો નહીં અંબર અને મારવાડના રાજાઓ પાદશાહની આજ્ઞા લીધા વીના જ શિબીરનો ત્યાગ કરી ચાલ્યા ગયા. અને ઉદયપુરમાં રાણુા અમરસિંહને મળી પરસ્પર સંધી કરી લીધી આ રીતે રાજસ્થાનમાં ત્રણુ મહાબળ એકત્રીત થયા સ્વતંત્ર થએલો રાઠોડ અને કશાવટ રાજપુતો દીર્ઘકાળ પ્રશ્ચાત રાજપૂત કુળ ચૂડામણિ પરમ સીસોદીયાની સાથે પરમ પ્રેમથી એકત્રિત થયા. હવે તેઓ એકઠા બેસી ભોજન કરવા લાગ્યા. અને તે વૈવાહીક સબંધમાં પણુ સાથે જોડાયા મહારાણુા તરફથી એકત્ર બેસી ભોજન કરવાનું તથા વૈવાહીક સબંધ બાંધવાનું સન્માન પ્રાપ્ત કરવાથી અંબરને મારવાડના રાજાઓ અતિ ઉલ્લાસથી સંધી કરી સંધીપત્ર પર હસ્તાક્ષર કરતી વખતે ઉક્ત ઉભય રાજાઓએ પોત પોતાના ઈષ્ટ દેવતાનું નામ લઈ પ્રતિજ્ઞા કરી કે આજથી અમે કદી મોગલ પાદશાહની સાથે વૈવાહીક સબંધમાં કીંવા રાજનૈતિક અથવા બીજો કોઈ પ્રકારનો સબંધ રાખીશું નહીં વળી સીસોદીયા કુળની કુમારીકાઓ સાથેના વિવાહથી જે સંતાન ઉત્પન્ન થશે તેને સન્માન આપવામાં આવશે. પુત્ર થશે તો તે રાજસિંહાસન પર બેસશે અને પુત્રી થશે તો તેને ઉચ્ચ રાજકુળમાં અર્પણુ કરવામાં આવશે. તેને પ્રાણુાન્તે પણુ મોગલના હાથમાં સમર્પણુ કરીને અમારા કુળને કલંકીત કરીશું નહીં.

સીસોદીયા કુળ તરફથી ઉચ્ચ સન્માન મળતાં રાઠોડ અને કુશાવટ રાજાઓ મોગલોની બેડીમાંથી મુક્ત થવા ઈચ્છાથી સંધીપત્ર પર હસ્તાક્ષર કર્યા પરંતુ દીર્ઘકાળથી ચાલી આવેલી પ્રથાનું ખંડન થતાં જે વિષમ કુળની ઉત્પત્તિ થઈ તેથી રાજપુતોનો નાશ થયો અંબર અને મારવાડના રાજાઓએ પોતાના વર્તનમાં જે પરિવર્તન કરી નાંખ્યું તેથી રાજ્યમાં મહાન ભયંકર [illegible] થયો

અને તે સુગમતાથી દૂર થઈ શકયો નહી આ ઝગડો જે નિવૃત કરવા મધ્યસ્થ થયા તેના કઠોર સ્પર્શથી રાજ્યસ્થાન પાયમાલ થઈ ગયુ આ સ્પર્શ મોગલોની જબ્બરીથી પણ કઠોર સ્પર્શ હતો. આ સ્પર્શ મહારાષ્ટ્રીઓનો હતો ઉક્ત ત્રણ રાજાઓના બળે બાબરના પ્રચડ સીહાસનને સોયસેણુ કરી નાખ્યુ હતુ પરતુ આ સમયે તે શત્રુઓએ તેમના ઘરમા પ્રવેશ કર્યો તેમનાથી જ રાજપૂતોનો નાશ થઇ ગયો હતો.

જે દિવસે હિદુવૈરી ઔરગઝેબે રાજપૂત કુળ કલક રત્નસિહને તેના પિતાના ક્રોધાગ્નિથી બચાવવા માટે આશ્રય આપ્યો હતો તે દિવસથી જોધાજીરાવે ઉદયપુરના મહારાણાનું શરણુ ગ્રહણ કર્યું હતુ રામપુરને હસ્તગત કરવાને માટે જ મહારાણા અમરસિહ તૈયાર થયા પરતુ સસારીક અનેક કાર્યોના બોજાને લઈને તેઓ આજપર્યન્ત તે કાર્ય સિદ્ધ કરી શકયા નહોતા હવે જ્યારે રાઠોડ અને કુશાવર રાજાઓએ તેની સથે સધી કરી ત્યારે તેમણે તેમની સહાયથી પોતાના પૂર્વોક્તમત્ર સિદ્ધ કરવાનુ નક્કી કર્યું પરતુ તેમનો એ સકલ્પ સિદ્ધ થઈ શકયો નહી સુસલ્લીખાએ તેમનો એ ઉદ્યોગ નિષ્ફળ કરી નાખ્યો સુસલ્લીખાના વિજય સમાચાર બાદશાહના કાને પહોચ્યા કે તરતજ તેને ઉચિત પારિતોષીક આપ્યુ સુસલ્લીખાએ પાદશાહ પાસે દૂત મોકલ્યો હતો. તેને બાદશાહને વિજય સમાચાર કહેતા એક બીજાનું વૃત્તાત કહ્યુ

આ વૃત્તાતનો ભાવ એ હતો કે રાણાએ પોતનુ રાજ્ય ઉજ્જડ કરીને પર્વતમાલામા રહેવાની દૃઢ પ્રતિજ્ઞા કરી આ સમાચાર સભળ્યા પછી થોડા જ દિવસે પાદશાહે એક બીજી વાત સાભળી એ વાત એ હતી કે રાણાના સુભળદાસ નામના કર્મચારીએ પુરષ મડળના શાસન કર્તા ફિરોઝખા ઉપર આક્રમણ કર્યું છે અને આ આક્રમણનો પ્રતિરોધ કરવાનુ સામર્થ ફિરોઝખામા નહી હોવાથી તે અત્યત દુખીત તથા પીડીત થઈ અજમેર તરફ નાસી ગયો છે આ વાત સત્ય હતી પરતુ વીર જયચન્દ્રનો વશ જ સુભગદાસ આ પ્રસગના યુદ્ધમા જ મારો ગયો હતો ફિરોઝખા નાસી ગયો હતો એ વાત સાભળી પાદશાહ તો અત્યત દુખી થયો પેની બે વાતો પણ તેને સત્ય જણાવા લાગી વળી જે સાહસીક અને બળવાન દુર્ગાદાસ ઔરગઝેબની સાથે વૈર કરનાર તેના શાહજાદા અકબરને હજારો વિઘ્ન અને વિપત્તિની વચમાથી લઈ જઈ નિરાપદ સ્થાને તે પહોંચાડી આવ્યો હતો તે આજ બાદશાહની સામે બાથ ભીડવાને માટે પોતાના સર્વ રાજપૂતોની સાથે રણભૂમીમા આવ્યો હતો, રાણાએ આદર સહિત તેની પાસે રાખ્યો હતો અને એક દિવસના પાચસો રૂપીઆનો પગાર નીયત કરી આપ્યો હતો

આ સર્વ રાજપૂતોના એકત્રિત થવાથી જે મહાબળ ઉત્પન્ન થયું તે
બહાદુરશાહના સમયમાં કોઈ પણ બળ ઉપજાવી શકાયું નહીં શાહઆલમને ક્રુર
અને ખુની માણસોએ મોગલોની સામે બાથ ભીડવાનો આરંભ કર્યો. બહાદુર-
શાહ સરળ સ્વભાવનો બાદશાહ હતો. પરંતુ દુર્ભાગ્યવશાત તેના પિતાના અસંખ્ય
પાપોનું ફળ વજ્ર સમાન બની તેના મસ્તક પર પડયું. પાપી પિતાના અપરાધોનું
ફળ પુણ્યવાન પુત્રને ભોગવવું પડયું. શાહઆલમની સર્વ આશા નાશ થઇ
ગઈ. હિંદુકુશથી સિંહલદ્વિપ પર્યંતનો સમસ્ત દેશ ઔરંગઝેબના અત્યાચારથી
ત્રાહ ત્રાહ પોકારી રહ્યો હતો.

બહાદુરશાહે ધાર્યું હતું કે હું આ સર્વ ઉપદ્રવોને દુર કરી મારા રાજ્યમાં
સુખ અને શાંતિ સ્થાપિત કરીશ. પરંતુ દુર્ભાગ્યવશાત્ એની આશા ફળીભૂત
થઈ નહીં શાહ આલમ કાર્યચતુર, દુરદર્શી અને સહનશીલ પાદશાહ હતો.
જો તેના જીવનમાં અકાળ મૃત્યુનો પ્રહાર થયો ન હોત તો તે પોતાના ઉત્તમ
ગુણોથી સલ્તનતનું રક્ષણ કરત. પરંતુ વિધાતાની વીધી અનુસાર તેનું અકાળ
મૃત્યુ થયું, તેથી શીઘ્ર મોગલ રાજ્યનો અસ્ત થઈ ગયો. મોગલ રાજ્યનું નાશ
કરવાનું પાપ તેના ખુનીઓના શીર પર જઈને પડયું.

જે દિવસે સાધુ ચારિત્ર શાહઆલમ બહાદુરશાહ વીષ દ્વારા અકાળ મૃત્યુને
વશ થયો તે દિવસથી બાબરનું સિંહાસન કાપેલા વૃક્ષ માફક થરથર કંપાયમાન
થઇ ગયું. મોગલરાજ્યના ઉત્તરાધિકારીઓ શોણિત નદીને તરીને કંપાયમાન
સિંહાસન પર બેસવા લાગ્યા પરંતુ કોઇ પણ બાદશાહને તે સ્થિર રાખી શકયો
નહિં. અંતે ગંગા-યમુનાના સંગમ આગળના બેરાનગરથી હુસેનઅલી અને અબ-
દુલ્લાખાં એ બે સૈયદ ભ્રાતાઓએ આવીને મોગલ સિંહાસનને વ્યાપારની વસ્તું
બનાવી દીધી. બાબર-અકબર-જહાંગીર-શાહજહાંના રત્નના સિંહાસનને
ક્રુર સૈનીકોએ પોતાની ઈચ્છા પ્રમાણે ગમે તે માણસને સોંપ્યું. અનાદિકાળથી
ચાલતો આવતો ઉત્તરાધિકાર રદ થઈ ગયો. અને ધર્મ ન્યાયના પવિત્ર મસ્તક
પર વજ્રપાત થયો. જે માણસને ધન આપી ઉક્ત ઉભય બંધુઓને પ્રસંન્ન રાખી
શકતો હતો. તે ભારતવર્ષનું સિંહાસન અલ્પકાળના માટે ભોગવતો હતો.

થોડા દિવસ પછી સૈયદ બંધુઓ તેને પદભ્રષ્ટ કરી બીજા કોઇને સિંહાસના-
રૂઢ કરતા હતા આ પ્રમાણે મોગલોના સિંહાસન અને મોગલોના શાહજાદાઓ
હુસેનઅલી અને અબદુલ્લાખાંના હાથમાં કાષ્ટની પુતળીની માફક બની ગયા હતા.
અને મોગલ કુળની શોચનિય સ્થિતિ પ્રદર્શીત કરી અનંતકાળમાં લીન થઈ ગયા.
તે વખતે રાજ્યસ્થાનના મુખ્ય ત્રણ રાજાઓનું બળ એકત્રિત થઈ મોગલ
રાજ્યના વિરૂદ્ધ કાર્ય કરવાને પ્રવૃત્ત થયું. તે સમયે આં સૈયદ બંધુઓ

फर्रुखशीयरने तख्त उपर बेसाडयो हतो. हिंदु वेरीओना भयंकर अत्याचार दीर्घ काळथी राजपुतो सहन करता हता. तेमनी सहनशीलता अद्भूत हती परंतु हवे उक्त उभय भ्राताओना अत्याचार सहन करी शकया नहीं हवे तेमनी सहनशीलता चलायमान थई गई, अने तेमना अंतरमां गुप्त रहेलो वैराग्नि प्रचंड ज्वालाथी प्रज्वलीत थई उठयो. अत्याचारी मुसलमानोए हिंदुना तेमज जैनोनां देव-मंदिरो तोडीने त्यां मस्जीदो बनावी हती हवे राजपुतोए तेज मस्जीदो तोडी नाखी मुसलमानोना धर्मगुरु मुल्लाओनु अपमान करवा माडयुं

हिंदुओनी स्वाधिनता पुंचवी लई राजपुतोना होद्दाओ पुंचवी मुल्लाओ अने काझीओने तेमनो अधिकार सोपवामा आव्यो हतो ते हवे राजपुतोए खास करीने राठोड राजपुतोए आ सर्व होद्दाओ मुल्लाओना ने काझीओना हाथमाथी छीनवी लई पोतानी स्वर्गीय स्वाधिनता पुन प्राप्त करी जसवंत सिंहना मृत्यु पछी प्रतापी राठोडोए मोगलोना अंसमाथी पोताना होद्दा पुन प्राप्त करी उत्तम प्रकारे तेनी रक्षा करी हती. अजीतसिंहे आरवाडमाथी मोग लोनो सख्त पराजय कर्यो हतो. राजस्थानना उक्त त्रिराज्यनु बळ सांभर सरोवरना तट पर एकत्रित थयु हतु आ सरोवर मेवाड मारवाड अने अंबर त्रणेनी वच्चमा आवेलुं छे एमाथी जे कांइ उपज थाय ते त्रणे राज्यो सरखा हीस्से वहेंची ले छे

राजपुतोनु बळ अने पराक्रम धीमे धीमे वृद्धीगत थतुं गयु बादशाहे तेमनुं सिंघवु बळ रोकवानी प्रतिज्ञा करी अमीर-उल उमरा अजीतसिंहनो गर्व चूर्ण करवाने माटे पोतानी सेनाने साथे लई युद्ध करवा आव्यो आ वखते ज बादशाहनो लखेलो एक गुप्त पत्र अजीतसिंहना हाथमा पहोचाडयो बादशाहे ते पत्रमा लख्युं हतु के मगरूर सैयदनी खबर अच्छी तरेहथी लेशो. बादशाहे पोताना सेनापतिने शिक्षा करवाने माटे शत्रुने लख्यु हतु तेनु एक विशिष्ट कारण हतु फर्रुखशीयरे उक्त उभय सैयद भ्राताओनी शहेनात प्राप्त करी हती ते बंने बधु तेने वारवार दबावता हता तेथी ते सारी पेठे समजी गयो हतो के हुं कांई विसातमा नथी राज्यमा मने कोई लेखामा गणतुं नथी ते सारी रीते जाणतो हतो मारो राज्यभोग मात्र नामनो ज छे उभय सैयद भ्राताओनी प्रतिष्ठा दीनप्रतिदीन वृद्धि थवा लागी हती तेथी बादशाहना मनमा भय उत्पन्न थवा लाग्यो तेने सैयदोनी आगळ करेलो प्रतिज्ञा भंग करवानी चेष्टा करी हती परतुं तेम करवाथी तो ते सैयदोनी वधु उन्नति थवा लागी आथी बादशाहना संदेहनो अने भयनो पार रह्यो नहीं सैयदोनो ज नाश

કરવાનો કોઈ મારગ ન જોયો એટલે તેને અજીતસિંહ ઉપર ગુપ્ત પત્ર મોકલ્યો હતો. પરંતુ તેનો ગુપ્ત ઉદ્દેશ પાર પડયો નહિં. રાઠોડ રાજા અજીતસિંહે ઉભય સૈયદોની સાથે સંધિ કરી લીધી. અને બાદશાહને નીયમીત કર અને પોતાની કન્યા આપવાનો સ્વીકાર કર્યો આ ઠરાવ કરવાથી અજીતસિંહ મોગલોની સભાની અંદર વિશેષ માનપાન પામવા લાગ્યો.

જે દિવસે મારવાડની રાજકુમારી સાથે ફરૂંખશીયરનો વિવાહ નક્કી થયો, તે દિવસથી શ્વેત દ્વિપવાસી બ્રિટિશસિંહોનો પ્રભૂતાનો મારગ નિષ્કંટક થઇ ગયો. વિવાહ સંબંધ થવાની થોડા દિવસ પૂર્વે બાદશાહની પીઠમાં ભયંકર પાઠું નીકળ્યું. આ પાઠું બહુ વધી ગયું. હકિમોએ અને વૈદ્યોએ તેના ઉપચાર કરવામાં બાકી ન રાખી પણ આખરે તે પાઠું મટયું નહીં. અને દિવસે દિવસે દરદ વધવા લાગ્યું વિવાહનો દિવસ પણ વ્યતિત થઈ ગયો છતાં દરદ મટયું જ નહીં. તેથી તે અત્યંત શક્તિહીણ થઈ ગયો.

બાદશાહની આવી માંદગીની અવસ્થા જોઈ સૌના દીલમાં ચિંતા થઇ કે બાદશાહના વિવાહનો સામાન તેના સ્મશાનના કામમાં આવશે. લોકો એ દર્દને મટાડવાના ઉપાય ઘણા શોધવા માંડયા તે વખતમાં બ્રિટિશ કંપનીમાં રહેતો એક દૂત બાદશાહની સભામાં આવી પહોંચ્યો. તે સુરતમાં એક ઉત્તમ ડાકટર હતો..ખાસ કરીને તે શસ્ત્ર ક્રિયામાં હુશિયાર હતો. સર્વના પ્રયત્નો નિષ્ફળ જતા તેની પાસે દવા કરવાનો નિશ્ચય કર્યો તે સાહેબનું નામ હામીલ્ટન હતું. આ મહાશયે પાદશાહનું દર્દ થોડા જ સમયમાં મટાડી આરામ કર્યો. ને મોટી ધામધૂમથી વિવાહનો સમારંભ સમાપ્ત થયો. તે પછી પાદશાહે એક દિવસે હામીલ્ટનને તેમની પાસે બોલાવ્યા અને તેમને પૂછ્યું કે આપને શું જોઈએ છે. મહાશય હામીલ્ટને પ્રત્યુંતર આપ્યો. જહાંપનાહ મારે કંઈ પણ જોઈતું નથી. મને કોઇ પણ જાતની માન–પાન કે હોદ્દાની લાલચ નથી તેમ લક્ષ્મીની પણ લાલચ નથી પણ હું દૂર દેશમાંથી વાણિજ્ય વેપાર કરવા આવ્યો છું. આપના રાજ્યમાં અમને પગ મૂકવાનું સ્થાન નથી તો આ પ્રસંગે આટલી જ પ્રાર્થના છે કે આપ જો મને ખુશ કરવા ચાહતા હો તો કોઈ ભૂમીનું દાન કરો. અને અમારા વેપારને અનુકુળતા પડે એવો પરવાનો આપો, પાદશાહે ખુશ થઇને તેની માંગણી પૂર્ણ કરી તે વિશાળ ભારત વર્ષનાં બ્રિટિશ પ્રભૂતાનું જે બીજ રોપવાથાં આવ્યું તે થોડા જ દિવસમાં ફાલ્યું અને એનું વિશાળ વૃક્ષ બની સમસ્ત ભારત વર્ષમાં ફેલાઈ ગયું આજે તેજ વિશાળ વૃક્ષની છાયાં નીચે જ અગણિત ભારત સંતાનો વિશ્રાંતી લે છે. આ વૃક્ષનો કદિ પણ નાશ ન થાય, એવી પ્રભુ પાસે અમારી પ્રાર્થના છે.

પાદશાહ ફર્રૂખશીયર મહાશય હેમીલ્ટનને ખરો સ્વદેશાનુરાગ તથા સ્વાર્થ ત્યાગ જોઇ અત્યંત વિસ્મિત થતો હતો જો હેમીલ્ટન ધારત તો તે અઢળક ધન પ્રાપ્ત કરી શકત પરંતુ તેને પોતાના તુચ્છ સ્વાર્થનો ત્યાગ કરી પોતાના સ્વદેશ બંધુ પર જે પરોપકાર કર્યો હતો તેનો ઉચિત બદલો તો તેને મ યો નહિ

જે હેમીલ્ટનના અસીમ મહત્સ્ય અને સ્વાર્થ ત્યાગને લીધે ભારત વર્ષમા આજે બ્રિટિશસિંહોનું અખંડ પ્રભુત્વ છે તેને પોતાના સ્વદેશ બંધુઓ તરફથી શું બદલો મળ્યો હતો ? કંઈજ નહી શોકની વાત તો એ છે કે જે દિવસે ઉક્ત મહાત્માનું જીવન રૂપી પક્ષી તેના પવિત્ર દેહમાથી ઉડી ગયુ તે દિવસે તે મૃત શરીરને કલકત્તાના એક સાધારણ કબ્રસ્તાનમા કોઈ પણ ઠબઠબા વગર દાટવામા આવ્યુ ઉક્ત નિર્જન સ્મશાન ક્ષેત્રમા તે મહાન બ્રિટિશનો પવિત્ર દેહ પંચભુતોમા લીન થઈ ગયો પરંતુ કોઈએ તેમના પ્રત્યે લાગણી દર્શાવી નહિ

જ્યારે મારવાડની રાજકુમારી સાથે સમ્રાટનો વિવાહ થયો હતો ત્યારે સર્વ લોકોએ ધાર્યું હતું કે રાજપુતો સાથે સારો વહેવાર રાખશે પરંતુ તેમની તે ઇચ્છા ફળીભૂત થઈ નહિ આ વિવાહ થયા પછી થોડા દિવસમાજ ફરૂખશીયરે જજીયાવેરાની પુનઃસ્થાપના કરી હતી પણ ઓરંગઝેબે આ જજીયાવેરો વસુલ કરવાના જેવી કઠોરતા નિષ્ઠુરપણુ વાપર્યું હતુ તેવું ફર્રૂખશીયરે કર્યું નહોતુ પરંતુ હિંદુ લોકો તો જજીયાવેરાનું નામ સાભળતાજ પુનઃ ક્રોધથી ઉન્મત્ત બની ગયા હતા અને મોગલો ઉપર તેમનો જે થોડો ઘણો અનુરાગ હતો તે આ જજીયાવેરાની સ્થાપનાથી નાશ પામ્યો હતો તેઓ યથાર્થપણે સમજી ગયા કે મોગલો કદિ હિંદુઓનું કલ્યાણ કરી શકનાર નથી અને તેઓ હિંદુઓ ઉપર અત્યાચાર કર્યા વિના કદિ પણ રહેનાર નથી ઉક્ત સૈયદ ભ્રાતાઓનું સામર્થ્ય હરણ કરવાને માટે ક્ષીણ હૃદય ફર્રૂખશીયરે ઔરંગઝેબના વઝીર ઇનાયતઉલ્લાખાને પોતાનો દિવાન બનાવ્યો હતો. કહેવાય છે કે આ દિવાન દેશકાળ અને પાત્રાપાત્રનો વિચાર કર્યા વીના હિંદુ પ્રજાપર કઠોર અત્યાચાર કરવા લાગ્યો. આ નવા દિવાનની નીમણૂંક થતાની સાથેજ પુનઃ જજીયાવેરાની સ્થાપના થઈ હતી. યદ્યાપિ આ કર પ્રતિવર્ષની ઉપજ ઉપર ઘણોજ ઓછો લેવામા આવતો હતો યદ્યાપિ લુલા લંગડા દીન તથા દરિદ્રિ લોકોને આ કરમાથી મુકત કરવામા આવ્યા હતા તદાપિ આ કર કાફિરોની પાસેથી લેવામા આવતો હોવાથી હિંદુઓને ઘણું ખોટુ લાગ્યુ આ દુનિયામા એવો કોણ મનુષ્ય છે કે જે અન્યાય પૂર્વક લેવામા આવતો કર ખુશીથી આપે ? હિંદુઓ પોતાના રાજાને દેવ માને છે પરંતુ જજીયાવેરાથી પીડીત થઈ પાદશાહને હવે પીશાચ ગણવા લાગ્યા આ અત્યાચારનું વૃત્તાત સાભળી આપણે સ્તંભિત થઈ જઈએ છીએ

રાજસ્થાનના બીજા નંબરના વિસ્તૃત રાજ્ય મારવાડમાં પણ જ્યારે આ કરની સ્થાપના કરવામાં આવી હતી ત્યારે અમરસિંહ રાણાના જાણવામાં આ વાત આવી હતી અને તેથી તેઓ અત્યંત ક્રોધીત થયા, સંધીના કરારનો ભંગ કરવાને માટે મારવાડના રાજા અજિતસિંહને દૂર કરવામાં આવ્યા પરંતુ તેથી રાણા અમરસિંહ લેશ માત્ર પણ હતાશ થયા ન હતા. તેઓ પોતાના જ બળ ઉપર અને પરાક્રમ ઉપર જ આધાર રાખવા લાગ્યા. તેઓએ સમસ્ત રાજપૂત જાતિની સ્વાધીનતા પ્રાપ્ત કરવા માટે દૃઢ પ્રતિજ્ઞા કરી રાણાજી કેવા ચાતુર્ય અને ઉત્સાહથી પોતાનો સંકલ્પ સિદ્ધ કરવાને પ્રવૃત્ત થયા હતા. તેનું વિશીષ્ટ પ્રમાણ ઉપલબ્ધ થાય છે, એક સંધી-પત્ર આનું પ્રમાણ છે. તે સંધીપત્રને તેઓએ ૪૭પ્રાર્થના-પત્રના નામથી પ્રસિદ્ધ કર્યું હતું.

૪૭. જજીયાવેરાની સ્થાપના થયા પૂર્વે દીર્ઘકાળ પર જે 'મગા' (સ્ટાંમ્પકર) લેવામાં આવતો હતો, જ્યારે સંગ્રામસિંહ ઉપર બાબરે જયપ્રાપ્તી કરી ત્યારે હિન્દુઓ પર આ કર લગાડયો હતો, જો કે આ કર જજીયાવેરાના જેવો સખ્ત નહોતો, તોપણ હિન્દુ લોકોના હૃદયમાં એથી વિશેષ દ્વેષ ઉત્પન્ન થયો હતો.

આ સંધીપત્ર—પ્રાર્થના-પત્રના નામથી પ્રસિદ્ધ થયું છે તે નિચે મુજબ છે.

૧. સાત સહસ્ત્ર સ્વારોની મુનસફદારી અમને આપવી.

૨. પાદશાહના હાથના પંજાવાળા પ્રમાણપત્રથી એવી પ્રતિજ્ઞા સિદ્ધ થાય છે કે હવે પછી જજીયાવેરો રદ બાતલ કરવામાં આવશે અને પુનઃ કદી પણ સ્થાપના કરવામાં આવશે નહીં. માટે કોઈપણ પ્રકારે આ કર મેવાડમાંથી લેવો નહિં અને તેને એકદમ રદ કરવો.

૩. દક્ષિણના માટે એક હજાર રાઠોડ સ્વારોની સહાય લેવામાં આવે છે તે પણ માફ કરવી.

૪. મુસલમાનોએ હિન્દુઓના તેમજ જૈનોના ધર્મ મંદિરો તોડી નાંખ્યા છે. તે પુનઃ બંધાવી આપવા અને હિન્દુઓને સ્વતંત્રતા પૂર્વક ધર્મચર્ચા કરવા દેવી.

૫. મ્હારા મામા, કાકા, ભ્રાતા અથવા સરદારો યદિ આપની પાસે આવે તો તેમને કોઈપણ પ્રકારનો આશરો આપવો નહીં તેમજ ઉત્તેજન આપવું નહિં.

૬. દેવલ, વાંસવાડા, ડુંગરપુર, સિરોહી તથા અન્યન્ય ભૂમિપતિઓની ઉપર અમારૂં 'આધિપત્ય' રહે, તેઓ બારોબાર આપની મુલાકાત કરી શકે નહીં. અને મારી મારફત જ તેમની મુલાકાત થવી જોઈએ.

૭. મારી પાસે જે ફોજ છે તે સરદારોની છે. પાદશાહને જ્યારે આવશ્યકતા પડે ત્યારે નીયત સમયને માટે તે આપવામાં આવશે, જ્યાં સુધી અમારી સેના પાદશાહને સહાય કરવા રહેશે ત્યાં સુધી તેનો પગાર પાદશાહને આપવો પડશે અને કાર્ય સમાપ્ત થતાં તેનો સર્વ હિસાબ ચૂકવી દેવો જોઈએ.

૮. મારા જે હક્કદાર, જમીનદાર, મુનસફદાર, પ્રભૂતિ અને સરદારો અંતઃકરણ પૂર્વક અને ઉત્સાહથી પાદશાહની સેવા કરે છે તેમની સૂચી મારા પર મોકલી આપવી અને જે સરદારો પાદશાહની આજ્ઞા માન્ય નહીં કરે તેનો હું દંડ કરીશ પરંતુ મારા

મહારાણાની સાથે સંધી કરી હતી આ સંધીના બીજા કરારમા જજીયા વેરો માફ કરવા સંબંધી ઉલ્લેખ છે

આ સંધીપત્ર અથ થી ઇતિ સુધી વાચવાથી અઢારમી શતાબ્દીના પ્રારંભમા રાજપૂતોની અને મોગલોની અવસ્થા કેવી હતી તે ઉત્તમ પ્રકારે વિદીત થાય છે સંધિનું નામ સાંભળતા રાજપૂત કુળશિરોમણી અમરસિંહને અપમાન થયું હોય એમ લાગે છે પરંતુ વિચાર કરવામા આવે તો એ પ્રકારની ચીંતા શીઘ્ર દૂર થાય છે આઠમો કરાર વાચવાથી સારી પેઠે વિદીત થાય છે કે આ સંધીથી રાણાજીને કોઈપણ પ્રકારની હાની થઈ નથી. એકરારમા રાણાજી પાદશાહના રક્ષક હોય એમ સુચિત થાય છે, અમરસિંહને સાત હજારની મુનસફદાર નિયુક્ત કરવામા આવ્યા હતા તે પરથી તેમની તેજસ્વીતા અને પ્રતિભાનું પ્રમાણ મળે છે વળી તેમને રાજ ધન છોડી વનવાસ સ્વીકાર્યો હતો, પરંતુ કોઈની આધિનતા સ્વીકારી નહોતી, પરંતુ અનેક રાજપૂતોના વિચાર તેમના વિચારોથી ભીન્ન હતા.

---

સરદારો જ્યારે પાદશાહના કાર્ય માટે ફરતા હોય ત્યારે તેમના દ્વારા લોકોની કુચિઆદિથી જે હાની થાય તેની જવાબદારી મારે શીર નહોવી જોઇએ

૯ કલિઆ મંગળગઢ, ભેનોર, બસાર, ખ્વાસપુર, પુરધર, વાંસવાડા તથા ડુંગરપુર આ મહાલો મને તેના પાંચ હજાર સ્વારોની મુનસફદારી મને આપવી જોઇએ, આ પાંચ હજાર સ્વારો અતિરિક્ત સિંહાસન પર બેસવી વખત તથા સિનસિનીમા જય કરતી વખતે સ્વીકારેલા હજાર હજાર સ્વારો મળી એકંદર સાત હજાર સ્વારની મુનસફદારી મને મળવી જોઇએ અને સિનસિનીમા વિજય પ્રાપ્ત થયો તે વખતે એક હજાર સ્વારો પૈકી પ્રત્યેકને પાંચ પાંચ ઘોડા આપવાનો જે સ્વીકાર કર્યો હતો, તે અનુસાર ઘોડા પણ મળવા જોઇએ.

૧૦ ત્રણકરોડ દામ (ચાલીસ દામનો એક રૂપીઓ થાય છે) પુરસ્કાર તરીકે મળવા જોઇએ બે કરોડ સંધિપત્ર અનુસાર અને એક કરોડ દક્ષિણમા મોકલેલી સેનાના વેતનના ઉપરોક્ત બે કરોડ દામની તો અધૂના મને આવશ્યકતા છે તેના બદલમાં સિરોહી પ્રાન્ત મને આપવાનો પાદશાહે સ્વીકાર કર્યો છે માટે તે પ્રાન્ત શીઘ્ર મારા કબજામા સોપવો જોઇએ.

૧૧ હાલ મને નીચલા મહાલો મળવા જોઇએ. ફેમગઢ, ફિદાજપુર, માલપુર અને બીજો એક (આ શબ્દની શાહી ઉડી જવાથી વાચી શકાયો નથી. તેથી આ ગામનું નામ લખી શકાયું નથી.)

આ પ્રમાણે જે સંધીપત્ર થયુ તેની જે જે હકીકત મળી તે તે હકીકત બહુજ વિચાર પૂર્વક વાચકવર્ગ આગળ રજુ કરી છે આ વખતે જૈનોના મંદિરોની પણ જાગવણી અને લાગણીઓ પણ પુરેપુરી સાચવવામા આવી છે કારણ કે જૈનોની ભૂતકાળની સેવા ઇતિહાસમા અજોડ અને નિમકહલાલી ભરેલી હોવાથી જૈનોનું દરેક રીતે સન્માન સચવાતું હતુ.

આ પ્રમાણે પરિસ્થિતીનો ખ્યાલ કરતાં બધા રાજપૂતોનાં કરતાં બાપ્પા-રાવલના વંશના રાજપૂતોનું સ્થાન ઘણુંજ ઉંચા પ્રકારનું હતું. કારણ કે ઉક્ત સંધિપત્રના બીજા કરારો વાંચવાથી પણ સુનિદિત થાય છે કે આ કરારોમાં હિન્દુઓ ધાર્મીક સ્વતંત્રતા સીસોદીઆ કુળના પ્રાચીન સામંતો પર રાણાનો અધિકાર મળવો. હરણ થએલી સંપત્તિ પુનઃપ્રાપ્ત કરવી. આ ત્રણ બાબતો મુખ્ય હતી. આ સંધીનું પરિશીલન કરવાથી સ્પષ્ટ રીતે પ્રતિત થશે કે મોગલ કુળની સૌભાગ્ય લક્ષ્મી ધીમે ધીમે તેમનો પરિત્યાગ કરતી જતી હતી. ભારત વર્ષની તે સમયની રાજકીય સ્થિતિનો વિચાર કરવાથી અમારા કથનની સત્યતા સમજાશે.

મોગલ શહેનશાહથી આ શોચનીય દુર્દશાના સમયમાં દિલ્હીની નિકટ એક બીજી પ્રજાએ પણ સ્વાધીનતા પ્રાપ્ત કરી લીધી હતી. આ જાતિનું નામ " જાટ " હતું. ' જાટ ' જાતિની ઉત્પત્તિ પ્રાચીન જિનકુળની શાખામાંથી થઈ છે. આ લોકો ' ચંબલ ' નદીની પશ્ચિમ તટવર વસતા હતા, મોગલોનો કઠોર અત્યાચાર સહન કરીને આ ' જાટ ' લોકો ધીમે ધીમે પોતાનું બળ વધારતા ગયા મોગલ સામ્રાજ્યની અધોગતિ જોઈ તેમને તેમના અત્યાચારોનો બદલો લેવાને માટે મસ્તક ઉચું કર્યું હતું. અને ભારતવર્ષમાં પોતાની સ્વાધીનતાનો ડંકો વગાડી દીધો, એક વખત જો ' જાટો ' ની ઉચ્ચપતાકા દિલ્હીના સિંહદ્વાર સુધી ફરકવા લાગી હતી. સિનસિનીના ઘેરા પછી દીર્ઘકાળ પર્યન્ત જાટોની પતાકા ત્યાં ફરકતી રહી તે વખતે બ્રિટીશસિંહના ચાતુર્યથી જે દિવસે ભરતપુરનો કિલ્લો હસ્તાગત્ કરવામાં આવ્યો તેજ દિવસે જાટ વીરોના મસ્તકપરથી વિજય-મુગટ ભૂમિ પર પડી ગયો અને તેમની સ્વાધીનતારૂપી ધ્વજા ઉખડીને બ્રિટીશસિંહના ચરણે પડી.

મહારાણા અમરસિંહના જીવનના અંતીમ ભાગમાં સંધી થઈ હતી, આ સંધી થયા પશ્ચાત થોડા દિવસોમાં જ તેઓ અમર ધામમાં ચાલ્યા ગયા.

મહારાણા અમરસિંહ ચતુર અને પ્રજા હીતેસ્વી રાજા હતા તેઓ પોતાની રાજ્ય સંપત્તિ ભારત વર્ષના સર્વવ્યાપક વિશ્વમાં અને મોગલ રાજ્યની ભયંકર અરાજકતાની વચ્ચમાં પણ વધારતા ગયા હતા. તેમને તેમના સન્માન અને ગૌરવની રક્ષા ઘણીજ ઉત્તમ પ્રકારે કરી હતી, ખેડુત અને કારિગરોની ઉન્નત્તિ માટે તેઓ પ્રજાજનોને મોટી સગવડો કરી આપતા હતા તથા તેમને ઘણુંજ ઉત્તેજન આપતા. મેવાડના સ્મારક સ્તંભો પર આ વાત સ્પષ્ટ રીતે વિદિત થાય છે અને તે દ્વારા મહારાણા (બીજા) અમરસિંહની કીર્ત્તિ સદાકાળ ટકી રહેશે.

આજ પર્યન્ત મેવાડવાસીઓની પ્રાતસ્મરણીય મહારાજાઓની પવિત્ર નામા-

વળી સાથે એમના નામનો પણ જપ કર્યા કરે છે. મેવાડવાસીઓની માન્યતા અનુસાર તે દેશમાં સીસોદીયા કુળના ગૌરવશાળી અંતીમ મહારાણા અમરસિંહજ થયા છે તેમના પરલોકગમનની સાથે મેવાડની શોચનીય અધોગતિ થઈ અને ગૌરવવત સીસોદીયા કુળનું ઉન્નત મસ્તક અવનત થઈ ગયું.

આ પ્રમાણે રાણા અમરસિંહ પોતે રાજ્યની, પ્રજાની અને પોતાના સ્વમાનની સારી રીતે જાળવણી કરી પોતાનો ફરજો શોભાવ્યો હતો રાણાશ્રી પોતે એક પ્રજા પાલક અને ઉદારવૃત્તીના હતા, પોતાને ધર્મ ઉપર અત્યંત શ્રદ્ધા હતી. તેમજ પોતાની પાછળની જીંદગી ત્યાગમય ગુજારી હતી. પોતે અનેક મુસીબતોની વચ્ચમાં પોતાના સ્વમાનની તેમજ રાજ્યની રક્ષા-અને આબાદી કરી હતી.

કુદરત આગળ કોઈનું કશું ચાલતુંજ નથી. જ્યાં ભલભલા મોટાઓ પણ હતાશ થઈ જાય એવા વિકાળ કાળના પંઝામાંથી કોણ બચવા પામ્યું છે? તેવીજ રીતે રાણાશ્રી પોતાની ઉજ્જવલ કીર્તિ અને સુવાસ પોતાના જીવનમાં નીપજાવી પરલોક પ્રયાણ કર્યું પ્રભુ ? તેમના આત્માને સદા શાન્તિ બક્ષો !

છપ્પો

પ્રજા તણો પ્રતિપાળ, અમર તો ગયોજ ચાલ્યો,
શૂરવીર ને સહાસીક, અમર તો ગયોજ ચાલ્યો,
ધરતો ગરીબની દાઝ, પ્રજા પર પ્રેમ જ કરતો,
હતો મહા બળવીર, યુદ્ધમાં પાછો ન પડતો,
રાજ્યતણી તો આબરૂ, ભૂજ બળ બહુ મેળવી,
કહે ' યોગી ' રાણો અમર જેને ઈજ્જત અતિ કેળવી ૨૫૩

આ પ્રમાણે મહારાણા અમર પોતાની કીર્તિને અમર કરી સ્વર્ગધામ સિધાવ્યા, અને પોતાના જીવનના ઉચ્ચ આદર્શો પ્રજા પર સારી રીતે પાડતા ગયા અને રાજા તરીકેનો પવિત્ર ફરજ પોતાની શક્તિ અનુસાર બજાવી પોતાના જીવનને ધન્ય બનાવ્યું- પ્રભુ ? તેઓશ્રીના આત્માને અપૂર્વ શાન્તિ અર્પો !



## પ્રકરણ ૧૭ મું

## મહારાણા શ્રી સંગ્રામસિંહ

સંવત ૧૭૬૭ ના પોષ શુક્લ એકમ ઇ. સ. ૧૭૧૦ તા. ૨૨ ડીસેમ્બર ના દિવસે સંગ્રામસિંહ મેવાડના પર બિરાજમાન થયા હતા આ પવિત્ર નામ સાંભળતાં બાબરના પ્રચંડ વૈરી મહારાણા સંગ્રામસિંહનું સ્મરણ થાય છે. અને તેથી આનંદ અને હર્ષ ઉત્પન્ન થયા વગર રહેતો નથી. આ પવિત્ર નામ સાંભળી હૃદય પ્રશ્ન કરે છે કે " શું આ એ સંગ્રામસિંહ નહીં હોય ? જેને તૈમૂર વંશના બાબરના અસીમ પરાક્રમની ગતિ રોકી દીધી હતી તેજ સંગ્રામસિંહ શું આ છે ? " સંધ્યા સમયે આરતિ કરતી વખતે લલનાઓ આ પવિત્ર નામ યાદ કરે છે, સ્ત્રીઓ ઘંટીએ દળતી દળતી પ્રભાતે આ નામ યાદ કરે છે પ્રાતઃકાળે રાજપૂતગણ જેના પવિત્ર નામનો જાપ કરે છે. ચિત્તોડના વિજય સ્તંભ પર અને અરવલ્લીના ગગન સ્પર્શી પર્વતપર જેનું નામ કોતરવામાં આવ્યું છે. તે સંગ્રામસિંહ આ છે આ સ્વરનો ઉત્તર કોઈ દેવતા ગુપ્ત પણે નિચે મુજબ આપે છે.

આ પૂર્ણ મનુષ્ય, તેજ, વિર્ય ગારવાદિ સર્વે અનિત્ય છે. તેથી અનિત્યતા સિદ્ધ કરવાને માટે જ બીજા સંગ્રામસિંહ આસન પર બિરાજમાન થયા છે. જો મહમદ શાહની સાથે તૈમૂરવંશનું પ્રકાશમાન ગૌરવ નાશ પામ્યું અને જે અંતમાં મોગલ બાદશાહ થયો તેના સમયમાં મહારાણા સંગ્રામસિંહ સિંહાસનારૂઢ થયા. એ પાદશાહનો સમય ઈ. સ. ૧૭૧૯ ૩૪ માં મોગલ શહેનશાહની અવનિતિનો પ્રારંભ થયો. બાબરનું સિંહાસન તૂટીને છિન્ન ભિન્ન થવા લાગ્યું. તેના કકડાઓ ઉપર પાણીના પરપોટાની માફક નાના સ્વતંત્ર રાજ્યો સ્થાપીત થયા.

મોગલો, પઠાણો, શીયા, શુન્ની, મહારાષ્ટ્રીઓ અને રાજપૂતોએ સ્વતંત્રતાની ધ્વજા ફરકાવી અલ્પ સમયને માટે રાજ્ય વૈભવ ભોગવવા લાગ્યા પરંતુ થોડા સમય બાદ વિધીના લેખ અનુસાર 'હીમાદ્રી' થી લઇને 'સિહલદ્વીપ' પર્યંત જળ, સ્થળ, પર્વત, વન, વિગેરે સર્વ કંપાયમાન થયા મહારાષ્ટ્રીઓ અને રાજપૂતોના સિંહાસન જીતી લીધાં. અને તેમને એક વિશાળ સામ્રાજ્યની સ્થાપના કરી મુસલમાનો મહારાષ્ટ્રીઓ, શીયા અને રાજપૂતો આજે તેજ વિરાટ સામ્રાજ્યના સિંહાસનની આગળ શીર ઝુકાવે છે.

ગુણ, ગૌરવ અને સ્વામિ ભક્તિ ઉપર ભરોસો રાખીને અભાગી મોગલ પાદશાહ જે કોઇ સેનાપતિ કીંવા પ્રતિનિધિને કોઇ પણ દેશનો શાસન ભાર સોંપતો ત્યારે તેજ સેનાપતિ અગર પ્રતિનિધિ તેજ દેશનો માલીક થઇ બેસતો હતો આ પ્રકારના ઘૃણિત ઉપાયોથી રાજ્ય હસ્તગત કરીને પણ જો તેઓ ત્યાંની પ્રજાનું ઉત્તમ પ્રકારે પાલન કરી શકત, જો તેઓ રાજ્યના દઢ સ્થંભ રૂપી પ્રજાને પુત્રવત્ પાળત અને તેમના સુખ અને સંપત્તિને વધારત તો તેમના ઉક્ત પાપનો કઠોર બદલો આટલો બધો વહેલો મળત નહીં ઉક્ત વિશ્વાસઘાતી સેનાપતિઓ અને રાજ્ય પ્રતિનિધિઓ જો પ્રજાનું ઉત્તમ પ્રકારે પ્રતિપાલન કરત તો હજુ તેઓ બંગાળા, અયોધ્યા અને અન્યન્ય રાજ્યોના અન્યાયથી લીધેલા સિંહાસનો પર કાયમ રહી શકત પરંતુ આ સૌ કરતાં મહારાષ્ટ્રીઓનો ઉદય આપણને વિશેષ આશ્ચર્યચકિત કરે છે મહારાષ્ટ્રીઓનો ઉદય અકસ્માત થયો હતો કોઇ દૈવી સામર્થના પ્રભાવથી હિન્દુ કુળ ચૂડામણી મહારાજાધિરાજ શિવાજીએ દીન અને શાંન્ત ધર્માધિકારીઓને, ખેડૂતોને તથા ચતૂર રાજ્યકર્મચારીઓને રણવિશારદ બનાવી દીધા હતા આ વાત તો સત્ય છે હિન્દુ દ્વેષી મોગલ સમ્રાટ ઓરંગઝેબના ભયંકર અત્યાચારથી દુઃખીત થઇને વીરવર શિવાજીની વાન્છના ઘણા જ અલ્પ સમયમાં પરિપૂર્ણ થઇ હતી કે તેનું સ્મરણ થતાં દરેક હિન્દુઓનું દીલ આનંદના પ્રવાહથી ઉભરાઇ જાય છે એવો કેયો માણસ છે કે જે મહાત્મા શિવજીને સ્વદેશાભિમાની માની તેનું પૂજન નહીં કરે ? પરંતુ વીરવર શિવાજીના મહામંત્રનું પાલન તેના વંશજોએ કર્યું નહીં એ ભારત વર્ષના અત્યંત દુર્ભાગ્યની વાત છે

જો તેઓ મહામત્રને વિસરી ગયા ન હોત તો આજે પણ મહાત્મા શિવાજીએ ઓરંગઝેબ પાસેથી છીનવી લીધેલા દેશમાં પોતાનો અધિકાર ચાલુ રહેલો જોઇ શકત પરંતુ દુર્ભાગ્યને કોણ રોકી શકે ? વિધીના લેખને કોણ મીથ્યા કરી શકે ? નહીતો મરાઠાઓ બીજી નીતિ શું કામ ધારણ કરત તેઓ દુરાચારનું સ્વરૂપ શા માટે ધારણ કરત મરાઠાઓ પોતાના અસીમ પરાક્રમથી જે રાજ્ય જીતી લેતા ત્યાં તેઓ પોતાની પ્રભુતા સ્થાપીત કરતા નહોતા પરંતુ તેમાં લુંટફાટ અને પાયમાલ કરી ચાલી જતા હતા, તેમને પ્રથમ જે સાહસ, ઉત્સાહ, ધીરતા અને શાન્ત પ્રિયતા આદિ સદ્ગુણોનો પરિચય કરાવ્યો હતો તે સર્વને દુર્ભાગ્યવશાત્ પાછળથી તીલાજલી આપી અને તેને બદલે દુરાકાક્ષા, અત્યાચાર, જુલમ અને કપટતા વિગેરેને પોતાના ચારિત્રમા સ્થાન આપ્યું જે દક્ષિણમા તેમનો અખંડ પ્રતાપ પ્રસરી રહ્યો હતો જ્યાં તેમની પોતાની માતૃભાષા બોલાતી હતી, અને જ્યા તેમના પોતાના રીતરિવાજો પાળનારી પ્રજા હતી,

તેજ દેશ જો તેમને પોતાની આગલી શ્રેષ્ટ રાજ્યનિતીનું અવલંબન કરી અક્ષત રાખ્યો હોતતો તે વિશાળ દેશમાંથી મહાત્મા શિવાજીનું રોપેલું વૃક્ષ કદી પણ નાશ થાત નહીં. પરંતુ તેમના દુરાચાર અને અભિમાનના અંકુશોથીજ તેમના નાશનું પરિણામ બન્યું. તે લોકોએ જ્યાં પાપમંત્રથી ઉત્સાહિત થઈને ઉત્તર તરફના ભાગ પર આક્રમણ કરવા માંડયું કે તરતજ તેઓ આખા ભારતવર્ષના સર્વ હિંદુ રાજાઓને કંટકની માફક ખૂચવા લાગ્યા અને તેમનો માર્ગ કંટક મય બની ગયો, રાજપુતો અને મહારાષ્ટ્રીઓ ઉભય હિંદુ છે. ધર્મ અને જાતિના વિષયમાં લેશ માત્ર ફેર નથી, પરંતુ ઉભય પ્રજાના સ્વભાવમાં જેટલો અંતર દેખાય છે, તેટલો અંતર રાજપૂતો અને મુસલમાનોમાં દેખાતો નથી. પરંતુ મુસલમાનોના શાસનમાં અત્યાચાર અતિશય હતો એ વાત સત્ય જ હતી. જેથી તે અત્યાચાર મહારાષ્ટ્રીઓના ઘોર અત્યાચાર જેવો નહોતો. આ કારણને લીધે જ મુસલમાન રાજ્યો કરતાં રાજસ્થાની રાજ્યની વહેલી પાયમાલી થઇ ગઈ.

આ પ્રમાણે બાદશાહ ફર્રૂખશીયરની ક્ષણભંગુર હકુમતનો પણ ધીમે ધીમે નાસ થતો ગયો. ભાવી તું શું કરે છે. તેની ખબર કોઈને પડતી નથી. પરંતુ જ્યારે ચડતીના ચિન્હો આવે છે ત્યાંયે સાચી વસ્તુનો ખ્યાલ જ આવતો નથી. તેજ પ્રમાણે સૈયદોની પાસેથી સત્તા ખુચવી લેવાની જે ચેષ્ટા બાદશાહ ફર્રૂખશીયરે કરી તેનું ફળ તેને ઘણું જ ખરાબ ભોગવવું પડયું અને કરેલા જુલ્મનો અનુભવ પોતાને ઘણો જ ખરાબ ભોગવવો પડયો. અને સૈયદ ભ્રાતાઓએ દશ હજાર મરાઠા સૈન્ય સાથે આવી રાજસભામાં દાખલ થઈ બાદશાહ ફર્રૂખશીયરને સિંહાસન ઉપરથી પદભ્રષ્ટ કરી ઉઠાડી મૂકયો તેથી બાદશાહની સર્વ આશાઓ ધૂળમાં મળી ગઇ આ સ્થિતિમાં અંબર અને બુંદીના રાજાઓ સિવાય કોઈ તેની પાસે નહોતા જો આ વખતે પાદશાહ ઉકત રાજાઓની સલાહ માન્ય કરત તો તેના પ્રાણ અકાળે જાત નહીં પરંતુ તેના દુર્ભાગ્યે તેને કશું જ સુઝયું નહીં. બાદશાહ પોતે પોતાના જનાનખાનામાં જ પોતાની બેગમોના ખોળામાં જ સૂઈ ગયો હતો. અને કાયર ભીરૂની માફક બની પોતે પોતાનો બચાવ કરી શકયો નહીં આખરે દુર્ગનું દ્વાર બંધ થઈ ગયું અને પાદશાહનો કોઈ પણ મીત્ર તે વખતે રહ્યો નહોતો. કેવળ વઝીર અને અજીતસિંહ ત્યાં હતા, આ પ્રમાણે જ અનેક ઘટના ઘડી ઘડીમાં બનતી રહી. પ્રજા પણ ચિન્તામાં ગરકાવ થઈ રહી. કયા વખતે શું થશે તેની પણ કોઈને ખબર કે માહિતી હતી જ નહિં. આખરે બાદશાહને પદભ્રષ્ટ કરી રફે-ઉલ દિલ્હીના તખ્ત ઉપર બેઠો. પ્રાચ્ય દેશના રાજાઓ પદભ્રષ્ટ થયા કે તરતજ તેમની ઘોર દુર્દશાની શરૂઆત થઈ ગઇ.

ગુણ, ગૌરવ અને સ્વામિ ભક્તિ ઉપર ભરોસો રાખીને અભાગી મોગ પાદશાહ જે કોઇ સેનાપતિ કીંવા પ્રતિનિધિને કોઇ પણ દેશનો શાસન ભાર સોંપતે ત્યારે તેજ સેનાપતિ અગર પ્રતિનિધિ તેજ દેશનો માલીક થઇ બેસતો હતો. આ પ્રકારના કૃત્સિત ઉપાયોથી રાજ્ય હસ્તાગત કરીને પણ જો તેઓ ત્યાંની પ્રજાનું ઉત્તમ પ્રકારે પાલન કરી શકત, જો તેઓ રાજ્યના દઢ સ્થંભ રૂપી પ્રજાને પુત્રવત્ પાળત અને તેમના સુખ અને સંપત્તિને વધારત તો તેમના ઉક્ત પાપનો કઠોર બદલો આટલો બધો વહેલો મળત નહીં ઉક્ત વિશ્વાસઘાતી સેનાપતિઓ અને રાજ્ય પ્રતિનિધિઓ જો પ્રજાનું ઉત્તમ પ્રકારે પ્રતિપાલન કરત તો હજુ તેઓ બંગાળા, અયોધ્યા અને અન્યન્ય રાજ્યોના અન્યાયથી લીધેલા સિંહાસનો પર કાયમ રહી શકત પરંતુ આ સૌ કરતાં મહારાષ્ટ્રીઓનો ઉદય આપણુને વિશેષ આશ્ચર્યચકિત કરે છે મહારાષ્ટ્રીઓનો ઉદય અકસ્માત થયો હતો. કોઇ દૈવી સામર્થના પ્રભાવથી હિન્દુ કુળ ચુડામણી મહારાજાધિરાજ શિવાજીએ દીન અને શાન્ત ધર્માધિકારીઓને, ખેડુતોને તથા ચતુર રાજ્યકર્મચારીઓને રણવિશારદ બનાવી દીધા હતા આ વાત તો સત્ય છે હિન્દુ દ્રેષી મોગલ સમ્રાટ ઔરંગઝેબના ભયંકર અત્યાચારથી દુઃખીત થઈને વીરવર શિવાજીની વાંછના ઘણા જ અલ્પ સમયમાં પરિપૂર્ણ થઇ હતી કે તેનું સ્મરણ થતાં દરેક હિન્દુઓનું દીલ આનંદના પ્રવાહથી ઉભરાઈ જાય છે એવો કયો માણસ છે કે જે મહાત્મા શિવાજીને સ્વેદેશાભિમાની માની તેનું પૂજન નહીં કરે ? પરંતુ વીરવર શિવાજીના મહામંત્રનું પાલન તેના વંશજોએ કર્યું નહીં એ ભારત વર્ષના અત્યંત દુર્ભાગ્યની વાત છે

જો તેઓ મહામંત્રને વિસરી ગયા ન હોત તો આજે પણ મહાત્મા શિવાજીએ ઔરંગઝેબ પાસેથી છીનવી લીધેલા દેશમાં પોતાનો અધિકાર ચાલુ રહેલો જોઈ શકત પરંતુ દુર્ભાગ્યને કોણ રોકી શકે ? વિધીના લેખને કોણ મીથ્યા કરી શકે ? નહીતો મરાઠાઓ બીજી નીતિ શું કામ ધારણ કરત તેઓ દુરાચારનું સ્વરૂપ શા માટે ધારણ કરત મરાઠાઓ પોતાના અસીમ પરાક્રમથી જે રાજ્ય જીતી લેતા ત્યાં તેઓ પોતાની પ્રભુતા સ્થાપીત કરતા નહોતા પરંતુ તેમાં લુંટફાટ અને પાયમાલ કરી ચાલી જતા હતા, તેમને પ્રથમ જે સાહસ, ઉત્સાહ, ધીરતા અને શાન્ત પ્રિયતા આદિ સદ્ગુણોનો પરિચય કરાવ્યો હતો તે સર્વને દુર્ભાગ્યવશાત્ પાછળથી તીલાંજલી આપી અને તેને બદલે દુરાકાંક્ષા, અત્યાચાર, જુલમ અને કપટતા વિગેરેને પોતાના ચારિત્રમાં સ્થાન આપ્યું જે દક્ષિણમાં તેમનો અખંડ પ્રતાપ પ્રસરી રહ્યો હતો. જ્યાં તેમની પોતાની માતૃભાષા બોલાતી હતી, અને જ્યાં તેમના પોતાના રીતરિવાજો પાળનારી પ્રજા હતી,

આવેલા રાજાઓ રણકેશરી નિઝામના પ્રચંડ સૈન્યને રોકી શકયા નહીં. નર્મદા તટેજ નિઝામની સેનાએ ક્રોધાગ્નિમાં કોટાના રાજાનો નાશ થયો.

મોગલોના હાથમાંથી હૈદ્રાબાદ રાજ્ય છૂટું પડતાં જ અયોધ્યા પણ સ્વતંત્ર થયું. ચતુર સૈયદખાંએ આ સ્વતંત્ર રાજ્ય સ્થાપીત કર્યું હતું. જે સમયે નિઝામે સ્વતંત્રતાનો ઝુંડો ઉઠાવ્યો તે સમયે સાદતખાં (સૈયદખાં) વિયાના દુર્ગનો રક્ષક હતો. સૈયદોનો ગર્વ તોડવાને માટે મહમદશાહે તેને દિલ્હી બોલાવ્યો બાદશાહની આજ્ઞા થતાં જ અમીર–ઉલ–ઉમરાનો સંહાર કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. હૈદરખાં નામના એક વિશ્વાસઘાતી મનુષ્યે ગુપ્ત રીતે અમીર–ઉલ–ઉમરના પેટમાં કટાર બોસી દીધી અને તેનો સંહાર કર્યો, મહમદશાહ આ વખતે તંબુમાં હતો. અમીર–ઉલ–ઉમરાના મૃત્યુના સમાચાર પ્રાપ્ત થતાં જ તેના ભ્રાતા અબદુલ્લાને બંદીવાન બનાવવાનો પ્રયત્ન કરવા લાગ્યો. દુષ્ટ વઝીરને આ વર્તમાન મળ્યા કે તેને તરત જ દિલ્હીના સિંહાસન પર ઈબ્રાહીમ નામના એક માણસને બેસાડયો. અને મહમદશાહની ગતી રોકવાને માટે તેની સામે યુદ્ધ કરવાને ચાલ્યો. આ યુદ્ધમાં રાજપૂત લોકોએ કોઈ પણ તરફથી શસ્ત્ર ગ્રહણ કર્યા નહોતા ઉભયદળો મેદાનમાં આવી ઉભા હતા યુદ્ધ શરૂ થયું. બંને સેનાઓ ઘણી જ ઉત્સાહપૂર્વક લડી. દિવાન રાજા રત્નચંદ્રનો આ યુદ્ધમાં શિરચ્છેદ થયો. તેથી તેના લશ્કરમાં હાહાકાર વર્તી રહ્યો. તેઓ પોતાના શત્રુઓ પર વૈર લેવાના હિસાબે ઘણાજ જોરથી લડવા લાગ્યા. અને શત્રુઓ પણ એટલા જ શૌર્યથી લડવા લાગ્યા. આખરે પ્રશ્ચાત બાદશાહના સેનાપતિ [૪૮]સાદતખાંએ વઝીરને પકડીને મહમદશાહની સમક્ષ રજુ કર્યો. સાદતખાંના આ કાર્યથી પાદશાહ તેના પર ઘણો જ પ્રસન્ન થયો તેણે તેને બહાદુરજંગની પદવી આપી. અને અયોધ્યાનું રાજ્ય અર્પણ કર્યું.

રાજપૂતો, નૃપતિઓ મહમદશાહને વિજય મળ્યો તેટલા માટે તેને અભિનંદન આપવાને ગયા. રાજપૂત રાજાઓએ આ વખતે કોઈપણ પક્ષ ગ્રહણ કર્યો ન હતો. તે માટે પાદશાહ મહમદશાહ તેમના પર પ્રસન્ન થયો હતો. અને ખુશાલીમાં જોધપુર, તથા અંબરના રાજાએ કેટલાક પ્રગણાં આપ્યાં. [૪૯]ગીરધરદાસે મહારાષ્ટ્રીઓને આવતા અટકાવ્યા હતા. તેથી તેણે માળવા પ્રાન્ત અર્પણ કર્યો હતો. અને નિઝામને વઝીર બનાવવા માટે હૈદ્રાબાદથી બોલાવવામાં આવ્યો હતો.

હવે મેવાડનું ભાવી તપાસીએ, જ્યારે ભારતવર્ષમાં જુદા જુદા ભાગોમાં રાજકીય ફેરફાર થતા ગયા, ત્યારે મેવાડની સ્થિતી તેથી ભિન્ન પ્રકારનીજ જણાતી

૪૮. સાદતખાં એક સોદાગર વહેપારી હતો, તેણે પોતાના બાહુબળથી સેનાપતિપદને શોભાવ્યું હતું. અને પોતે અયોધ્યાનો નવાબ બની બેઠો હતો.

૪૯. ગીરધરદાસ તે રત્નચંદ્રના પ્રધાન કર્મચારી છબીલરામના પુત્ર હતા, તેઓ જાતે નાગર બ્રાહ્મણ હતા.

હતભાગી ફર્રૂખશીયરની બાબતમાં પણ એમ જ બન્યું બુન્દીના લોકોએ જ્યારે નવીન પાદશાહને ઉમરાજ હો એવો આશીર્વાદ આપ્યો ત્યારે હતભાગી ફર્રૂખશીયરના ગળા ઉપર ધનુષ્યની દોરી લાગી હતી. તખ્ત ઉપર બેસતા જ નવીન પાદશાહે અજીતસિંહ તથા ઈતર રાજાઓને સંતોષવા વિચાર કર્યો અને તે વખતે જજીયાવેરો નાબુદ કર્યો એટલે બંધ કર્યો.

રાજપૂતોને પ્રસન્ન રાખવા માટે ચતુર સૈયદોએ પાદશાહના દિવાન ઈનાયત ઉલ્લાખાને કાઢી મૂકી તેના સ્થાન પર એક રાજપુત દિવાન નક્કી કર્યો આ નવા દિવાનનું નામ રાજા રત્નચંદ્ર હતું રફે–ઉદ્ દિર્જત ફક્ત ત્રણ મહિના પર્યન્ત સિંહાસન ભોગવીને પરલોકવાસી થયો. તેને ખાસીનો રોગ હતો તેથી તેનું મૃત્યુ થયું તેના મરણ પછી બીજા પણ બે પાદશાહો અલ્પ સમયમાં જ રાજસુખ ભોગવીને સંસારના ક્ષેત્ર જ પરથી રવાના થઇ ગયા ત્યાર પછી બાદશાહનો મોટો પુત્ર રોશનઅખતર મહમદશાહ નામ ધારણ કરીને ઇ સ ૧૭૨૦ માં જ દિલ્હીના તખ્ત પર બેઠો મહમદશાહે એમ કર ત્રીસ વરસ રાજ્ય ભોગવ્યું એના સમયમાં મોગલ રાજ્યની સંપૂર્ણ અવનિતી થઇ રાજ્યમાં અનેક જાતના બખેડા અને તોફાન થયા તેથી આ વિશાળ દેશ છિન્ન ભિન્ન થઇ ગયો આવી અવસ્થા જોઇ આ સમયે એક અમુલ્ય સંધી માની મરાઠાઓ જ્યાં ત્યાં લુંટફાટ કરવા લાગ્યા અને પહાડી અફધાનોએ પણ ભારત વર્ષ ઉપર આક્રમણ કર્યું મરાઠાના હાથમાંથી બચેલા ભાગોને અફધાનોએ પાયમાલ કર્યા રાજ્યમાં અનેક પ્રકારના ઉપદ્રવો થઇ રહ્યા હતા. એવામાં ક્રુર સૈયદો પ્રજા પર કઠોર અત્યાચાર કરવા લાગ્યા આથી ભારતવર્ષનો દુર્દશાનો પાર રહ્યો નહિ. સૈયદો ઉપર નિઝામ અપ્રસન્ન થયો હતો.

આખરે સૈયદોએ પોતાની આપખુદીના પરિણામે પોતાનો નાશ પોતાના જ હાથે નોતર્યો અને છેવટે સૈયદોએ અમીર–ઉલ–ઉમરાએ પાદશાહ એ એક અર્થ શૂન્ય નામ છે એમ પ્રકાશીત કરવાથી સર્વ લોકો પોતાની સ્વાધિનતાની મોજ લુંટવા લાગ્યા. ચતુર નિઝામે આ વખતે સમયસૂચકતા વાપરી સ્વતંત્ર રાજા તરીકે જાહેર કર્યો.

અસીરગઢ અને બુરાનપુર એ કિલ્લા ઉપર પોતાનો અધિકાર રાજા તરીકે સ્થાપિત કર્યો અને પોતાનું બળ વધાર્યું તેથી સૈયદ ભ્રાતાઓને ભય લાગવા માંડયો સ્વાર્થ સાધવાનો કોઈ પણ રસ્તો ન રહ્યો ત્યારે સૈયદોએ રાજપુતોના સામંતોની સહાય માગી કોટા અને નરવરના રાજાઓ નિઝામને પરાજીત કરવાને માટે પોતાના સરદાર અને સામંતો નર્મદા નદીના તટ પર આવ્યા પરંતુ

રાજાઓ તથા નવાબો મરાઠાઓને હાથ જોડી બોધ આપતા હતા, તેથી મરાઠાઓનું જોર વધવા લાગ્યું. જેમ જેમ મરાઠાઓ વધુ વિજય કરતા ગયા તેમ તેમ તે લોકોનો હુંપદ અને જુલ્મ વધવા લાગ્યો જેથી રાજપૂતોને અત્યંત ભય લાગવા માંડયો. રાજપૂતો આ ભયમાંથી મૂક્ત થવા માટે માંહોમાંહે સંપ કરવા લાગ્યા. અને પ્રાચીન રીત અનુસાર વૈવાહીક સંબંધ દ્વારા બધા રાજપૂતો એકત્ર થયા. મહારાણા જગતસિંહે મારવાડના ઉત્તરાધિકારી કુમાર વિજયસિંહની સાથે પોતાની પુત્રીનો વિવાહ કરી ઐકયતા મજબુત કરી હતી. વળી 'મારવાડ' અને 'અંબર'ના રાજાઓ વચ્ચે જે ઘોર કલેશ ચાલતો હતો, તે સંપ-સલાહ કરી ઉદયપુરમાં મળેલી સભામાં આ ઐકયતા સાધવામાં આવ્યું હતું. જેમ સામાન્ય બનતું આવ્યું તેમ રાજપૂતોના આ ઐકયતાથી કોઈ પણ જાતનું હીત થયું નહીં. અને પહેલાંની માફક અંદરો અંદર ઝગડા થવા લાગ્યા. માળવા ઉપર અધિકાર સ્થાપિત કર્યા પછી મરાઠાઓ તે રાજ્યો પાસેથી ચોથ લેવા લાગ્યા. ત્યાર પછી બાજીરાવ સેના સહિત મેવાડમાં આવ્યો, તેના આગમનના સમાચાર સાંભળીને મેવાડ ભયથી વ્યાકુળ થઇ ગયું.

મહારાણાએ જાતે ન જતાં સાલુમ્બ્રા સરદારના મુખ્ય મંત્રી બિહારીદાસને તેની પાસે મોકલી આપ્યો. અને બાજીરાવને મેવાડના સિંહાસનની સામે 'બનેડા' રાજની સમાન સન્માન આપવું નક્કિ કર્યું. ત્યાર પછી તરતજ સંધી કરવામાં આવી. તે સંધિ પ્રમાણે મહારાણાએ વાર્ષિક કર બાજીરાવને આપવા નક્કિ કરેલું તે પ્રમાણે મરાઠાઓએ દશ વર્ષ સુધી કર લીધો. પરંતુ પાછળથી તેઓ તે કર લઈ શકયા નહિં. અને મેવાડનું રાજ્ય પચાવી પડવાની દાનતે કરેલી સંધિ રદ કરી.

અંબર રાજપુત્રના હાથમાં પોતાની પુત્રી અર્પણ કરી તે વખતે મહારાણાએ એવી શરત કરાવી લીધી હતી કે આ વિવાહથી જો પુત્ર જન્મે તો તેને અંબર રાજયનો ઉત્તરાધિકારી બનાવવો. આ વિવાહથી માધોસિંહનો જન્મ થયો. અત્યાચારી નાદિરશાહના સંહારક આક્રમણ પછી મહારાજ સવાઇ જયસિંહનો પરલોકવાસ થયો તેમના પછી તેમનો મોટો દિકરો ઈશ્વિરસિંહ સિંહાસન ઉપર બેઠો. મહારાણાએ જયસિંહ પાસે જે પ્રતિજ્ઞા લેવડાવી હતી. તેનું પાલન થયું નહિં. કારણ કે તેમ કરવાથી રાજપૂતોની પ્રાચીન રીતનો નાશ થતો હતો. આખરે મહારાણાએ ઈશ્વરસિંહ સામે યુદ્ધ કર્યું અને જેમાં મેવાડીઓની હાર થઇ અને રાણાજીનો પરાજય થયો. પરાજયનું કારણ એકજ હતું કે માધો-સિંહનો પક્ષ અન્યાયનો હતો તેવું મેવાડીઓ સારી રીતે સમજતા હોવાથી અન્યાય ભરેલા કાર્યમાં સામેલ થવાનું ઈષ્ટ લાગ્યું નહિં. મહારાણાને આ વાતની

ખબર પડી ત્યારે ક્રોધનો પાર રહ્યો નહિ અને ક્રોધના આવેશમા મહારાણાએ પોતાની શમશેર એક વિરાગનાના હાથમા આપી દીધી અને વ્યગમા બોલ્યા કે આ અવનિના કાળમા આ શમશેર સ્ત્રીને જ યોગ્ય છે આ વ્યગમા વચન તે જ મેવાડભૂમિની અવનીતિકાળને બ ધ બેસતુ છે

આ પ્રમાણે રાજપૂતો અ દરો અ દર ક્લેશ કરી પોતાની પ્રભુતાનો નાશ કરવા લાગ્યા તેથીજ બેની લડાઈમા ત્રીજો ફાવી ગયો. મરાઠાઓની સહાય લઈ ઈશ્વરસિ હે કોટા અને બુદીના રાજાઓ સામે લડાઈ કરી રાજપૂતોને ઘણુ નુકસાન કર્યુ રાણા જગતસિ હનો પરાજય થવાથી પોતે અત્યત દુખી થયા અને તેનુ વેર લેવાને માટે મલ્લારરાવ હોલ્કરની મદદ માગી તેની સાથે વાત ચીત કરતા રાણાજીએ પ્રતિજ્ઞા કરી કે ,' જો તમે અ બરના રાજ્ય સિહાસન ઉપરથી ઈશ્વરસિહને પદભ્રષ્ટ કરશો તો તમને ચોસઠ લાખ રૂપીઆ આપીશ, " જે દિવસે રાણા જગતસિ હે આ પ્રતિજ્ઞા ઉપર સહી કરી તેજ દિવસથી મરાઠાઓ ના પગ રા જસ્થાનના મજબુત થયા આ સમાચાર ઈશ્વરસિ હના સા ભળવામા આવવાથી પોતે ભયભીત થઈ અને પદભ્રષ્ટ થવાની બીકથી પોતે હતભાગી આત્માએ વિષ પાન કરી પોતાના જીવનનો અ ત આણ્યો ઇશ્વરસિ હના મરણ બાદ માધોસિ હ અબરના સિ હાસન ઉપર બેઠા ચતુર હોલ્કરે ચોસઠ લાખ રૂપીયા મહારાણા પાસેથી લઈ રાજ્યસ્થાનમા પોતાની જડ મજબુત કરી રાજપૂત દુર્દશાનુ મુખ્ય કારણ આ હતુ સીસોદીઆ રાઠોડ કુશાવહ સઘ પોતાના પૂર્વજોના મહાન ગૌરવથી વ ચીત થઈ દીન હીણ દશામા આવી પડયા અને મહારાષ્ટ્રી ઓએ રાજસ્થાનનુ સઘળુ લુટી રાજસ્થાનને સ્મશાન વત બનાવી દીધુ

મહારાષ્ટ્રીઓના અત્યાચારથી થોડા વખત રાજપૂતો દુખી થયા તે પછી ઈ સ ૧૮૧૭ ના સ ધિ પત્ર અનુસાર અત્ય ત દયા શીલ બ્રિટિશ કેસરીએ આ સ કટમાથી તેમનો ઉદ્ધાર કર્યો અઢાર વર્ષ અયોગ્ય રીતે રાજ્યશાસન ચલાવ્યા પછી રાણા [૫૫] જગતસિ હ સ ૧૮૦૮ સને ૧૭૫૨ મા પરલોકવાસી થયા જગતસિ હ બાપ્પા રાવલના પવિત્ર સિહાસન ઉપર સીસોદીયા કુળના અયોગ્ય રાજા નિવડયા હતા હાથીનુ યુદ્ધ જોઈ ને તેમનુ જીવન નિરર્થક બનાવી દીધુ હતુ મહારાષ્ટ્રીઓના પ્રચ ડ બળને રોકવાના બ ત્રામા પોતે ક્રીડા

૫૫ વિક્રમી સ વત ૧૮૦૨ મા મહારાણા જગતસિહ (દ્વીતીય) એ પોન ના ન મનો પહેલા તળાવ પર જગનિવાસ નામનો મહેલ બનાવ્યો સવત ૧૮૦૦ ના વૈશાખ સુદ ૧૦ ને ગુરૂવારને રોજ જ્યારે મહારાણા પ્રતાપસિંહને જગતસિંહે અરજ કરી હતી કે હું થોડા દીવસ માટે જનાના સહીત જગમદીરમા જાઉ ત્યારે મહારાણાએ ટોણો માર્યો કે એવી મરજી હોય તો ખીલો રાજમહેલ બનાવો અને ત્યાં રહો તેથી આ મ્હેલ બાંધીને જગતસિ હે આ મહેલ તૈયાર કરાવ્યો.

સુદ્ધ વધારે પસંદ કરતા હતા. પરંતુ તેમનામાં એક ગુણ એ હતો કે પોતાના પૂર્વજોની પેઠે પોતે શિલ્પ કળાને ઉત્તેજન આપ્યું હતું. અને ઉદયપુરનો રાજ્ય મહેલ ઘણો જ સુંદર બનાવ્યો હતો પરંતુ જે વિલાસ સૂચક ઓત્સવ આજ પર્યન્ત ઉદયપુરમાં થાય છે. તેની સ્થાપના તેમણે કરી હતી. વળી "પોશોલાના દ્વીપ" નો જીર્ણોદ્ધાર કરવામાં એક લાખ રૂપીઆ ખર્ચ્યા હતા. આ પ્રમાણે જગતસિંહ રાણા ( દ્વીતીય ) પોતાની જીંદગીમાં પોતે કંઈ પણ આત્માને આનંદ કે પ્રેમ આવે તેવું કશું પણ કાર્ય બજાવી શકયા નથી. તેમ કોઇનું ભલું પણ કરી શકયા નથી માટે ભાવિમાં શું શું હકીકત બનવાની છે અને બનશે તે તો જ્ઞાની સિવાય કોણ કહી શકે તેમ છે? જો રાજપૂતોએ પોતાની પ્રણાલીકા સુધારી હોત અંદરો અંદર કલેશ ન કર્યો હોત તો આજે રાજપૂતોની આ અધોગતિ ન જ હોત. પણ કહેવત છે કેઃ—

"જ્યાં આભ ફાટયું હોય ત્યાં થીગડું કયાં દ્દવાય" કારણ કે "ઘર ફૂટે ઘર જાય."

જો મહારાણા જગતસિંહે હોલકરને ચોસઠ લાખ રૂપીઆ આપ્યા ન હોત તો આજે રાજસ્થાનની આ દશા ન જ હોત. જયારે મોટા માણસ ભૂલ કરે છે. ત્યારે તે ભૂલ સમસ્ત દેશને ભોગવવી પડે છે. તેવી જ રીતે આ રાજસ્થાનની હકીકત પણ બનેલી છે. કુસંપની કડવાસથી જ આજે રાજપૂતોનું ગૌરવ નાશ પામ્યું.



# પ્રકરણ ૧૯ મું

## (દ્વિતીય) મહારાણા પ્રતાપસિંહ

જગતમા બધા દિવસો ચાલ્યા જાય છે પણ એટલું તો ચોક્કસ માનવું કે ગયો દિવસ અને ગર્ભતર ફરી પછી આવવાની નથી જ્યારે મેવાડના સિંહાસન ઉપર દ્વિતીય જગતસિંહ પછી દ્વિતીય પ્રતાપસિંહ વિક્રમ સંવત ૧૮૦૮ ના અષાડ વદી ૭ તા. ૧૬ જૂન ૧૭૫૧ માં આવ્યા

જ્યારે મહારાણા પ્રતાપસિંહનું નામ સ્મરણ કરતાં આત્માને જે આનંદ અને ગૌરવ પેદા થાય છે, તે પ્રતાપસિંહ જગતને એક અણુમોલો પાઠ શીખવાડી ગયો છે કે મરી જતા પણ ગુલામ ન બનશો જેણે પોતાના સ્વમાનની ખાતર પોતાના દેશની ખાતર પોતાના ટેકની ખાતર પોતાના રાજપૂતોના ગૌરવની ખાતર અનેક કષ્ટો સહન કર્યાં જગલમા વાસો કર્યો અન્ન-જળ માટે ત્રાહી ત્રાહી પોકારી છતાંય શહેનશાહ અકબરને જરાપણ નમતુ આપ્યું નહી તે નજ આપ્યું એ નિડર પ્રતાપસિંહ તો પ્રતાપસિંહ જ હતો.

સાપ ગયા ને લીસોટા રહ્યા એમ આજનો આ દ્વિતીય પ્રતાપસિંહ તો માત્ર એક નિર્જીવ અને ચૈતન્યહીણ મણાતો તે આગળના પ્રતાપસિંહની તુલના કદી પણ કરી શકે તેમ નથી. આ કોઈ મહાન શુરવીર કે દેશભક્ત પ્રતાપસિંહ નથી ? આ અકર્મણ્ય પ્રભાવહીણ અને જડ પ્રકૃત્તિનો પ્રતાપસિંહ છે આના વખતમા કોઈ પણ જાતની ખાસ નોધવા લાયક વસ્તુ બની નથી ફક્ત ત્રણજ વર્ષ રાજ્ય ભોગવ્યું હતું અને ને ત્રણ વર્ષમા તો મહારાષ્ટ્રીઓએ મેવાડ ઉપર ત્રણ વખત આક્રમણ કર્યું હતુ અને હતભાગી સીસોદીયા પાસેથી કર અને ચોથ લીધી અંબરના રાજા જયસિંહની કન્યા સાથે પ્રતાપસિંહનો વિવાહ થયો હતો આ કન્યાના ગર્ભથી એક પુત્ર ઉત્પન્ન થયો. તેનું નામ [૫૬]રાજસિંહ પાડ્યુ હતુ અને આ રાજસિંહ પાછળથી મેવાડના સિંહાસન ઉપર બેઠો હતો

દ્વિતીય પ્રતાપસિંહના ત્રણ વર્ષના રાજ્યકારભારમા ખાસ નોધવા લાયક

---

૫૬ મહારાણા દ્વીતીય પ્રતાપને ચાર રાણીઓ હતી. તેમા એક જોધપુરની હતી. તેનો અતકાળ પહેલે થઈ ગયો હતો બીજી રાણી કચ્છવાહ જશવતસિંહની બેટી હતી. તેનું નામ ખતેકુવર તે સતી થઈ ત્રીજી રાણી ભટી સરદારસિંહની બેટી મવાકુવર હતી તે પણ મહારાણાની પાછળ સતી થઈ હતી. અને ચોથી રાણી ઝલી ભ્યુંસિંહની બેટી બખ્તાવર કુવર હતી. તેના પેટે મહારાણા રાજસિંહનો જન્મ થયો હતો.

વાત નથી. છતાં પોતે કેટલા બુદ્ધિશાળી હતા તેનો એક દાખલો અત્રે આપવાથી વાંચક વર્ગને તેનો ખ્યાલ આવશે.

જ્યારે દેવગઢરાવત્ જશવંતતસિંહ, શાહપુરનો રાજા ઉમ્મેદસિંહ અને દેલવાડાના રાઘવદેવ મળીને મેવાડના ગામ લૂંટવા લાગ્યા ત્યારે ઉદયપુરના મહારાણા બહાદુર હતા અને કંઈક બુદ્ધિશાળી હતા. લોક કહેતા હતા કે " મહારાણાશ્રી ગાદી ઉપર બેઠા પછી રાવલોની રમત કરાવી હતી, જેમાં એક સિપાઈ અને બીજો કિસાન બન્યો હતો, આ બનાવટી સિપાઈએ પોતાની ગાંઠડી ઉપડાવવા અને વેઠ કરવા માટે કિસાનને પકડયો, તેથી કિસાને કહ્યું કે ' હું ચૂડાવતોની પ્રજા છું ' આથી સિપાઈને બીક લાગી તેથી છોડી મૂકયો, વળી બીજી વાર બોલ્યો કે ' હું શક્તાવતની પ્રજા છું ' તેથી બીજી વાર પણ છોડી દીધો, આખરે કહ્યું કે ' હું તો ખાલસાની પ્રજા છું ' આ સાંભળતા સિપાઈને ઘણો ગુસ્સો આવ્યો અને કિસાનને જુત્તાનો માર મારી તેની પાસે પોતાનો બોજો ઉપડાવ્યો હતો. " આ રમત દેખતાંજ મહારાણાને ઘણો અફસોસ થયો અને કહ્યું કે હિમાયતી લોકની પ્રજા નિર્ભય પણ અમારા ખાલસાની રૈયત પર શું આ પ્રમાણે જુલ્મો ? રાણાને ઘણીજ ચીંતા થવા લાગી. એજ દિવસથી પોતે નિશ્ચય કર્યો કે જ્યાં સુધી હું મારી ગરીબ પ્રજાને તાકાતવાળી ન બનાવું ત્યાં સુધી મારે રાજ્ય કરવું નકામું છે. આ વાતની મહારાણાને પોતાના દિલ પર ઘણીજ ઉંડી અસર થઈ જેથી પોતાના રાજ્યમાં થોડાજ વખતમાં પ્રજા મજબૂત થવા લાગી, પરંતુ ઈશ્વરની ઇચ્છા કોઈ જુદીજ છે. કારણકે વિક્રમી ૧૮૧૦ ના મહા વદીમાં ઇસ. ૧૭૫૪ ના ફેબ્રુઆરી માસમાં પોતે પરલોકવાસી થયા.

રાણા પરલોકવાસી થવાથી ખાલસાની રૈયત બોલવા લાગી કે ' આજે આવી યુવાન ઉમ્મરમાં અમે અમારો બાપ ગુમાવી બેઠા છીએ. ' મહારાણા દ્વિતીય પ્રતાપનો જન્મ વિક્રમી સંવત ૧૭૮૧ ના ભાદરવા વદ ત્રીજના થયો હતો.

પોતે ઓગણત્રીસ વર્ષ અને પાંચ મહિનાની નાની ઉંમરમાં સ્વર્ગવાસી થયા, એમનું બદન મજબૂત અને પહેલવાન જેવું હતું. પ્રતાપસિંહ અવ્વલ નંબરના આનંદી હતા અને પોતે કેવા મજબુત–તાકાતવાળા હતા, કે ત્યાં એક પત્થરનો ' મગદળ ' હતો તે મગદળ ઘણો વજનદાર હતો છતાં પણ તે પત્થરના મગદરને સવારના પહોરમાં ઘણીજ આસાનીથી એક હાથે ઘુમાવી નાંખતાં હતાં. આટલા તો પોતે સશક્ત હતા. આ સિવાય એઓશ્રીની કારકીર્દીમાં ખાસ જાણવા જેવું છે નહિ. પોતે થોડાજ વખત રાજ્ય ભોગવી સંવત ૧૮૧૦ ના મહા વદ ૨ તા ૧૦ જાન્યુઆરી ૧૭૫૪ માં અંતકાળ પામ્યા.

ત્યાર પછી મહારાણા રાજસિંહ ગાદી ઉપર બિરાજમાન થયા, પૂર્વના

રાજસિંહ રાણાએ જે સૂર્યવંશીની આબરૂ શોભાવી હતી, બાદશાહ ઓરંગઝેબ સામે જે ટક્કર ઝીલી હતી અને જે શૂરાતન બતાવી જેને સારા હિન્દની સેવા બજાવી હતી તે રાજસિંહ આ નહિં આ રાજસિંહ તો ડરપોક અને ભીરૂ હતા. આ રાજસિંહે ફક્ત સાત વર્ષ રાજ્ય કરી પરલોક પ્રયાણ કર્યું હતું આ વખતે મેવાડભૂમિ પર મહારાષ્ટ્રીઓએ સાત વાર આક્રમણ કર્યું હતું અને મરાઠાઓના ભયંકર ત્રાસથી મેવાડનું સત્યાનાશ વળી ગયું.

રાણાજીએ પોતાનો વિવાહ કરવા સારૂ એક બ્રાહ્મણ મંત્રી પાસેથી દ્રવ્ય લીધું હતું, આ રાણુનો વિવાહ રાઠોડ રાજકુમારી સાથે થયો હતો રાજસિંહ (બીજા)ના ગુજરી ગયા બાદ મેવાડની પ્રાચીન નીતમા ઘણોજ ફેરફાર થઈ ગયો અને દુરાચાર–વ્યભિચાર વધ્યો. [૧૭]રાજસિંહનો જન્મ સવત ૧૮૦૦ ના વૈશાખ સુદ ૧૩ તા. ૭ મે ૧૭૪૩ ના થયો હતો એને તેઓ સંવત ૧૮૧૭ ના ચૈત્ર વદ ૧૩ તા. ૩ એપ્રીલ ૧૭૬૧ ના રોજ તેમનો અંતકાળ થયો હતો. તેમના પછી તેમના કાકા અરિસિંહને મેવાડનું સિંહાસન પ્રાપ્ત થયું

સંવત ૧૮૧૮ ઈસ ૧૭૬૨ માં અરિસિંહ પોતાના ભત્રીજાના સિંહાસન પર આવ્યા એઓનો સ્વભાવ ઘણોજ ક્રોધી અને ગાંડો હતો. આગળના ત્રણે રાણાઓના વખતમાં મેવાડની દશા ઘણીજ ખરાબ અને શોચનીય થઇ ગઈ હતી. મહારાણા અરિસિંહના ક્રોધી સ્વભાવને લઇને અને બીજી અનેક બાબતોના કારણથી મહા અનર્થ થવા લાગ્યો, તેના જક્કી સ્વભાવથી મેવાડની પરિસ્થિતિ ઘણીજ બગડી ગઈ, મેવાડની ભૂમિ પર ઘણાજ કષ્ટો આવી ગયા છતાં મેવાડની તમુ જમીન તેનાથી છુટી પડી નથી. ' પંચોલી ' મંત્રીઓની તથા ' સતારા 'ના મહારાજાની દયાથી મેવાડની રક્ષા થઈ હતી, પરંતુ રાણાના વિચિત્ર સ્વભાવથી પ્રજામાં સ્નેહ અને સંપ તુટી ગયા જે સમયે ચતુર મહારાષ્ટ્રીઓ ભિન્ન ભિન્ન દળોમાં વિભક્ત થઈ પરસ્પર વિગ્રહ કરતા હતા પ્રજાના જુદા જુદા પક્ષોને સહાય કરતા, આ વખતે મેવાડ રાજ્યની દુર્દશા થવા લાગી, પ્રતાપને રાજ્યાસન

૧૭ મહારાણાનો જન્મ સવત ૧૮૦૦ ના વૈશાખ સુદ ૧૩ તા ૭ મે ૧૭૪૩ ના રોજ થયો હતો, અને તેઓ સંવત ૧૮૧૭ ના ચૈત્ર વદ ૧૩ તા ૩ એપ્રીલ ૧૭૬૧ ના રોજ મરણ પામ્યા હતા. તેઓને ચાર રાણીઓ હતી. આ પ્રમાણે મહારાણા રાજસિંહ સાધારણ રાજવૈભવ ભોગવી આ દુનિયાનો ત્યાગ કરી ચાલ્યા ગયા હતા મહારાણાની પાછળ રાણી ચોહાણ અને રાણી રાઠોડ એ બે જણીઓ સતી થવા નીકળી તે વખતે તે બને રાણીઓ બોલની હતી કે —

" કોઇ પણ ' મેરુદાસ રાવ ( હવેથી પોતાની બેટીનો વિવાહ ઉદયપુરના મહારાણા સાથે ન કરે ! ' કારણ કે આ બને મહારાણીઓને તેઓની સામુએ ઘણુંજ દુખ આપ્યું હતું " આ મહારાણાને લોકો 'જાલીમ' અને નિર્દયી ગણતા હતા.

પરથી પદભ્રષ્ટ કરી તેના કાકાનો રાજ્યાભિષેક કરવા મેવાડના લોકોએ વિરૂદ્ધ આચરણ કર્યું હતું. આ વિરોધ મટાડવા સારૂ મલ્હારરાવ હોલ્કરને બોલાવવામાં આવ્યો હતો, અને હોલ્કરે પોતાની ચતુરાઈથી મેવાડના અનેક પ્રગણાંઓ પોતાના અધિકારમાં લઈ લીધાં.

આ વખતે સંધિ થવાથી મહારાષ્ટ્રીઓને મેવાડનો બાકીનો ભાગ પણ પચાવી જવાની અભિલાષા થઈ આવી, અનેક બાબતોથી મેવાડમા વિગ્રહ પેદા થયો અને દિવસે દિવસે મેવાડની પડતી આવવા લાગી 'અંબર' ના સિંહાસન પર માંધોસિંહને બેસાડવા માટે રાણાજીએ પુષ્કળ ધનનો વ્યય કર્યો હતો જે માંધોસિંહ મહારાણાના આત્મત્યાગ વિના કદી પણ અંબરની રાજ્યગાદી પર આવી શકયો ન હોત, પણ તેજ માંધોસિંહ પોતાના મામાના કરેલા ઉપકાર ભૂલી ગયો અને સમસ્ત ઉપકાર ઉપર મોટો કારી ઘા માર્યો, અને મેવાડનું સર્વથી શ્રેષ્ટ અંગ રામપુર પ્રગણું મલ્હારરાવને અર્પણ કરી દીધું.

બાજીરાવે મેવાડપર જે કર સ્થાપિત કર્યો હતો તે ઉઘરાવવાનો ભાર હોલ્કરને સોંપવામાં આવ્યો અને તે નિયમાનુસાર મહારાણાએ કર આપવાનો સ્વીકાર કર્યો, પણ જેમ જેમ મેવાડમાં આંતરીક કલેશ અને વિગ્રહ વધવા લાગ્યો. તેમ તેમ મહારાષ્ટ્રીઓ મેવાડ ઉપર ફરી ફરી આક્રમણ કરવા લાગ્યા, અને મેવાડના રાણા પાસેથી રૂા એકાવન લાખ લીધા પછી સંધિ કરી હતી, આથી પ્રજામાં ગરીબાઈ આવી અને વેપારીઓ વેપાર વગર નિસ્તેજ થઈ ગયા તેથી મેવાડની પણ અધોગતિ આવી ગઈ છતાં કુદરત આટલેથી જ અટકી નહીં આજ વર્ષામાં ચોમાસું તદ્દન કોરૂંજ જણાયું. પાણીનું એક પણ બિંદુ દેખાયું નહીં અને દુષ્કાળ જણાયો આથી ગામડા ઉજ્જડ-વેરણ-છેરણ થઈ ગયાં, અને કોઈ પણ જાતનો ધંધો રહ્યો નહીં. લોકો અનાજ વગર ત્રાહ ત્રાહ પોકારી રહ્યાં હતાં.

આ સિવાય સરદારોમાં પણ વિગ્રહ ઉત્પન્ન થયો, આવી અસંખ્ય બાબતોથી મેવાડ દિવસે દિવસે ક્ષીણ બનતું ગયું અને તદ્દન નિસ્તેજ બની ગયું. જ્યારે અધઃપતન થવા લાગ્યું ત્યારે સંવત ૧૮૭૭ માં કૃપાળુ બ્રિટીશ સરકારે તેમના વિગ્રહને શાન્ત પાડી આશ્વાસન આપ્યું અને પોતાની છાયામાં આશરો આપ્યો.

દંતકથા એવા પ્રકારની ચાલતી હતી કે મહારાણા-અરિસિંહ (ઉરસિંહ) એ પોતાના ભત્રીજા રાજસિંહનો અન્યાય પૂર્વક વધ કરી રાજ્યસિંહાસન પોતાના અધિકારમાં લીધું હતું. આ વસ્તુ જો કે ગમે તે હોય પણ અરિસિંહના ચારિત્ર ઉપર તેમજ તેમના અત્યાચાર ઉપર લોકોને ઘણો સંદેહ હતો, છતાં પણ ઉપરના કારણ માટે કંઈ પણ સાબિતી થઈ શકે એવું કારણ મળી શકતું નથી. રાણા અરિસિંહ (ઉરસિંહ)ના માટે કોઈને માન ન હતું. કારણ તેનું

ચારિત્ર ઘણુંજ કલંકમય હતું અને સરદારો પૈકી કોઈ પણ સરદાર તેને માનની દૃષ્ટીએ નીહાળતાં નહોતાં, તેમજ તેમનામાં રાણા તરીકેના કોઇ પણ જાતના ગુણ નહોતા રાણાના કઠોર સ્વભાવે મેવાડના મૂખ્ય સરદાર ' સાદી ' પતિને દૂર કર્યા હતા

જે મહાનુભાવ ઝાલા સરદારે હલદીઘાટના ભયંકર યુદ્ધમાં નિસહાય પ્રતાપના જીવનની રક્ષા કરી સીસોદીઆ કુળની અનંત કૃતજ્ઞતા પ્રાપ્ત કરવાની યોગ્યતા મેળવી હતી, તેનાજ વંશને રાણા અરિસિંહ (ઉરસિંહ) કઠોરતા પૂર્વક મેવાડના રાજ્યથી અલગ કરી દીધા હતા.

આ પ્રમાણે રાણા અરિસિંહ (ઉરસિંહ) નો અત્યાચાર સરદારોથી સહન થઇ ન શકવાથી સરદારોનો વિચાર રાણા અરિસિંહ (ઉરસિંહ) ને પદભ્રષ્ટ કરવાનો થયો, મેવાડના સિંહાસનનો યથાર્થ ઉત્તરાધિકારી રત્નસિંહ નામનો પુરૂષ છે રાજસિંહની રાણી ગોગુંદા સરદારની પુત્રી, તેના ગર્ભથી રત્નસિંહનો જન્મ થયો છે આ વાત સત્ય કે અસત્ય તેનું નિરાકરણ થવાનો આશા નથી. મેવાડના કેટલાક સરદારો રત્નસિંહનો પક્ષ ગ્રહણ કરી વૈરાગ્નિ પ્રદીપ્ત કરવા લાગ્યા મેવાડના લગભગ સોળ સરદારો રત્નસિંહના પક્ષમાં આવ્યા, કેવળ પાંચજ સરદારો રાણા અરિસિંહના પક્ષમાં રહ્યા, સાલુમ્બ્રાના સરદાર રાણાજીના પક્ષમાં રહ્યા.

જે રાજ્ય માટે સાલુમ્બ્રાના પૂર્વજોએ પોતાના પ્રાણના બલિદાન આપ્યા હતા જે રાજ્યના માટે પોતાના રૂધિરની સરિતાઓ વહેવડાવી હતી, અને જે રાજ્યભક્તિ માટે સાલુમ્બ્રાના સરદારનું ઘણુંજ માન હતુ, તે બધી વસ્તુ એક બાજુ મૂકી સાલુમ્બ્રાના સરદારે રાણાનો પક્ષ ગ્રહણ કર્યો હતો, તેનું કારણ એ હતું કે સાલુમ્બ્રાના સરદાર પ્રભુતાના લોભી હતા, અને માનના ભૂખ્યા હતા

દીપ્રાગોતમાં જન્મ પામેલો વસંતપાલ નામનો સરદાર રત્નસિંહનો મંત્રી હતો ઈ સ બારમી શતાબ્દીમાં વસંતપાલના પૂર્વજો દિલ્હીથી સમર કેશરી સમરસિંહની સાથે મેવાડમાં આવ્યા તે પૂર્વે તેઓ ભારતના અંતીમ સમ્રાટ પ્રથુરાજ પાસે ઉંચ્ચ હોદ્દા પર હતા મેવાડના ઘણા સરદારોની સહાયથી રત્નસિંહે ' કોમલમેર ' પર પોતાનો અધિકાર સ્થાપીત કરી ત્યાંના સિંહાસન પર બિરાજમાન થયો, મેવાડનો અધિપતિ થવા માટે રાજ્ય નિયમાવલી પાર હસ્તાક્ષર કરવા તૈયાર થયો રાજનિતીના મહત્ત્વનો અનાદર કરી રત્નસિંહના સરદારોએ એને ઇસ્ટ સીદ્ધિના માટે ઘૃણીત સાધનનો ઉપયોગ કર્યો જેથી મેવાડની અધોગતી વધતી ગઈ અને સરદારોએ સિંધીયાની સહાય માગી અને મહારાણાને પદભ્રષ્ટ કરવા સારૂ એક કરોડ પચીસ લાખ રૂપિયા આપવાનો સ્વીકાર કર્યો

'આ ભયંકર વિગ્રહના સમયમાં જાલીમસિંહ નામનો એક

મહા બળવાન રાજપૂત વીર રાજસ્થાનની રંગભૂમિ પર આવ્યો, જાલિમસિંહે રાજસ્થાનના ક્ષેત્રમાં ખાસ કરી મેવાડની પવિત્રભૂમિ જે પ્રકારે શુરવીરતા બતાવી હતી તે વખતે ગુણુ ગ્રાહી રાજપૂતો તેની વીરતા અને મહાનતા તથા રાજ્યભક્તિની પ્રશંસા કરવા લાગ્યા. મેવાડના રણુક્ષેત્રમાં આ બહાદુર વીરનું પરાક્રમ ઘણુંજ બહાર આવ્યું. જાલિમસિંહનો પિતા કોટા રાજ્યમાં શાસન કર્તા હતો જાલિમસિંહે રાણાને જે સહાય કરી તેનું વેર લેવાને માટે ઈશ્વરસિંહે જ્યારે સિંધીયા સાથે મળીને કોટા રાજ્ય ઉપર આક્રમણ કર્યું. તે સમયે જાલિમસિંહ ત્યાંજ હતો. કોઈ કારણુસર જાલિમસિંહે પોતાના પિતાનો પ્રકોપ વ્હોરી લીધો અને કોટામાંથી હદપાર થઈ તેઓ આશ્રય શોધવા માટે મહારાણા પાસે આવ્યા જાલિમસિંહનું જ્ઞાન તેમની બુદ્ધિ તેમની કાર્યકુશળતાનો પરિચય થતાં જ રાણાજીએ શીઘ્ર સરદાર તેમને પોતાના સરદાર તરીકે સ્થાપીત કર્યા અને રાજરણુની પદવી એનાયત કરી અ ો છત્રબૈરીની ભૂમિ સમર્પણુ કરી જાલિમસિંહની સલાહથી મહારાષ્ટ્રીઓના સેનાધિપતિ રઘુપાગેવાળા અને દોલામીયાં નામનો મુસલમાન આમ બંને માણસો પોતાની સેના લઈને મેવાડમાં આવ્યા આ તરફ રાણાજીએ પંચોલીની પાસેથી રાજ્ય વહીવટ પાછો લઈ ને દૂર કર્યા હતા. અને ઉગ્રજી મહેતાજીના હાથમાં રાજ્યનો સમસ્ત કારભાર સોંપી દીધો હતો. સંવત ૧૮૨૪ ઈ. સ. ૧૭૬૮માં માધોસિંહજી સિંધિયા ઉજ્જનની નગરીમાં બિરાજમાન હતો. આ સિંધિયાની સલાહ લેવા માટે મેવાડના વિદ્રોહી સરદારો ઉજ્જયની ગયા. અને સૌથી પહેલો રત્નસિંહ ગયો તેણે સિંધિયાની સાથે સલાહ કરીને ક્ષીપ્રા નદિના કાંઠે પોતાની છાવણી નાખી મહારાણા અરિસિંહ ( ઉરસિંહ ) ને પણ સિંધિયાની સલાહ લેવાની અભિલાષા હતી. પરંતુ રત્નસિંહે પ્રથમથી જ સહાય લઈ લીધેલી હોવાથી તેથી તેની અભિલાષા પૂર્ણ થઈ નહિં.

આ પ્રમાણે હકીકત બનવાથી રાણા અરિસિંહને સહાય ન મળી શકી તેથી અરિસિંહ પોતેજ રત્નસિંહની સામે પ્રતિરોધ કરવા ગયા. સાલુમ્બ્રા સરદાર શાહપુર તથા બુનેરાના રાજાઓ જાલિમસિંહ રઘુપાગેવાલા અને દોલામીયાં વગેરે પ્રચંડ વેગથી રત્નસિંહની સેના ઉપર આક્રમણ કર્યું બંને પક્ષની વચ્ચે દારૂણ યુદ્ધ થયું. રાણાજીની સેના વીરતા પૂર્વક આગળ વધવા લાગી સિંધિયા તથા રત્નસિંહ આ સેનાનો વેગ જીરવી શક્યા નહિ અને રત્નસિંહ પરાજીત થઈને ઉજ્જયનીના દ્વારમાં પલાયન થઈ ગયા. અને નવિન સેના એકત્રીત કરી પોતાના અપમાનનો બદલો લેવાનો નિશ્ચય કરીને મહારાણાની સેના ઉપર પ્રચંડ હુમલો કર્યો, રાણાજીની સેનાને આવી ખબર નહતી કે ફરીને હલ્લો આવો ઓચિતો આવશે. પણ જ્યારે માધોસિંહ સિંધિયાએ રણુશિંગું ફુંક્યું. ત્યારેજ રાણાની સેના ઉપર જબર આક્રમણ કર્યું. તેમાં સાલુમ્બ્રા સરદાર શાહપુર તથા

ભુનેશના રાજા રણભૂમિમાં માર્યા ગયા અને બીજા કેટલાક ઘાયલ થયા. જાલિમ સિંહ પણ ઘાયલ થયો હતો તેમનો અશ્વ લડાઈમાં મરણ પામેલો હોવાથી તેઓ નાશી શકયા નહીં આથી શત્રુઓએ તેમને પકડીને કેદ કર્યા છતાં તેમની સાથે ઘણુંજ સભ્યતા પૂર્વક વર્તન રાખવામાં આવ્યું હતું ત્રંબકજી નામના સરદારે તેમને પકડયા હતા અને એ સરદારે તેમની સાથે આદર અને સન્માન પૂર્વક વર્તન રાખ્યું હતું આવી ઘટના બની ત્યારે વિદ્રોહી રાજપૂતોએ ઉદયપુર ઉપર આક્રમણ કરી રત્નસિંહને સિંહાસન ઉપર સ્થાપિત કરવા માટે સરદારોએ સિંધિયાનેઆગ્રહ કર્યો પણ વિજયી મહારાણાએ અલ્પકાળ સુધી પોતાની વિશાળ સેના લઈને ગિરિ માર્ગેથી પ્રવેશ કરીને ઉદયપુરને ઘેરો ઘાલ્યો.

આ વખતે રાણા અરિસિંહ (ઉરસિંહ) તદ્દન હતાશ થઈ ગયા હતા કારણ કે પોતાના રાજ્યનું રક્ષણ કરવાનું કોઈ પણ સાધન તેમની પાસે રહ્યું નહિં કારણ કે ગૃહકલેશનું પરિણામ એવું આવ્યું કે મેવાડની હસ્તી રહેવું મુશ્કેલ બની ગઈ આ વખતે કેટલાક સાહસીક યુવાનો અને શૂરવીરો તેમના પક્ષમાં ભળ્યા હતા તેઓ ક્ષીપ્રા નદિને કાંઠે માર્યા ગયા હતા હાલમાં મહારાણાને કોઇ જાતની સહાય કોઈ પણ તરફથી ન હતી ફક્ત સાલુમ્બ્રા સરદાર ભિમસિંહ તેમના પક્ષમા ઉભા હતા હવે મેવાડની રક્ષા મહારાષ્ટ્રીઓના પ્રચંડ બળ આગળ કેવી રીતે કરવી તેનો વિચાર થવા લાગ્યો ત્યારે નગરરક્ષાનો ભાર અને દરેકની રક્ષા કરવાની ફરજ ભિમસિંહને સોંપવામાં આવી ઉજ્જયનીના યુદ્ધમાં સાલુમ્બ્રાજી સરદાર માર્યા ગયા હતા તેમના આ ભિમસિંહ કાકા અને ઉત્તરાધિકારી હતા

રાણાજીએ આ વખતે તેમને જ સેનાધિપતિપદ ઉપર કાયમ કર્યા તેઓ વીરવર જયમલ્લના વંશજ રાઠોડવીર બેદનોરપતિની સાથે સંકટના સમયમાં નગર અને રાજ્યની રક્ષા કરવાને માટે ભયંકર રણભૂમિમાં ઉતર્યા પરંતુ એકજ મહા પુરૂષની બુદ્ધિ અને ચાતુર્ય તથા અપૂર્વ ઉત્સાહથી જ સર્વનું રક્ષણ થયું અને તે મહા પુરૂષનુ નામ અમરચંદ હતું અને તે જૈન હતો .

આ અમરચંદે જૈન તરીકે પોતાનું નામ કેવી રીતે રોશન કર્યું છે જેને મેવાડના માટે કેવી રીતે બુદ્ધિ અને ચાતુર્ય બતાવી સમસ્ત મેવાડની તેમજ પ્રજાની સલામતી સાચવી છે તે વાંચક વર્ગને પૂરેપુરો સમજણ ખ્યાલ અને તે વૈશ્ય કેવા બહાદુર અને નિડર તેમજ નિમકહલાલ હતા વળી અમરચંદ કોઈ પણની શેહમાં ન તણાતા પોતે પોતાની જાતને હંમેશાં સ્વતંત્ર તરીકે રાખીને પોતે જે કાર્ય બજાવ્યું છે તે કાર્ય ઘણું જ હેરત પમાડે તેવું છે. તે બધી હકીકત અમરચંદનું પ્રકરણ વાંચવાથી જ સંપૂર્ણ ખાત્રી થશે.

---

# પ્રકરણ ૨૦ મું

## મહામંત્રી અમરચંદ (વૈશ્ય)

અમરચંદનો જન્મ વૈશ્ય કુળમાં થયો હતો. તે મેવાડનો મહામંત્રી હતો અમરચંદ જેવો ચતુર અને ચાણુકય બુદ્ધિવાળો મંત્રી અત્યાર સુધી મેવાડમાં ઉત્પન્ન થયો નથી. મહારાણા ઉરસિહના વખતમાં જ્યારે મેવાડમાં મહા ભયંકર ઉપદ્રવ ઉત્પન્ન થયો; તે ઉપદ્રવ રોકવાનું સામર્થ અમરચંદ સિવાય કોઈનામાં નહોતું કારણ કે તે વીર નિડર અને બહાદુર હતો રાણા ઉરસિંહના વખતમાં કાંઈ કારણસર અમરચંદનું મંત્રીપદ લઈ લેવામાં આવ્યું હતું. જે દિવસથી અમરચંદના મંત્રીપદનો અંત આવ્યો તેજ દિવસથી મેવાડમાં અનેક ઉપદ્રવો થવા લાગ્યા. અને મેવાડના સિંહાસન ઉપર અનેક આક્રમણો આવ્યાં તેનું કારણ એ કે ચારે તરફ આગના ભડકા દેખાવા લાગ્યા. રાણા ઉરસિંહનો સ્વભાવ કઠોર અને તિક્ષ્ણ કાતીલ છૂરી જેવો હતો. સરદારો અંદરો અંદર ક્લેશ કરવા લાગ્યા અને મહારાષ્ટ્રીઓ ચારે તરફથી મેવાડને ઘેરી વળેલા હતા. આવી વિંટબનાઓમાંથી મેવાડ પસાર થઈ રહ્યું હતું તે વખતે અમરચંદને ફરીને મંત્રીપદ મળવાની આશા હતી જ નહીં તેનું કારણ અમરચંદનો સ્વભાવ રાણા જેવો ઉગ્ર અને હઠીલો હતો. તે જે કામ હાથમાં લેતો તેમાં કોઇની પણ સલાહ લેવા માગતો નહોતો ને તે પોતાની મરજી જ પ્રમાણે પોતે પોતાના હાથે બધું કામ કરતો કારણ કે તે પોતાની જાતને ગુલામી તરીકે વેચતો નહોતો. આ વખતે અમરચંદને મંત્રીપદથી મુક્ત થએ દશ વર્ષ થયાં હતાં એ દશ વર્ષમાં તો મેવાડમાં અનેક જાતના ફેરફારો થઈ ગયા હતા

જ્યારે મેવાડના સરદારોએ રાણા ઉરસિંહના પક્ષનો ત્યાગ કરી રત્નસિંહના પક્ષમાં જોડાયા હતા અને તેમના સ્થાનમાં પગારદાર સિંધિઓને નોકર રાખવામાં આવ્યા હતા આ સિંધી લોકોએ પૂર્વોક્ત સરદારોની ભૂમિ ઉપર પોતાનો અધિકાર સ્થાપીત કર્યો હતો. આથી જ મેવાડની અધોપતિનું મૂળ વિશેષ મજબુત થયું. આવી પરિસ્થિતિથી મેવાડનું બળ તેજ અને શૂરવીરતા નાશ પામી કહેવત છે. કે:—

સંપ ગયો લક્ષ્મી ગઇ, ગયું દેશ અભિમાન,
કુસંપની કડવાસથી ડુબ્યું હિન્દુસ્તાન.

આ પ્રમાણે રાણા ઉરસિંહની તમામ આશાઓ વ્યર્થ થઈ ગઈ અને પોતાનો પક્ષ તદ્દન નિર્બળ બની ગયો હતો. જે સમયે મેવાડ ઉપર આવી

ભયંકર આપત્તિઓ એક સામટી આવી ગઈ તે સમયે અમરચંદ કાર્યક્ષેત્રમાં આવ્યા. ઉદયપુરની ચારે તરફ રક્ષાને માટે એકે ખાઈ નહોતી પણ દક્ષિણ દિશા તરફ એકલીંગઝ્‌ગઢ નામનો પાષાણનો ઉંચો કિલ્લો હતો. ઉદયપુરની રક્ષાનું પ્રથમ સાધન આજ હતું આથી તેની ચારે બાજુ કોટ ચણાવી તેનાજ ઉપર તોપો ગોઠવવાથી ઉદયપુરનું રક્ષણ થશે એમ રાણાજીએ ધાર્યું અને તે કાર્ય પૂર્ણ કરવાને ચિત્ત પરોવ્યું એકલીગઝ્‌ગઢ પર ચડવાની ઘણી મુશ્કેલી હતી તેથી રાણાજીનો સર્વ ઉદ્યોગ અને મહેનત નકામાં ગયાં એક વખત રાણાજી પોતે જ ત્યાં ગયા અને તપાસ કરતાં અચાનક અમરચંદનો મેળાપ થયો હતો. અમરચંદની ઉદાસીનતા દૂર કરવાને મહારાણાએ પોતાની થએલી ભૂલ માટે પશ્ચાતાપ કર્યો અને ઘણુંજ મીઠાસથી વાતચીત કરી થોડીવાર પછી રાણા ઉરસિંહે અમરચંદને પૂછયું કે આ કાર્ય પાછળ કેટલું ખર્ચ થશે ? અને તેમાં કેટલો સમય લાગશે ? તે આપ કહી શકશો ? ત્યારે અમરચંદ બોલ્યા કે થોડું દ્રવ્ય અને થોડા દિવસ જેથી અમરચંદને રાણાજીએ આ કાર્ય પાર પાડવાને માટે આગ્રહ કર્યો તેથી અમરચંદે સંકોચનો ત્યાગ કરીને કહ્યું કે આ કાર્યની જવાબદારી જેટલા દિવસ સુધી મારા માથે રહેશે તેટલા દિવસ મારી જ આજ્ઞા ચાલવી જોઈએ, મારા કાર્યમાં કોઈ પણ વ્યક્તિને દખલ કરવાનો અધિકાર નહિં રહે. જો આ અધિકાર મને મળતો હોય તોજ હું જવાબદારી લઈશ. મહારાણાએ તરતજ આ વાતનો સ્વીકાર કર્યો જેથી અમરચંદે તરતજ મજુરો બોલાવી એક માર્ગ તૈયાર કરવાની તૈયારી કરી અને થોડા જ દિવસ પછી એકલીગઝ્‌ગઢ ઉપર તોપો ગોઠવી દીધી અને તોપના ભડાકા સાથે રાણાશ્રીને માન આપ્યું.

આ વખતે માંધાસિંહ સિંધીયાએ ઉત્તર, પૂર્વ અને દક્ષિણ ત્રણે દિશાથી મેવાડને ઘેરી લીધું હતું. ફક્ત ઉદયસાગરની પશ્ચિમ દિશા જ બાકી રહી હતી, અને ઉદયસાગરના પ્રસરેલા જળથી જ પશ્ચિમ દિશા બચવા પામી હતી, ચારે તરફ વનવૃક્ષો અને મોટી ઝાડી આવી રહી હતી, તેથી સિંધીયાના કાર્યમાં કેટલીક મુશ્કેલી નડતી હતી. આ વખતે નગરજનો આવશ્યકતા વખતે પશ્ચિમ દિશાથી નગર બહાર જતા હતા, અને ઉદયસાગરમાં નાવના રસ્તે પસાર થઈ પોતાના જુના મિત્રો ભીલોને ભોજન પહોંચાડતા હતા મોટા મોટા સરદારો પણ સિંધીયાના પક્ષમાં હતા જેથી રાણાજીને કોઈ સહાય દેનાર હતું નહીં તેથી મહારાણાને આ સેનાપર જ આધાર રાખવો પડતો હતો.

પરંતુ જ્યાં ભાગ્ય પલટાય ત્યાં જગત પલટાય છે, આ વખતે ભીલ સેના પણ રાણાશ્રીથી બદલાઈ જઈ પોતાના ચડેલા પગાર માટે માંગણી કરી ઝઘડો કરવો શરૂ કર્યો, આ નાલાયક સેનાએ રાજ્યના આવા દુઃખદ

પ્રસંગે જરાપણ શરમ કે લાગણી રાખી નહિં 'જેમ બળતાંમાં ઘી હોમાય' તેવી રીતે એક દિવસે રાણાશ્રીનું સિંધીયાએ અપમાન કર્યું, અને રાણાશ્રીના શરીરનો સ્પર્શ કરી તેમનો દુપટો ખેંચ્યો. તે વખતે મહારાણાશ્રી પોતાના મહાલયમાં જતા હતા જ્યારે દુપટો ખેંચવામાં આવ્યો ત્યારે રાણાશ્રીએ તેના હાથમાંથી બળ પૂર્વક દુપટો મજબૂત પકડી રાખ્યો જેથી ફાટી ગયો, તેથી આ ફાટેલા દુપટા સહિત રાણાશ્રી રણવાસમાં ગયા, પોતાના તિક્ષ્ણ સ્વભાવને લઈને આ અપમાન સહન કરવું પડ્યું. રાણાશ્રીનું સંકટ ધીમે ધીમે વધવા લાગ્યું ચારે તરફ અંધકાર દેખાવા લાગ્યો તેથી તેમની આશા અને વિશ્વાસ નષ્ટ થયો સિંધીઆઓ પર તેમનો આશરો હતો તે પણ બદલાઈ ગયો, હવે શું કરવું ? ચારે તરફ કોઈ પણ દિશા જડતી નથી, રઘુદેવ નામના માણસે સલાહ આપી કે:–આપ માંડળગઢ નાસી જાઓ. રાણાશ્રીએ આ કાયરતા ભરેલી સલાહ માન્ય ન કરી, આખરે સાલુમ્બ્રા સરદારને કહ્યું ત્યારે તેણે પણ નિરાશા ભરેલો જ જવાબ આપ્યો જેથી મહારાણાશ્રીએ અમરચંદને બોલાવ્યો અને આ સંકટના સમયમાં ઉદ્ધાર-કરવાનો સમસ્ત ભાર અમરચંદનેજ સોંપવામાં આવ્યો, જેથી અમરચંદે આ કાર્ય હાથમાં લેતા પહેલાં કહ્યું કે "મારામાં આ કાર્ય કરવાની શક્તિ નથી તેમ મારી ઈચ્છા જ નથી કારણકે આપ જાણો છો કે પૂર્વે મેવાડ માટે કરેલા કાર્યોમાં કઈ કઈ જાતના સંકટો વેઠી મારાથી બનતી સેવા બજાવી મેવાડનું રક્ષણ કર્યું છે, તે બધા સંકટો કરતાં પણ આ મોટું સંકટ આજે આવી પડ્યું છે, માટે આ કાર્ય કરવામાં મારી પોતાની ના નથી પણ મારામાં એક મોટો એવો દોષ છે કે જેનાથી આપ પરિચીત્ત છો ? છતાં મારો એ દોષ તમને ફરીને કહી સંભળાવું. હું કોઈની પણ આજ્ઞામાં રહેવા ઇચ્છતો નથી, હું જ્યાં રહું છું ત્યાં સ્વતંત્રજ રહું છું, કાર્ય મેં હાથમાં લીધું તેમાં હું કોઈની પણ સલાહ લેતોજ નથી અને કોઈની બુદ્ધિ ચાલવા દેતો નથી, કોઇપણ ગુપ્ત મંત્રીની સલાહ હું લેતો નથી, હું મારી શક્તિ અનુસાર મારી પોતાની બુદ્ધિથીજ કામ કરૂં છું, માટે સાંભળો ! આપનો દ્રવ્ય–ભંડાર ખાલી છે, સેના પણ બદલાઇ ગઈ છે. અન્નની સામગ્રી પણ ખુટી ગઈ છે. જો આવી પરિસ્થિતિમાં આપને મારા વચન પર વિશ્વાસ રાખવાની મરજી હોય તો આપ સોગન લો ? કે જે કાર્ય કરવાની હું આજ્ઞા કરું તે કાર્ય ગમે તેવું હોય, સારૂં હોય યાતો નઠારૂં હોય, પણ આપ તેની વચ્ચમાં આવશો નહીં. જો આપ આવી પરવાનગી આપો તોજ મારાથી બનતું કરી આ કાર્ય સિદ્ધ કરીશ, પણ ધ્યાન રાખજો કે ન્યાય પરાયણ અમર આ વખતે અન્યાય પરાયણ થશે, અને પોતાના પૂર્વ ચરિત્ર વિરુદ્ધ કાર્ય કરશે."

આ પ્રમાણે બધી હકીકત મહારાણાશ્રીએ મૌન રહી સાભળીને એક પણ શબ્દ બોલ્યા વગર તરતજ "ભગવાન એકલીંગજીના સોગન ખાઈને કહ્યું કે

આપની ઈચ્છા અનુસાર કાર્ય કરજો અને તમને દરેક કાર્યની મારા તરફથી સંપૂર્ણ પરવાનગી આપું છું, આપ જે આજ્ઞા કરશો તેનું સંપૂર્ણ પાલન થશે, અને આપ જે વસ્તુની અપેક્ષા કરશો તે વસ્તુનો પણ બંદોબસ્ત કરવામાં આવશે; અગર આપ મારી રાણીની મણીમાળા અથવા નાકની નથની માગશો તો તે પણ આપવામાં આવશે " આ પ્રમાણે રાણીશ્રી બોલી શાંત રહ્યા.

મહારાણાના ભાઇ રઘુદેવની કાયરતા ભરેલી સલાહથી અમરચંદ ક્રોધે ભરાઇ ગયો અને રઘુદેવનો તિરસ્કાર કરી કહ્યું કે " આપ તદ્દન નાલાયક અને હીચકારા છો ! તમારા માટે આ શમશેર નથી પણ ગાયો ભેંસોની ચાકરી કરો અને ખેતીવાડી કરો. સમજ્યા ! ખબરદાર ! હવે પછી અહીં આવ્યા તો તમારી વાત તમે જાણ્યા ! આમ નિડર અને શુરવીરને છાજે તેમ કડક ભાષામાં રઘુદેવને સંભળાવી દીધું. બધા સાંભળી દીગમૂઢ બની ગયા અને કહેવા લાગ્યા કે ધન્ય છે અમરને ! અને તેની નિડરતાને !

જો તારી સલાહથી રાણાશ્રી માંડળગઢ ગયા હોત તો ત્યાં તેમની રક્ષા કોણ કરત ! માટે તમારા બાયલાપણાની વાતોથી મને તમારા જેવા સાથે વાત કરતા પણ શરમ આવે છે. સાચો રાજપૂત આવો હોય જ નહિં ! હજી ફરી કહું છું કે તમારે આ કાર્યમાં માથું મારવું નહિં. જાવો ! તમે ભેંસો ચરાવો અને ગાયોના દુધ વેચતા ફરો ! તમે તે કામ માટેજ લાયક છો.

અમરચંદની આ નિડરતા અને હિંમત જોઇ સર્વ સરદારો દીગમૂઢ બની ગયા, મહારાણા વિગેરે સ્તબ્ધ થઇ ગયા હતા. હવે અમરચંદે પોતાનો પ્લાન રચવા માંડયો. મેવાડનો ખાલી ખજાનો અને આપસ આપસમાં કલેશ તેમજ લશ્કર પણ બદલાય ગએલું, આવી પરિસ્થિતિમાં એ સહાસીક નર બીલકુલ નિરાશ ન થતાં તેણે સિંધીયાઓની સેનાને બોલાવી અને ગંભીરતા પૂર્વક કહ્યું કે ચાલો ! તમારો પગાર ચુકવી આપું. પણ એટલી વાત નિશ્ચય માનજો કે તમે તમારા કાર્યમાં સફળતા ન મેળવી શકયા તો તેનો સઘળો દોષ મારા ઉપરજ આવશે

જે સૈનીકોએ પહેલાં રાણાનું અપમાન કરેલું તેજ સૈનીકો ચુપ ચુપ અમરની પાછળ પાછળ ચાલવા લાગ્યા, અમરચંદે પગારનો હિસાબ નક્કી કર્યો અને કહ્યું કે આવતી કાલે તમારો પગાર ચુકતે ચુકાવી આપીશું, ત્યાર પછી તિજોરીવાળા પાસે દ્રવ્ય-ભંડારની ચાવી માગી પણ તિજોરીવાળાએ ચાવી ન આપી ને નાસી ગયો, આ વખતે અમરચંદે તમામ તાળાં તોડી નાંખ્યા, અને સોનું, ચાંદી, હીરા, રત્ન વિગેરે જે હતું તે તમામ વટાવી લશ્કરનો પગાર ચુકાવી આપ્યો, અને બાકીના ધનનો સંગ્રહ કર્યો, વળી લડાઈમાં જોઇતી સામગ્રીની તૈયારી કરી ને અનાજનો પ્રબંધ કરી લીધો. આ પ્રમાણે અમરચંદે તમામ નવું બળ ઉત્પન્ન કર્યું અને બીજા ૭ માસ સુધી આક્રમણનો રસ્તો રોકી રાખ્યો

આ વખતે કૃત્રીમ રાણા રત્નસિંહે રાણા ઉરસિંહનો ઘણો મુલક અને જમીન પોતાના હસ્તગત કરી ઉદયપુરની ભૂમિ સુધી પોતાનો વિસ્તાર કરી દીધો. પરંતુ સિંધીયાને જેટલા રૂપીઆ આપવાના હતા તેટલા રૂપીઆ ન આપી શકવાથી પોતે મહાન ઉપાધિમાં આવી પડયો, ચતુર મહારાષ્ટ્રીઓ સમયને બરોબર પીછાણતા હતા. તેથી સમય વ્યથા ન બગાડતાં અમરચંદની સાથે સંધિ કરવાની અભિલાષા બતાવી અને કહાવ્યું કે તમો સીત્તેર લાખ રૂપીઆ આપો તો અમો રત્ન સિંહનો ત્યાગ કરી ચાલ્યા જઈશું જેથી અમરચંદે તે વાતનો સ્વીકાર કર્યો અને સંધિપત્ર તૈયાર થયું.

જ્યારે એક બીજાની સહીઓ લેવાનો ટાઇમ આવ્યો ત્યારે મહારાષ્ટ્રીઓને બાતમી મળી કે જો હમણાં આક્રમણ કરવામાં આવે તો વધારે લાભ થશે, જેથી તે બેવચની મરાઠાઓએ સંધિનો ભંગ કર્યો અને બીજા વીસ લાખ રૂપિઆ વધારે માંગ્યા.

સિંધીયાની આ લુચ્ચાઇ જાણતાં અમરચંદને અતિ ક્રોધ ચઢયો અને ગુસ્સાના આવેશમાં સંધિપત્રના ટુકડા કરી પોતાના પગ નિચે કચરી તે ટુકડા મહારાષ્ટ્રીઓને પાછા મોકલવામાં આવ્યા. વિપત્તીની વૃદ્ધિ સાથે જ અમરચંદનુ સાહસ અને તેજસ્વીતા વૃદ્ધિગત થવા લાગી. પહેલા જે પુરૂષો નિરાશ થઈ ગયા હતા. તેને પણ અમરચંદે ઉત્સાહી બનાવ્યા અને મેવાડના માટે પ્રાણ આપવા પ્રતિજ્ઞા લીધી-લેવડાવી. અમરચંદની બોલવાની છટા કાંઈ જુદી જ હતી એક સારા વક્તાને પણ ડોલાવી નાંખતી હતી. જેના વચનમાં એટલો જાદુ હતો કે તેના સામુ કોઇ બોલવાની હિમ્મત કરી શકતું નહિં. અમરચંદે એક કલાક સુધી પોતાની વાક્યચાતુર્યથી આખા લશ્કરને પોતાના કરી લીધા હતા, જેમ મરેલો માણસ સજીવન થાય ત્યારે જેટલો ઉત્સાહ આવે તેના કરતાં પણ વધારે ઉત્સાહ અમરચંદની ભાષાથી આવ્યો હતો.

આ વખતે ઉત્સાહી સૈનીકો અને સરદારોને પોત પોતાના મર્તવા પ્રમાણે ઘણા અલંકારો આપ્યા અને મૂલ્યવાન વસ્તુઓ ભેટ આપી આખા લશ્કરને પોતાનું કરી લીધું. અને રાજનિતી વિશારદ અમરચંદે આજુબાજુના તમામ વહેપારીઓ પાસેથી બધું અનાજ ખરીદ કરી લીધું અને પછી ચારે તરફ ઢંઢેરો પીટાવ્યો કે "જે કોઈ વીર-પ્રાર્થના કરશે તેને છ મહિના સુધી ચાલે એટલું અનાજ આપવામાં આવશે.' આ સમયે એક રૂપીયાનુ અઢધો શેર અનાજ મળતું હતું. અમરચંદે આવી યુકિત રચી ત્યારે દુશ્મનો પણ અજાયબ થયા કે આટલું બધુ અનાજ અમરચંદ લાવ્યો કયાંથી ? સંધિ સેનાનું અસંતોષનું કારણ જતું રહ્યું. અને સર્વ સૈનિકોએ અમરચંદની તેજસ્વીતાથી ઉત્સાહીત થયા અને ભર દરબારમાં રાણાજીને પોતાનો વિશ્વાસ દર્શાવવા ગયા ત્યાં

આગળ સિંધીયાઓનો સરદાર ' આલિએગે ' કહ્યું કે મહારાજ અમારી થએલી ભૂલની ક્ષમા કરો અને તમારા ખાધેલા નીમકનો બદલો અમારો પ્રાણ આપી મેવાડની રક્ષા કરી વાળીશું. ઉદયપુર માટે અમારા પ્રાણ વિસર્જન કરવા તૈયાર છીએ. અને અમારે પગારની જરૂરીયાત નથી

જ્યારે ખાવાના પદાર્થો ખૂટી જશે તે પછી અમો મરાઠાના સૈન્ય ઉપર ભૂખ્યા વરૂની માફક તુટી પડી મેવાડની આબરૂ સાચવીશું સિંધી લોકોની આવી દૃઢ પ્રતિજ્ઞા સાંભળી રાજાની આંખમાં અશ્રુ આવ્યાં અને પાષાણ પણ પ્રવાહી બની ગયો. વજ્રમાં પણ મૃદુતાનો સંચાર થયો. જ્યારે રાજાનું હૃદય પીગળી ગએલું જોઈ રાજપૂતો અને સિંધીયો એક સાથે રાજાનો જય જયકાર કરવા લાગ્યા. ધન્ય છે અમરની બુદ્ધિને ?

આ પ્રમાણે અમરે પોતાની ચાણક્ય બુદ્ધિથી બધાને મહાત કરી મેવાડની શોભા વધારી અને ઐકય રૂપી બળ મજબૂત કરી સારૂં સૈન્ય અને રાજપૂતો એકદમ ભયંકર ગર્જના સાથે દુષ્ટ દુરાચારી સિંધીયાની ધસી આવેલી સેના ઉપર તુટી પડયા અને મહા ઘોર રણસંગ્રામ ચલાવ્યો જ્યારે ઘાસની માફક સિંધીયાનું સૈન્ય કપાવવા લાગ્યું ત્યારે સિંધોયાઓ હતાશ થઇ ગયા. અને જ્યારે પોતાને વિજયની કોઈ પણ જાતની આશા રહી જ નહીં. ત્યારે શુરવીર રાજપૂતોની શમશેરના ઘા અને તોપોના અવાજ આગળ સિંધીયાનું લશ્કર લાચાર બની ગયું. આખરે સિંધીયાએ અમરચંદની સાથે સંધી કરવા અરજ કરી

અમરચંદને આ વિજય પ્રાપ્ત થએલો હોવાથી તેને મહારાષ્ટ્રીઓ પર કહેણ મોકલ્યું કે " છ માસ સુધી અમને લડાઈમાં જે ખર્ચ થયું છે તે તમામ ખર્ચ તમારે આપવું પડશે જો આ શરત તમારે મંજુર હોય તો હું સંધી કરવા તૈયાર છું. " અમરચંદની આ માંગણી આગળ સિંધીયાને મસ્તક નમાવવું પડયું અને અમરચંદની સાથે સંધી કરી.

આ ખુશાલીમાં સરદારોને ઘણી નવાજેસો અને બક્ષીસો આપી અને સરદારોની ઐકયતા મજબૂત થઇ. અમરચંદના શુભ પ્રયાસથી મેવાડની શોભામાં વૃદ્ધિગત થઇ સંવત ૧૮૨૫ થી ૧૮૩૧ સુધી સંધિપત્ર પ્રમાણે કાર્ય થયું અને તે પછી સિંધીયાએ રાણાજીના કર્મચારીઓને દૂર કર્યા. આથી મેવાડ રાજ્યના જુદા જુદા પ્રગણાં અલગ થઇ ગયાં. સંવત ૧૮૩૧ માં

જેમ વિધી અનુસાર સર્વના દિવસો એક સરખા જતા નથી તેમ સિંધીયાઓનું ભાગ્યચક્ર બદલાયું ત્યારે સમય જોઇ મહારાણાએ ઘણાં પ્રગણાંઓ પર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો, પણ તે અધિકાર જૂજ વખત રહ્યો સં. ૧૮૩૧ માં તે તમામ પ્રગણાંઓ જતા રહ્યા હતા મરાઠાઓના મહાબળવાન સરદારોએ

પેશ્વાની આધિનતા રૂપી શૃંખલા તોડી નાંખી છિન્ન ભિન્ન કરી નાંખી હતી અને સ્વતંત્ર થવાનો વિચાર કરતા હતા. આ વખતે સિંધીયાએ તમામ પ્રગણાઓ પૈકી એક સિવાય તમામ પર પોતાનો અધિકાર રાખ્યો, અને 'ઓરવણ' હોલકરને આપી દીધું, એક વર્ષ વિત્યા બાદ મહારાણા પાસે 'નીઓરો' નામનું પ્રગણું પણ માંગ્યું, અને બીક બતાવી કે "જો નહિ આપો તો સિંધીયાએ જેવું વર્તન રાખ્યું હતું તેવુંજ હું રાખીશ" મહારાણાના દુર્ભાગ્યનું વૃત્તાંત આમ કયાં સુધી લંબાવવું અને કર્મની કઠણાઈની વાતો આપણે કયાં સુધી કરવી. અરે ? તેમણે વીરવર બાપ્પારાવલના ઉત્તમ વંશમાં જન્મ લીધો હોવા છતાં તેમને નરપિશાચ મહારાષ્ટ્રીઓના ભયંકર ત્રાસથી કંપાયમાન થવું પડતું હતું. શું વિધીના લેખ ? દેશભક્ત પ્રતાપસિંહના વંશને ન્યાય વિરૂદ્ધ હોલકરની આજ્ઞા પાળવી પડતી હતી. કર્મ તારી ગતિ ન્યારીજ છે.

સં. ૧૮૨૬ માં સિંધીયાના પંજામાંથી મહારાણાએ મોટી રકમ આપી છુટકારો મેળવ્યો હતો. આ વખતે મેવાડની ફળદ્રુપ જમીન મહારાણાશ્રીના હાથમાંથી નીકળી ગઈ હતી, પણ જે પ્રગણાઓ હતા તે વેચ્યા ન હતા તેમ પોતાનો અધિકાર પણ છોડયો ન હતો, ફક્ત પ્રગણાઓ ગીરો મૂકયા હતા.

તા. ૧૦ જાન્યુઆરી ૧૮૧૭ ના દિવસે રાણા ભીમસિંહની સાથે બ્રિટીશ સરકારે સંધિ કરી હતી પણ દિલગીરી સાથે જણાવવાનું કે તે બાબત માટે બ્રિટીશ સરકારે કોઇ પણ જાતનો ફેંસલો આપ્યો નહતો.

અમરચંદનું પ્રચંડ બળ રોકી નહિ શકવાથી ચતુર મહારાષ્ટ્રીઓ ઉદયપુર ત્યાગ કરી રવાના થયા તેજ દિવસથી રાણા રત્નસિંહની આશા નિર્મૂળ થઈ ગઈ, રત્નસિંહે ઘણા મુલકો અને કિલ્લાઓ પોતાના અધિકારમાં લીધા હતા આથી પોતે ઉદયપુરના મૂળમાં જામી ગયો હતો. પણ જ્યાં ભાગ્ય અનુકુળ ન હોય ત્યાં કોઈ શું કરે ? તેને પોતાનાજ તગદીરે યારી આપી નહીં આ પ્રમાણે જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ તેના અધિકારમાંથી ઘણાખરા ગામ, કસબા અને કિલ્લાઓ જતા રહ્યા. રાજનગર, રાયપુર અને અંતલા ત્રણે ઉપર રાણાજીનો અધિકાર રહ્યો આ વખતે અનેક સરદારો રત્નસિંહનો પક્ષ ત્યાગ કરી રાણાજીની છત્ર છાયા નીચે આવ્યા ત્યારે રાણાજીએ તેમનું સ્વાગત કરી તમામની જાગીરો પાછી સોંપી દીધી આથી રત્નસિંહ તદ્દન નિરાશ થયા અને પોતાને લાભ થવાની કોઇ પણ આશા રહી નહીં આ પ્રમાણે રત્નસિંહની સ્થિતી થઇ.

જ્યારે રત્નસિંહ કમલનેરમાં બિરાજમાન થયો ત્યારે રાણા ઉરસિંહે જોધપુરના રાજા વિજયસિંહને 'ગઢવાડ'નો શાસન ભાર સોંપી દીધો આ

વખતે મહારાણા અને વિજયસિંહને કરાર થયો જેમાં ઘણી જાનની ચરતો કરવામાં આવી હતી આવી રીતે ભાવીની અજબ ઘટનાથી જ દરેક વસ્તુનું પરિવર્તન થાય છે એકજ દુષ્ટ માણુસના દુરાચારથી રાણા ઉરસિંહ અકાળ મૃત્યુ પામ્યા નહોત તો અવશ્ય મેવાડનો થોડો ઘણો પણ ઉદ્ધાર કરી શકત પરંતુ વિધી આગળ ભલભલા મોટાઓનું કાંઇ પણ ચાલતું નથી. પણ સતીના શ્રાપથી અગર કુદરતના કોપથી અજીતના હાથે રાણાજીનો વધ થયો જેથી તેના પિતા તેના ઉપર બહુજ ગુસ્સે થયા અને જ્યાં સુધી પોતે જીવ્યા ત્યાં સુધી પુત્રનું મોં જોયુ નહિં. રાણાજીના સરદારો આવી ભયંકર ઘટનાના સમાચાર સાંભળતાની સાથે જ ભયભિત થઇ ચારે તરફ તમામ વસ્તુઓ મૂકી નાસવા લાગ્યા.

લોક કથા એવી છે કે બુંદીરાજાના પુત્રે મેવાડના સરદારોના કહેવાથી આ કાર્ય કર્યું હતું, કારણ કે મેવાડના સરદારો અરિસિંહ (ઉરસિંહ) પ્રત્યે કિંચીત પણ સ્નેહ ધરાવતા નહોતા આ વાત પ્રથમ જણાવી ગયા છીએ તેમ રાણા ઉરસિંહ આ વાત સ્પષ્ટ સમજતા હતા

સાલુમ્બ્રાના સરદારના પિતાજીએ મહારાણાજીના માટે પોતાનો પ્રાણ અર્પણ કરેલો હતો તેના ઉપરજ રાણાને શંકા જવાથી પોતાની પાસે બોલાવ્યો અને કહ્યુ કે "તમે મ્હારા રાજ્યની હદપાર ચાલ્યા જાઓ, જો મારી આજ્ઞાનો અમલ નહીં કરો તો તમારો શિરચ્છેદ કરવામાં આવશે." જ્યારે કારણ પુછવામાં આવ્યું ત્યારે કારણ બતાવવાની ના પાડી જેથી પોતે ચાલ્યા ગયા પણ જતાં જતા કહેલું કે 'આ શિક્ષા મને આપનાથી આપને અને આપના પરિવારને ઘણું જ નુકસાન થશે' તેથી જ સરદારનો શ્રાપ સફળ અને શીઘ્રજ થયો કે રાણાનો વધ થયો આવા અનેક કારણો મળી આવે છે

મેવાડની સીમા પર 'બિલોતા' નામનું એક નાનું ગામ છે, આ ગામ મેવાડના અધિકારમા હતુ પણ બુન્દી રાજાએ બળપૂર્વક તે ગામ ઉપર પોતાના અધિકાર સ્થાપીત કર્યો હતો આ વાતથી જ ઝઘડાઓના મૂળ રોપાયાં હતાં. આ બે કારણોને લઇને જ મહારાણાનો વધ થયો હોય તેમ લાગે છે

જ્યારે મહારાણાનો વધ થયો ત્યારે બધા સરદારો કાયરતા બતાવી નાસી ગયા ફક્ત મહારાણાશ્રીની એક ઉપપત્નિ રાજાની પાસે રહી, આ ઉપપત્નિએજ મહારાણાની મરણક્રિયાનો સામાન મંગાવો અગ્નિદાહ માટે ચંદનાદિની ચીતા કરવાની આજ્ઞા આપી. ચીતા તૈયાર થઇ એટલે રાણાનો મૃતદેહ પોતાની ગોદમાં લઇ ઉપપત્નિ ચીતા ઉપર બેઠી અને રાણાજીના ખુનીને ભયંકર શ્રાપ દેતી ગઇ કે "હે ! વનસ્પતિ, તમો સાક્ષી છો, જે કોઇ માણસે પોતાનો સ્વાર્થ સાધવા

મારા પતિનો વધ કર્યો હોય તો અવશ્ય બે મહિનામાં તે દુષ્ટનું અંગ કોહી જશે અને લોકો તેને ભયંકર તિરસ્કાર યુક્ત, વિશ્વાસઘાતક, રાજઘાતક કહીને અત્યંત રીતે ધિક્કારશે. જુના કલેશને લઈ અગર અપકારનો બદલો લેવાને માટે જેણે આ કાર્ય કર્યું હશે તેને કાંઈ થશે નહિ. હે ભગવાન ? તમે સાક્ષી રહેજો જો હું સતી હોઉં, જો મેં મહારાણા અરિસિંહ સિવાય કોઇ પુરુષને મારા હૃદયમાં સ્થાન આપ્યું ન હોય તો મારૂં વચન અવશ્ય ફળીભૂત કરજો. ”

સતીના આ શબ્દો હજી પુરા પણ ન થયા એટલામાં એક વૃક્ષની પ્રચંડ શાખા તુટીને નિચે પડી અને ચીતા પણ પ્રદિપ્ત થઈ તેમાંથી પ્રચંડ જ્વાળાઓ નીકળવા લાગી અને પવિત્ર બાળા, રાજવિરાંગના અરિસિંહ રાણાના મૃત દેહને લઈ ભસ્મિભૂત થઈ ગઈ. ધન્ય છે ? એ પવિત્ર પ્રેમને ? અને તેની અચળ શ્રદ્ધાને ? આ રાજપૂતાણી વિરાંગનાનાં યશોગાન કરીએ તેટલાં ઓછાં છે.

મહારાણા અરિસિંહ (ઉરસિંહ) બે પુત્રોને પોતાની પાછળ મૂકી ગયા હતા. તેમાં એકનું નામ હમિર અને બીજાનું નામ ભિમ હતું. સંવત. '૮૧૮ ઈ. સ. ૧૭૦૨ માં વીર હમિરસિંહ મેવાડના ગૌરવહીણુ સિંહાસન ઉપર બિરાજમાન થયા આ વખતે ફક્ત હમિરસિંહની ઉંમર દશથી બાર વર્ષની હતી.

## દોહરા

અરસી નૃપ પરલોક પદ, મિહર પ્રકાશ હમિર,  
અમરચંદકો મૃત્યુ જો, સ્વામિ ભક્ત બડધીર. ૨૭૮  
બેધમ પૈ મરહટ્ટ દલ, દંડ દ્રવ્યતે દૈન,  
મહિ બિભાગકર મેઘતે; નિજ દલ ગિરવી લૈન. ૨૭૯  
નિમ્બાહેડા પ્રાન્ત ઈક, હુલકર કો લિખ દીન,  
ફિર હમિર નૃપ કૃષ્ણગઢ, કિલ વિવાહ નિજકીન. ૨૮૦  
ફિર કુંભલગઢ પૈ હલ્લા, કર આએ નિજ ગેહ,  
ભાવી પ્રબળ હમિર ને, કીયોજુ ત્યાગ ન દેહ. ૨૮૧  
સજ્જન આંશય તેં કૃતૈ, શાસન મનકો મંડ,  
કવિરાજા શ્યામલ કીયો, મંડન પુરન ખંડ. ૨૮૨

## દોહરો

નહિ પતિ બહુ પતિ નિબલ પતિ, શિશું પતિ પતની નાર,  
નર પુરકી તો કયા ચલી, સુરપુર હોત ઉજાર. ૨૮૩

(આ દોહરાની સમસ્યા ઉપરથી ઉદયપુરની શું હાલત હતી તેનો ખ્યાલ પડશે.)

હમીરસિંહની નાની ઉમર હોવાથી રાજ્યનો તમામ વહીવટ પોતાની રાજમાતા સંભાળતાં હતાં અને રાજમાતાના કારભારથી મેવાડમાં ઘણી જ અંધાધુંધી ચાલી અનેક જાતના ઉપદ્રવો થવા લાગ્યા અંદરો અંદર કલેશ જાગવા લાગ્યા. એકતો મેવાડની દશા તદ્દન કંગાલીયત હતી વળી મરાઠાઓનો ત્રાસ હતો તેમાં વળી બાળકનું રાજ્ય અને સ્ત્રીનું શાસન હતું

આ બધી પરિસ્થિતિમાં રાણીની મહત્વકાંક્ષા ઘણીજ વિશાળ હતી આથી મેવાડનો નાશ ઘણા જ થોડા વખતમાં દેખાતો હતો આવા કારણથી મેવાડમાં અનેક રંગબેરંગ થવા લાગ્યા આ વખતે ચંદાવત્ અને શકાવત્ સરદારો વચ્ચે સદાયનો વિરોધ હતો. આવા કઠણ સમયે પોત પોતાની પ્રધાનતા સ્થાપિત કરવાને અંદરો અંદરનું રૂધીર વહેવડાવવા તૈયાર થયા હતા શકાવત્ સરદારે રાજમાતાનો પક્ષ લીધો અને અપમાનીત સાલુમ્બ્રા સરદાર અરિસિંહે કરેલા અપમાનનો બદલો લેવા માટે સ્વર્ગસ્થ મહારાણાની વિધવા રાણીના વિરૂદ્ધ પ્રચાર કરવા નીકળ્યો

આ ભયંકર પરિસ્થિતીના કલેશનો મહા અગ્નિ પેદા થયો તેથી સમગ્ર મેવાડ સ્મશાનવત્ થઈ ગઈ આ વખતે સમસ્ત રાજ્ય અનાથ બની ગયું અને ચોર લુંટારા લોકો જેમ ફાવે તેમ મેવાડને લુંટવા લાગ્યા મેવાડના ગરીબ ખેડુતો ઉપર મહા ભયંકર અત્યાચાર થવા લાગ્યો તેથી મેવાડ ઘણી જ ખરાબ દશામાં આવી પડયું જેથી મેવાડની નંદનવનભૂમિ એક ધગધગતા અંગારની ચીતા સમાન થઈ ગઇ

પ્રભાવશાળી અમરચંદે પોતાની ચાણકય બુદ્ધિથી સિંધી લોકોને વશ કરી જે મેવાડની ઉત્તમ સેવા બજાવી હતી અને મેવાડનું રક્ષણ કર્યું હતું તેમ જ સિંધિયોને રાજભક્તિનો પરિચય કરાવ્યો હતો અને આજે અરિસિંહનું મૃત્યુ થતાંજ સિંધીઓએ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું હતું અને બળપૂર્વક રાજધાની પર અધિકાર સ્થાપિત કરી દીધો હતો અને રાજધાનીની રક્ષાનો ભાર સાલુમ્બ્રા સરદાર ઉપર હતો. તેથી પોતાના ચડેલા પગાર માટે સાલુમ્બ્રા સરદારને ઘણું જ કષ્ટ આપવા લાગ્યા અને પોતાનો ચડેલો પગાર આપવાને આ સરદાર અસમર્થ છે એમ સમજી તેઓ તેમને તપ્તલોહ પર બેસાડવાની તજવીજ કરી રહ્યા હતા એવામાં અમરચંદ બુન્દીથી આવી પહોચ્યો

પાપીષ્ટ સિંધીઓએ અમરચંદને જોતાં જ સાલુમ્બ્રા સરદારને છોડી મૂકયા. અમરચંદે શત્રુઓના આક્રમણથી રાજકુમારની રક્ષા કરવાની દૃઢ પ્રતિજ્ઞા કરી સંસારનો વહેવાર અમરચંદ સારી પેઠે જાણતા હતા વળી તેઓ તે પણ

જાણુતા હતા કે મંત્રીપદ લેવાને માટે ઘણા જણની ઇચ્છા છે. તેથી જ તે માણસો મારા પ્રત્યે ઇર્ષાભાવ રાખે છે. રાજકુમારની રક્ષાનો ભાર લઈશ તો અનેક માણસો વાંધો ઉઠાવશે માટે પ્રથમથી જ બુદ્ધિપૂર્વક એવું કાર્ય કરવું કે જેથી કોઈને પણ શંકાનું કારણ રહે નહી. આવા વિચારથી તેમને પોતાની સંપત્તિનું સૂચીપત્ર બનાવ્યું. અને તમામ સંપત્તિ રાજમાતા પાસે મોકલી આપી હીરા, મોતી, ઝવેરાત, સોનું, ચાંદી તથા મૂલ્યવાન વસ્ત્રો પણ જુદા જુદા પાત્રોમાં રાજમાતાને મોકલી આપ્યા.

અમરચંદની આવી ઉદારતા જોઈ સર્વના મનમાં આશ્ચર્ય ઉત્પન્ન થયું. અને રાજમાતાને અમરચંદ ઉપર સંપૂર્ણ વિશ્વાસ બેસી ગયો. રાજમાતાએ મોકલાવેલી તમામ સંપત્તિ પાછી લઈ જવા માટે અમરચંદને વારંવાર કહ્યું પણ એકવચની અને દૃઢ પ્રતિજ્ઞાવાળા અમરચંદે તે સંપત્તિ પાછી લીધી નહીં તેમને રાજમાતાના અત્યંત આગ્રહથી વપરાશમાં આવેલા વસ્ત્રો પાછા મંગાવી લીધાં. ધન્ય છે રાજભક્ત અમરચંદને ? અને ધન્ય છે તેની પવિત્ર ભાવનાને ?

જેમ જેમ વખત વીતતો ગયો તેમ તેમ રાજમાતાની બુદ્ધિ બગડતી ગઇ અને પોતાની મહત્વતા વધારવા માટે અનેક ષડયંત્ર રચવા માંડયા, રાણી બુદ્ધિ શાળી હતી પણ શોકની વાત એ છે કે એક ખરાબ સ્ત્રીએ તેના ઉપર પોતાનો સંપૂર્ણ પ્રભાવ પાડયો હતો. અને તે જે કંઇ કહેતી તે રાજમાતાને કરવું પડતું હતું, રાજમાતા તેની સલાહ સિવાય એક પણ ડગ ભરતી ન હતી. આ દુષ્ટ સ્રી એક યુવાન રાજકર્મચારીના કહેવા પ્રમાણે કાર્ય કરતી. આથી ઉક્ત યુવરાજ પરોક્ષ રીતે રાણીના સર્વ કાર્યનો સુત્રધાર હતો. તે પોતાના ઘરમાં બેસીને જે ચક્ર ચલાવતો હતો. તે અનુસાર હમીરની માતાના દરેક કાર્ય થતાં હતાં. તે રાજકર્મચારી થોડો વખત પણ જીવવા પામ્યો નહિ તેના મરણ બાદ રાજમાતા પોતાની જ મરજી પ્રમાણે કાર્ય કરતી હતી અને તે અમરચંદનો કટ્ટો વિરોધી હતો, આથી રાજમાતા ઉક્ત રાજકર્મચારીની ઇચ્છા પ્રમાણે અમરચંદની વિરૂદ્ધ કાર્ય કરવા લાગી. રાજમાતાએ લેશ પણ વિચાર કર્યો ન હતો કે અમરચંદ મારા પુત્રની રક્ષા માટે દરેક જોખમ ખેડે છે. વાસ્તવીક રીતે રાજમાતાની કુબુદ્ધિ એટલી બધી વધી કે ચંદાવતનો પક્ષ ગ્રહણ કરીને અમરચંદના દરેક કાર્યોનો પ્રતિવાદ કરતી હતી. પણ કર્તવ્યપરાયણ અમર પોતાના કાર્યમાંથી જરા પણ ચલીત થયો નહિં. તેઓ સિંધીયાની સહાયથી પોતે પોતાના પગ પર અચળ અને અડગ રહ્યા. તેમણે મહારાષ્ટ્રીઓને નગરમાં આવવા દીધા નહીં. અને મેવાડના રાજ્યની ઉત્તમ રીતે રક્ષા કરી પરંતુ તેમનું શરીર રક્ત—માંસથી બનેલું હતું.

ક્રૂર લોકોનો અત્યાચાર એકલા શી રીતે રોકી શકે ? જેને માટે અમરચંદે પોતાનો સર્વસ્વ ભોગ આપ્યો હતો તેજ માણસો આજે કૃતજ્ઞતાને તિલાંજલિ આપી ક્ષણે ક્ષણે અમરચંદનું અપમાન કરવા લાગ્યા આવી વિકટ પરિસ્થિતિમાં કયો માણસ સ્થીર રહી શકે ? અમરચંદ તો સ્વભાવથી તેજસ્વી હતા, તેઓ પોતાનું અપમાન જરા પણ સહન કરી શકતા નહોતા પરંતુ જ્યારથી મંત્રીપદ પર આવ્યા ત્યારથી અનેક મુશીબતોનો સામનો કરવો પડયો હતો અને અનેક વખત અપમાનીત થઈ કર્તવ્યપરાયણ રહી પોતે રાજની રક્ષા ઉત્તમ પ્રકારે કરી સેવા બજાવી હતી ફક્ત રાજકુમાર હમીરસિંહનું રક્ષણ કરવાની ખાતર અમરે પોતાનું લીધેલું કર્તવ્ય ત્યાગ ન કર્યું ધન્ય છે ! એ વીર અમરને ?

એક વખતે મંત્રી અમરચંદ પોતાના કાર્ય સ્થાનમાં બેઠા હતા એવામાં દુષ્ટ 'રામપ્યારી ' ત્યાં આવી અને રાજ્યમાતાના નામથી કોઈ કામ માટે અમરને સખત ઠપકો આપવા લાગી જેથી તેજસ્વી અમરચંદને સખત ક્રોધ ચઢયો તેથી આવેલી પાપીણી 'રામપ્યારી ' ને તિરસ્કાર કરી કાઢી મૂકી એટલે અપમાનિત થયેલી 'રામપ્યારી ' રડતી રડતી રાજ્યમાતા પાસે ગઈ, અને સાચી-જુઠી હકીકત મરી-મસાલા ભેળવીને ઉંધા પાટા બંધાવ્યા. જેથી રાજમાતાએ 'રામપ્યારી 'નું થએલું અપમાન પોતાનું અપમાન થયું છે એમ ગણ્યું તેથી રાજમાતાએ તરત જ એક પાલખી મંગાવી સાલુમ્બ્રા સરદાર પાસે જવા નીકળી, આથી અમરચંદ સમજી ગયો કે આજે કંઈ વિચિત્ર ઘટના થવાની છે એટલે અમરચંદ તરત જ પોતાના કાર્યાલયમાંથી ઉઠયા અને બહાર ગયા તેમ માર્ગમાં જ રાજમાતાની પાલખી લેઈ કે તરત જ પાલખી ઉપાડનારાઓ અને સાથે જનારાઓને પાછા ફરવાની આજ્ઞા કરી.

અમરચંદની આજ્ઞા થઈ એટલે કોનામાં તાકાત છે કે અમરચંદનું વચન ઉથાપી શકે ? જ્યારે પાલખી રણવાસની હદ ઉપર આવી ત્યારે મંત્રી અમરચંદે રાજમાતાને નમન કરી ગંભીરતાથી કહ્યું કેઃ—

" શું આપનું આ કાર્ય સ્વર્ગસ્થ મહારાણાને કલંક લગાડનારૂં નથી ? આવું હીણપદ લગાડનારૂં કાર્ય શું આપની શોભામાં વધારો કરે છે ? સ્વામિના મૃત્યુ પછી છ માસ સુધી તો સાધારણ કુંભારની સ્ત્રી પણ ઘરની બહાર નીકળતી નથી. પરંતુ આપતો સિસોદીયા કુળના મહારાણી હોવા છતાં આપના પતિના મૃત્યુનો શોકકાળ વ્યતિત થવા પૂર્વે રણવાસ છોડી બહાર આવો છો ? આપ

પોતેજ બુદ્ધિમાન છો ? આપને આથી વધારે શું સમજાવું, અમરચંદને આપનો હિતચિંતક સમજશો, શત્રુ સમજશો નહિ. આ અમર વિશ્વાસઘાતી નથી કે મહારાણા અમરસિંહના કુમાર પર કોઈ પણ જાતનો અત્યાચાર કરશે ? હું આપને એક નિવેદન કરવા ચાહું છું, મેં હમણાં એક મહાન કાર્ય કરવાનો નિશ્ચય કર્યો છે. આ કાર્ય ઉપર આપનું અને રાજકુમારનું તેમજ મેવાડનું હિત સમાએલું છે. માટે આ કાર્યમાં વિઘ્ન લાવવા કરતાં મને સહાય આપો ? મારી આ વાત આપ સ્વીકારો યા ન સ્વીકારો તો પણ મારો નિશ્ચય છે કે ધારેલું કાર્ય અવશ્ય પાર પાડીશ જ."

અમરચંદના હિત વચનો ક્રૂર રાજમાતાના હૃદયમાં સ્થાન પામ્યા નહિં. અમરચંદ જ્યાં સુધી જીવીત રહ્યાં ત્યાં સુધી રાજમાતાનો આંખમાં ખટકતા જ રહ્યા. જ્યારે આ ન્યાયપરાયણ ધર્મ શિરોમણિ આ લોકથી વિદાય લઇ પરમ ધામમાં પહોંચ્યા અને તેમનું પવિત્ર શરીર માત્ર ભસ્મ બની ગયું ત્યારે જ તેઓના આત્માને શાન્તિ મળી. ઘણા લોકોનું એવું અનુમાન છે કે પાપીણી રાજમાતાએ ઝેર આપી અમરચંદનો અંત આણ્યો હતો રાજમાતાની આવી નિચતા ભરેલી નિષ્ઠુરતા પરથી આ અનુમાન સત્ય હોય એમ લાગે છે. અફસોસ ? મનુષ્ય કેવું નિષ્ઠુર પ્રાણી છે, સ્વાર્થ માટે કેવાં ભયંકર કૃત્યો કરાવે છે ?.

ધર્માત્મા અમરચંદે પોતાની માતૃભૂમિનું હીત સાધવાને માટે પોતાના સ્વધર્મનો ત્યાગ કર્યો, જેના માટે અનેક ક્લેશ અને ઉપદ્રવો થાય છે, એવા એવા વીપુલ પોતાના તમામ ધનનો પણ ત્યાગ કર્યો. પરંતુ નિમકહલાલી ભરેલી ઉદારતાનો ત્રાસ સહન કરવો પડયો તે છતાં પણ કર્તવ્યપરાયણ અમરચંદ કદી પણ પોતાના કર્તવ્યથી ચૂકયા નથી. જેને માટે તેને અનેક સંકટો સહન કર્યા હતા. જેને માટે તેમણે આટલો બધો આત્મભોગ આપ્યો હતો. જેને માટે પોતે સર્વનો દ્વેષી બન્યો હતો, તેજ પિશાચણી રાજમાતાએ નિચ્ચ માર્ગનું અનુકરણ કરી પુણ્યાત્મા અમરચંદને ઝેર આપી તેનો પ્રાણ લીધો હતો.

આવા મહાપુરૂષે સ્વદેશ માટે જીવન ધારણ કરી સ્વદેશીઓના જ વિશ્વાસઘાતથી આ લોકમાં પ્રયાણ કર્યું. અમરચંદ કોઈ પણ દેશનું ભૂષણ થઈ શકે એવા હતા પણ મેવાડના દુર્ભાગ્યથી દુષ્ટ રાણીએ મંત્રી અમરચંદને પોતાનો શત્રુ માની ગુણની કદર કરી નહિં. બીજા બે ચાર મંત્રીઓ આ પ્રકારના ગુણથી મહાત્ થઈ ગયા હતા. પરંતુ તેમાં કોઈની દશા આવી શોચનીય થઈ નહોતી. યદ્યપી અમરચંદ એક મહાન રાજ્યના મંત્રી હતા, તો પણ તેઓ

એટલા નિસહાય થઈ ગયા હતા કે નાગરીકોએ તેમનો અંતીમ સસ્કાર ઉઘરાણુ કરીને કર્યો હતો ભારતના ઇતિહાસમા એક નવીન ઉદાહરણુ છે કે ભારત વર્ષમા સદ્ગુણી માણસોનુ સન્માન કરતા જ નથી જેઓ આ પ્રમાણે માને છે તેઓને ભારતવાસીઓનો પૂર્ણ પરિચય નથી અમરચંદનો અંત ગમે તેવી ભયંકર રીતથી આવ્યો હોય પરંતુ અમરચંદના મહાન ગુણો અદ્યાપી કોઈ પણ મેવાડવાસી ભૂલ્યો નથી જો કોઈ માણુસ આવા ગુણોથી વિભૂષીત બને છે તો રાજપૂતો તેને અમરચંદ કહીને બોલાવે છે ધન્ય છે ? એ અમીરચંદને ? ધન્ય છે ? તેના સ્વાર્થ ત્યાગને ? અને ધન્ય છે ? તેની માતૃ ભક્તિને ? કહેવતમા કહ્યુ છે કે —

જનની જણજે ભક્ત જન, કાં દાતા કાં શૂર,
નહીં તો રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર ૨૮૪

છપ્પો

મંત્રી અમરચંદે, ખરે ગૌરવ દીપાવ્યુ,
શાહ તણું શુભ નામ, ખરે અવની શોભાવ્યુ
માતૃભૂમિની સેવ, કરી સાચી ભક્તિથી,
રહેતો સદા મસ્તાન, ધરે નહિ બીક અંતરથી
સિન્ધીયોનુ સૈન્ય તો, બદલાઈ જતું પળવારમા,
કહે 'ભોગી' સમજાવ તો, અમર તેને સાનમા ૨૮૫

છપ્પો

સિંધીયો તો સો, અમરને તાબે થાતા,
અમર તણી હિંમત જોઈ રાણા હરખાતા
હતો શૂરવીર સિંહ, ન પરવા કોઈની કરતો,
સત્ય નિતી સહાય થકી, આગે કુચ કરતો
દુશ્મનને હંફાવતો ધરી શમશેર હાથમા,
કહે 'ભોગી' અમર સદા, રહેતો તો આનંદમા ૨૮૬

છપ્પો

અકાળે મૃત્યુ થાય, જુઓ રાણાનુ જ્યારે,
થતુ પ્રચંડ તોફાન, ન આવે કોઈ વારે
આહોમાંહેમા કલેશ, થકી સૌ દુખી થાતા,
મેવાડ કેરા તાજ, લેવા દુશ્મન લલચાતા
પણ મેવાડના મંત્રી થકી, અમરથી સૌ ધ્રુજતા,
કહે 'ભોગી' અમર સામે, દુશ્મનો ભાગી જતા ૨૮૭

છપ્પો

હમીર નાનો બાળ, રાજ તો માતા કરતી,
રાજમાતાને એક, દુષ્ટની સોબત થાતી,
રાજકાજના કાર્ય મહીં સલાહ લેવાતી,
રામપ્યારીનું નામ, સુણી માતા હરખાતી,
અમર સાથે પ્રપંચ કરી, નાશ તેનો ઈચ્છતી,
કહે ભોગી કર્મ તણી, વિચિત્ર તો છે ગતિ. ૨૮૮

છપ્પો

અમરચંદનો તાપ, કોઇથી નહીં સહેવાતો,
નાનાં મોટાં સૌ, અમરચંદથી ગભરાતો,
હતો નિમકહલાલ, રક્ષા મેવાડની કરતો,
રાજમાતાના દીલ મહીં, તે અતી ખટકતો,
આખર દગો માતા કરે, દીધુ ઝેરને મેળવી,
કહે ભોગી મરતો અમર નામના અમર કરી, ૨૮૯

છપ્પો

પડી અમરની લાશ, નહીં કફન તો મળતું,
અગ્નિ દાહને માટે, નગર ઉઘરાણું કરતું,
મળી શહેરના લોક, મરણની ક્રિયા કરતા,
શું વિધિના લેખ, અમર વિયોગે રડતા,
માટે જગતના માનવી, આવો જગતનો ન્યાય છે,
કહે ભોગી **અમર** તણી, વાહ વાહ કહેવાય છે. ૨૯૦

આ પ્રમાણે પરોપકારી અમરચંદનું અકાળે મૃત્યુ થયું હતું. અમરચંદના
જ મેવાડનું ભાવી પણ બદલાઈ ગયું. રાજમાતા એમ સમજી કે 'હવે
કોઇનો ડર નથી. જેનો ડર હતો તે તો પરલોક સીધાવી ગયો.' પરંતુ
માતાની એ ગણત્રી ઉંધી જ વળી ગઇ. અને પોતાની ધારણા સફળ ન
અને અંદરો અંદર ક્લેશનું વાતાવરણ વધવા લાગ્યું. જેથી સંવત ૧૮૩૧
સ. ૧૭૭૫ માં બેણુ સરદાર વિદ્રોહી બની મેવાડના શાશનનો અંત લાવવા
ત્ન કરવા લાગ્યો. તેથી રાજમાતાએ સિંધિયાની સહાય માગી. પણ સિંધિ-
મે રાજમાતાને દગો આપ્યો. મેવાડની ઘણી ભૂમિ નિમકહરામ સિંધિયાઓએ
ાવી લીધી. ધિક્કાર છે એ નરાધમોને ? આખરે રાજમાતાને ખંડણી આપવી
। તે ખંડણીની રકમ ગણતાં છાતી ફાટી જાય. (બેણુ સરદાર વિગેરેનો ૯')

બાર લાખ રૂપીઆ લગભગ કર્યો હતો ) સવત ૧૮૩૦–૩૧ માં ચાર ખંડણીઓ અને સ. ૧૮૩૨ માં બીજી ત્રણ ખંડણીઓની માંગણી કરી અને આ માંગણી પુરી નહીં થવાથી મેવાડની બીજી ઘણી ભૂમિ પચાવી લીધી આ પ્રકારે પ્રચડ મરાઠાઓના દારૂણ અત્યાચારથી પીડીત થઇને માહોમાહેના વિગ્રહથી હતાસ થઇને રાજકુમાર હમીરે યોગ્ય ઉંમરં પહોંચતા જ સંવત ૧૮૩૪ મા પરલોકની યાત્રા કરી.

આ પ્રમાણે અમરચંદનુ પ્રકરણ પુરૂ થતાં પ્રભુ પાસે માગુ છું કે પરમાત્મા ! અમરના આત્માને શાન્તિ અર્પો અને ભારતમાં આવા નરવીર જન્મો ?

ત્રોટક છંદ

જગતેશ ગયે પરલોક જબેં, નૃપ ઠોર પ્રતાપ સુતાપ તબેં,
તિન કી બલ વિક્રમ સ્વરૂપ કથા, દીવ ગોન કિયો લિખવાય જથા ૨૬૧
ઉનકે લઘુ ઉમ્મર પુત્ર બડે, નૃપ આસન રાજ નૃપાળ ચઢે,
બણુ હેડ ઉમેદ જુ છીન લિયો, નૃપલેરૂ યથા વિધી ન્યાય કિયો ૨૬૨
દશ અષ્ટક વત્સર આયુ ભયે, નૃપ રાજઠ સ્વર્ગ પધાર ગયે,
જીનકે પિતુ ભ્રાત કથા સરસી, નૃપ આસન બેંઠ ગયે અરસી ૨૬૩

૫૮. જે સધીપત્ર અનુસાર સિંધીવાઓએ આ પ્રગણાઓ પર પોતાનો અધિકાર સ્થાપીત કર્યો હતો તે અદ્યાપી વિદ્યમાન છે. આ ચાર ખંડણીઓ નીચે લખેના મનુષ્યોએ લીધી હતી.

(૧) સંવત ૧૮૩૦ માં ખેમુનો વિદ્રોહ દબાવવા માટે માધોજી સીંધીવાએ.

(૨) સવત ૧૮૪૧ મા વીરજી તાપે ગોવીંદરાવ ગણુપતરાવની માર્ફતે

(૩) સવત ૧૮૩૧ મા અંબાજી ઈંગલે.

આમા પહેલી ખંડણી હોલ્કર તરફથી મહાજીએ લીધી બીજી મોમાજીની મારફતે તુકોજી હોલ્કરે લીધી અને ત્રીજી સોમાજીની મારફતે અલીબહાદુરે લીધી રાણા હમીરની ઉંમર આ સમયે ફક્ત અઢાર વર્ષની હતી

મહારાષ્ટ્રીઓએ મેવાડના રાણા પાસેથી નીચે પ્રમાણે સર્વ મળી એક કરોડ એકાશી લાખ રૂપીઆની ખંડણી લીધી

રૂા ૬૬૦૦૦૦૦ વિક્રમ સવત ૧૮૦૮ રાણા જગતસિંહે હોલ્કરને આપ્યા
રૂા ૫૧૦૦૦૦૦ વિક્રમ સંવત ૧૮૨૦ ઈ સ ૧૭૬૪ રાણા અરિસિંહના વખતમાં માધોજી-
[એ સિંધીવાને આપ્યા
રૂા. ૬૪૦૦૦૦૦ વિક્રમ સંવત ૧૮૨૬ ઈ સ. ૧૭૭૦ રાણા અરિસિંહ તરફથી માધોજી
[સિંધીવાને મળ્યા

રૂા ૧૮૧૦૦૦૦૦

આ સિવાય બીજા રૂપીઆ ઘણા ગયા કુલ સાત કરોડ રૂપીઆ તેમના હાથમાંથી ચાલ્યા ગયા આ ધન જવાથી મેવાડમા પહેલા જેટલી લક્ષ્મી રહી નહીં.

ઇક કૃત્રિમ ભૂપ બનાય લીયે, સિરદાર કિતેકન ફુંદ કીયો,
ગૃહ દ્વેષ વિશેષ હી નાથ મરે, મરહટ્ટ મલાર સુ સંધિ કરે. ૨૯૪
વિષ દેરૂ સલુમ્બર જોધહતે, મરહટ્ટ મિલાવન હેત મતે,
[59]અરસિ નૃપ ઘાત વિસાસ કીયો, ભટ રાઘવપૈ હઠ ચૂક ભયો. ૨૯૫
ફિર માલવ દેશ અવંતિ પુરી, અરસી દલ નૌબત જાય ધુરી,
ભટ ઓઘ સરાહન જોગ ભયે, તરવારન વારન સ્વર્ગ ગયે. ૨૯૬
ફિર માધવરાવ બડે દલતેં, ઉદયપુર ઘેર લિયો બલતેં,
અરસિ નિજ વિક્રમ ખૂબ લરે, નય દામ બિચારરૂ સંધી કરે. ૨૯૭
છલ રાનહિ તેં સિરદાર છલી, ઉપઇશ બનાયરૂ ફ્રોજ મિલી,
બહુ બેર કિયે કમલે અરસી, અરિ તાકત સેન સવેં ધરસી. ૨૯૮
અરસી નિજ બાયવ પ્રાન્ત દિયો, દલ સેવનદે મરૂ ભૂપલિયો,
નિજ ભટ્ટન કટ્ટન રાન ચઢે, સમરૂ હિ ભગાયરુ આપ બડે. ૨૯૯
નૃપ બુન્દિય આયરુ ચૂક કિયો, છલ રાવ અજીત કલંક લિયો,
અરસી પરલોક પ્રયાન કથા, ફિર દક્ષિણુ ક્ષત્રિય વંશ જથા. ૩૦૦
કુલહાપુર આદિક વંશ બધે, તિન સેવક ગ્યાલિયરાદિ સધે,
જિનકે બલવંશ બિચાર કહે, રજપૂતનમેં થલ ટોંક લહે. ૩૦૧



૫૯. મહારાણા અરિસિંહ અમરગઢ મુકામ પર બુન્દી કેશવ રાજા અજીતસિંહના હાથે માર્યા ગયા હતા તેની ખબર સંવત ૧૮૨૯ ચૈત્ર વદ ૩ ઇ. સ. ૧૭૭૩ ના માર્ચની ૧૧ મી તારીખે પડી હતી. મહારાણા હમીર સં. ૧૮૩૪ પોસ સુદ ૮ ઈ. સ. ૧૭૭૮ના જાન્યુઆરીની ૬ ઠી તારીખે દેહાન્ત પામ્યો તેનો જન્મ સં. ૧૮૧૮ જેઠ સુદ ૧૧ ઇ. સ. ૧૭૬૧ ના જુનની તારીખ ૧૩ મીએ મહારાણી સર્દારકુંવરથી રાણા હમીરનો જન્મ થયો હતો. રાણા હમીરનું મૃત્યુ ઝેર આપવાથી જ થયું છે.

બાર લાખ રૂપીઆ લગભગ કર્યો હતો ) સવત ૧૮૩૦–૩૧ મા ચાર ખડણીઓ અને સ ૧૮૩૨ મા બીજી ત્રણ ખડણીઓની માગણી કરી અને આ માગણી પુરી નહીં થવાથી મેવાડની બીજી ઘણી ભૂમિ પચાવી લીધી આ પ્રકારે પ્રચડ મરાઠાઓના દારૂણ અત્યાચારથી પીડિત થઇને માહોમાહેના વિગ્રહથી હતાસ થઇને રાજકુમાર હમીરે યોગ્ય ઉમર પહોચતા જ સવત ૧૮૩૪ મા પરલોકની યાત્રા કરી.

આ પ્રમાણે અમરચદનુ પ્રકરણ પુરૂ થતા પ્રભુ પાસે પ્રાથુ છુ કે પરમાત્મા ! અમરના આત્માને શાન્તિ અર્પો અને ભારતમા આવા નરવીર જન્મો ?

ત્રોટક ૭૬

જગતેશ ગયે પરલોક જબે, નૃપ ઠોર પ્રતાપ સુતાપ તએ,
તિન કી બલ વિક્રમ સ્વરૂપ કથા, દીવ ગૌન કિયો લિખવાય જથા ૨૯૧
ઉનકે લઘુ ઉમ્મર પુત્ર બડે, નૃપ આસન રાજ નૃપાળ ચઢે,
બણુ હેડ ઉમેદ જુ છીન લિયો, નૃપનેરૂ યથા વિધી ન્યાય કિયો ૨૯૨
દશ અટ્ઠક વત્સર આયુ ભયે, નૃપ રાજડ સ્વર્ગ પધાર ગયે,
જીનકે પિતુ ભ્રાત કથા સરસી, નૃપ આસન બેઠ ગયે અરસી ૨૯૩

૫૮ જે સધીપત્ર અનુસાર સિંધીઆઓએ આ પ્રગણાંઓ પર પોતાનો અધિકાર સ્થાપીત કર્યો હતો તે અદ્યાપી વિદ્યમાન છે આ ચાર ખડણીઓ નીચે લખેલા મનુષ્યોએ લીધી હતી

(૧) સવ ૧૮૩૦ માં મેમુનો વિરોધ દબાવવા માટે માધેજી સીંધીઆએ
(૨) સવત ૧૮૪૧ મા પીરજી તાપે ગોવીંદરાવ ગણપતરાવની મારફતે
(૩) સવત ૧૮૩૧ મા અબાજી ઈંગને

આમા પહેલી ખડણી હાલ્કર તરફથી મલ્હારજીએ લીધી બીજી સોમાજીની મારફતે તુકેજી હોલ્કરે લીધી અને ત્રીજી સોમાજીની મારફતે અલીબહાદુરે લીધી રાણા હમીરની ઉંમર આ સમયે ફક્ત અઢાર વર્ષની હતી

મહારાષ્ટ્રીઓએ મેવાડના રાણા પાસેથી નીચે પ્રમાણે સર્વ મળી એક કરોડ એકાશી લાખ રૂપીઆની ખડણી લીધી

રૂા ૬૬૦૦૦૦૦ વિક્રમ સવત ૧૮૦૮ રાણા જગતસિંહ હોલ્કરને આપ્યા
રૂા ૫૧૦૦૦૦૦ વિક્રમ સવત ૧૮૨૦ ઈ સ ૧૭૬૪ રાણા અરિસિંહના વખતમા માધોજી [ એ સિંધીયાને આપ્યા
રૂા ૬૪૦૦૦૦૦ વિક્રમ સવત ૧૮૨૬ ઇ સ ૧૭૭૦ રાણા અરિસિંહ તરફથી માધોજી [ સિંધીયાને મલ્યા

રૂા ૧૮૧૦૦૦૦૦

આ સિવાય બીજા રૂપીઆ ઘણા ગયા કુલ સત કરોડ રૂપીઆ તેમના હાથમાથી ચાલ્યા ગયા આ ધન જવાથી મેવાડમા પહેલા જેટલી લક્ષ્મી રહી નહીં

લાગ્યા. સૌને પોતાન પ્રાણ સાચવવાની ફીકર પડી છે. આ વખતે સંગ્રામસિંહના પિતાની ઉંમર વર્ષ સીતેરની હતી. આટલી ઉંમરે રણવીર લાલજીએ પણ જ કુનેહ પૂર્વક લડી પોતાની બહાદુરી બતાવી પણ આખરે તે પરલોક સીધાવ્યો. અને વિજયી અર્જુને પોતાના પુત્રના મારનાર સંગ્રામસિંહના બાળકોનો પણ માફક વધ કરી પોતાના આત્માને શાંતિ આપી.

આ ભયંકર યાતના વખતે સંગ્રામસિંહની માતુશ્રીએ પોતાના મૃત પતિનો દેહ ખોળામાં લઇ ચિતાગ્નિમાં પ્રાણાર્પણ કર્યું. કારોવાડના શાસક અર્જુનસિંહના આ કઠોર અત્યાચારથી ભયંકર અગ્નિ પ્રદીપ્ત થયો તે કોઇથી શાંત થઇ શકયો નહીં અને સમસ્ત મેવાડ ભૂમિને પાયમાલ કરી નાંખી. વળી બાળક ભિમસિંહની અશક્તિ અને મહારાષ્ટ્રીઓના અત્યાચારથી મેવાડની જે અધોગતિ થઈ તેનો કોઈ ઉદ્ધાર કરી શકયું નહી. રાજસ્થાનનું નંદનવન સમાન ચિત્તોડ હવે તો સ્મશાન વત્ બની ગયું.

આ વખતે મેવાડનો મંત્રી ભિમસિંહ હતો ભિમસિંહે અભિમાનના આવેશમાં આવી પોતાની ઉચ્ચ પદવીને કલંક લગાડયું તેણે ઉદયપુર અને ચિત્તોડની વચ્ચેની તમામ જમીન સિંધી સેનાને આપી દીધી. જેથી આ સકળ સેના તેને વશ થઇ ગઈ રાણા પ્રત્યે તે કિંચીત પણ સહાનુભૂતિ ધરાવતો નહોતો. જે વખતે મહારાણા દ્રવ્યની અત્યંત કષ્ટી ભોગવી રહ્યા હતા તે વખતે આ મંત્રી પોતાના મિત્રોની સાથે ભોગ વિલાસ ભોગવી રહ્યો હતો. મહારાણાને ધનની એટલી બધી તંગી હતી કે ઇડરની રાજકન્યા સાથે પોતાના વિવાહ માટે રૂપીયા કરજે લાવવા પડયા, પરંતુ વિશ્વાસઘાતિ મંત્રીએ પોતાની પુત્રીના જ વિવાહમાં દસ લાખ રૂપીયા વાપરી નાખ્યા હતા. ચંદાવત્ સરદારની આવી વર્તણુક જોઇ રાજમાતા અપ્રસંન્ન થઈ તેને રાજ્યવ્યવસ્થામાંથી દૂર કરી. અને શક્તાવતોને વ્યવસ્થા સોંપવામાં આવી. રાજમાતાની કૃપાથી તેઓની પ્રતિષ્ઠા વધી આખરે શક્તાવતોને સહાય મળી અને ચંદાવતો ઉપર દમન કરી તેનો બદલો લીધો મહારાણાની વિરૂદ્ધ પ્રચાર કરનારને બરાબર શિક્ષા આપવાનું નક્કી કર્યું.

ચિત્તોડના પ્રાચિન દુર્ગમાં સ્થિત થયા. આ વખતે માધોજી સિંધીયા પાસેથી રાઠોડાએ પોતાનો તમામ ત્રાસ છીનવી લીધો ને પોતાના રાજ્યનો બહુ બહોળો વિસ્તાર વધારી દીધો. આ સમયે મેવાડનો મંત્રી માલદાસ હતો. અને તેનો સહકારી મિત્ર મોજીરામ હતો. તેઓ બંન્ને અત્યંત સહાસીકને બુદ્ધિમાન હતા. તેથી તેમને કુનેહ પૂર્વક નીમ ને બહેડા ના તમામ દુર્ગો સિંધીયો પાસેથી લઈ લીધા અને અલ્પ સમયમાં મેવાડનાં તમામ પ્રગણાંઓ મેવાડના અધિકારમાં આવી ગયાં. અને મેવાડીઓ મહારાષ્ટ્રીઓની જંજીરમાંથી મૂક્ત થઇ આનંદથી સીસોદીયા કુળનો જયજયકાર કરવા લાગ્યા.

## પ્રકરણ ૨૧ મું

## મહારાણા શ્રી ભિમસિંહ (દ્વીતીય)

મહારાણા હમીરનું અકાળ મૃત્યુ થવાથી માતા સર્દારકુંવરના આત્માને આઘાત થયો જ થયો હતો, જ્યાં ભાવી અનુકુળ નહોય ત્યાં કોઈ શું કરે! કુમાર ભિમસિંહને ગાદી ઉપર બિરાજમાન કરવા નક્કી કર્યું. આ વખતે કુમાર ભિમસિંહ (દ્વીતીય)ની ઉંમર ફક્ત નવ વર્ષ અને નવ મહિનાની હતી. આટલી નાની ઉંમરે મેવાડના સિંહાસન પર સંવત ૧૮૩૪ના પોષ સુદ ૯ ઇ સ. ૧૭૭૮ના જાન્યુઆરીની સાતમી તારીખે બિરાજમાન થયો હતો. સાત ઘડી રાત ગયા પછી પુરોહીત રામરાવ એકલીંગદાસ, મહારાજ બાઘસિંહ, મહારાજ અર્જુનસિંહ, મહારાજ અનોપસિંહ, દેલવાડાના રાજ સજ્જા, કુરવાડના રાવત અર્જુનસિંહ, સનવાડાના બાબા જેતસિંહ, બદેસરના રાવત્ સરદારસિંહ, ચારણ પત્તા, આઢા, ધાય માતા રૂપાં, તથા ધાય ભાઈ ટીકા, વિગેરે સરદાર તથા પાસવાનોને સરપાવ આપવામાં આવ્યા હતા.

આ સમયના ઇતિહાસમાં કર્નલ ટૉડ લખે છે કે વિક્રમી સંવત ૧૮૦૮ થી કે અત્યારસુધીમાં અઠ્ઠાવીસ લાખ પચીસ હજારની આવકવાળી જાગીરો મેવાડ માંથી નીકળી ગઈ માંહોમાંહિના દ્વેષથી આજે મેવાડ મહારથીઓની ઘણી જ અનર્થકારી દશા થઈ પડી તે પૂર્વે જણાવવામાં આવ્યું છે રાણાજીએ ચંદાવત સરદારોને ઉચ્ચ પદ આપ્યું હતું, રાણાજી તરફથી મળેલી શક્તિનો દુરૂપયોગ કરી તેમને સંવત ૧૮૪૦ ઈ. સ ૧૭૮૪માં પોતાના જુના શત્રુ શક્તાવતોનું લોહી પીવાનો નિશ્ચય કર્યો આ પોતાની શક્તિનો ખોટો ઉપયોગ કરી સામ-સામા લડવા તૈયાર થયા, શક્તાવતના વંશનો એક સંગ્રામસિંહ વીર બહાદુર નર હતો, મેવાડના ઇતિહાસમાં જેને પોતાનું નામ અમર કર્યું છે.

આ વખતે સંગ્રામસિંહે કારોવાડના શાસક અર્જુનની જાગીર ઉપર આક્રમણ કર્યું અને પશુધન બધુ લઈ જતો હતો ત્યાં માર્ગમાં જ અર્જુનના પુત્ર સાલીમસિંહે તેના પર આક્રમણ કર્યું. છેવટે સંગ્રામસિંહના ભાલાથી સાલીમસિંહનું મૃત્યુ થયું આ સમાચાર અર્જુનસિંહના સાંભળવામાં આવ્યા એજ વખતે પોતાની પાઘડી ફેંકી દીધી અને પ્રતિજ્ઞા લીધી કે "જ્યાં-સુધી મારા પુત્રને મારનારનું લોહી ન પીઉં ત્યાં સુધી પાઘડી પહેરીશ નહીં"

અર્જુનસિંહ એકદમ શીવગઢ ગયા ત્યાં સંગ્રામસિંહના વૃદ્ધ પિતા લાલજી રહેતા હતા. બન્ને પક્ષ વચ્ચે યુદ્ધ ચાલ્યું. આ વખતે નગર રક્ષક વગરનું હતું તેનો લાભ જોઈ અર્જુનસિંહે રણશીંગુ વગાડયું જેથી લોકો નાસભાગ કરવા

લાગ્યા. સૌને પોતાન પ્રાણ સાચવવાની ફીકર પડી છે. આ વખતે સંગ્રામસિંહના પિતાની ઉંમર વર્ષ સીતેરની હતી. આટલી ઉંમરે રણવીર લાલજીએ ઘણી જ કુનેહ પૂર્વક લડી પોતાની બહાદુરી બતાવી પણ આખરે તે પરલોક સીધાવ્યો. અને વિજયી અર્જુને પોતાના પુત્રના મારનાર સંગ્રામસિંહના બાળકોનો પશુ માફક વધ કરી પોતાના આત્માને શાંતિ આપી.

આ ભયંકર યાતના વખતે સંગ્રામસિંહની માતુશ્રીએ પોતાના મૃત પતિનો દેહ ખોળામાં લઇ ચિતાગ્નિમાં પ્રાણાર્પણ કર્યું. કારોવાડના શાસક અર્જુનસિંહના આ કઠોર અત્યાચારથી ભયંકર અગ્નિ પ્રદીપ્ત થયો તે કોઈથી શાંત થઇ શક્યો નહીં અને સમસ્ત મેવાડ ભૂમિને પાયમાલ કરી નાંખી. વળી બાળક ભિમસિંહની અશક્તિ અને મહારાષ્ટ્રીઓના અત્યાચારથી મેવાડની જે અધોગતિ થઈ તેનો કોઈ ઉદ્ધાર કરી શક્યું નહી રાજસ્થાનનું નંદનવન સમાન ચિત્તોડ હવે તો સ્મશાન વત્ બની ગયું.

આ વખતે મેવાડનો મંત્રી ભિમસિંહ હતો ભિમસિંહે અભિમાનના આવેશમાં આવી પોતાની ઉચ્ચ પદવીને કલંક લગાડ્યું તેણે ઉદયપુર અને ચિત્તોડની વચ્ચેની તમામ જમીન સિંધી સેનાને આપી દીધી. જેથી આ સકળ સેના તેને વશ થઇ ગઈ રાણા પ્રત્યે તે કિંચીત પણ સહાનુભૂતિ ધરાવતો નહોતો. જે વખતે મહારાણા દ્રવ્યની અત્યંત કષ્ટી ભોગવી રહ્યા હતા તે વખતે આ મંત્રી પોતાના મિત્રોની સાથે ભોગ વિલાસ ભોગવી રહ્યો હતો. મહારાણાને ધનની એટલી બધી તંગી હતી કે ઇડરની રાજકન્યા સાથે પોતાના વિવાહ માટે રૂપીયા કરજે લાવવા પડયા, પરંતુ વિશ્વાસઘાતિ મંત્રીએ પોતાની પુત્રીના જ વિવાહમાં દસ લાખ રૂપીયા વાપરી નાખ્યા હતા. ચંદાવત્ સરદારની આવી વર્તણુક જોઇ રાજમાતા અપ્રસંન્ન થઇ તેને રાજ્યવ્યવસ્થામાંથી દૂર કરી. અને શક્તાવતોને વ્યવસ્થા સોંપવામાં આવી. રાજમાતાની કૃપાથી તેઓની પ્રતિષ્ઠા વધી આખરે શક્તાવતોને સહાય મળી અને ચંદાવતો ઉપર દમન કરી તેનો બદલો લીધો મહારાણાની વિરૂદ્ધ પ્રચાર કરનારને બરાબર શિક્ષા આપવાનું નક્કી કર્યું.

ચિત્તોડના પ્રાચિન દુર્ગમાં સ્થિત થયા. આ વખતે માધોજી સિંધીયા પાસેથી રાઠોડાએ પોતાનો તમામ ગ્રાસ છીનવી લીધો ને પોતાના રાજ્યનો બહુ બહોળો વિસ્તાર વધારી દીધો. આ સમયે મેવાડનો મંત્રી માલદાસ હતો. અને તેનો સહકારી મિત્ર મોજીરામ હતો. તેઓ બંન્ને અત્યંત સહાસીકને બુદ્ધિમાન હતા. તેથી તેમને કુનેહ પૂર્વક નીમ ને બહેડા ના તમામ દુર્ગો સિંધીયો પાસેથી લઈ લીધા અને અલ્પ સમયમાં મેવાડનાં તમામ પ્રગણાંઓ મેવાડના અધિકારમાં આવી ગયાં. અને મેવાડીઓ મહારાષ્ટ્રીઓની જંજીરમાંથી મૂક્ત થઇ આનંદથી સીસોદીયા કુળનો જયજયકાર કરવા લાગ્યા.

## પ્રકરણ ૨૧ મું

## મહારાણા શ્રી ભિમસિંહ (દ્વીતીય)

મહારાણા હમીરનું અકાળ મૃત્યુ થવાથી માતા સર્દારકુવરના આત્માને આગાધ ધક્કો જ થયો હતો, જ્યા ભાવી અનુકુળ નહોય ત્યા કોઈ શું કરે ! કુમાર ભિમસિંહને ગાદી ઉપર બિરાજમાન કરવા નક્કી કર્યું આ વખતે કુમાર ભિમસિંહ (દ્વીતીય)ની ઉંમર ફક્ત નવ વર્ષ અને નવ મહિનાની હતી. આટલી નાની ઉંમરે મેવાડના સિંહાસન પર સવંત ૧૮૩૪ના પોષ સુદ ૯ ઇ સ. ૧૭૭૮ના જાન્યુઆરીની સાતમી તારીખે બિરાજમાન થયો હતો. સાત ઘડી વાત ગયા પછી પુરોહીત રામરાવ એકલીંગદાસ, મહારાજ બાઘસિંહ, મહારાજ અર્જુનસિંહ, મહારાજ અનોપસિંહ, દેલવાડાના રાજા સજ્જા, કુરવાડના રાવત અર્જુનસિંહ, સનવાડાના બાવા જેતસિંહ, બદ્રેસરના રાવત સરદારસિંહ, બારણ પત્તા, આઢા, ધાય માતા રૂપા, તથા ધાય ભાઈ ડીકા, વિગેરે સરદાર તથા પાશ્રવાનોને સરપાવ આપવામા આવ્યા હતા.

આ સમયના ઇતિહાસમા કર્નલ ટૉડ લખે છે કે વિક્રમી સવંત ૧૮૦૮ થી કે અત્યારસુધીમા અઠ્ઠાવીસ લાખ પચીસ હજારની આવકવાળી જાગીરો મેવાડ માથી નીક્ળી ગઈ અંદોઅંદિના ક્લેશથી આજે મેવાડ મહારથીઓની ઘણી જ અનર્થકારી દશા થઈ પડી તે પૂર્વે જણાવવામા આવ્યુ છે રાણાજીએ ચન્દાવત સરદારોને ઉચ્ચ પદ આપ્યુ હતુ, રાણાજી તરફથી મળેલી શક્તિનો દુરૂપયોગ કરી તેમને સવંત ૧૮૪૦ ઇ સ ૧૭૮૪મા પોતાના જુના શત્રુ શક્તાવતોનુ લોહી પીવાનો નિશ્ચય કર્યો આ પોતાની શક્તિનો ખોટો ઉપયોગ કરી સામ સામા લડવા તૈયાર થયા, શક્તાવતના વંશનો એક સગ્રામસિંહ વીર બહાદુર નર હતો, મેવાડના ઇતિહાસમા જેને પોતાનુ નામ અમર કર્યું છે

આ વખતે સગ્રામસિંહે કારોવાડના શાસક અર્જુનની જાગીર ઉપર આક્રમણ કર્યું અને પશુધન બધુ લઈ જતો હતો ત્યા માર્ગમા જ અર્જુનના પુત્ર સાલીમસિંહે તેના પર આક્રમણ કર્યું છેવટે સગ્રામસિંહના ભાલાથી સાલીમસિંહનુ મૃત્યુ થયુ આ સમાચાર અર્જુનસિંહના સાભળવામા આવ્યા એજ વખતે પોતાની પાઘડી ફેંકી દીધી અને પ્રતિજ્ઞા લીધી કે ' જ્યા સુધી મારા પુત્રને મારનારનુ લોહી ન પીઉં ત્યા સુધી પાઘડી પહેરીશ નહીં"

અર્જુનસિંહ એકદમ શીવગઢ ગયા ત્યા સગ્રામસિંહના વૃદ્ધ પિતા લાલજી રહેતા હતા. બન્ને પક્ષ વચ્ચે યુદ્ધ ચાલ્યુ આ વખતે નગર રક્ષક બગરનું દ્દ તેનો લાગ જોઈ અર્જુનસિંહે રણશીંગુ વગાડયુ જેથી લોકો નાસભાગ કરવા

આપવામાં આવ્યાં વળી શક્તાવતોની સહાય લઈ ચંદાવતોની સામે યુદ્ધ કર્યું. ફક્ત અકોલા નામના સ્થળે વિજય પ્રાપ્ત થયો, બાકી દરેક જગ્યાએથી શક્તાવતોનો વિજય થવા લાગ્યો.

આ વખતે મેવાડમાં એટલી બધી અંધેર પરિસ્થિતિ હતી કે પ્રજા ઘણી ભયભીત બની ગઈ હતી પોતાના પ્રાણ અને ધન કેવી રીતે બચાવવા તેના વિચારમાં ભયભીત થઇ ગઈ હતી વળી લોકો બહાર નીકળી શકતા પણ નહોતા તો વેપાર તો કેવી રીતે કરી શકે મેવાડની આજે એવી દશા આવી ગઈ હતી. કે તેનો લેખક પણ ચીતાર ચિતરવાને લાચાર છે. આ ઉપરથી વાંચક ગણ ! જરૂર વિચાર કરી શકશે કે મેવાડના નંદનવનની આજે સ્મશાનભૂમિ થવા લાગી છે. અને આવી અઘોર ભયાનક સ્થિતિમાં મેવાડની નંદનવન સમી ભૂમિમાં ભયંકર હિંસક પશૂઓનો નિવાસ—વાસ થયો હતો

આવા સમયે મેવાડમાં શ્રીમંત કે ગરીબ નાના યા મોટા કોઇનો ભેદ હોઇ શકેજ ક્યાંથી ? જે પોતાનું રક્ષણ કરવા શક્તિમાન હતા તેઓજ મેવાડ રહ્યા હતા બાકી તો બીજા ક્યાંય પલાયન થઇ ગયા હતા. મહારાણાની જ અકર્તવ્યતાધીન્જ આવું પરિણામ પ્રજાને ભોગવવું પડયું અને રાજ્યમાં આવા ઘણાજ અનર્થો થવા લાગ્યા છેવટે રાણાએ મેવાડને બચાવવા માટે સિંધીયાની સહાય લેવા નિશ્ચય કર્યો જેથી સિંધીયાએ સહાય આપવાની હા પાડી. આ ઘટના બન્યા પછી જાલિમસિંહને કોટાની સુબેદારી મલી જાલીમસિંહ એક કાર્યકુશળ ચતુર હોંશિયાર હતો પણ તેની અભિલાષાં વિચિત્ર પ્રકારની હતી. તે આવી સુબેદારી કરતાં મેવાડનો અધિપતિ થવા આકાંક્ષા ધરાવતો હતો. અને તે આકાંક્ષાથી સંતોષ ન થતાં તેને ભારતવર્ષના સમ્રાટ થવાની અભિલાષા થતી હતી પણ વિધી અનુસાર તેની એકે ઇચ્છા પાર ન પડી. પણ તેની અભિલાષાનું પરિણામ એ આવ્યું કે તે જે હોદ્દો ધરાવતો હતો તે પણ મૂકી દેવો પડયો અને કેવળ રાજપૂતોનો નોકર જ રહ્યો.

જાલિમસિંહના હૃદયમાં ધીમે ધીમે જે આશા પ્રગટ થતી હતી તે આશા પૂર્ણ થવાનો સમય હવે આવી લાગ્યો હતો જેથી મહારાણાએ પોતાનું સૈન્ય મજબૂત કરવાનો ભાર જાલીમસિંહને સોંપ્યો હતો. આ મહાન કાર્યની સાથે પોતાનો પણ મહાન ઉદ્દેશ સફળ થાય તો ભારતીય વર્ષનો શ્રેય થાય.

જ્યારે જાલિમસિંહને સૈન્ય મજબૂત કરવા ધનની જરૂર હતી. ત્યારે ચંદાવત્ સરદારોએ મહારાણાની ચોસઠ લાખની આવકની જમીન પચાવી પાડી હતી જેથી ઉપજ વસુલ કરી તેમાંથી ત્રણ ભાગ સિંધીયાને આપવા અને ચોથો ભાગ પોતે રાખવો અને પોતાના ભાગમાંથી સેનાની ભરતી કરવી અને

વિજયી રાજપૂતોએ એવી ભૂલ ખાધી કે હવે સિંધીઓ મેવાડ ઉપર ફરી આક્રમણ નહીં કરે અને શમશેરથી મેવાડનો ઉદ્ધાર થયો, પણ જો બુદ્ધિને વાપરી હોત તો જરૂર મેવાડની ફરી આ દશા આવત નહીં આ વખતે હોલકર મહારાણી અહલ્યાબાઇ અત્યત ક્રોધમા આવી ગઈ હતી જેથી તેની આજ્ઞાને અનુસાર હજારો સૈનીકોને તુલા છતવા સિધીયાની સાથે પાચ હજાર ઘોડેસ્વાર મોકલ્યા. અને દારૂણ યુદ્ધ સવત ૧૮૪૦ ના મહા વદ ૪ ના રોજ થયુ હતુ અને તમામ પ્રગણાં ઉપર હોલકરનો અધિકાર સ્થાપિત થયો અને રાજપુતો ભયકર રીતે ઘાયલ થયા અને કેટલાક કેદી પકડાયા પણ વીર દીપચદની અત્યત બહાદુરી પૂર્વક એક મહીના સુધી યુદ્ધ ચાલું રાખી જાદવ રાજપૂતોના હાથમાં સુરક્ષિત રહ્યું

પરાક્રમી વીર દીપચદ શત્રુનો મોરચો લેડી મડળગઢના કિલ્લામાં દાખલ થયો આ પ્રમાણે હતભાગી રાજપૂતોની દુખ નીદ્રા ફરી ચાલું થઈ ગઈ અને સર્વ પરિશ્રમ નકામો ગયો જ્યારે ઘણા સરદારો માર્યા ગયા ત્યારે રાજમાતાએ મહારાણાના નવા મત્રી સોમજીએ તેમના સામે દમન કરવા નિશ્ચય કર્યો. પણ તેઓ કઇ કરી શકયા નહિ આ વખતે રામપ્યારીને મધ્યસ્થ તરીકે સાલુમ્બ્રા સરદારની પાસે મોકલી ત્યારે સરદાર શાંત થયા હતા મહારાણાજી ઉદયપુર મારી માગવાનો વિચાર કરી ગયા પણ ત્યા જતા જ વિચાર બદલાઈ ગયો અને વિચાર્યું કે હું અને મત્રી સોમજી બંને સાથે રહી રાજ્યનું સુકાન ચલાવીશું સાલુમ્બ્રા સરદાર આ કપટ જાળ સમજી ગયા હોવા જોઇએ કારણ કે તેમને સોમજીને પુરેપુરો પત્રામાં સપડાવી લીધો હતો અને સોમજીનો સહાર કરવા વિચાર કરી યુકતી શોધી, એક દિવસે જ્યારે સોમજી પોતાના કાર્યાલયમા બેઠા હતા ત્યારે કોરવાડાના અર્જુનસિહ અને ભદ્રેશ્વરના સરદાર સિહ ત્યા આવ્યા અને મત્રીને કહેવા લાગ્યા કે તમે અમારી જાગીર કેમ લઇ લીધી છે? તેનો જવાબ આપો! મત્રી સોમજી તેનો જવાબ આપે તે પહેલાં તો તેના દુષ્ટ સરદારોએ મત્રીની છાતીમા કટાર ખોસી દીધી અને તેનો વધ કર્યો આથી સમસ્ત રાજ્યમા ઉલ્કાપાત મચી રહ્યો

આ વખતે રાણાજી સાહેલીઓની વાતમા બેદનોરના રાજા જેતસિહજી સાથે આનદ વિહાર કરતા હતા જ્યારે મત્રી સોમજીના બે ભ્રાતાઓએ બૂમ પાડી કે રક્ષા કરો રક્ષા કરો આ બૂમ સાભળી અર્જુનસિહ પોતાની રૂધીરવાળી રક્તવાળી તલવાર લઇ તેમની પાછળ ચાલ્યો એટલે રાણાજીએ તેને વિશ્વાસઘાતી કહી દૂર કર્યો જેથી અર્જુનસિહ સાલુમ્બ્રા સરદાર અને સર્વ સામતો ચિત્તોડના દુર્ગમા ચાલ્યા ગયા એટલે મત્રી સોમજીના ભાઈ શીવજીભાઇને મત્રી બનાવ્યો અને બીજા ભાઈ સતીદાસ ને પણ સારી અને ઉચ્ચ પદવી

આપવામાં આવી વળી શક્તાવતોની સહાય લઈ ચંદાવતોની સામે યુદ્ધ કર્યું. ફક્ત અકોલા નામના સ્થળે વિજય પ્રાપ્ત થયો, બાકી દરેક જગ્યાએથી શક્તાવતોનો વિજય થવા લાગ્યો.

આ વખતે મેવાડમાં એટલી બધી અંધેર પરિસ્થિતિ હતી કે પ્રજા ઘણી ભયભીત બની ગઈ હતી પોતાના પ્રાણ અને ધન કેવી રીતે બચાવવા તેના વિચારમાં ભયભીત થઇ ગઈ હતી વળી લોકો બહાર નીકળી શકતા પણ નહોતા તો વેપાર તો કેવી રીતે કરી શકે મેવાડની આજે એવી દશા આવી ગઈ હતી. કે તેનો પેખક પણ ચીતાર ચિતરવાને લાચાર છે. આ ઉપરથી વાંચક ગણ જરૂર વિચાર કરી શકશે કે મેવાડના નંદનવનની આજે સ્મશાનભૂમિ થવા લાગી છે. અને આવી અઘોર ભયાનક સ્થિતિમાં મેવાડની નંદનવન સમી ભૂમિમાં ભયંકર હિંસક પશૂઓનો નિવાસ—વાસ થયો હતો.

આવા સમયે મેવાડમાં શ્રીમંત કે ગરીબ નાના યા મોટા કોઇનો ભેદ હોઇ શકેજ કયાંથી ? જે પોતાનું રક્ષણ કરવા શક્તિમાન હતા તેઓજ મેવાડ રહ્યા હતા બાકી તો બીજા કયાંય પલાયન થઇ ગયા હતા. મહારાણાની જ અકર્તવ્યતાથીજ આવું પરિણામ પ્રજાને ભોગવવું પડયું અને રાજ્યમાં આવા ઘણાજ અનર્થો થવા લાગ્યા છેવટે રાણાએ મેવાડને બચાવવા માટે સિંધીયાની સહાય લેવા નિશ્ચય કર્યો જેથી સિધીયાએ સહાય આપવાની હા પાડી. આ ઘટના બન્યા પછી જાલિનસિહને કોટાની સુબેદારી મલી જાલીમસિંહ એક કાર્યકુશળ ચતુર હોંશિયાર હતો પણ તેની અભિલાષાં વિચિત્ર પ્રકારની હતી. તે આવી સુબેદારી કરતાં મેવાડનો અધિપતિ થવા આકાંક્ષા ધરાવતો હતો. અને તે આકાંક્ષાથી સંતોષ ન થતાં તેને ભારતવર્ષના સમ્રાટ થવાની અભિલાષા થતી હતી પણ વિધી અનુસાર તેની એકે ઇચ્છા પાર ન પડી. પણ તેની અભિલાષાનું પરિણામ એ આવ્યું કે તે જે હોદ્દો ધરાવતો હતો તે પણ મૂકી દેવો પડયો અને કેવળ રાજપૂતોનો નોકર જ રહ્યો.

જાલિમસિંહના હ્રદયમાં ધીમે ધીમે જે આશા પ્રગટ થતી હતી તે આશા પૂર્ણ થવાનો સમય હવે આવી લાગ્યો હતો જેથી મહારાણાએ પોતાનું સૈન્ય મજબૂત કરવાનો ભાર જાલીમસિંહને સોંપ્યો હતો. આ મહાન કાર્યની સાથે પોતાનો પણ મહાન ઉદેશ સફળ થાય તો ભારતીય વર્ષનો શ્રેય થાય.

જ્યારે જાલિમસિંહને સૈન્ય મજબૂત કરવા ધનની જરૂર હતી. ત્યારે ચંદાવત્ સરદારોએ મહારાણાની ચોસઠ લાખની આવકની જમીન પચાવી પાડી હતી જેથી ઉપજ વસુલ કરી તેમાંથી ત્રણ ભાગ સિંધીયાને આપવા અને ચોથો ભાગ પોતે રાખવો અને પોતાના ભાગમાંથી સેનાની ... અને

મજબૂત બનાવવુ તેથી જાલિમસિંહ પ્રચંડ સેના લઈ ચિત્તોડ ઉપર ચઢાઈઓ કરવા લાગ્યો અને ઘણા ગામ નગર પાયમાલ કર્યાં જાલિમસિંહના પંજામાં જે જે ગામ આવ્યા તેનો સમુળગો જ નાશ કર્યો હતો.

આ વખતે સરદાર ભિમસિંહનો પ્રધાન (સલાહકાર) ધીરજસિંહ હતો તે ઘણો બુદ્ધિશાળી અને હોશિયાર હતો ધીરજસિંહ હમીરગઢનો હાકેમ હતો તેને વિદ્રોહી જાણી જાલિમસિંહે હમીરગઢ ઉપર ઘેરો ઘાલ્યો આખરે ધીરજ સિંહની દુર્દશા બેઠી અને જાલીમસિંહે તોપોનો મારો ચલાવી હમીરગઢના ચુરેચુરા કરી નાખ્યા આ પ્રમાણે પોતાનો અધિકાર સ્થાપિત કર્યો ત્યાથી તે ચિત્તોડ ગયો, ત્યા તેને સિંધીયાની સેનાની સહાય માગી ત્યારે ગર્વિત માધોજી સિંધીયાએ રાણાજીને પોતાની પાસે બોલાવવાની આજ્ઞા કરી રાણાજી વખતને માન આપી માધોજી પાસે ગયા આથી જાલીમસિંહને ઘણું જ લાગી આવ્યુ પરંતુ જાલીમસિંહ માટે કપટજાળ પથરાઈ હતી કપટી મરાઠા અંબાજીએ એવી સંધિ ગોઠવી રાણાજીએ કહેવડાવ્યુ કે જાલીમસિંહ આપણુ માટે જિહાયગીરી લેવા તૈયાર છે આથી ચતુર જાલીમ કિંચીત પણ હતાશ થયા વગર તરતજ ત્યાથી ચાલતો થયો

આ પ્રકારે કપટજાળથી અંબાજી આઠ વર્ષ મેવાડમા રહ્યો અને મેવાડમા થી એટલુ બધુ દ્રવ્ય મેળવ્યુ કે તે એક સુપ્રસિદ્ધ શાહુકાર ગણાવા લાગ્યો હતો મેવાડની ભૂમિનુ મહેસુલ પચાવી બાર લાખ રૂપીયા ભેગા કર્યા હતા પરંતુ તેના રહેવાથી મેવાડમા અરાજકતા દૂર થઈ અને મેવાડમા બીલકુલ શાંતિ નહોતી તે મેવાડમા આજે શાંતિ પ્રવૃત્તિ રહી. થોડા સમય પછી મેવાડીઓએ અંબાજીને આશીર્વાદ દેવા લાગ્યા અંબાજીના હાથે કેટલાક સારા કામો થયાં હતાં, પરંતુ છેવટે તે સ્વાર્થી બની પોતાની મૂળ જાત પર આવ્યો હતો અને પોતાની ભયંકર મૂર્તિ ધારણ કરી મેવાડના શત્રુ પક્ષમા ભળી ગયો હતો

જ્યારે ચંદાવત્ સરદારોનો પુનઃ અધિકાર પ્રાપ્ત થતા જ શીવદાસ અને સતીદાસ બંને મંત્રીઓ ગભરાવા લાગ્યા જે ચંદાવતોએ પોતાના ભાઈ સોમચંદ ને મારી નાખ્યો હતો તે ચંદવતોને આજે જોના બંને ભાઈ ઓએ પોતાના બચાવ માટે અંબાજી પાસે સહાય માગી અંબાજીએ સહાય આપવા સારૂ રૂપીયા આઠ લાખની આવક માગી હતી આટલું બધુ કર્યું છતા મહારાણા અને મંત્રીની કોઈ પણ આશા પૂર્ણ થઈ નહિ

મેવાડની સ્થિતિ દીનપ્રતિદીન બગડતી ચાલી માધોજી સિંધીયા પણ આ દુનિયામાંથી હમેશને માટે વિદાય થયો માધોજી સિંધીયા એક બહાદુર નર હતો પરંતુ તેણે પોતાની બુદ્ધિ ને બહાદુરી ફક્ત સત્તા ને પૈસા મેળવવામા જ ગુમાવેલી જો માધોજીએ પોતાના ધનનો ભારતને માટે ઉપયોગ કર્યો હોત તો આજે

ભારતની દીનદશા ન હોત, માધોજીના હાથે ભારતનું લગાર પણ હિત થયું નહિ. આજે ભારત વર્ષની પ્રજા માધોજીના નામ ઉપર ધિક્કારે છે.

જો માધોજીના મૃત્યુ વખતે તેના કોઇ પણ કુટુંબી કે અન્ય જનની આંખમાં એક અશ્રુનું બિન્દુ પડયું ન હોતું. રાજસ્થાનની દીનદશાનું કારણ અત્યાચાર, પ્રચંડ, લોભ અને જુલમ હતાં. આખરે માધોજી ભારતવાસીઓનો ધીક્કાર લઇને જ ચાલ્યો ગયો.

જ્યારે માધોજીનું મૃત્યુ થયા બાદ તેનો ભત્રીજો દોલતરાવ બળપૂર્વક સિંહાસન પર બેઠો ત્યારે માધોજીનો કુમાર સગીર (નાનો) હતો, દોલતરાવ જેવો ગાદી ઉપર આવ્યો તેવો તરત જ માધોજીની વિધવા પત્નિઓ સાથે ઘોર વિગ્રહ આરંભ્યો હતો વળી તેણે શેણવી સરદારોનો વધ કરી મહાપાપ કર્યું હતું આ વખતે સિંધીયાના વર્તન ઉપર જ મેવાડનું ભાવિ હતું કારણ કે સિંધીયાના પ્રતિનિધિ અંબાજીના હાથમાં મેવાડનું ભાગ્યચક્ર હતું. આવી રીતે અનેક મુશ્કીલતો દિનપ્રતિદિન મેવાડ પર વધતી ગઇ, હોલ્કરે નાથદ્વારા મંદિરને પણ બાકી રાખ્યું નથી. નાથદ્વારા મંદિરની મૂર્તિ તથા ઉદયપુર ઉપર હલ્લો કરવાની તૈયારી કરી તે વખતે અજીતસિંહ જઇ પહોંચ્યો અને અજીતસિંહ દ્વારા મહારાણાની અભિલાષા જાણી લીધી. તેથી હોલ્કરે જવાબ આપ્યો કે "ચાલીસ લાખ રૂપિઆ લીધા સિવાય ઉદયપુરનો ત્યાગ કરીશ નહિ." આ સમાચાર જ્યારે મહારાણાના સાંભળવામાં આવ્યા ત્યારે મહારાણાના હૃદયમાં ભય ઉત્પન્ન—પેદા થયો.

આખરે ડરપોક ભિમસિંહ ચાલીશ લાખ રૂપીઆ આપવા કબુલ થયો. શું રાણા પ્રતાપનો વંશ આવો ડરપોક અને બીકણ હશે ? શું તેમનામાં બાપ્પા રાવલનું ખમીર ન હોતું ? જો તેમનામાં મેવાડનું રક્ષણ કરવાનું સામર્થ નહોતું તો તે સિંહાસન ઉપર બેઠા શું કામ ? એ બીકણ રાણો આખરે તે શત્રુઓના ચર્ણોમાં પડયો અને પોતાના શિરે કલંક લગાડયું હતું પણ તે કલંક નાનું સુનું ન કહેવાય પણ જો કદાચ તે કલંકને સાત સમુદ્રના જળથી ધોવામાં આવે તો પણ તે કલંક નાબુદ થાય તેમ નહોતુ. સંધિ કરવાના બદલામાં રૂપીઆ ચાલીસ લાખ માગ્યા હતા, આટલા બધા રૂપીઆ મહારાણાથી આપી શકાય તેમ નહોતું પણ રાણાજી જાણતા હતા કે આ રૂપીઆ આપ્યા સિવાય હોલ્કર કદાપી પાછો જાય તેમ નહોતો તેથી જ તેણે તે રૂપીઆ આપ્યા હતા

દોહરા

લાખ ચાલીશ આપવા, જણસો બધી વેચી ખરી,
સ્ત્રી તણા વેચ્યા અલંકાર, શું ભાવિની ખુબી ભરી. ૩૦૨
ભોજન પાત્રો પણ ગીરવી, વળી દેવું કર્યું શાહુકારનું,
આટલુ કરવા છતાં દેવું, પુરૂં થયું ન હોલ્કરનું. ૩૦૪

ઉધાર ઉછીના લઈ, બાર લાખ ભેગા કર્યા,
માગણી મોટી હોલ્કર તણી, ભાગ્ય દેવી બદલાઈ ગયા. ૩૦૪
ગામ મુકયા ગારસ મુકયા, દયા ન કીધી શત્રુએ,
નિષ્ઠુર હોલ્કર તો બન્યો, જાણે જુઓ યમરાજ એ. ૩૦૫
મહા મુશ્કેલીએ કર્યું, દેવું પુરૂ હોલ્કર તણું,
વાહ!!! ભાગ્ય વિધાતા, શું કર્યું ભાવી તે મેવાડ તણું. ૩૦૬
ચડતી અને પડતી તણા, રંગો જગત બદલાય છે,
બાપ્પા રાવલની કિર્તિમાં, આ ગાબપ કઇ દેખાય છે ૩૦૭
માટે જગતના માનવો અભિમાન કો કરશો નહિ,
ન હોય ધન તો ન ચાલે તેને, પણ હોય એનું જાણો નહીં ૩૦૮

આવી મેવાડની વિકટ સ્થિતિ જોતા મેવાડની દુર્દશાનું ધ્યાન આપવા લેખકને પણ શબ્દો શોધ્યા જડતા નથી. જ્યારે છુટતી રકમ વસુલ કરવા અંબાજી રામ શેઠને મુકતો ગયો અને અજીતસિંહની સાથે ગયો, આ વખતે હોલ્કરે ઉત્તર તરફ પ્રયાણ કર્યું હતુ

“પાપીઓને પાપની શિક્ષા અવશ્ય મળવીજ જોઈએ ” જ્યારે મરાઠાઓ અત્યંત ગર્વમા આવ્યા ત્યારે તેમનામાથી કેટલાક બ્રિટિશના સૈન્યમા ભળ્યા અને બ્રિટિશ સૈન્યની બહાદુરોથી મરાઠાઓ પરાજ્ય પામ્યા જેથી પેશ્વાહોલ્કરની તાકાત બ્રિટીશ સૈન્યની સામે થવાની રહી નહીં તેમનો પણ પરાજ્ય થયો. આથી મરાઠાઓના હાથમાથી સઘળું દ્રવ્ય અને બળ નાશ પામ્યું ભાવીની અનુકુળતા હમેશના માટે કોઈની કાયમ રહી નથી અને રહેશે પણ નહીં. વળી મરાઠાના સૈન્યનો પગાર નહી આપવાના કારણથી આખુ સૈન્ય બદલાઈ ગયુ હતુ છતા પણ આશાજનક વાતો કરી અંગ્રેજો સામે લડવા તૈયાર કર્યા હતા.

આ વખતે મેવાડની દુર્દશા એવી થઇ હતી કે તે લખતા પણ હાથ ધ્રુજે છે, પાપીઓ પિશાચ બની મેવાડના તમામ ગામ, નગરો લુંટવા લાગ્યા અને ઘોર ભયંકર ત્રાસ વર્તાવવામા બાકી રાખી નહોતી જેનો ઉલ્લેખ લખતા લખતા પાનાના પાના ભરાય તેમ હોવાથી ફક્ત ટુંકમાં જ કે ‘ મેવાડની ઘણીજ ભયંકર અને દયાજનક પરિસ્થિતિ બનાવી દીધી હતી.

છપ્પો

મેવાડ કેરૂં પુણ્ય જુઓ, ને ગયુ ખવાઈ,
મેવાડ કેરા ભાગ્ય મહી, લક્ષ્મી રીસાઇ,

ક્યોં હોલ્કરે ત્રાસ, દયા ન દીલમાં લાવ્યો.
લુંટી લઇ મેવાડ, ખજાનો તર બનાવ્યો.
પણ હરામની લક્ષ્મી જુઓ, કાયમ કદી ટકતી નથી.
કહે ' ભોગી ' હોલ્કર પાસ, લક્ષ્મી પછી રહેતી નથી ૩૦૯

છપ્પો

હોલ્કર કેરૂં પૂણ્ય ગયું જુઓ પરવારી,
અભિમાનથી જુલ્મ તણી, ઝડીઓ વિસ્તારી;
લુંટયા ગામ ગરાશો, છતી ન ભૂખ જ ભાંગી,
આખર ફુટયું ભાગ્ય, માંહી માંહી આગજ લાગી.
છેવટ બ્રિટીશ ગણ આવી હોલ્કરનેજ હરાવતા,
કહે ' ભોગી ' બ્રિટીશ થકી, સિંધિયા પણ ભાગતા. ૩૧૦

આ પ્રમાણે હોલ્કર અને સિંધીયાના ત્રાસથી મેવાડની કંચન સમી ભૂમિ બીલકુલ સુકી-લુખી બની ગઈ. હોલ્કર અને સિંધિયાને મહાત કરનાર કોઇપણ રાજપૂત રહ્યો નહિ મરાઠાઓ આ પ્રમાણે અત્યાચાર કરી મેવાડની ભૂમિ રૂપી સ્મશાનમાં પિશાચોની માફક ભ્રમણ કરવા લાગ્યા.

આ વખતે મેવાડમાં કોઈ એવો નહોતો કે જે સ્મશાન ભૂમિની ચિતામાંથી અસંખ્ય મહાવીરો ઉત્પન્ન કરે તેથી મેવાડ ભૂમિની આ દુર્દશા જ રહી હતી. આખરે જેમ સમય સમયનું કામ કરે છે તેમ જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ બ્રિટીશોએ મરાઠાઓને બળપૂર્વક હાંકી કાઢયા. અને પોતાની શક્તિથી આ દેશને જીવાડયો,

આથી મરાઠાઓ પોતાનો ખજાનો જ્યાં ત્યાં છુપાવવા માંડયા, આ વખતે અંબાજી રાણાએ વૈર લેવા વિચાર કર્યો કારણ કે મહારાણાએ અગાઉ મરાઠાઓને સહાય કરી હતી. તે વૈર અંબાજી ભૂલી ગયો નહોતો. તેથી જ અંબાજીએ મહારાણા ઉપર પોતાની સત્તા જમાવવા સારૂ નક્કી કર્યું, પરંતુ તેની ધારેલી અભિલાષા પૂર્ણ થઇ શકી નહીં. આ વાત જ્યારે સંગ્રામસિંહના જાણમાં આવી ત્યારે સંગ્રામસિંહ અંબાજીના દરેક કાર્યમાં વિઘ્ન નાંખી તેની કાર્ય પદ્ધતિને તોડી નાંખતા હતા પણ તેમાં વિરાંગના સન્નારીઓનો ઘણો મોટો હિસ્સો હતો અને એજ સન્નારીઓ અંબાજીની વિરૂદ્ધ પડી સિંધીયાની સ્ત્રી ' બાઈજીબાઇએ ' અંબાજીના માર્ગમાં વિઘ્ન નાખવા નિશ્ચય કર્યો જો કે ' બાયજીબાઈ' રાજપુતના શત્રુ સિંધીયાને પરણી હતી તેમાં બધા રાજસ્થાનો કરતાં મેવાડના રાજ્યને પોતે આરાધ્ય દેવ માનતી હતી. પોતાનો પિતા સુર-

છીરાવ ઘણો જ નિર્દય અને ઘાતકી હતો તે છતા તેના ઘરે આવી દેવ સમી કન્યા ઉત્પન્ન થઈ તેને ઘેર જન્મી, તે દરેક સ્ત્રીઓમા શિરોમણી હતી

પોતાના પ્રયાસથી શક્તાવત અને ચ દાવતો એકત્ર થઈ ગયા અને પોતાના મેવાડ માટે અભિમાન આવ્યુ જેથી એક બીજાઓ સાથે કસુબા લીધા અને વેર-ઝેર ભૂલી ગયા આ વખતે હોલકરે ભાષણ આપી એક્યતા ઉપર ભાર મૂકી દરેકને એકત્ર કરી નાખ્યા હતા "આપણ અ દર અ દરના કલેશનો ત્યાગ કરી મેવાડના મહારાણાને મદદ આપી તમારા દેશનું કલ્યાણ કરો જ્યારે આપણે દુશ્મનનો સામનો કરીશુ ત્યારે પણ આપણને મેવાડવાસીઓની જરૂર પડશે માટે આપણે કોઇ પણ રીતે મેવાડના રાણાને મદદ આપવી જ જોઈએ" આવી રીતે ભાષણ આપી હોલકરે પોતાની ફરજ બજાવી હતી પોતે ચાલતા સુધી મેવાડનું અમગળ કર્યું નહતુ અને સિધીયાને કહેતો ગયો હતો કે "મે અબાજીના આક્રમણથી રાણાના રાજ્યને જરક્ષિત રાખવાની પ્રતિજ્ઞા કરી છે, માટે આપ કોઈ પણ પ્રકારે એવું ખરાબ વર્તન કરશો નહિ" આખરે સિધીઆએ થોડો વખત હોલકરની વાતનુ પાલન કર્યું પણ છેવટે સોળ લાખ રૂપીઆ વસુલ કરવા માટે મેવાડ પર હલ્લો કરવાના ઇરાદે 'સદાશિવરામ'ને એકદમ એ દેશમા મોકલી આપ્યો અને ઇ સ, ૧૮૦૬ ના જુન માસમા ગોલદાજ પલટણ લઇને કુચ કરી હતી

સિધીયાને પોતાના બે કાર્યો હતા (૧) સોળ લાખ રૂપીઆ વસુલ કરવા, (૨) જયપુરના સૈન્યને ઉદયપુરમાથી દૂર કરવાનું, પણ રાજકુમારી કૃષ્ણાકુમારીનો વિવાહ જયપુરના રાજાની સાથે નક્કી થયો હતો આ વખતે કુશાવહ રાજાનું સન્ય ત્યાજ હતું જ્યારે એ સૈન્ય ચાલ્યુ ગયુ ત્યારે મહારાણા ભિમસિહની ભાગ્યદશા બદલાઇ ગઈ જ્યારે ભાવી બદલાઇ કોઈ જુદાજ રૂપમાં ફેરવાય છે ત્યારે જ મનુષ્યના જીવનની કસોટી થાય છે તેવી રીતે હતભાગી રાણા ભિમસિહની દશા થઇ અને પોતે પોતાના દિવસો મહા મુશીબતે નિર્ગમન કરતા હતા.

આટલું દુ ખ હતુ તેમા પણ વધારો કરવાના ઇરાદાથી દુષ્ટ વિધાતાએ મહારાણાના હાથમાથી રાજસત્તા પણ છીનવી લીધી હતી કેવળ નામનું જ રાજસન્માન ભોગવતા હતા પણ તેઓ પોતાની પુત્રી કૃષ્ણાકુમારીને જોઈને જ આનદ માનતા હતા પણ કઠોર ભાવીએ રાજકુમારીને પણ લઈ લીધી હતી. આ બધું અદર અદરના કલેશને લઇને આજે રાજસ્થાનની મહા ભયકર શોચનીય દશા થઈ હતી કૃષ્ણાકુમારીના વિવાહનો ઝઘડો માનસિંહે ઓઢેલો

બધો વધાર્યો હતો કે તે લખતાં પૃષ્ઠના પૃષ્ઠ ભરાય તેમ હોવાથી આગળ ન લંબાવતાં આટલું જ બસ છે ? ' કે કૃષ્ણાકુમારીના રૂપનો પુજારી માનસિંહ થયો હતો અને તેણે કોઈ હિસાબે જયપુરના રાજા સાથે કૃષ્ણાકુમારીનો વિવાહ થવા ન દેવો અને પોતે પરણુવાનો નિશ્ચય કર્યો. ' તેથી જ પોતે કલેશનો વધારો કરી મેવાડના રાણાને ધમકી આપવા લાગ્યો હતો આખરે બંનેને સામસામા યુદ્ધ થયા, તેમાં કોઈ ફાવ્યો નહીં અને સર્વની શક્તિનો વ્યય એવો થયો કે જેથી દુશ્મનો ફાવી ગયા અને કૃષ્ણાકુમારીનો ભોગ અપાયો હતો.

વળી આથી માનસિંહના લશ્કરમાં ફૂટ પડી હતી અને પોતે હતાસ થઈ ગયો હતો જ્યારે પોતે આત્મઘાત કરવા તૈયાર થયો અને તેના સામંતોના જાણુવામાં આવ્યું કે તરત જ દોડીને માનસિંહના હાથમાંથી તલવાર ઝુંટવી લીધી અને જોધપુર લઈ ગયા, જોધપુરના દરવાજા બંધ કર્યા અને છ મહિના સુધી અંદર રહીનેજ લડયા પણ છેવટે જોધપુર દુશ્મનોના હાથમાં જ ગયું તેમાં લુંટફાટ ચલાવી શહેરને પાયમાલ કરી મૂકયું હતું આ વખતે સૈન્યમાં કલહ ઉત્પન્ન થયો એટલે જગતસિંહ મરણુના ભયથી નાસવા લાગ્યો અને લુંટ કરીને મેળવેલ તમામ માલ–મિલ્કત જયપુર મોકલવા માંડયો. પણ અધવચમાં જ રઠોડોએ તે તમામ માલ–મિલ્કત લુંટી લીધા, જગતસિંહ મહાસુશીબતે પોતાના પ્રાણુ બચાવી નાસી આવ્યો પણ પોતાના સૈન્યની જે દુર્દશા થઈ છે તે લખવાની શક્તિ અમારી લેખણીમાં નથી.

ખરાબ મુહુર્તમાં જ કૃષ્ણાકુમારી સાથે વિવાહ કરવામાં આવેલ તેનું જ પરિણામ ભોગવવું પડયું. જ્યારે કૃષ્ણાકુમારીના ઉત્તમ ગુણો અને ગંભીરતા તથા પોતાનું પવિત્ર ચારીત્ર એટલું બધું જીવનની સાથે ઓતપ્રોત હતું કે આજે કૃષ્ણાકુમારીનું નામ સાંભળતાં જ દરેક મેવાડીના આત્માને તેના ગુણોનું સંભારણું યાદ આવે છે કૃષ્ણાકુમારીનું મોત થયું તેનો ઉત્પાદક માનસિંહ અને તેનો મિત્ર અમીરખાં હતો.

અમીરખાંની આગળ મહારાણા ભિમસિંહ એક કાષ્ટની પુતળી સમાન હતો. તેથી જ અમીરખાંએ કહ્યું હતું કે “ કૃષ્ણાકુમારીનો વિવાહ માનસિંહ સાથે કરો, નહીં તો તેનો વધ કરો. ” પણ આવી ભયંકર પરિસ્થિતિ હતભાગી, હિંચકારા, અભાગી, અને બીકણુ રાણાએ બાપ્પારાવલની કિર્તિને કલંક લગાડયું હતું આખરે તે કામ દોલતસિંહ નામના રાજપૂતને સોંપવામાં આવ્યું આ કઠોર હૃદયના મનુષ્યના હાથમાંથી છૂરી પડી ગઈ અને જ્યારે મહારાણીને ખબર પડયા કે વનવાસમાં રડારોળ થઈ રહી છે, ત્યારે રાણી માથુ પટકવા લાગી છતાં પણ

જીરાવ ઘણો જ નિર્દય અને ઘાતકી હતો. તે છતાં તેના ઘરે આવી દેવ સમી કન્યા ઉત્પન્ન થઈ તેને ઘેર જન્મી, તે દરેક સ્ત્રીઓમાં શિરોમણી હતી

પોતાના પ્રયાસથી શક્તાવત અને ચંદાવતો એકત્ર થઈ ગયા અને પોતાના મેવાડ માટે અભિમાન આવ્યું જેથી એક બીજાઓ સાથે કસુંબા લીધા અને વેર–ઝેર ભૂલી ગયા આ વખતે હોલકરે ભાષણ આપી એકયતા ઉપર ભાર મૂકી દરેકને એકત્ર કરી નાખ્યા હતા "આપણ અંદર અંદરના કલેશનો ત્યાગ કરી મેવાડના મહારાણાને મદદ આપી તમારા દેશનું કલ્યાણ કરો જ્યારે આપણે દુશ્મનનો સામનો કરીશું ત્યારે પણ આપણને મેવાડવાસીઓની જરૂર પડશે માટે આપણે કોઇ પણ રીતે મેવાડના રાણાને મદદ આપવી જ જોઈએ" આવી રીતે ભાષણ આપી હોલકરે પોતાની ફરજ બજાવી હતી, પોતે ચાલતા સુધી મેવાડનું અમંગળ કર્યું નહતું અને સિંધીયાને કહેતો ગયો હતો કે "મેં અંબાજીના આક્રમણથી રાણાના રાજ્યને જરક્ષિત રાખવાની પ્રતિજ્ઞા કરી છે, માટે આપ કોઈ પણ પ્રકારે એવું ખરાબ વર્તન કરશો નહિં." આંખરે સિંધીઆએ થોડા વખત હોલકરની વાતનું પાલન કર્યું પણ છેવટે સોળ લાખ રૂપૈઆ વસુલ કરવા માટે મેવાડ પર હલ્લો કરવાના ઇરાદે ' સદાશિવરામ 'ને એકદમ એ દેશમાં મોકલી આપ્યો અને ઇ. સ. ૧૮૦૬ ના જુન માસમાં ગોલંદાજ પલટણ લઇને કુચ કરી હતી.

સિંધીયાને પોતાના બે કાર્યો હતા (૧) સોળ લાખ રૂપીઆ વસુલ કરવા, (૨) જયપુરના સૈન્યને ઉદયપુરમાંથી દૂર કરવાનું, પણ રાજકુમારી કૃષ્ણાકુમારી નો વિવાહ જયપુરના રાજાની સાથે નક્કી થયો હતો. આ વખતે કુશાવહ રાજાનું સન્ય ત્યાંજ હતું જ્યારે એ સૈન્ય ચાલ્યું ગયું ત્યારે મહારાણા ભિમસિંહની ભાગ્યદશા બદલાઈ ગઈ જ્યારે ભાવી બદલાઇ કોઈ જુદાજ રૂપમાં ફેરવાય છે ત્યારે જ મનુષ્યના જીવનની કસોટી થાય છે તેવી રીતે હતભાગી રાણા ભિમસિંહની દશા થઇ અને પોતે પોતાના દિવસો મહા મુશીબતે નિર્ગમન કરતા હતા.

આટલું દુઃખ હતું તેમાં પણ વધારો કરવાના ઇરાદાથી દુષ્ટ વિધાતાએ મહારાણાના હાથમાંથી રાજસત્તા પણ છીનવી લીધી હતી કેવળ નામનું જ રાજસન્માન ભોગવતા હતા. પણ તેઓ પોતાની પુત્રી કૃષ્ણાકુમારીને જોઈને જ આનંદ માનતા હતા પણ કઠોર ભાવીએ રાજકુમારીને પણ લઈલીધી હતી આ બધું અંદર અંદરના કલેશને લઇને આજે રાજસ્થાનની મહા ભયંકર શોચનીય દશા થઈ હતી. કૃષ્ણાકુમારીના વિવાહનો ઝઘડો માનસિંહે એટલો

અંબાજીએ મેવાડની પુષ્કળ લક્ષ્મી લુંટી હતી પરંતુ પાછળથી સર્વ સંપત્તિ તેને આપી દેવી પડી હતી તેની કઠોરતા અને સ્વાર્થ પરાયણતાને લઈને મેવાડને ભારે નુકશાન થયું હતું, તેનું ફળ તેને તાત્કાલીક મળી ગયું. જે સિંધિયાની સહાયથી તેના સૌભાગ્યના સૂર્યનો ઉદય થયો હતો તેજ સિંધિયાનો અનાદર કરી તેને ગ્વાલીયરમાં પોતાની સ્વાધીનતાનો ડંકો વગડાવ્યો હતો. આથી સિંધીયા તેનો પ્રચંડ શત્રુ બની ગયો હતો આખરે અંબાજીને પકડયો અને તેના હાથ પગની આંગળીઓ બાળી મુકી તેની તમામ સંપત્તિ ઝુંટવી લીધી.

અંબાજીથી પોતાની સંપત્તિને લુંટાતી જોઈ ન શકવાથી તેના સમક્ષ પડેલી છુરીથી પોતે આત્મહત્યા કરવા વિચાર કર્યો, તેના હૃદયમાં છુરી મારી તો ખરી પણ તેનું મૃત્યુ થયું નહિ. આ વખતે અંગ્રેજ દૂતની સાથે જે ડૉકટર હતો તેને તાત્કાલીક ઘાવ સીવી લીધો જેથી તેના પ્રાણ બચી ગયાં. તે નિસ્તેજ થઈ ને પડયો હતો, તેના ખજાનાની ચાવી તેના હાથમાં આવી આ વખતે અંબાજીની પાસેથી રૂપીઆ પંચાવન લાખની પ્રાપ્તિ થઈ હતી. તે પછી સિંધિયાએ બે વખત પોતાનો સુબો બનાવી મેવાડ પર મોકલ્યો હતો પણ તે બહુ વખત સુધી આ પદ ભોગવી શકયો નહિં અને થોડાંક સમયમાં પરલોક વાસી થયો. કહેવાય છે કે અંબાજીના મરણ પછી તેની તમામ સંપત્તિ જાલિમસિંહના હસ્તમાં આવી.

રાણાજીના મંત્રીએ સીત્તેર હજાર રૂપીઆ યશવંતરાવ ભાઈને આપી કમલમેરનો કિલ્લો લઈ લીધો. આટલા પૈસા ભેગા કરવા માટે જુદી જુદી ભૂમિઓ જુદા જુદા માણસોને ઇજારે આપી દીધી. દુરાચારી અમીરખાંએ ઈ. સ. ૧૮૦૯ માં પોતાની પ્રચંડ સેનાને સાથે લઈ મેવાડ પર ઘેરો ઘાલ્યો. અને રાણીની પાસે અગીયાર લાખ રૂપીઆની માગણી કરી "જો તમે માંગણી નહિ સ્વીકારો તો તમારૂ એકલીંગજીનું મંદિર તોડી નાંખીશ અને મેવાડને પાયમાલ કરીશ."

આ વખતે મહારાણામાં અગીયાર લાખ રૂપીઆ અમીખાંને આપવાની શક્તિ ન હતી પણ રૂપીઆ આપ્યા સિવાય બીજો ઉપાય નહોતો તેથી છેવટે નવ લાખ રૂપીઆ આપવાનો સ્વીકાર કર્યો પરંતુ રાણાથી આટલા રૂપીઆ ભેગા થઈ શકયા નહીં ત્યારે ક્રૂર અમીરખાંએ રાણાના દૂતનું ભયંકર અપમાન કરી તેના પર અત્યાચાર કરવા માંડયો. તેમાં મંત્રી કિશનદાસ[૫૯] ઘાયલ થયો

---

૫૯. [illegible] ડ જણાવે છે કે કિશનદાસ આ વિપત્તિના સમયમાં સદા મારી પાસે રહેતો [illegible] ને કર્નલ ટૉડની [illegible] વાર્તાલાપ થતો ત્યારે કિશનદાસ દુભાષિયાનું

મહારાણા ભિમસિંહને તેની અસર થઇ નહીં છેવટે જ્યારે ઝેર આપવાનો હુકમ કર્યો ત્યારે એક દાસી મારફત ઝેર મોકલ્યું પણ તે ઝેર બહાદુર દેવી ભારત લક્ષ્મી કૃષ્ણાકુમારીએ બીલકુલ સંકોચ રાખ્યા વગર ઝેર પી લીધું, અને પોતે પોતાના પ્રાણનું બલિદાન આપ્યું કૃષ્ણાકુમારીના પરલોક ગયા પછી તેની માતાએ અન્ન-જળનો ત્યાગ કરી સર્વ વૈભવને તિલાંજલી આપી પોતે પણ પુત્રીને માર્ગે ચાલી, કૃષ્ણાકુમારીના મૃત્યુના સંબંધમાં દુષ્ટ અજીતસિંહ પણ ભેગો જ હતો આમાં એજ દુષ્ટનો હાથ હતો કારણકે એ પાપીએ જ અમીરખાંને ઉશ્કેર્યો હતો

આવી અનેક ઘટનાઓ મેવાડની પવિત્ર ભૂમિ પર થવા લાગી જેથી મેવાડની દુર્દશા થવામાં બાકી રહી નહીં અમીરખાંની પ્રતિષ્ઠા હોલ્કરના રાજ્યમાં ઘણી જ સારી હતી તેને દ્રવ્ય પણ સારૂં સંપાદન કર્યું હતું. આખરે બ્રિટિશ સરકારે અમીરખાંને કહેણ મોકલાવ્યું કે 'તમો હોલ્કરનો પક્ષ ત્યાગ કરી અમારા પક્ષમાં આવો તો અમો તમને ઘણીજ જાગીરો અને પ્રગણાં આપીશું શરત એટલી જ કે તમારે તમારી સેનાને નિશસ્ત્ર બનાવવી પડશે' આ પ્રમાણે શરત મંજૂર રાખી બ્રિટીશ સરકારની છાયા નીચે નવાબ અમીરખાં રહ્યો અને તેની રાજધાની ટોંકમાં કરી.

ત્યાર પછી બ્રિટીશ સરકારે મેવાડના રાણા સાથે સંધી કરી તે પ્રસંગ મેવાડના માટે માંગળીક હતો. જે ભૂમિની હાડ-ચામ અને નસો તૂટી ગઈ હતી તેજ ભૂમિમાં આજે શાન્તિનું જળ સિંચવાનું બ્રિટીશ સરકારે શરૂ કર્યું તેથી મેવાડને ભયંકર પ્રપંચી અત્યાચારીઓના જુલ્મોથી બચાવી લીધું

ઈ સ. ૧૮૦૬ ની વસંત ઋતુમાં અંગ્રેજોએ મેવાડની સ્મશાનવત્ ભૂમિમાં પ્રવેશ કર્યો, પ્રવેશ કરતાં જ તેમના આત્માને શોક થયો કે જે મેવાડ એક વખતમાં રાજ્યસ્થાનમાં નંદનવન સમુ હતું, જે મેવાડ શૂરાઓનું કેંદ્ર સ્થાન હતું, જે મેવાડ સ્વમાન સાથે પોતાના પ્રાણ આપવા તૈયાર થતું. તેજ મેવાડને બ્રિટીશ સરકારે દેખ્યું ને શોક કરવા લાગ્યા. આ વખતે મેવાડની ભૂમિમાં ઠામ ઠામ ખંડીયરો માલુમ પડતા હતા, જ્યાં જ્યાં દ્રષ્ટીપાત કરવામાં આવે ત્યાં ત્યાં હૃદય ભેદક ભયંકર મૂર્તિઓ દ્રષ્ટીગોચર થતી હતી ઘણા સ્થાનો ઉજ્જડ થઈ ગયાં હતા, ખેડુતો પાસે અનાજ નહોતું. જ્યાં દ્રષ્ટી કરી જોવામાં આવે ત્યાં ઘણીજ કંપારો છુટે તેવી સ્થિતિ જોવામાં આવતી હતી સુંદર સુંદર મહાલયો પણ ખંડીયર બની ગયા હતાં જ્યાં મરાઠાઓની પધરામણી થઈ છે ત્યાં આથી પણ વધારે ભયંકર બનાવો બન્યા છે પણ છેવટે તેઓને તેમના પાપનું પ્રાયશ્ચિત ભોગવવું પડ્યું.

અંબાજીએ મેવાડની પુષ્કળ લક્ષ્મી લુંટી હતી પરંતુ પાછળથી સર્વ સંપત્તિ તેને આપી દેવી પડી હતી તેની કઠોરતા અને સ્વાર્થ પરાયણતાને લઈને મેવાડને ભારે નુકશાન થયું હતું, તેનું ફળ તેને તાત્કાલીક મળી ગયું. જે સિંધિયાની સહાયથી તેના સૌભાગ્યના સૂર્યનો ઉદય થયો હતો તેજ સિંધિયાનો અનાદર કરી તેને ગ્વાલીયરમાં પોતાની સ્વાધીનતાનો ડંકો વગડાવ્યો હતો. આથી સિંધીયા તેનો પ્રચંડ શત્રુ બની ગયો હતો આખરે અંબાજીને પકડયો અને તેના હાથ પગની આંગળીઓ બાળી મુકી તેની તમામ સંપત્તિ ઝુંટવી લીધી.

અંબાજીથી પોતાની સંપત્તિને લુંટાતી જોઈ ન શકવાથી તેના સમક્ષ પડેલી છૂરીથી પોતે આત્મહત્યા કરવા વિચાર કર્યો, તેના હૃદયમાં છૂરી મારી તો ખરી પણ તેનું મૃત્યુ થયું નહિ. આ વખતે અંગ્રેજ દૂતની સાથે જે ડૉકટર હતો તેને તાત્કાલીક ઘાવ સીવી લીધો જેથી તેના પ્રાણ બચી ગયાં તે નિસ્તેજ થઈ ને પડયો હતો, તેના ખજાનાની ચાવી તેનાં હાથમાં આવી આ વખતે અંબાજીની પાસેથી રૂપીઆ પંચાવન લાખની પ્રાપ્તિ થઈ હતી. તે પછી સિંધિયાએ બે વખત પોતાનો સુબો બનાવી મેવાડ પર મોકલ્યો હતો પણ તે બહુ વખત સુધી આ પદ ભોગવી શકયો નહિં અને થોડાંક સમયમાં પરલોક વાસી થયો. કહેવાય છે કે અંબાજીના મરણ પછી તેની તમામ સંપત્તિ જાલિમસિંહના હસ્તમાં આવી.

રાણાજીના મંત્રીએ સીત્તેર હજાર રૂપીઆ યશવંતરાવ ભાઈ ને આપી કમલમેરનો કિલ્લો લઈ લીધો. આટલા પૈસા ભેગા કરવા માટે જુદી જુદી ભૂમિઓ જુદા જુદા માણસોને ઈજારે આપી દીધી. દુરાચારી અમીરખાંએ ઈ. સ. ૧૮૦૯ માં પોતાની પ્રંચડ સેનાને સાથે લઈ મેવાડ પર ઘેરો ઘાલ્યો. અને રાણીની પાસે અગીયાર લાખ રૂપીઆની માગણી કરી "જો તમે માંગણી નહિ સ્વીકારો તો તમારૂ એકલીંગજીનું મંદિર તોડી નાંખીશ અને મેવાડને પાયમાલ કરીશ."

આ વખતે મહારાણામાં અગીયાર લાખ રૂપીઆ અમીખાંને આપવાની શક્તિ ન હતી પણ રૂપીઆ આપ્યા સિવાય બીજો ઉપાય નહોતો તેથી છેવટે નવ લાખ રૂપીઆ આપવાનો સ્વીકાર કર્યો પરંતુ રાણાથી આટલા રૂપીઆ ભેગા થઈ શકયા નહીં ત્યારે ક્રૂર અમીરખાંએ રાણાના દૂતનું ભયંકર અપમાન કરી તેના પર અત્યાચાર કરવા માંડયો. તેમાં મંત્રી કિશનદાસ[૫૯] ઘાયલ થયો

૫૯. કર્નલ ટૉડ જણાવે છે કે કિશનદાસ આ વિપત્તિના સમયમાં સદા મારી પાસે રહેતો હતો, રાણા અને કર્નલ ટૉડની વચ્ચે વાર્તાલાપ થતો ત્યારે કિશનદાસ દુભાષિયા

ક્રૂર પઠાણોએ મેવાડમાં બળ પૂર્વક પ્રવેશ કર્યો, રાણાજી તેની ગતિ રોકી શક્યા નહીં જેથી નગરવાસીઓ નાસભાગ કરવા લાગ્યા અમીરખાં ભયંકર અત્યાચાર કરવા લાગ્યો આવા સમયે કોઈપણ સ્ત્રી બહાર નીકળી શકે નહીં નગરજનોની કિંમતી સંપત્તિ લૂંટાવા લાગી, મેવાડમાં હાહાકાર થવા લાગ્યો, લોકો જેમ તેમ નાસભાગ કરવા લાગ્યા પઠાણોએ જુલમની અવધી કરવા માંડી આ વખતે પઠાણોનું સૈન્ય પણ આવી લાગવાથી બન્ને તરફથી ઉદયપુરની પ્રજા ઉપર જે અત્યાચાર કરવામાં આવ્યો છે તેનું વર્ણન કરવું તે લેખકની શક્તિ બહારની વસ્તુ છે પ્રજા બિચારી દારૂણ દુઃખમાં સપડાઈ ગઈ આખરે અંદર અંદરના વિગ્રહથી મેવાડની પ્રજાને દુઃખ પડવાનું બાકી રહ્યું નથી.

જ્યારે મેવાડની રક્ષાનો કોઈ ઉપાય રહ્યો નહીં ત્યારે રાણાજીએ એક સભા બોલાવવા નિશ્ચય કર્યો અને 'ધવલ મેરૂ' નામના સ્થાનમાં સભા બોલાવી અભિપ્રાય જાહેર કર્યો કે " મેવાડની તમામ ભૂમિ દુશ્મનોને વહેંચી આપવી." દુશ્મનોને મનોકામના પૂરી કરવાનો આ સમય જલ્દી હાથ આવવાથી તેઓને આનંદનો પાર રહ્યો નહિ. જ્યારે મેવાડની દુર્દશાની પરાકાષ્ટાનો સમય નજદીક આવતો ગયો ત્યારે જેમ સ્મશાનનો કબજો મેળવાથી પ્રેતો ખુશી થાય છે તેમ મરાઠાઓ અને પઠાણો આનંદ માનવા લાગ્યા, અને અત્યંત ખુશી થવા લાગ્યા,

*

એક વખત મેવાડવાસીઓ પ્રભાવશાળી અને શુરવીરતામાં પોતાની નામના અમર કરી જગતના ઈતિહાસમાં સોનેરી અક્ષરે અંકિત હતા તેજ મેવાડવાસીઓ આજે ચેતન વગરના નિર્જીવ સ્થિતિમાં તદ્દન જડ અને નિરૂત્સાહી નહિં તો રાજસ્થાનની કમલિની કૃષ્ણાકુમારીનો ભોગ શા માટે આપવામાં આવત ? અને બાપ્પારાવલના વશંજ મહારાણા ભિમસિંહ કાયર અને ડરપોક શા માટે બનત ?

કામ કરતો હતો ચંદાવતો સાથે તેને વૈર હતુ, પણ તે મહાન સ્વામિભક્ત હતો કર્નલ ટૉડે પોતાના સ્વનેત્રોએ મૃત્યુ થતા જોયુ હતું કિશનદાસનુ મૃત્યુ થએલું જોઇ કર્નલ ટોડ તથા અંગ્રેજ ડોક્ટરને મજબૂત સંદેહ ઉત્પન્ન થયો હતો કે " કોઇએ ઝેર-વિષ આપીને મારી નાખ્યો છે, " કિશનદાસના મૃત્યુની વાત સાંભળી હજારો માણસો રડયા હતાં. આ ઉપરથી પ્રતિત થાય છે કે તે અત્યંત લોકપ્રિય હતો આ સમયમાં સતિરામ, કિશનદાસ તથા રૂપરામ પણ વિદ્યમાન હતાં અંગ્રેજો સાથે રાણાજીને સંધિ થયા પછી બાપુજી સિંધિયાને અજમેરમાંથી દૂર કરવામા આવ્યો. તેણે જ્યાં રહેવાનો વિચાર કર્યો હતો તે વખતે તેના શરીર પર ચુકદા હતા, અને તેને અનેક કુવચનો સમભળાવ્યા હતાં અહંકારનું પરિણામ આવુ જ આવે છે.

મેવાડની સર્વ સુંદરતાનો નાશ થયો હતો. જે મેવાડ એક વખતનું નંદનવન ગણાતું હતું તે મેવાડની સુંદરતા આજે કયાં ચાલી ગઈ ? એક વખતની તે મેવાડભૂમિ જન્મભૂમિને ખાતર પ્રાણુ આપનારાઓ અસંખ્ય વીરોને જન્મ આપનારી હતી. જે મેવાડ એક વખતે સર્વ દેશોમાં શિરોમણી ગણાતો હતો, જેને સમસ્ત જગત વીરજન ગણીને વંદન કરતું હતું, તે મેવાડભૂમિ આજે તો સ્મશાનવત્ બની ગઈ અહાહા શું વિધાતાની અકૃપા ! આ પ્રમાણે મેવાડની અધોગતિનું વર્ણન કરતાં ભલભલાના હૃદયને આઘાત થયાવીના નહિ રહે.

એક વખતની મેવાડભૂમિની મહારાણી આજે ભિખારીની દશામાં જે મેવાડ કેરા શાહુકારો મેવાડ માટે પ્રાણુ આપતાં પાછી પાની મુકતા નહોતા તે માણસો આજે પિશાચોના પંઝામાં લોહ જંજીરથી કેદ પકડાયા અને સર્વને અજમેર લઈ ગયા અને ત્યાં પ્રજાજનોને ઘણુંજ કષ્ટ આપી રીબાવી રીબાવી મૃત્યુને શરણ કર્યા. ઘણા લોકોએ પૈસા આપીને પોતાના જીવનની મુક્તિ મેળવી આખરે ઈ. સ. ૧૮૧૭ પર્યન્ત જે જીવતા રહ્યા તેઓ તે વર્ષમાં થયેલી સંધિ અનુસાર મુક્ત થઈ હાડપિંજરના આકારમાં કારાગૃહમાંથી બહાર નીકળ્યા.

આ વખતે જૈન મંદિરોની ઘણીજ અવદશા થઈ હતી ઘણા મંદિરો અપૂજ રહેતાં હતાં તેનો કોઈ રક્ષણુ કરનાર નહોતો જ્યારે પાપ ગૃહો ઉત્પન્ન થાય છે. ત્યારે દેવો પણુ સંતાઈ જાય છે. અને દેવો પણુ હતાશ બની જાય છે. પણુ આખરે તો જ્ઞાનીઓના વચન પર શ્રદ્ધા રાખીએ તો સત્યનો જય છે. છતાં આજના કલિકાળના જમાનામાં સત્ય વસ્તુને સ્થાન નથી. અસત્ય વસ્તું ઉપરજ દુનિયા તાગડધિન્ના કરે છે ધર્મીને ઘેર ધાડજ આવે. જે મેવાડ દુ:ખીયાનું બેલી સ્વમાન ખાતર પોતાનો પ્રાણ આપી અમર નામના કરનાર જે મેવાડ પ્રતાપ જેવા સત્યવાદી વીરનું જન્મસ્થાન તે મેવાડ આજે પાપી અને પિશાંચોની અધર્મ લીલાની હદ થઇ ગઈ છે. જ્યાં ન્યાય કે નિતી જેવી વસ્તુ નથી, શું પરમાત્મા આટલો બધો નિષ્ઠુર થઈ ગયો હશે તેના દરબારમાં શું દયાનો અંશ રહ્યો નહિં હોય ! પણુ કોઈ શું કરે કહ્યું છે કે ! કર્મની ગતી ગહન છે, માટે તે અનુસાર સૌ સૌને પોતાના કર્મની વિટંબના ભોગવવી પડે છે. આખરે મેવાડની ભૂમિ પિચાશોનાં હાથમાં ગઈ અને મેવાડની ભુમિ આજે યમરાજના ખપ્પરમાં હોમાઈ રહી.

જેમ જેમ મેવાડની પરિસ્થિતી બદલાતી ગઈ તેમ તેમ જૈન પુરાતન મંદિરોની પણુ અધોગતી વધતી ગઈ આજ કાલ મેવાડમાં લગભગ પાંત્રીસો જૈન મંદિરો મોજુદ છે.

જેમાં નદસરા, ભીલવાડા, ગોગુંદા, કુભલગઢ, ચિત્તોડ ઈત્યાદિ ગામોમા ઘણાજ ભવ્ય અને પ્રાચીન નમુનાઓ મોજુદ છે પણ કાળની ગતિ ગહન છે જેમ જેમ રાજ્ય સામે અનેક બળવાઓ અનેક યુદ્ધો થવાથી મેવાડનું ભાવી આજે જુદી દશામા તોળાઈ રહ્યુ હતું, તેવી સ્થિતિમા પણ જૈનોએ પોતાની શ્રદ્ધા અનુસાર જેટલી બની શકી તેટલી ત્વરાથી જૈન મદિરોનું રક્ષણ કરવામા બાકી રાખી નહોતી, મેવાડના સિહાસન પર અનેક રાણા મહારાણા થયા. તેઓ શ્રીએ પણ જૈનોની અતિ ઉદારતા ભરેલી કદર કરી જૈન તરીકેનું બીરદ વધાર વામા ઘણોજ ઉત્તમ હિસ્સો બક્ષ્યો હતો.

મહારાણા શ્રી કુમ્ભાના વખતમા પણ ઘણા દાખલા મળી આવે છે કે રાણા શ્રી કુમ્ભાને જૈન મદિરો અને જૈન ધર્મ પર અતિ શ્રદ્ધા હતી આ સિવાય તપાગચ્છની ઉત્પત્તિ પણ મહાપુરુષોની અજબ ધર્મશ્રદ્ધા ! અને તે શ્રદ્ધા વડે બજાવેલી રાજ્યની સેવાને આભારી છે અને તે તપાગચ્છના આચાર્યશ્રીને પણ રાજ્ય તરફથી ઘણુ જ માન અને જાગીરો આપવામા આવી હતી આ પછી ભામાશાહ પણ એક જૈન બહાદુર હતો તેને પણ ઘણોજ મેવાડની અણમોલ સેવા બજાવી છે, મેવાડ માટે સર્વસ્વ સર્મપણ કરનાર એ વીર બીરાદર પણ ભામાશાહ જ હતો જેણે મહારાણા પ્રતાપની ખાતર પોતાની જીદગી અને ભવ હોમી દીધા હતા. બુજર્ગ છતાં એક યુવાનને શરમાવે તેવી તેની બહાદુરી તેમજ યુદ્ધ કળામા કુશળ હતો આવા નરવીરોથી મેવાડમા જૈનધર્મ અને જૈન મદિરોની મહત્તા વધી રહી હતી

મહારાણા રાજસિહના વખતમા મત્રી દયાળશાહ એક અજબ પુરુષ થઈ ગયો મહારાણાશ્રીને મોતના પજામાથી બચાવનાર પ્રાણના ભોગે જૈન વિરાગના પાટમદેના શિરનું રક્ષણ કરનાર દુષ્કાળના વખતમા સારી પ્રજાને સહાય આપી ટકાવી રાખનાર તથા મેવાડની કિર્તિ કેમ વધે અને બાદશાહના જુલ્મો સામે કેવી રીતે ટકી રહેવું તે બાબતોમાં વીરવર મહામત્રી દયાળશાહે ઘણોજ પરિશ્રમ વેઠી મેવાડની સેવા બજાવી હતી, વળી પોતે આચાર્ય મહારાજ શ્રી આનસુરિશ્વરશ્રીના સદુપદેશથી જ દુષ્કાળ જેવા ભયકર સમયમા દયાળ કિલ્લો બધાવેલો શરૂ કર્યો હતો અને તેમાં શ્રી ઋષભદેવ ભગવાનનું અનેક શિલ્પકળાથી ભરપૂર સુશોભિત જૈન મદિર બનાવ્યું અને તે મદિરમા લગભગ એક કરોડ રૂપીયા ખર્ચ કરી મેવાડની દુખી પ્રજાને મજુરીની રાહત આપી દુષ્કાળનો સમય વ્યતિત કરાવ્યો હતો આવા અનેક મહાપુરુષોએ મેવાડના માટે પોતાના તન મન અને ધન અર્પણ કર્યા હતા તેથીજ એવા પ્રભાવશાળી જૈનોથી આજે મેવામાં હજારોની સખ્યામા જૈન મદિરો શોભી રહ્યાં છે

આજે મેવાડમાં પવિત્ર તિર્થ શ્રી ઋષભદેવ (કેશરીયાજી)નું શોભી રહ્યું છે. તેમાં અત્યાર સુધી સ્વેતાંમ્બરી અને દિગમ્બરીના અનેક મત મતાંતર ચાલતા જ આવ્યા છે. અને હજી પણ ચાલે છે. પણ વાસ્તવિક જોતાં ખરી વસ્તુનું પરિણામ શોધવામાં આવે તો તે વસ્તુનો ખાસ નિકાલ થઈ જાય પણ અફસોસ ! કે એ વાતનો નિકાલ હજી સુધી થવા પામ્યો નથી, મૂર્તિ ભવ્ય અને પુરાણી છે. તેમાં જરાપણુ શક નથી અન્યમતીં વાળાઓને તેના પર સંપૂર્ણ શ્રદ્ધા છે. તેમ દેશપરદેશથી હજારો ભાવીક યાત્રાળુઓ આવી તેની સેવા પૂજાનો લાભ લે છે. પણ જ્યાં સુધી બંને પક્ષ માટે ન્યાય ન તોલાય ત્યાં સુધી ધુંધવાએલો જ રહેશે અને કોઈ વખત અગ્નિ પ્રદિપ્ત થતાં કલેશનું વાતાવરણ ઉભુ થશે.

કેશરિયાજીનું મંદિર લગભગ ચૌદમી સદીનું હોય એમ જણાય છે. તેની બાંધણી અને તે બાંધણી જૈન સંપ્રદાય અનુસાર છે. ઈતિહાસકારોએ આજ બાબતમાં ઘણું જ લખ્યું છે, અને તે બાબતના શિલાલેખો તામ્રપત્રો વિગેરે પણ મોજુદ છે તેમ બતાવ્યું છે વળી શ્રીયુત **ચંદનમલ નાગોરીનો** લખેલો ઈતિહાસ વાંચતાં જૈન સંપ્રદાયના મતને સંપૂર્ણ ટેકો અને પ્રોત્સાહન મળે છે. વળી શ્રીયુત લક્ષ્મીદાસ મથુરદાસની લખેલી હકીકત ઉપરથી આ મંદિર પણ દિગમ્બરીઓનું છે એમ જાણવામાં આવ્યું છે. આવી અનેક ઘટનાઓથી આજે બંને કોમની પરિસ્થિતિ ગંભીર ઉભી થઇ છે.' તેમ ઈતિહાસ વિશારદ શ્રીયુત ગોરીશંકર લક્ષ્મીશંકર ઓઝાએ પણ જૈનો માટે એક પણ શબ્દ લખ્યો નથી. તેની મને નવાઇ લાગે છે. જે ભામાશાહ, કર્માશાહ, દયાળશાહ, વિગેરે જૈનોએ જે મેવાડ રાજ્યની સેવા બજાવી છે તેની નોંધ અન્ય ઇતિહાસકારોએ ઘણી જ સારી રીતે લઈ તેની ઉજ્વલ કીર્તિ જગત આગળ રજુ કરી છે. ત્યારે શ્રીયુત ગોરીશંકર ઓઝાએ એક સાધારણ વસ્તુ બતાવી છે. આથી મારા હૃદયને શોક થયા સિવાય રહેતો નથી.

જ્યારે આવા સમર્થ વિદ્વાનો પક્ષા પક્ષીમાં જોડાશે ત્યારે જગતની આગળ સ્પષ્ટ હકીકત શી રીતે જાહેર કરશે, ઈતિહાસકાર કર્નલટોડ સાહેબે તેમજ કવિ કેશરીસિંહ એ વીર ભામાશાહના માટે ઘણુ જ ઐતિહાસીક વૃત્તાંત રજુ કરીને ભામાશાહની મહત્તા વધારી છે. આ પ્રમાણે જ્યારે શાક્ષરો અને વિદ્વાનો કરે તે વ્યાજબી ન કહેવાય આ સિવાય મેવાડમાં અનેક એવાં મંદિરો છે, કે તેનો જોટો મળવો મુશ્કેલ છે છતાં આજે કર્માનુસાર પરિસ્થિતિ બીલકુલ બદલાઈ ગઈ છે. શાથી સાધુ મુનીરાજના વિહાર અટકી ગયા અને પ્રચાર કાર્યની પદ્ધતિ બીલકુલ રસ વગરની બની તેથી સ્થાનકવાસી અને તેરાપંથીઓએ સારાએ મેવાડમાં એવી જડ ઘાલી છે કે આજે મંદિરોની સેવા–પૂજા બદલે કોઇ પણ દર્શન કરવા જતું નથી.

એક તરફ જૈન ધર્મની આ સ્થિતિ અને બીજી તરફ મેવાડના મહારાણા ભિમસિંહની પરિસ્થિતિ પણ વિચિત્ર પ્રકારે થઇ આ પ્રમાણે મેવાડની એવી દુર્દશા થઈ કે તેની હકીકત લખવા મારી શક્તિ બહારની વાત છે આ બધી વસ્તુનું પરિવર્તન થવાનું મુખ્ય કારણ એક જ કે અંદરો અંદરના વિગ્રહ અને કુસંપ સર્વે પોતપોતાના સ્વાર્થ પુરતાજ મેવાડની ખોટ શક્તિ કરતા હતા આખરે મેવાડભુમિ નિર્વીર્ય બની ગઈ શહેર હતાં તે ગામડાં બની ગયાં હતા અને જ્યાં ગામડાં હતાં ત્યાં ઉજ્જડ વેરાન બની ગયાં જે જગ્યાએ હજારો માણસોની વસ્તી હતી તે જગ્યા આજે સ્મશાનભૂમિ જેવી બની ગઈ.

હાલેલકુળના ભાગ્યચક્રના પરિવર્તન સાથે જ મહારાજાકનકસેનના વંશનો ઇતિહાસ ઇસ્વીસન બેની શતાબ્દીથી આરંભીને ઓગણીસમી શતાબ્દી પર્યંત સારી રીતે વર્ણવામાં આવ્યો. લગભગ બે હજાર વર્ષ તો મહારાજા કનકસેનનું રોપેલું વૃક્ષ સંકુચીત દશામાં રહ્યું અને પાછળથી દુર્દશાને પ્રાપ્ત થયું ભાગ્યની ઘટના અજબ છે અનેક જાતના સંકટોથી મેવાડનું લોહી ચુસાઈ ગયું, અને પ્રાણ વગરનું હાડપીંજર સમુ મેવાડ રહ્યું આ વખતે અગ્રેજોએ સૌથી પહેલાં આ દુષ્ટ દળોનું દમન કરવા વિચાર કર્યો ઈ. સ. ૧૮૧૭ના ઓક્ટોમ્બર માસમાં ભારતવર્ષના શાસનકર્તા લોર્ડ હેસ્ટીંગસના ચાતુર્યના પ્રભાવથી આ દુષ્ટ લોકોના અત્યાચારનો અંત આવ્યો અને પ્રજા કંઇક શાંતિ ભોગવવા લાગી. તે પ્રતાપ સાત સમુદ્ર તરીને પાર આવેલા વણીક વેશી બ્રિટીશ લોકોની પ્રભુતા ભારત વર્ષમાં દ્રઢ થઇ આખરે બ્રિટીશ સેના શાસન કર્તાની કુનેહથી સર્વ જુલ્મો દૂર થયા અને મેવાડની પ્રજામાં કંઇ ચેતન આવ્યું.

બ્રિટીશ શાસનકર્તાએ ભારતવર્ષના સર્વ રાજાઓમાં સંપ કેમ થાય તેનો વિચાર કરી બધા રાજ્ય કર્તાને આમંત્રણ આપ્યા આ વખતે જયપુરના મહારાજા સિવાય બીજા બધા રાજાઓએ સહાનભૂતિ બતાવી અને દિલ્હીમાં વિરાટ સભા ભરવાનું નક્કી કરવામાં આવ્યું માત્ર થોડા જ અઠવાડીયામાં સમસ્ત રાજપૂત જાતિનું ભાગ્યસૂત્ર બ્રિટનના હાથમાં આવ્યું અને સંધિપત્ર લખવામાં આવ્યો તેમાં એવો કરાર લખવામાં આવ્યો કે "રાજપૂતો રાજકિય સ્વાધિનતાનું સુખ ભોગવશે અને અંગ્રેજ સરકાર શત્રુઓના આક્રમણમાંથી અને અત્યાચારોમાંથી તેમનું રક્ષણ કરશે. તે બદલામાં પોતાના રાજ્યની ઉપજનો થોડો ભાગ આપવો પડશે" આ પ્રમાણે બંને પક્ષોની રાજીખુશીથી સંધિઓ નક્કી કરી અને તેનો સ્વિકાર કર્યો ઈ સ ૧૮૧૮ ના જાન્યુઆરી માસની તા ૧૬ મીએ રાણાજીએ ઉક્ત સંધિપત્ર ઉપર હસ્તાક્ષર કર્યાં હતાં અને તે પછી ફેબ્રુઆરી માસમાં જ ઉકત સિંધીયાના અનુચરો એ અન્યાયથી મહારાણાની ભૂમિ પર પોતાનો અધિકાર સાબીત કર્યો હતો આ સર્વ ભૂમિનો ઉદ્ધાર કરવા માટે અગ્રેજ સેનાપતિ મેજર

જનરલ સર આર ડક્કન સેના લઈ તૈયાર થયો. દરેક ઠેકાણે પોતાની કુનેહબા
અને શૂરવીરતાથી અંગ્રેજ સેનાપતિએ સર્વ કિલ્લાઓ હસ્તગત કરી મેવાડ
રાજ્યમાં સંયોજી દીધો અને કમલમેરના કિલ્લાનો અધિકાર પોતે લઈ લીધ

કમલમેર અને ઉદયપુરને લગભગ ૧૪૦ માઈલ દૂર હશે આ વખતે એ
અંગ્રેજ જણાવે છે કે કમલમેરથી ઉદયપુર આવતાં ફક્ત બેજ શહેર મલ
અને બાકી તમામ વિસ્તાર ઉજ્જડ અને શુન્યકાર હતો. મનુષ્યનું જરા પ
ચિન્હ નહોતું અને વસ્તી તો હતી જ નહિં. મોટા મોટા રાજ્ય માર્ગો પ
શૂન્ય સ્મશાનવત્ બની ગયા હતા એક વખત રમણિય નંદનવન સમી ભૂમિ
આજે આવી ભયંકર દશા ! શું વિધીની વિચિત્રતા. મેવાડમાં ભીલવાડા નામ
શહેર હતું. બાર વર્ષ પૂર્વે અર્થાત્ ઈ. સ. ૧૮૦૬ ના મે માસમાં જ્યારે અંગ્રે
જનો દૂત નગર તરફ ગયો ત્યારે તે વખતમાં ૬૦૦૦ છ હજાર કુંટુંબ
રહેતા હતા. અને આ નગર ઘણુંજ ઉત્તમ કોટીનું ગણાતું હતું પરંતુ હમણ
ઈ. સ. ૧૮૧૮ ના ફેબ્રુઆરી માસમાં પૂર્વેની વસ્તીનો પત્તોજ લાગતો નથી
અને ભીલવાડાના રાજમાર્ગ ઉપર એક પણ જીવંત પ્રાણી મળ્યું નહિં. ફક્ત
એકજ કુતરો એક જૈન મંદિરમાં બેઠો હતો તે પણ અજાણ્યા માણસને જોઈ
તરત નાસી ગયો. આ દશા જોઈ કોના મનને લાગી ન આવે ? એક સેની
તે દેવાલયના આદિનાથ નામના ભગવાનને પોતાનું લાલ વસ્ત્ર ઓઢાડી તેનુ
શરીર ઢાંક્યું હતું. જૈનોના મંદિરોની આ દુર્દશા હતી.

મહારાણાએ બ્રિટિશ દૂતને માન સહિત લાવવા માટે પોતાના સરદારને
મોકલ્યો અંગ્રેજ પોતાની છાવણી નાથદ્વારામાં નાખી પડયો હતો. રાણાજીનો
સરદાર પોતાની સેના લઈ ત્યાં જઈ બ્રિટિશ એજન્ટને મળ્યો અને ઉદયપુર
લઈ આવ્યો. તે વખતે ઉદયપુરને ઘણીજ સુંદર રીતે શણગારવામાં આવ્યું હતું
અને બ્રિટિશિ દૂતને માન આપવા માટે ઘણીજ ઉત્તમ પ્રકારની યોજનાઓ કરી
હતી. એ વખતે કમલમેરનો કિલ્લો પણ અંગ્રેજ સરકારને અર્પણ કરવામાં આવ્યો
હતો રાણાજીના મોટા કુમાર જવાનસિંહ ઉત્તમ પોષાક અને વસ્ત્રાલંકારો
સજી અસંખ્ય સામંતો અને નાગરીકોને સાથે લઈ જઈ બ્રિટિશ એજન્ટને માન
આપ્યું અને ઘણા જ ઉત્સાહપૂર્વક પાટનગરમાં તેડી લાવ્યા. આ વખત
શોભાનું વર્ણન કરવાને લેખકની શક્તિ બહારની વાત છે. પણ એટલુ બધું
ઉત્તમ રીતે સ્વાગત કરવામાં આવ્યું હતું કે આવું સ્વાગત મેવાડમાં કોઈ વખત
પણ થયું નહીં હોય તેમ તે વખતના લોકો બોલતા હતા.

આ વખતે દરબાર ભરવાની તૈયારી કરવામાં આવતી હતી જેમાં ઘણો
ઉંચા પ્રકારનો સમીયાનો બાંધવામાં આવ્યો હતો અને ઉત્તમ બિછાના

વિગેરે પાથરી મંડપને ઘણી ઉત્તમ રીતે શણગારવામાં આવ્યો હતો ત્યારે બ્રિટિશ એજન્ટે યુવરાજ જવાનસિંહની મુલાકાત લીધી ત્યારે બ્રિટિશ એજન્ટને યુવરાજને જોતાં જ તેના માટે ઘણું જ માન અને પ્રેમ ઉત્પન્ન થયો કુમારને જોતાં જ તેના ગુણોની ઝાંખી કરી લીધી તેજસ્વી વદન બોલવાની છટા, રાજદરબારી સભ્યતા વિગેરે દરેક જાતના ઉંચા ગુણો કુમાર જવાનસિંહમાં હતા.

કર્નલ ટૉડ લખે છે કેઃ—જે વખતે બ્રિટિશ એલચીને રાણાશ્રીએ ખાણું આપ્યુ તે વખતે લગભગ સો જાતની વાનગીઓ હતી અને એક હજાર રૂપીઆની થેલી મુકવામાં આવી હતી ખાણુ ખાધા પછી તે રૂપીઆ નોકરોને વહેંચી આપવામાં આવ્યા હતા આજે ઉદયપુરમાં આનંદનો દિવસ હતો અને બ્રિટિશ એજન્ટને જોવા માટે હજારો લોકો ભેગા થયા હતા તેમજ કવિઓ, ભાટો તથા ચારણો પણ બ્રિટિશ એજન્ટની બીરદાવલી બોલવા લાગ્યા હતા અને અનેક પ્રકારના વાજાં વાગી રહ્યાં હતા. ગામની કુમારીકાઓ સુંદર ચાંદીના પાત્રોમાં જળ ભરી વધાવવા આવી હતી અને તેમનું બાવિભિનું સ્વાગત કર્યું હતું અને મંગળ ગીતો ગાઈ રહી હતી આ વખતે ઉદયપુરમાં એટલી બધી મેદની જામી રહી હતી, તલ માત્ર પણ જગ્યા ખાલી દેખાતી નહોતી અને કીડીને પણ ચાલવાની જગા મળી શકે તેમ દેખાતું ન હતું. આ વખતે એજન્ટની સ્વારી દબદબાર સાથે રાજ્ય મહેલની પાસે ઉતરી આ વખતની રાજભુવનની વિશાળતા અતિ વખાણવા લાયક હતી

રાજ્ય મહેલની બાંધણી સંગેમરમરના સુશોભિત પત્થરોથી બાંધેલી હતી. તે મહાલયની કમાન પણ ઘણીજ ભવ્ય કારીગરીવાળી હતી, આ ભવ્ય મહાલયમાં એજન્ટનો ઉતારો રાખવામાં આવ્યો હતો. જે મહેલમાં ઉતારો આપ્યો હતો તે મહેલનું નામ 'સૂર્ય મહાલ'[૧૦] હતું આ મહેલનો ચોક ફક્ત ત્રણ કમાનદાર ઉચ્ચ સ્તંભોની ઉપર સ્થિર છે અને આ સ્તંભો પર્વતો ઢોલાવા પર આવેલ છે સૌથી આગળ જે સ્તંભ છે તેની ઉંચાઈ ૩૨) બત્રીસ હાથની છે આ મહેલ પ્રથક પ્રથક રાજાઓએ બંધાવેલો છે તેવા સુંદર મહાલયમાં દરબાર ભરવામાં આવ્યો હતો.

જ્યારે એજન્ટની પધરામણી થઈ ત્યારે ચોપદારે તેની પોકારી અને ઘણા સરદારો, મુખ્ય આગેવાનો અને રાણાશ્રીએ એજન્ટને ઘણું જ સન્માન આપ્યું

૧૦ આ મહેલ ઘણો સુશોભિત અને સુંદર મરોગરીથી વિભૂષિત બનેલો છે અને તેમાં સૂર્યનું મહાન કળાથી પરિપૂર્ણ એવું એક ચિત્ર છે જેથી તે મહેલનું નામ 'સૂર્ય મહાલ' રાખવામાં આવ્યું છે.

અને માન પૂર્વક પોતાના નિયત કરેલા આસન પર બેસવા વિનંતી કરી. જ્યારે એજન્ટની પધરામણી થઈ ત્યારે રાણાશ્રીએ મેવાડની પ્રરિસ્થિતિ તેમજ મરાઠાઓ અને સિંધીયો તરફથી જે જે વિપત્તિઓ સંકટો પડયાં હતાં તેનું હૃદયભેદક વિવેચન કરી નામદાર બ્રિટિશ સરકારનો અંતઃકરણથી ઉપકાર માન્યો હતો. અને આજે આ ભવ્ય દરબાર અને અપૂર્વ શાંતિ જોવામાં આવતી હતી, તેનો પ્રતાપ બ્રિટિશ સરકારને આભારી છે. જ્યારે બ્રિટિશ એલચીને માન આપ્યું. ત્યારે બ્રિટિશ એલચીએ પણ વિવેકસર તેનો વળતો જવાબ આપી અને બોલ્યા કે અમો અમારી ફરજ બજાવી રહ્યા છીએ અને અમારા ગવર્નર જનરલની એવી ઈચ્છા છે કે દરેક જગ્યાએ શાંતિ સ્થાપવી અને હિંદુસ્તાનની આબાદી કરવી આમ બોલ્યા પછી રાણાશ્રીએ બ્રિટિશ એલચીને એક ઉત્તમ પ્રકારે સજ્જ કરેલો એક હાથી એક ઉત્તમ ઘોડો રત્ન જડિત અલંકારો એક મુક્તાહાર એક શાલ અને એક કીનખાબનો ડગલો આટલી વસ્તુઓ પારિતોષીક તરીકે આપી અને અન્ય માણસોને પણ ભિન્ન ભિન્ન જાતની વસ્તુઓ આપીને દરબાર વિસર્જન કરવામાં આવ્યો અને એજંન્ટ પોતાના મુકામ ઉપર ગયો.

જ્યારે મહારાણા એજંન્ટની મુલાકાત લેવા ગયા ત્યારે એજંન્ટ ઘણે લાંબે સુધી સામો આવી રાણાશ્રીને માનપૂર્વક પોતાના સમીયાણામાં તેડી લાવ્યો અને ઘણીજ સુંદરતાથી સ્વાગત કર્યું. બ્રિટિશ એલચીએ પણ મહારાણાને એક હાથી બે ઘોડા સુવર્ણમય અલંકારો વેલ બુટ્ટાવાળી મખમલની એક ઝૂલ ને અનેક રત્નોથી ભરેલા એકત્રીસ પાત્રો નજર કર્યા અને યુવરાજ જવાનસિંહને પણ એક અશ્વ અને ઝવેરાતથી ભરેલા નવ પાત્રો નજર કર્યા તે ઉપરાંત રાજ્ય-કર્મચારીઓને આપવા વીસ હજાર રૂપિયા આપ્યા હતા. આ પ્રમાણે બ્રિટિશ એજંન્ટનું માન સન્માન પુરૂ થયા પછી મહારાણાશ્રી પાછા પોતાના મુકામ ઉપર ગયા.

મહારાણાશ્રીના ચારિત્રમાં અત્યંત મહાન કે સર્વ મર્યાદા યુક્ત નહોતું, પ્રજાનું પાલન કરવાના તેમનામાં સર્વ ગુણો હતા. પરંતુ તેમના મનની દુર્બળતાને લીધે પોતે કાંઈ પ્રજાકલ્યાણનું કાર્ય કરી શકયા નહોતા, ખોટો આડંબર બહારનો ડોળ અને ખોટો દમામ અને સાધારણ વાતોમાં આનંદ લેવો તથા મિથ્યા ઉદારતા આ દુર્ગુણોને લીધે તેમનું જીવન વ્યર્થ થઈ ગયું હતું. તેમને જન્મથીજ દુઃખ અને દુઃખ જ જોયુ હતું: જ્યારે તેમને બ્રિટિશ સત્તાની સહાયથી શાંતિ ભોગવવાનો પ્રસંગ પ્રાપ્ત થયો ત્યારે પોતે પ્રમાદી અને ઉંઘવામાં જ પોતાનો બધો ટાઇમ પસાર કર્યો તેઓ કોઈ પણ પ્રકારની ખટપટમાં પડવા માગતા નહોતા. રાજસ્થાનમાં તેમના જેવો બીજો કોઈ પણ રાજા નહોતો પણ

શોકની વાત તો એ છે કે પોતે પોતાની કુશળતાનો કાંઈ પણ ઉપયોગ કર્યો નહોતો. તેમના સલાહકારોમાં માત્ર કીશનદાસ જ હતો. કીશનદાસ ઘણો ડાહ્યો અને ચતુર હતો. તે થોડા સમય જ મંત્રી તરીકે રહ્યો હતો. તેના પ્રયત્નોથી મેવાડને અને મહારાણાને ઘણા લાભો થયા હતા. પરંતુ શોકની વાત તો એછે કે મેવાડભૂમિ આ પુરુષ રત્ન ખોઇ બેઠી હતી. કારણ કે રાજનિતી વિશારદ કીશનદાસ અકાળ મૃત્યુ પામ્યા હતા, તેથી મેવાડને તેની ખોટ પડી હતી

બ્રિટિશ એલચીના પ્રયાસથી સારાય મેવાડમાં સરદારો જમીનદારો અને જાગીરદારો વિગેરે જે નહોતા માનતા, કોઈ વખત રાજદરબારમાં હાજરી આપતા નહોતા તે બધાઓ હવે નિયમસર દરબારમાં હાજરી આપતા થયા. તથા જે સરદારો સન્મુખ શિર ઝુકાવવા તૈયાર હતા તે રાણાશ્રી સન્મુખ શિર ઝુકાવતા નહોતા તેવા સરદારો પણ રાણાશ્રી સમક્ષ પોતાનું શિર ઝુકાવી પોતાની ભૂલ કબુલ કરવા લાગ્યા. આવી રીતે મેવાડની સ્થિતિ બદલાવા લાગી. હવે ફક્ત એકજ કાર્ય બાકી રહ્યું હતું.

જે મેવાડવાસીઓ પોતાનોદેશ છોડી અન્ય દેશમાં ચાલ્યા ગયા હતા, તે મેવાડવાસીઓને પાછા બોલાવી પોતાના વતનમાં લાવવાનો વિચાર નક્કી કર્યો અને તે વિચાર બરાબર અમલમાં મૂકવો સહેલો નહોતો. છતાં પણ અંગ્રેજ બિરાદરોએ પ્રયાસ ચાલુ કર્યો અને લગભગ આઠ દશ માસમાં જ બધા મેવાડીઓને પાછા બોલાવી લીધા જેથી ઘણા આનંદ સાથે સર્વ મેવાડીઓ પોતાના વતનમાં પાછા આવ્યા. તેથી ફક્ત આઠ માસની અવધિમાં જ ત્રણસો નગરો વસી ગયાં અને લોકો શાંતિથી પોતાનું જીવન ગુજારવા લાગ્યા. અને બ્રિટિશ સરકારની બોલ-બાલા બોલાવા લાગી.

અંગ્રેજ સરકારની અસીમ દયાથી જ દેશપાર થએલા રાજપૂતો દારૂણ દુઃખમાંથી મુક્ત થયા હતા. જ્યાં સુધી રાજપૂતોનું નામ રહેશે અને જ્યાં સુધી સ્વાધિનતા ગૌરવતા અને રાજપૂતોના આદિ સ્થાનમાં ભારતવર્ષની દુર્દશાનું વર્ણન કરવા માટે એક પણ ઇતિહાસવેત્તા જીવંત રહેશે ત્યાં સુધી બ્રિટિશ સરકારનો આ ઉપકાર કોઇ પણ માણસ ભૂલી જશે નહિ આ પ્રમાણે મેવાડની દિનપ્રતિદિન વૃદ્ધિ થવા લાગી જે ભીલવાડા એક વખત શૂન્યકાર ભૂમિ જેવું હતું તે જ ભીલવાડામાં આજે બારસો દુકાનો થઈ ગઈ છે તેમાં છસો દુકાનો તો પરદેશી વહેપારીઓની હતી

નિધીની ઘટના કોઇ અજબ છે ભીલવાડામા વહેપારીઓના વેપારમાં અંદરો અંદર ઝગડા ચાલવા માંડયા તેમાં જૈન અને વૈશ્યને ધર્મના ઝગડા એવા વિચિત્ર થયા કે તે અદાલતના અમલદારો હજારો રૂપીયા રૂશ્વત લઈ

એક એકને મદદ આપી રહ્યા હતા. આવા ઝઘડાના પરિણામે મહારાણાને જે ભીલવાડાના વહેપારનું મથક બનાવવાની અભિલાષા હતી તે આ ઘોર કલેશને લઈ પાર પડી નહીં.

આ પ્રમાણે બ્રિટિશ સરકારની લાગણી તથા પ્રેમથી સર્વ સરદારો, સામંતો, જાગીરદારો જે મેવાડના રાણાથી વિરૂદ્ધ હતા તે સર્વ લોકોએ મહારાણાના સિંહાસન સમક્ષ હાજર થઇ પોતાની માતૃભૂમિની લાગણી બતાવી. હવે આ બાબતમાં લાંબુ વિવેચન કરવાનું કંઈ પણ બાકી રહેતું નથી, કારણ કે તે પછી ભિમસિંહ રાણાનો કંઈ પણ જાણવા જોગ બનાવ બન્યો નથી. જે મેવાડની કોઈ પણ દિવસ સ્થિતિ સુધરશે નહીં એવી અધોગતિ મેવાડની થઈ હતી. પણ કુદરત હંમેશાં એક સરખા દિવસ જવા દેતી નથી. ત્યાં પ્રજાના પુણ્યબળથી કોઈ ને કોઈ ઉત્પન્ન થાય છે તેવી રીતે જ અંગ્રેજ સરકારે પોતાની અસીમ દયા અને લાગણીથી વળી તેઓ સિસોદીયા કુળના વંશના ઇતિહાસના જાણકાર હોવાથી પોતાના જ હાથે મેવાડનો ઉદ્ધાર કરી મહારાણાશ્રીનું અને મેવાડનું ગૌરવ વધાર્યું. હવે જ્યારે પુરેપુરો જીવનમાં શાન્તિ લેવાનો ટાઈમ આવ્યો ત્યારે રાણા ભિમસિંહ યમરાજના મજબુત હાથે પકડાઈ ગયા અને ઈ. સ. ૧૮૨૯ માં પરલોકવાસી થયા. આ પછી ભિમસિંહના વખતમાં કાંઈ પણ જાણવા જોગ બનાવ બન્યો નથી. પરમાત્મા ! રાણા ભિમસિંહના આત્માને શાન્તિ આપો.

## મહારાણા શ્રી ભિમસિંહના ઉપસંહારનું કાવ્ય

### ( છંદ–ગીતિ )

લઘુ વેષ રાન હમીર કે, દિવ ગૌન શોક અથાહકો,
જન થાહ દૈન વિરાજગહિય, ભીમ ભંજક આહકો,
ભટ કૃષ્ણ વંશ કુમાર જાલમ, માર રાવત લાલને,
યુગ શકત વંશરૂ કૃષ્ણ કે, કુલ દ્વેષ ઉદ્ભવ જ્વાલને. ૩૧૦
નૃપ ભિમસિંહ વિવાહ ઈડર હોનકો સબ હાલ વૈહ,
ફિર સોમચન્દ પ્રધાન જાલમ સલ્લ સુંદન શાલ વ્હૈ,
સરહદ્દ થટ્ટ મિટાય લાવક સેદપાટ મિલાયકે,
બલ છાયકે દલ આયકે બહુ શૂર વીરન ધાયકે. ૩૧૧
ફિર ભિમ અર્જુન સોમચંદહિ માર બાગિય હોનકો,
ઇતિહાસ ચુંડરૂ શકત વંશ વિરૂદ્ધ જુદ્ધસુ દોનકો,
મતિમાન જાલમ સલ્લકે સતદેશ વેષ પ્રબન્ધ સો,
ફિર વ્યાહ ઈડર રાનકે લખિ શૈલ પત્તન અંધકો. ૩૧૨

કે ફંડ વાંચ વહાલ દેવલિયાહિતેં બહુ ચોટ લે,
અમરેશ રાજ્યકુમાર ઉદય પંથ દર્શન ચોટ લે,
મરહટ્ટ અંબરૂ લક્ષ યુદ્ધ ફિરંગ ટૉમસ વીરતા,
ફિર નાથ મંદિર લોભતેં જશવંત કુંડુ અધીરતા. ૩૧૩
તિહિં બાદ કૃષ્ણ કુમારિકા નિર્દોષ જીવન પાત ભો,
સિરદાર શક્ત માર વેર વિચાર ગંધિમ ઘાત ભો,
કરનેલ ટૉડ ફિરંગ દૂત અમૂલ સજ્જન આયકે,
નૃપ ભિમ સંધિ બનાય દ્વંધ મિટાય મંગલ છાયકે ૩૧૪
અમરેશ રાજ્યકુમાર ત્યાગન દેહતેં અતિ શોક વ્હે,
વહ રાજ્ય ભક્ત અનન્ય ટૉડ પ્રબંધકારક ઓક વ્હે,
ત્રિક રાજ પુત્રિય વ્યાહતેં નૃપ ભિમ કીરતિ મન્દ ભો,
ફિર સદી પાલનહાર ઈશ ઉદાર જીવન અંત ભો ૩૧૫



# પ્રકરણ ૨૨ મું

## મહારાણા શ્રી જવાનસિંહ

કાળચક્રની અજબ ઘટના છે. મહારાણા ભિમસિંહ સ્વર્ગવાસી થયા પછી તેમના પાટવીકુમાર જવાનસિંહનો જન્મ વિક્રમ સંવત ૧૮૮૫ ના ચૈત્ર સુદ ૧૫ તા. ૩૧ માર્ચ ૧૮૨૮ ના રોજ સંધ્યાકાળ સમયે રાજ્યાભિષેક થયો હતો. તેથી મહારાણા જવાનસિંહ ઘણા જ પિતૃભક્ત હતા મહારાણા શ્રી ભિમસિંહનો સ્વર્ગવાસ થતાં તેઓશ્રી ઘણાજ ઉદાસ અને ગમગીન થઈ ગયા હતા અને તેથી સમસ્ત દેશની પ્રજાને પણ ઘણો શોક થયો હતો.

મહારાણા ભિમસિંહ પોતાની પ્રજા પર ઘણો વાત્સલ્યભાવ ધરાવતા હતા. અને પ્રજાનું પાલન કરતા હતા, તેવી રીતે રાણા જવાનસિંહ પણ પિતાની જ પ્રતિજ્ઞાનું પાલન કરવા લાગ્યા. જેથી પ્રજામાં દરેક રીતે શાંતિ અને પ્રેમ દિવસે દિવસે વધતો ગયો. તેથી મેવાડની પરિસ્થિતિ સુધરવા લાગી. આથી રાજ્યને નાણાની જે તંગી હતી તે ધીમે ધીમે ઓછી થવા લાગી. જ્યારે ગવરમેન્ટની ખંડણી વખતસર ન આપી શકવાથી ગવરમેન્ટ તરફથી ઉઘરાણી થવા લાગી ત્યારે રાણા જવાનસિંહ ચિંતાતુર થવા લાગ્યા.

વિક્રમ સંવત ૧૮૮૬ ના ચૈત્ર સુદ ૧૦ તા. ૧૫ માર્ચ ૧૮૨૯ ના દિવસે ગવરમેન્ટ તરફથી કપ્તાન કોક સાહેબ ટીકાનો દસ્તુર લઈ આવ્યા હતા. તેજ વખતે એક મોટો દરબાર ભરવામાં આવ્યો હતો આ દરબારમાં ગવરમેન્ટના તરફથી આવેલો ટીકાનો પોષાક નજર કર્યો હતો. તેમાં એક હાથી બે ઘોડા એક ઢાલ એક તલવાર એક સરોપાવ એક મોતીની માળા અને એક સર્પેચ પણ મહારાણાશ્રીને આપવામાં આવ્યાં. ત્યાર પછી મહારાણાશ્રીએ કપ્તાનને પણ ફતેહદોલત નામનો એક હાથી તુરંગરાજ નામનો એક ઘોડો એક કંઠી એક સર્પેચ અને એક સરોપાવ તથા તેના દિકરા માટે હાથની સોનાની એક વીંટી તથા આસીસ્ટન સાહેબને એક સર્પેચ અને એક મોતીની માળા ભેટ આપી હતી.

વિક્રમ સંવત ૧૮૮૬ ના ચૈત્ર વદ ૯ તા. ૨૭ માર્ચ ૧૮૨૯ ના દિવસે કોક સાહેબને રેશીડેન્સીની કોઠી પર મહારાણાને મહેમાન તરીકે બોલાવીને હાથી વિગેરેનું ફરી નજરાણું કરવામાં આવ્યું અને ગાદીનશીનનો જે ખરીતો લાવ્યા હતા તે આપવામાં આવ્યો. આ પ્રમાણે ગવરમેન્ટ સાથે સબંધ વધાર્યો

હતો જ્યારે મહારાણાથી ગવરમેન્ટની મુલાકાત લેવા જતા, ત્યારે તેમને જતાં અને આવતાં ઓગણીસ તોપોનું માન આપવામાં આવતું હતું

જવાનસિંહના મોટાભાઈ અમરસિંહની પત્નિ ચાંપાવતને પોતાની માતાનું સ્થાન આપી ઘણાજ આદર સાથે આઈજીબાઈની ગાદી ઉપર બેસાડયા ધન્ય છે ભાતૃભાવને ! વિક્રમ સંવત ૧૮૮૯ ના અષાડ સુદ ૧૧ તા ૨૮ જૂન ૧૮૩૨ ના રોજ મહારાણા જવાનસિંહના જીવનમાં એક અજબ ઘટના બની હતી તેનો દાખલો વાંચક વર્ગને ખ્યાલ આવશે.

ભૈરવસિંહની કન્યાનો વિવાહ બેદલાના રાવ તખ્તસિંહની સાથે થવાનો હતો તે વખતે મહારાણા તાણાની હવેલી પર આવ્યા હતા. પણ દૈવયોગે મહારાણી દેવડીનો અંતઃકાળ થઈ ગયો તેની ખબર મહારાણાને મલતાં મહારાણાએ જણાવ્યું કે આ વખતે આ વાત બંધ રાખો કારણ કે મેં ભૈરવસિંહને વચન આપ્યું હતું કે તમારી બેટીનો વિવાહ હું મારાં જ હાથે કરીશ, ભલે ગમે તેવી વસ્તુ બની ગઇ હોય પણ હું મારૂ વચન અને કર્તવ્ય નહીં ભુલું આ વાત લોકોના કાન પર અથડાતાં લોકોના દિલમાં ઘણી જ માનની અસર થઈ અને વખત પર મોકો આવે તો પોતાના વચનની ખાતર પોતાનો પ્રાણ પણ આપતાં પાછી પાની ન કરે ? આ પ્રમાણે કન્યાદાનનું કાર્ય પુરૂં કરી મહેલમાં પધાર્યા અને સવારે મહારાણીની ક્રિયા કરવાની હતી તે ક્રિયા પુરી કરી.

મહારાણા શ્રી જવાનસિંહ ઘણાજ ધર્મપ્રિય તેમજ નિતીવાન હતા વિ. સ. ૧૮૯૦ ના પ્રથમ ભાદરવા સુદ ૭ તા ૧૮ ઓગષ્ટ ૧૮૩૩ ના દિવસે પોતે યાત્રા કરવા જવાની તૈયારી કરી ઉદયપુરથી રવાના થયા અને તિર્થોની યાત્રા કરતાં કરતાં રેવામાં પધાર્યા. રેવાના મહારાણા જયસિંહ તરફથી ઘણુંજ સન્માન કરવામાં આવ્યું અને ઘણોજ કિમતિ નજરાણો કર્યો હતો આખરે જયસિંહે પોતાની દિકરીના વિવાહની અરજ કરી તે પણ સ્વીકારવામાં આવી જ્યારે જયસિંહ મહારાણાના નાના કુમાર લક્ષ્મણસિંહની કન્યાની સાથે મહારાણાનો વિવાહ વિ સ ૧૮૯૧ ના ચૈત્ર સુદ ૫ ના રોજ કરવામાં આવ્યો. ત્યાંથી રવાના થઈ ફરતા ફરતા જેઠ સુદ ૧૨ ના રોજ ઉદયપુરમાં પધાર્યા આ યાત્રા મહારાણાએ ઘણી ધામધુમથી કરી હતી યાત્રાની સફર વખતે મહારાણાની સાથે દશ હજાર માણસોની ફોજ હતી

પહેલાં મુસલમાન બાદશાહના વખતમાં ઉદયપુરના મહારાણાઓને યાત્રા કરવી ઘણીજ કઠણ હતી. પણ ગવરમેન્ટના પ્રભાવથી પહેલ વહેલી જ યાત્રા મહારાણા જવાનસિંહે કરી હતી. મહારાણાશ્રીને દરેક સરદારોએ સારામાં

સારૂં માન આપી પોતાને ત્યાં મહેમાન તરીકે તેડ્યા આ વખતે નિમકહલાલ સૂરજમલસિંહનું મૃત્યુ થવાથી મહારાણાને ઘણો આઘાત થયો. કારણ કે પોતાના પિતાની સાથે રહી તેઓએ ઘણું જ કષ્ટ ભોગવ્યું હતું અને પોતે છેક સુધી તેમની ઈમાનદારી છોડી નહોતી.

મહારાણા જવાનસિંહની રાજ્ય કારભારી ઘણીજ વખણાઈ હતી, પ્રજા પર પોતાનો અત્યંત અનુરાગ હતો અને પોતે પોતાનું જીવન ઘણું ઉચ્ચ અને પવિત્ર બનાવ્યું હતું. પણ ભાવિને તે ગમ્યું નહીં. વિ. સ. ૧૮૯૫ ના ભાદરવા સુદ ૪ તા. ૨૪ ઓગષ્ટ ૧૮૩૮ ના રોજ રાતના મહારાણાને અચાનક દર્દ થયું, જેમ જેમ ઉપાય કરવા લાગ્યા તેમ તેમ તે દર્દ વધવા લાગ્યું અને તે એટલે સુધી વધ્યું કે તેઓશ્રી વિ સં. ૧૮૯૫ ના ભાદરવા સુદ ૧૦ ના રોજ પરલોકવાસી થયા, મહારાણાના પરલોકવાસી થવાથી સારીય મેવાડમાં હાહાકાર વર્તાઈ ગયો હતો અને લોકો ચોધાર આંસુએ રડતા હતા. દેશોદેશમાં તેમના માટે માન હતું. જે જે મહારાણાના અવસાનની વાત સાંભળતા હતા. તેઓ બધા દિલગીર થતા હતા અને મહારાણાના ગુણોની પ્રસંશા કરતા હતા. આ વખતે મેવાડની પ્રજાએ એક દેવ જેવો રાજા અને ચારિત્રશાળી ભૂપતિ ખોયો હતો. શું વિધીની ઘટના છે ? કહેવત છે કે:—

શું કર્યું મેં આ કર્યું એ માનવી મિથ્યા બકે
પણ ઇશની આજ્ઞા વિના ન પાન પણ હાલી શકે. ૩૧૬

વિક્રમ સંવત ૧૮૫૭ ના માગશર સુદ ૨ તા. ૧૮ નવેમ્બર ૧૮૦૦ ના દિવસે મહારાણા જવાનસિંહનો જન્મ થયો હતો. અને વિ. સ. ૧૮૯૫ ના ભાદરવા સુદ ૧૦ તા. ૩૦ ઓગષ્ટ ૧૮૩૮ ના રોજ પરલોક સિધાવ્યા મહારાણા શ્રી જવાનસિંહ વર્ષ ૩૭ માસ ૯ દિવસ ૮ નું ટુંકું આયુષ્ય ભોગવી સ્વર્ગવાસી થયા. પરમાત્મા ! એ રાજવિને શાન્તિ આપો.

## ત્રોટક છંદ

શિવલોક હિ ભીમ દિવાન ગયે, સબ શોક નિમગ્ન જુ લોક ભયે,
જિનકે સુત રાન જવાન બલી, નૃપ આસન બૈઠિય ભાંતિ ભલી. ૩૧૭
જિકકે દગ દાન, દયાબ્ધિ ભરે, પિતુ પુત્ર દુહુ પ્રજ ઇષ્ટ કરે,
શુભ નીતિ રુ રીતિ સુરાજ કિયો, ભુવિ ભારતકો યશ લૂટ લિયો. ૩૧૮
નિજ દેશ બિનીતિ બ્યાન કરી, અંગરેજન નીતિ જુ રીતિ ભરી,
સુણિધાન પ્રધાનન ફુટ પરી, અપને હિત વ્યુહ કરી. ૩૧૯

હતો. જ્યારે મહારાણાશ્રી ગવરમેન્ટની મુલાકાત લેવા જતા, ત્યારે તેમને જતાં અને આવતાં ઓગણીસ તોપોનું માન આપવામાં આવતું હતું

જવાનસિંહના મોટાભાઈ અમરસિંહની પત્નિ ચાંપાવતને પોતાની માતાનું સ્થાન આપી ઘણાજ આદર સાથે બાઈજીબાઈની ગાદી ઉપર બેસાડયા ધન્ય છે ભાતૃભાવને ! વિક્રમ સંવત ૧૮૮૯ ના અષાડ સુદ ૧૧ તા ૨૮ જૂન ૧૮૩૨ ના રોજ મહારાણા જવાનસિંહના જીવનમાં એક અજબ ઘટના બની હતી તેનો દાખલો વાંચક વર્ગને ખ્યાલ આવશે.

ભરવસિંહની કન્યાનો વિવાહ બિદલાના રાવ તખ્તસિંહની સાથે થવાનો હતો તે વખતે મહારાણા તાણાની હવેલી પર આવ્યા હતા. પણ દૈવ્યયોગે મહારાણી દેવડીનો અંતઃકાળ થઈ ગયો તેની ખબર મહારાણાને મળતાં મહારાણાએ જણાવ્યું કે આ વખતે આ વાત બંધ રાખો. કારણ કે મેં ભૈરવસિંહ ને વચન આપ્યું હતું કે તમારી બેટીનો વિવાહ હું મારો જ હાથે કરીશ, ભલે ગમે તેવી વસ્તુ બની ગઈ હોય પણ હું મારૂ વચન અને કર્તવ્ય નહીં ભુલું. આ વાત લોકોના કાન પર અથડાતાં લોકોના દિલમાં ઘણી જ માનની અસર થઈ અને વખત પર મોકો આવે તો પોતાના વચનની ખાતર પોતાનો પ્રાણ પણ આપતાં પાછી પાની ન કરે ! આ પ્રમાણે કન્યાદાનનું કાર્ય પુરૂં કરી મહેલમાં પધાર્યા અને સવારે મહારાણીની ક્રિયા કરવાની હતી તે ક્રિયા પુરી કરી.

મહારાણા શ્રી જવાનસિંહ ઘણાજ ધર્મપ્રિય તેમજ નિતીવાન હતા વિ. સ. ૧૮૯૦ ના પ્રથમ ભાદરવા સુદ ૩ તા ૧૮ ઓગષ્ટ ૧૮૩૩ ના દિવસે પોતે યાત્રા કરવા જવાની તૈયારી કરી ઉદયપુરથી રવાના થયા અને તિર્થોની યાત્રા કરતાં કરતાં રેવામાં પધાર્યા. રેવાના મહારાણા જયસિંહ તરફથી ઘણુંજ સન્માન કરવામાં આવ્યું અને ઘણો જ કિમતિ નજરાણો કર્યો હતો આખરે જયસિંહે પોતાની દિકરીના વિવાહની અરજ કરી તે પણ સ્વીકારવામાં આવી જ્યારે જયસિંહ મહારાણાના નાના કુમાર લક્ષ્મણસિંહની કન્યાની સાથે મહારાણાનો વિવાહ વિ. સ ૧૮૯૧ ના ચૈત્ર સુદ ૫ ના રોજ કરવામાં આવ્યો. ત્યાંથી રવાના થઈ ફરતા ફરતા જેઠ સુદ ૧૨ ના રોજ ઉદયપુરમાં પધાર્યા. આ યાત્રા મહારાણાએ ઘણી ધામધુમથી કરી હતી યાત્રાની સફર વખતે મહારાણાની સાથે દશ હજાર માણસોની ફોજ હતી.

પહેલાં મુસલમાન બાદશાહના વખતમાં ઉદયપુરના મહારાણાઓને યાત્રા કરવી ઘણીજ કઠણ હતી. પણ ગવરમેન્ટના પ્રભાવથી પહેલ વહેલી જ યાત્રા મહારાણા જવાનસિંહે કરી હતી. મહારાણાશ્રીને દરેક સરદારોએ સારામાં

# પ્રકરણ ૨૩ મું

## મહારાણા શ્રી સરદારસિંહ

મહારાણા શ્રી જવાનસિંહના અવસાન થયા બાદ તેઓશ્રીને કાંઈપણ વસ્તાર ન હોવથી રાજ્યના તમામ ખજાનાની કુંચીઓ ભિમસિંહના મોટા કુંવર અમરસિંહની પત્નિ ચાંપાવતને સોંપવામાં આવી હતી. તેથી ચાંપાવતે તમામ ખજાનો પોતાના કબજે કર્યો હવે રાજ્યસિંહાસન પર કોઈને બેસાડવા નક્કી કરવું જોઈએ જેથી સર્વ ભાયાતો, સરદારો એકત્ર થયા અને સલાહ કરવા લાગ્યા કે 'મેવાડના સિંહાસન પર કોને બેસાડવો' વિચારતાં વિચારતાં બાગોરના મહારાજ શિવદાનસિંહના ત્રણ કુમાર સરદારસિંહ, શેરસિંહ તથા સ્વરૂપસિંહ ગાદીના હકદાર હતા. તેથી બાગોરના મહારાજ સરદારસિંહ અથવા બાજોંકી શેરસિંહના પુત્ર સાર્દુલસિંહને ગાદીનશીન કરવા નક્કી કર્યું. પરંતુ તે પ્રમાણે ન બન્યું અને ત્રણ ચાર દિવસ પસાર થઈ ગયાં જેથી ગાદીનશીનનો દિવસ ચાલ્યો ગયો.

આખરે વિક્રમ સંવત ૧૮૯૫ ના આસો સુદ ૧૫ તા. ૪ સપ્ટેમ્બર ૧૮૩૮ ના રોજ નક્કી કર્યું કે મહારાજ સરદારસિંહને ગાદીનશીન કરવા. ઉક્ત મહારાજની દગ્ધક્રિયા કરીને શેઠ જોરાવરમલ્લની વાડીમાં મુકામ કર્યો જાગીરદાર બધા મળીને તેમને તેમના મહેલમાં લઈ આવ્યા અને જનાનામાં જઈને સલામ કરી બહાર આવ્યા પછી ચારણો અને કવિઓએ મહારાણા જવાનસિંહના પગલે ચાલી પ્રજાનું કલ્યાણ કરશો એવી ઢબના કાવ્યો ગાઈને આશિર્વાદ આપ્યા. તે પછી વિ. સ. ૧૮૯૫ ના આસો વદ ૪ શુક્રવાર તા. ૭ સપ્ટેમ્બર ૧૮૩૮ ના રોજ દરબાર ભરાયો તે પછી બેદલાનારાવ વખ્તસિંહે રિવાજ મુજબ મહારાણાના શીર પર માતમી, પછેવડી, ઉતારી, જવેરાત વિગેરે નજર કર્યું. અને આસો વદ ૮ તા, ૧૧ સપ્ટેમ્બરના રોજ પોલિટિકલ એજન્ટ સ્પીયર સાહેબ મહેલમાં આવી માતમપુર્સીનો રિવાજ મુજબ દસ્તુર કર્યો.

કારતક સુદ ૬ તા. ૨૫ સપટેમ્બરના રોજ નવપાલકના મહારાજા રાજેન્દ્ર વિક્રમશાહના મોકલેલા મોતમદ તથા દાસીઓ વિગેરેને રજા આપીને મહારાણા જવાનસિંહના વખતમાં અહીં આવ્યા હતા અને ઘણીજ ઉદાસી ભરી રીતે તેઓ ચાલ્યા ગયા.

નૃપગે અજમેર બિચાર મતે, મિલિ લારડ બેંન્ટિક પ્રીતિ રતે,
ફિર તીરથકે હિત નીતિ કરી, જિહિંતે રજવારન રીતિ પરી. ૩૨૦
જયસિંહ બધેલ સુતા પરની, શિવરૂપ મહીપ શિવા ઘરની,
ફિર અબ્બુલ આદિક સેર કરી, શિવલોક પ્રયાન જવાન હરિ ૩૨૧
ઈતિહાસ લિખ્યો નયપાલ જિતો, હમ જાનત ગ્રન્થન માન ઈતો,
યહ ખડ જવાન નૃપાલ ભયો, નૃપ સજ્જન આશય જાન લયો ૩૨૨
કૃતમાલ સુશાસન સીસ લિયો, કવિરાજ સુ શ્યામલદાસ કિયો,
યહ ગ્રન્થ સુપન્થ ચિરાયુ રહો, કવિ પાઠક વંશ બિધાન કહો. ૩૨૩

મહારાણા શ્રી જવાનસિંહ પોતાની રાજ્ય કારકીર્દીમાં જૈનોને અપૂર્વ માન આપતા હતા, અને જૈનોએ ભૂતકાળમાં કરેલી મેવાડની સેવાની કદર કરતા હતા આ વખતે ઘણા ખરા જૈન મંદિરોની પણ વ્યવસ્થા સારી રીતે કરવામા આવી હતી, આ વખતના જમાનામાં સાધુ વિહાર કવચિત કવચિત થતો હોવાથી જે પ્રમાણે જોઈએ તે પ્રમાણે જૈન મંદિરોની મહત્તા તેમજ જૈન ધર્મની ઉન્નતિ થઈ શકી નહોતી છતાં સૂર્યવંશી કુળશિરોમણી મહારાણાઓ તો જૈન કોમ પર અપૂર્વ માન ધરાવતા



# પ્રકરણ ૨૩ મું

## મહારાણા શ્રી સરદારસિંહ

મહારાણા શ્રી જવાનસિંહના અવસાન થયા બાદ તેઓશ્રીને કાંઈપણ વસ્તાર ન હોવથી રાજ્યના તમામ ખજાનાની કુંચીઓ ભિમસિંહના મોટા કુંવર અમરસિંહની પત્નિ ચાંપાવતને સોંપવામાં આવી હતી. તેથી ચાંપાવતે તમામ ખજાનો પોતાના કબજે કર્યો હવે રાજ્યસિંહાસન પર કોઈને બેસાડવા નક્કી કરવું જોઈએ જેથી સર્વ ભાયાતો, સરદારો એકત્ર થયા અને સલાહ કરવા લાગ્યા કે ' મેવાડના સિંહાસન પર કોને બેસાડવો ' વિચારતાં વિચારતાં બાગોરના મહારાજ શિવદાનસિંહના ત્રણ કુમાર સરદારસિંહ, શેરસિંહ તથા સ્વરૂપસિંહ ગાદીના હકદાર હતા. તેથી બાગોરના મહારાજ સરદારસિંહ અથવા બાજેકી શેરસિંહના પુત્ર સાર્દુલસિંહને ગાદીનશીન કરવા નક્કી કર્યું. પરંતુ તે પ્રમાણે ન બન્યું અને ત્રણ ચાર દિવસ પસાર થઈ ગયાં જેથી ગાદીનશીનનો દિવસ ચાલ્યો ગયો.

આખરે વિક્રમ સંવત ૧૮૯૫ ના આસો સુદ ૧૫ તા. ૪ સપ્ટેમ્બર ૧૮૩૮ ના રોજ નક્કી કર્યું કે મહારાજ સરદારસિંહને ગાદીનશીન કરવા. ઉક્ત મહારાજની દગ્ધક્રિયા કરીને શેઠ જોરાવરમલ્લની વાડીમાં મુકામ કર્યો જાગીરદાર બધા મળીને તેમને તેમના મહેલમાં લઈ આવ્યા અને જનાનામાં જઈને સલામ કરી બહાર આવ્યા પછી ચારણો અને કવિઓએ મહારાણા જવાનસિંહના પગલે ચાલી પ્રજાનું કલ્યાણ કરશો એવી ઢબના કાવ્યો ગાઈને આશિર્વાદ આપ્યા. તે પછી વિ. સ. ૧૮૯૫ ના આસો વદ ૪ શુક્રવાર તા. ૭ સપ્ટેમ્બર ૧૮૩૮ ના રોજ દરબાર ભરાયો તે પછી બેદલાનારાવ વખ્તસિંહે રિવાજ મુજબ મહારાણાના શીર પર માતમી, પછેવડી, ઉતારી, જવેરાત વિગેરે નજર કર્યું. અને આસો વદ ૮ તા, ૧૧ સપ્ટેમ્બરના રોજ પોલિટિકલ એજન્ટ સ્પીયર સાહેબ મહેલમાં આવી માતમપુર્સીનો રિવાજ મુજબ દસ્તુર કર્યો.

કારતક સુદ ૬ તા. ૨૫ સપટેમ્બરના રોજ નવપાલકના મહારાજા રાજેન્દ્ર વિક્રમશાહના મોકલેલા મોતમદ તથા દાસીઓ વિગેરેને રજા આપીને મહારાણા જવાનસિંહના વખતમાં અહીં આવ્યા હતા અને ઘણીજ ઉદાસી ભરી રીતે તેઓ ચાલ્યા ગયા.

મહારાણા સરદારસિંહ ગદીનશીન થતા જ રાજ્યમા પ્રીસાદ ગુની ગડી, એનુ કારણ કે ગાદીનશીનના જ બીજા દિવસે 'ગોગુદા'ના શત્રુશાલના બેગ લાલસિંહને બોલાવી ધમકાવ્યો કારણ કે તેને શાર્દુલસિં ગાદીનશીન કરાવવા માટે મહેનત લીધી હતી લાલસિંહના લીધે દરેક સરદ અને જાગીરદારોને મહારાણા પ્રત્યે નારાજી ઉત્પન્ન થઈ આખરે રાણા સર રસિંહની આકાંક્ષા લાલસિંહને તોપના ગોળે ઉડાવી કત્લ કરવાની થઈ તે કામ શાહપુરના મહારાજાધિરાજ માધવસિંહને સોપવામા આવ્યું અને હર તથા તોપ લઈ જવાનો હુકમ આપ્યો જ્યારે 'બેગુ'ના રાવતે આ ખ સાભળી ત્યારે તરત જ શાહપુરના મહારાજાને કિશોરસિંહે બોલાવ્યા અને કે 'પહેલા અમારી સાથે લડી પછી લાલસિંહની પાસે જાઓ,' આવી રીતે અંદરો અંદર કલેશ ઉત્પન્ન થયો. જ્યારે આ વાતની બીજાઓને ખબર પડી તેમ તેમ રાણાને સમજાવવા માણસો આવ્યા તેમા સાલુમ્બ્રાના રાવત પદ્મસિંહ, કોઠારીયાના રાવત્ જોધસિંહ વિગેરે સરદારોએ આવી મહારાણાને અરજ કરી કે 'જ્યા સુધી લાલસિંહનો ગુન્હો સાબીત ન થાય ત્યા સુધી આ હુકમ મુલતવી રાખવા કૃપા કરવી' આથી મહારાણાએ જાણ્યું કે બખેડા અને તોફાન વધી જશે તેથી જે હુકમ આપ્યો હતો તે બંધ રાખ્યો અને 'ગોગુદા' પર ખાલિસહ મોકલી આપ્યો, તે પછી માગશર સુદ ૧૧ તા ૨૯ ઓક્ટોબરના રોજ 'પીછોલા' તળાવના કિનારે જલનિવાસ મહેલમાં પોલિટિકલ એજન્ટ સ્પીયર સાહેબના રૂબરૂ બધા સરદારને બોલાવ્યા અને મહારાણા તેમજ સરદારોના એક મન થયા

આ પ્રમાણે વર્તવામા કોઈ પણ સરદાર આનાકાની કરશે તો મહારાણા તમને સજા કરશે, સરદારોએ આ વખને કંઈ પણ જવાબ ન આપતા વતને સ્વીકારી પણ આ વાતનું પરિણામ બીલકુલ સારૂ ન આવ્યું તે દિવસથી જ સરદારો અને મહારાણાના મન જુદા થઈ ગયા અને જે લાગણી હતી તે લાગણી પણ બદલાઈ ગઈ આ બાબતોથી મેવાડનું ભાવી પાછું બદલાવવા લાગ્યું લાલસિંહની પેઠે મહેના શેરસિંહને પકડી કેદમા પૂર્યા હતા. તેથી મણ સોએ પોલિટિકલ એજન્ટને શેરસિંહ પર થતા જુલમોની જાણ કરી ત્યારે મહારાણાને એજન્ટે ઠપકો આપ્યો જેથી કંઈક જુલમ ઓછો કર્યો એજન્ટે ભલામણ કરી કે "તમે રાજ્યમા ન્યાય અને શાન્તિ બને રાખતા શીખો." એજન્ટે ભલામણ કરી તે છતા પણ બીજા માણસોએ શેરસિંહની ખોટી વાતો કરી, એથી તેમને વધારે નારાજી થઈ મહારાણા સમજી ગયા કે અંગ્રેજ લોકોની કૃપાથી મને ડરાવવા માગે છે અને કેદમાંથી ભાગી જવાનો વિચાર કરે છે શેરસિંહને કોઈ તરફથી બચવાની આશા રહી નહી.

શેરસિંહ પોતાના છુટકારા માટે દશ લાખ રૂપીયા આપવા કબુલ થયો, અને ચીઠ્ઠી લખી આપી એની પરિસ્થિતિના પ્રમાણમાં આ દંડ ઘણોજ વધારે પડતો અને જુલ્મી હતો. તો પણ તે છૂટયો નહીં. છેવટે તે નાસી ગયો અને મહારાણાના કાન ભંભેરી ફરી બે વાર પકડયો. શેરસિંહ અને તેના બેટાની સાથે નાસી જઈ મારવાડ તરફ ચાલ્યો ગયો. થોડા સમય પછી મહારાણાએ તપાસ શરૂ કરી ત્યાર પછી જ પોતે ઉદયપુરમાં આવ્યો.

મહેતા શેરસિંહના ભાઈ મોતીરામ પહેલાં જહાજપુરમાં હકીમ હતો. એને પણ શેરસિંહની સાથે. કેદ કર્યો હતો. કેટલા દિવસો બાદ કર્ણવિલાસ મહેલનો ઉંચો ઝરૂખો હતો ત્યાંથી તેને નીચે પાડી મારી નાંખ્યો. તે પડતાંની સાથે જ તેનો દમ—જીવ નીકળી ગયો જેના બેટાનું નામ ફૂલચંદ છે મોતીરામ ઘણો જ ચાલાક અને હોશિયાર હતો તેથી શેરસિંહની તાકાત ઘટાડવા માટે જ મોતીરામનો જાન લેવામાં આવ્યો હતો.

આવી રીતે પૂરોહીત શ્યામલનાથને જાદુ કરવાના ગુન્હા બદલ કેદ કરવામાં આવ્યો હતો. અને કેટલા વખત પછી ત્રીસ હજાર રૂપીયા દંડ આપી છૂટયો હતો. કાયસ્થ કિશનદાસની પાસે પણ છોંતેર હજાર રૂપીયા દંડની ચીઠ્ઠી લખાવી લીધી હતી. તથા મહેતા ગણેશદાસ પાસેથી સાઠ હજાર રૂપીયા દંડ લીધા હતા. આ વખતના સમયમાં કુલ રાજ્યના તમામ કામની જવાબદારી રામસિંહ તથા રાવત્ દુલહસિંહની હતી.

વિ. સ. ૧૮૯૬ ના પોષ વદમાં શ્રીનાથજીના દર્શન માટે આવ્યા, અને બિકાનેરના મહારાજા રત્નસિંહ પણ પોતાના રાજકુમાર સરદારસિંહની સાદી કરવા આવ્યા. આ વખતે બે રાજાની મુલાકાત શ્રીનાથદ્વારમાં થઈ. બંને મહારાજાઓ ત્યાંથી રવાના થઈ કાંકરેલી થઇ ઉદયપુરમાં આવ્યા, અને ત્યાં વિ. સ. ૧૮૯૬ ના મહા સુદ ૧૨ ના રોજ રાજકુમારી મહતાબકુવરબાઇનો વિવાહ બિકાનેર મહારાજાના કુમાર સરદારસિંહની સાથે કરવામાં આવ્યો. આ વખતે જલસામાં પોલિટિકલ એજન્ટ રોબિન્સન સાહેબ પણ પધાર્યા હતા. આ વખતે મહારાણા તરફથી મહારાજા રત્નસિંહને ફોજ સહિત દાવત્ આપવામાં આવી હતી. ઘણીજ ધામધુમથી લગ્નની ક્રિયા પુરી થઈ.

ત્યાર પછી મહારાણાશ્રીને યાત્રા કરવાની અભિલાષા થઈ. અને સફરની તૈયારી કરવા સારૂ સરદારોને હુકમ કર્યો. વળી સાથે બેદલાના રાવ બખ્તસિંહ અને કોઠારીયાના રાવતુ જોધસિંહ વિગેરે થોડા સરદારોને સાથે લીધા. વિ. સ. ૧૮૯૬ ના મહા વદ ૨ ના રોજ કુચ કરી, અને તમામ જગ્યાએ યાત્રા કરવા જતા હતા, ત્યાં મહારાણાનું માન સન્માન ઘણી જ સારી રીતે કરવામાં

મહારાણા સરદારસિંહ ગાદીનશીન થતા જ રાજ્યમાં ફીસાદ ઉભી થઈ પડી, એનું કારણ કે ગાદીનશીનના જ બીજા દિવસે ‘ગોગુંદા’ ના રાજા શત્રુશાલના બેટા લાલસિંહને બોલાવી ધમકાવ્યો કારણ કે તેને શાર્દુલસિંહને ગાદીનશીન કરાવવા માટે મહેનત લીધી હતી લાલસિંહના લીધે દરેક સરદારો અને જાગીરદારોને મહારાણા પ્રત્યે નારાજી ઉત્પન્ન થઈ આખરે રાણા સરદારસિંહની આજ્ઞા લાલસિંહને તોપના ગોળે ઉડાવી કત્લ કરવાની થઈ જેથી તે કામ શાહપુરના મહારાજાધિરાજ માધવસિંહને સોંપવામાં આવ્યું અને લશ્કર તથા તોપ લઈ જવાનો હુકમ આપ્યો જ્યારે ‘બેગુ’ ના રાવને આ ખબર સાંભળી ત્યારે તરત જ શાહપુરના મહારાજાને કિશોરસિંહે બોલાવ્યા અને કહ્યું કે ‘પહેલા અમારી સાથે લડી પછી લાલસિંહની પાસે જાઓ,’ આવી રીતે અંદરો અંદર કલેશ ઉત્પન્ન થયો. જ્યારે આ વાતની બીજાઓને ખબર પડતી તેમ તેમ રાણાને સમજાવવા માણસો આવ્યા તેમાં સાલુમ્બ્રાના રાવત પદમસિંહ, કોઠારીયાના રાવત્ જોધસિંહ વિગેરે સરદારોએ આવી મહારાણાને અરજ કરી કે ‘જ્યાં સુધી લાલસિંહનો ગુન્હો સાબીત ન થાય ત્યાં સુધી આ હુકમ મુલતવી રાખવા કૃપા કરવી’ આથી મહારાણાએ જાણ્યું કે બખેડા અને તોફાન વધી જશે તેથી જે હુકમ આપ્યો હતો તે બંધ રાખ્યો અને ‘ગોગુંદા’ પર ખાલિસહ મોકલી આપ્યો, તે પછી માગશર સુદ ૧૧ તા. ૨૮ ઓકટોમ્બરના રોજ ‘પીછોલા’ તળાવના કિનારે જલનિવાસ મહેલમાં પોલિટિકલ એજન્ટ સ્પીયર સાહેબના રૂબરૂ બધા સરદારને બોલાવ્યા અને મહારાણા તેમજ સરદારોના એક મન થયા

આ પ્રમાણે વર્તવામાં કોઈ પણ સરદાર આનાકાની કરશે તો મહારાણા તમને સજા કરશે, સરદારોએ આ વખતે કંઈ પણ જવાબ ન આપતા વાતને સ્વીકારી પણ આ વાતનું પરિણામ બીલકુલ સારૂ ન આવ્યું તે દિવસથી જ સરદારો અને મહારાણાના મન જુદા થઈ ગયા અને જે લાગણી હતી તે લાગણી પણ બદલાઈ ગઈ આ બાબતોથી મેવાડનું ભાવી પાછું બદલાવવા લાગ્યું લાલસિંહની પેઠે મહેતા શેરસિંહને પકડી કેદમાં પૂર્યા હતા તેથી માણસોએ પોલિટિકલ એજન્ટને શેરસિંહ પર થતા જુલ્મોની જાણ કરી ત્યારે મહારાણાને એજન્ટે ઠપકો આપ્યો જેથી કંઈક જુલમ ઓછો કર્યો એજન્ટે ભલામણ કરી કે “તમે રાજ્યમાં ન્યાય અને શાન્તિ બને રાખતા શીખો.” એજન્ટે ભલામણ કરી તે છતા પણ બીજા માણસોએ શેરસિંહની ખોટી વાતો કરી, એથી તેમને વધારે નારાજી થઈ મહારાણા સમજી ગયા કે અંગ્રેજ લોકોની કૃપાથી મને ડરાવવા માગે છે અને કેદમાંથી ભાગી જવાનો વિચાર કરે છે શેરસિંહને કોઈ તરફથી બચવાની આશા રહી નહી

શેરસિંહ પોતાના છુટકારા માટે દશ લાખ રૂપીયા આપવા કબુલ થયો, અને ચીઠ્ઠી લખી આપી એની પરિસ્થિતિના પ્રમાણમાં આ દંડ ઘણોજ વધારે પડતો અને જુલ્મી હતો. તો પણ તે છૂટયો નહીં. છેવટે તે નાસી ગયો અને મહારાણાના કાન ભંભેરી ફરી બે વાર પકડયો. શેરસિંહ અને તેના બેટાની સાથે નાસી જઈ મારવાડ તરફ ચાલ્યો ગયો. થોડા સમય પછી મહારાણાએ તપાસ શરૂ કરી ત્યાર પછી જ પોતે ઉદયપુરમાં આવ્યો.

મહેતા શેરસિંહના ભાઈ મોતીરામ પહેલાં જહાજપુરમાં હકીમ હતો. એને પણ શેરસિંહની સાથે કેદ કર્યો હતો. કેટલા દિવસો બાદ કર્ણવિલાસ મહેલનો ઉંચો ઝરૂખો હતો ત્યાંથી તેને નીચે પાડી મારી નાંખ્યો તે પડતાંની સાથે જ તેનો દમ—જીવ નીકળી ગયો જેના બેટાનું નામ ફુલચંદ છે મોતીરામ ઘણો જ ચાલાક અને હોશિયાર હતો તેથી શેરસિંહની તાકાત ઘટાડવા માટે જ મોતીરામનો જાન લેવામાં આવ્યો હતો.

આવી રીતે પૂરોહીત શ્યામલ્લનાથને જાદુ કરવાના ગુન્હા બદલ કેદ કરવામાં આવ્યો હતો. અને કેટલા વખત પછી ત્રીસ હજાર રૂપીયા દંડ આપી છૂટયો હતો. કાયસ્થ કિશનદાસની પાસે પણ છોંતેર હજાર રૂપીયા દંડની ચીઠ્ઠી લખાવી લીધી હતી. તથા મહેતા ગણેશદાસ પાસેથી સાઠ હજાર રૂપીયા દંડ લીધા હતા. આ વખતના સમયમાં કુલ રાજ્યના તમામ કામની જવાબદારી રામસિંહ તથા રાવત્ દુલહસિંહની હતી.

વિ. સ. ૧૮૯૬ ના પોષ વદમાં શ્રીનાથજીના દર્શન માટે આવ્યા, અને બિકાનેરના મહારાજા રત્નસિંહ પણ પોતાના રાજકુમાર સરદારસિંહની સાદી કરવા આવ્યા. આ વખતે બે રાજાની મુલાકાત શ્રીનાથદ્વારમાં થઈ. બંને મહારાજાઓ ત્યાંથી રવાના થઈ કાંકરેલી થઇ ઉદયપુરમાં આવ્યા, અને ત્યાં વિ. સ. ૧૮૯૬ ના મહા સુદ ૧૨ ના રોજ રાજકુમારી મહતાબકુંવરબાઇનો વિવાહ બિકાનેર મહારાજાના કુમાર સરદારસિંહની સાથે કરવામાં આવ્યો. આ વખતે જલસામાં પોલિટિકલ એજન્ટ રોબિન્સન સાહેબ પણ પધાર્યા હતા. આ વખતે મહારાણા તરફથી મહારાજા રત્નસિંહને ફોજ સહિત દાવત્ આપવામાં આવી હતી. ઘણીજ ધામધુમથી લગ્નની ક્રિયા પુરી થઈ.

ત્યાર પછી મહારાણાશ્રીને યાત્રા કરવાની અભિલાષા થઈ. અને સફરની તૈયારી કરવા સારૂ સરદારોને હુકમ કર્યો. વળી સાથે બેદલાના રાવ બખ્તસિંહ અને કોઠારીયાના રાવત્ જોધસિંહ વિગેરે થોડા સરદારોને સાથે લીધા. વિ. સ. ૧૮૯૬ ના મહા વદ ૨ ના રોજ કુચ કરી, અને તમામ જગ્યાએ યાત્રા કરવા જતા હતા, ત્યાં મહારાણાનું માન-સન્માન ઘણી જ સારી રીતે કરવામાં

આવતું હતું ઘણા રાજ્યો તરફથી પણ અરદાસ કરવામાં આવતી હતી. અને પોતે અષાડ વદ ત્રીજના રોજ ઉદયપુર પધાર્યા. આ વખતે મહારાણાશ્રીને કુમાર નહીં હોવાથી પોતે રિયાનદાસને દત્તક લેવાનો વિચાર કર્યો જેની હકીકતની સદલેએડ સાહેબ તથા રોબિન્સન સાહેબને પણ વાતચીત કરી હતી; અને તેમના ત્રીજા ભાઈ સ્વરૂપસિંહને દત્તક લીધા.

જેમ જેમ દિવસો પસાર થતા ગયા તેમ તેમ રાજ્યમાં બખેડા વધતા ગયા આપસ આપસમાં કુસંપ વધવા લાગ્યો જેથી રાજ્યમાં પણ અશાંન્તિ જણાવા લાગી પરંતુ મહારાણાની તબીયત બગડી, તેમને જલંધરની બિમારી શરૂ થઈ અને તે એટલી બધી વધી ગઈ કે કોઇ પણ ઉપાયોથી આરામ થયો નહીં. આખરે અંગ્રેજ ડૉક્ટરને બોલાવવામાં આવ્યો પરંતુ તેનાથી પણ કાંઈ ફેર પડયો નહીં ત્યારે પોતે કંટાળીને વૃદાવન જવા વિચાર કરી, પોલિટિકલ એજન્ટને બોલાવી પોતાનો વિચાર જણાવ્યો. સંવત ૧૮૯૮ ના જેઠ વદ ૧ તા. ૩૦ મે ૧૮૪૨ ના દિવસે પોલિટિકલને અરજી આપી.

બિમારી મટવાની કોઈ જાતની આશા ન રહી ત્યારે વિ સ ૧૮૯૮ ના જેઠ વદ ૧૦ તા. ૩ જુન ૧૮૪૨ ના રોજ વંદાવનની યાત્રા કરવા કુચ કરી. આ મુસાફરીમાં કપ્તાન કોસમીન સાહેબને સાથે રહેવાની નીમણુંક કરી હતી. રાજનગરમાં પહોંચતાની સાથે બિમારીએ જોર કર્યું તેથી તેનો શું ઉપાય કરવો તે વિચારવામાં આવ્યું મહારાણાનો સ્વભાવ ઉગ્ર હોવાથી બધા તેમનાથી ડરતા હતા છતાં પણ નક્કી કરવામાં આવ્યું કે હવે તેમને આગળ ન લઈ જતાં ઉદયપુર પાછા લઇ જવા. જેથી મહામુશીબતે ઉદયપુરની બહાર રેસીડેન્સીની છાવણીમાં લાવ્યા અને વલીમહમદના અવ્યા પછી વિ સ ૧૮૯૮ ના અષાડ સુદ ૬ તા. ૧૩ જુલાઈ ૧૮૪૨ ના રોજ એમને રાજમહેલમાં લઈ જવામાં આવ્યા તે જ દિવસની પાછલી રાત્રે મહારાણા પરલોક સીધાવી ગયા શ્રાવણ સુદ ૭ ના રોજ તેઓશ્રીની દગ્ધક્રિયા કરવામાં આવી હતી અને લચ્છુબાઈ નામની ખવાસ તેમની પાછળ સતી થઈ હતી.

આ મહારાણાનો જન્મ વિ સ ૧૮૫૫ ના ભાદરવા વદ ૩ તા. ૨૯ મી ઓગસ્ટ ૧૭૯૮ ના રોજ થયો હતો અને પોતે ઘણા જ ખુબસુરત હતા

છપ્પો

શ્રીમત રાન જવાન, જબહિ સુરલોક સિધારે,  
જિનકે ચામર છત્ર, રાન સાહબ સિર ધારે,  
સ્વામિ મુજટ લિલાઢ, બઢન તબ અહદ બતાયે,  
મહત્તા શેર પ્રધાન, દુર કર રામ બનાયે.

નિજ સુતા બ્યાહ વિક્રમ નયર, તિરથ ન્હાન પ્રયાણ કર,
રાના વિવાહ બિકાનયર, કર પ્રવેશ મેવાર ધર. ૩૨૪

રાના દત્તક લૈન, મત્ત સિર્દારસિંહ કિય,
બંધુ ત્રતિય બાગૌર, લેખ સારૂપસિંહ લિય,
જબહિ કીયે જુવરાજ, ચક્ર આમય તન ચલ્લિય,
સ્વર્ગ ગૌન સિર્દાર, હોન સતિ ઈક હલ્લિય,
સાદલ સુખંડ આશય સજન, મય શાસન કૃતમાલ કે,
કવિરાજ શ્યામ પૂરન કિયઉ, સમ સુત્તિય બિચાલાલકે. ૩૨૫

મહારાણા સરદારસિંહના વખતમાં જૈન મંદિરોની પરિસ્થિતિ જેવી હતી. તેવીને તેવી હતી તેમાં ખાસ સુધારો વધારો થયો ન હતો. જેમ જેમ સ્થાનકવાસીના સાધુઓનો પ્રચાર વધતો ગયો તેમ તેમ જૈન મંદિરો પ્રત્યે જૈનમતવાળાનો ભાવ ઓછો થતો ગયો. તેમજ મંદિરમાર્ગી સાધુઓનો વિહાર પણ ઓછો હતો તેથી મંદિરોની પરિસ્થિતિ દિવસે દિવસે બગડવા લાગી.

મહારાણા ભિમસિંહ તદન ડરપોક અને બિકણ હતા. પ્રજા પ્રત્યે પ્રેમ હતો છતાં વિલાસી હતા. તેમ જવાનસિંહનો ઈતિહાસ તપાસતાં તે પણ ભોગ વિલાસમાંજ નિમગ્ન રહેતા હતા. કર્નલ ટોડના જણાવ્યા મુજબ જ્યારે રાણા જવાનસિંહ અવસાન પામ્યા ત્યારે પોતાના માથા ઉપર રૂા. ૧૯૬૭૦૦૦ ઓગણીસ લાખ સડસઠ હજાર રૂપીયાનું દેવું હતું. તેમાં ફક્ત બ્રિટિશ સરકારના જ આઠ લાખ રૂપીયા બાકી હતા. આ ઉપરથી વાંચક વર્ગ સમજી શકશે કે જુવાનસિંહ કેટલા બધા ખર્ચાળ હતા. વળી સર્દારસિંહ ઘણા ઉગ્ર અને કડક સ્વભાવના હતા.

આ પ્રમાણે ત્રણે રાણાના વખતમાં દરેક સરદાર અને જાગીરદારો તદન અપ્રસંન્ન હતા. જે સરદારો મહારાણા પ્રતાપ અને મહારાણા રાજસિંહના વખતમાં માથું ઉંચું કરી શકતા નહોતા તેજ સરદારો આજે મહારાણાઓના વગર વિચાર્યા વર્તનથી તેમના સામે થવા સુધી પણ તૈયાર હતા. જ્યાં રાણા પોતેજ અવિચારી પગલું ભરે ત્યાં આખી પ્રજાને તેની ભૂલ માટે સોસવું પડે અને પસ્તાવું પડે છે.



## પ્રકરણ ૨૪ મું

## મહારાણા શ્રી સ્વરૂપસિંહ

જ્યારે મહારાણા સરદારસિંહ અવસાન પામ્યા તે વખતે મહારાણા સ્વરૂપસિંહજીની ઉંમર ૨૮ વર્ષ ૬ મહિના ૧૦ દિવસની હતી. અને તેઓ વિ. સં. ૧૮૯૯ ના અષાડ સુદ ૮ તા ૧૫ જુલાઈ ૧૮૪૨ ના રોજ ગાદી ઉપર બિરાજમાન થયા તે વખતે દરેક સરદારો અને જાગીરદારોએ પોતપોતાના રિવાજ મુજબ સૌએ નજરાણું કર્યું. ત્યાર પછી હિંદુસ્તાનના ગવર્નર જનરલ લોર્ડ એલેન્બરાનો એક ફારસી ખરીતો તથા માનમપુર્શી તથા ગાદીનશીનની બાબત મહારાણાનું નામ આવ્યું.

આ સિવાય બીજા ઘણા રાજાઓના ગાદીનશીનના દરબાર વખતે કિંમતી પોષાકો, ઘોડા, હાથી વિગેરે ઘણું જ નજરાણું આવ્યું હતું. પરંતુ મહારાણા સ્વરૂપસિંહ ગાદીનશીન થયા તે વખતમાં મેવાડમાં વેપાર બીલકુલ મંદ હતો. લોકોની તેમજ વેપારીઓની સ્થિતિ પણ ઘણીજ શોચનીય દશામાં હતી. વળી રાણાજી સરદારો સાથે વિવાદ કરવા પ્રવૃત થયા. પણ ત્યાં તેમને યશ મલ્યો નહિં અને વિરૂદ્ધ પક્ષ તરફથી રાજ્યમાં ઘણીજ અશાન્તિ વધતી ગઈ અને સર્વ સામંતો રાણાને દુશ્મન ગણવા લાગ્યા

મહારાણા સ્વરૂપસિંહે તોફાની સામંતોનું દમન કરવાને ભયંકર સ્વરૂપ ધારણ કર્યું અને ઘણી ક્રૂર રીતે શાસન ચલાવવા માંડ્યું. રાણા સરદારસિંહને જે સામંતો નમ્યા હતા તે સામંતો પણ રાણા સ્વરૂપસિંહના કટ્ટા શત્રુ બની ગયા. રાણા અને સામંતોની વચ્ચમાં ઘણો જ દારૂણ અગ્નિ સળગી ગયો તેને શાંત કરવા સારૂ બ્રિટિશ સરકાર તરફથી કર્નલ લેફટેનન્ટ અને રવીન્સને ઉભય પક્ષો વચ્ચે સંધી કરાવવા સારૂ નીમ્યો

તા. ૮ ફેબ્રુઆરી ૧૮૪૫ ના દિવસે બન્ને પક્ષોને સંધી થઈ રાણા અને સામંતો વચ્ચે સંધી થઈ ખરી પણ રાજ્યમાં અવ્યવસ્થા ઘણીજ વધતી ગઈ અને ઉપજ ઘટવા લાગી તેથી બ્રિટિશ સરદારને ખંડણી ઓછી કરવાની રાણાએ પ્રાર્થના કરી. મેવાડની આવી શોચનીય દશા જોઈ બ્રિટિશ સરકારે ઈ. સ. ૧૮૪૬ માં ખંડણી તરીકે ત્રણ લાખ રૂપીયા લેવાના નક્કી કર્યા પણ તે ન આપવાની અશક્તિ રાણાએ જાહેર કરી ત્યારે ફરી ઈ સ ૧૮૪૬ માં બે લાખ રૂપીઆ લેવાનો સ્વિકાર કર્યો.

મહારાણા અને સામંતો વચ્ચે વિગ્રહ ચાલતોજ રહ્યો અને તે હકીકત સામંતોએ બ્રિટીશ સમક્ષ પોતાની કેફીયત રજુ કરી. રાણાએ જે પ્રમાણે રાજ્ય શાસન ચલાવવું જોઈએ તે પ્રમાણે ન ચલાવતાં પોતે કઠોરતાથી સામંતો અને સરદારો પર પોતાની હકુમત ચલાવે છે. આવી હકીકત જ્યારે બ્રિટીશ દૂત આગળ કહેવામાં આવી ત્યારે આ વિવાદનું પરિણામ મેવાડના રાજ્યને અને સામંતોને નહીં પણ સારીય પ્રજાને ભોગવવું પડયું સામંતોની સામે રાણાએ જેમ મસ્તક ઉંચું કર્યું તેમ સામંતો અને સાલુમ્બ્રાના જાગીરદારોએ પણ તેમના સામે મસ્તક ઉંચુ કર્યું. અને રાણાજીનું બળ ઘટાડયું. આવી રીતે પરિસ્થિતિ બગડવાથી બ્રિટીશ સરકારને વચ્ચમાં નાખી આ ઝઘડાનો અંત લાવવા સારૂ મહારાણાએ વિચાર કર્યો. તેજ વખતે બ્રિટીશ સરકારે પણ પોતાની સત્તા વધારે મજબુત કરવા સારૂ વિચાર કર્યો. ઈ. સ ૧૮૫૫ માં સર હેન્રી લોરેન્સે એક નવિન સંધિ–પત્ર બનાવ્યો આ સંધિ–પત્ર વાંચવાથી મહાત્મા ટૉડે મેવાડના માટે અપાર હીત કર્યું હતું. તે માણસમાં કેટલું સામર્થ હોવું જોઈએ.

પ્રસ્તુત ઠરાવ ઉપર કેવળ મહારાણા અને ચાર પ્રધાનોની સહિઓ થઇ તેથી પોલિટિકલ એજન્ટને વિશેષ સત્તા મળી, મહેતા શેરસિંહની જે સંપત્તિ મહારાણાએ છીનવી લીધી હતી, તે આ નવા કરારનામા અનુસાર તેમને પાછી આપવા માટે મહારાણાને ઘણોજ આગ્રહ કર્યો હતો. ઈ. સ. ૧૮૬૧ માં તે સંપત્તિ પાછી સોંપી અને એજ વર્ષમાં મહારાણા સ્વરૂપસિંહ તા ૧૬ નવેમ્બર ૧૬૮૧ ના રોજ પરલોક સિધાવી ગયાં મહારાણા સ્વરૂપસિંહએ પોતાના નામના સિક્કા વિ. સ ૧૯૧૮ ના કારતક સુદ ૧૪ ના રોજથી ચાલુ કર્યાં હતાં તે અદ્યાપી ઉદયપુરમાં પ્રાપ્ત થાય છે.

આ વખતે મેવાડના રાજ્યનો વિસ્તાર ૧૧૬૧૪ ચોરસ માઈલનો હતો. અને જન સંખ્યા ૧૧,૬૧,૪૦૦ ની હતી રાજ્યની એકંદર ઉપજ ૪૦,૦૦,૦૦૦ ની હતી, તેમાંથી ૧૨,૦૦,૦૦૦ની ઉપજ સામંતોને જતી હતી પરંતુ તેમાંથી છઠ્ઠો ભાગ રાણાજીને કર તરીકે આપતા હતા. જે ખંડણી બ્રિટીશ સરકારને આપવામાં આવતી હતી તે ઉપરાંત બીજી ૧૪,૦૦,૦૦૦ ની ઉપજ મહારાણાને થઇ હતી.

ઈ. સ. ૧૮૫૭ ના બળવામાં રાણાજીએ બ્રિટીશ સરકાર સાથે ઉત્તમ વર્તન રાખ્યું હતું મહારાણાએ અંગ્રેજોને આશ્રય આપ્યો હતો અને તેમને તમામ જાતની સગવડ કરી આપી હતી. અને તેમનો ભય દૂર કર્યો હતો. તેના બદલામાં બ્રિટીશના તાબે જે નિમચ, જાવદ, અને ગઢવાડા નામના ત્રણ પ્રદેશો હતા તે તેમને પાછા સોંપ્યા હતા.

## છંદ ગીતિકા

શિવલોક ગયે સરદાર ભૂપ સુરૂપ રાજ્ય વિરાજ કે,
બહુ રાજનીતી વિચાર સાર પ્રબન્ધ ઉત્તમ સાજકેં. ૩૨૬
કર શેરસિંહ પ્રધાન પદતેં રામસિંહ ઉતારિકેં,
સિસોદ કુલતેં મદ્યપાન મિટાય દૂષણુ જારિકેં. ૩૨૭
વિષ દેન દોષ અમાત્યકે હતભંદ દેશ નિકારશો,
ચતરેશપે દલ પ્રેશ તેં સિરદાર દુગ્ધ વિકારસો ૩૨૮
અરૂ જોરને નિજ ઠોર પાય અનન્ય ઈશ પ્રભાવતેં,
શઠ ભિલ્લ લોગ અભીત વે હત રાજનીતિ સ્વભાવતેં, ૩૨૯
યુગ સ્વસા વ્યાહન હેતુ ભૂપરૂ બાંધવેશ બુલાયકેં,
બર હેતુ રામ બધેલ ત્યોં રઘુબીર કોં પરણાયકે. ૩૩૦
ફિર આર્ય દુગભકી બગાવત માન માર મિટાયદી,
બેચક્ક ભારત ભૂમિ બો અંગરેજ આન ઉઠાયદી ૩૩૧
તબ રાન ભારત ભાન બાનક મિત્ર ભાવ બનાયકેં,
જબ દૈં પનાહ અનેક ઈગ્લિશ રાખિ પ્રીતિ જનાયકેં. ૩૩૨
મેવાર ભટ્ટન દ્વેષ બિશ્થુરિ વૃત વિસ્તર તેં કહ્યો,
પ્રતિવૃત પાલન અગ્નિ બાલન અંગ પાલન ના સહ્યો. ૩૩૩



## પ્રકરણ ૨૫ મું.

### મહારાણાશ્રી શંભુસિંહ

જ્યારે મહારાણા સ્વરૂપસિંહ પુત્ર હીન અવસ્થામાં અવસાન પામ્યા ત્યારે તેમના ભત્રીજા શાર્દુલસિંહના બાળપુત્ર શંભુસિંહને વિ. સં ૧૯૧૮ ના કારતક સુદ પુર્ણીમા તા. ૧૭ નવેમ્બર ૧૮૬૧ ના રોજ સિંહાસન પ્રાપ્ત થયું. બ્રિટીશ સરકારની સમંત્તિથી શીઘ્ર એક શાસન કમીટી સ્થાપવામાં આવી અને તેમાં કેટલા માનવંતા સરદારો નિયુક્ત કરવામાં આવ્યા. આ સભાસદો રાણાના નામથી મેવાડનું શાસન ચલાવવા લાગ્યા પણ તેમને શાસન કરવાનો સંપૂર્ણ હક્ક નહીં મળવાથી બ્રિટીશ સરકારની સલાહ મુજબ શાસન કાર્ય કરવા લાગ્યા. શાસન કમીટી ન્યાય અનુસાર કરવાના બદલે પોતાની ઈચ્છા મુજબ શાસન ચલાવવા લાગ્યા. તેથી તેનું પરિણામ વિપરીત આવ્યું અને મેવાડમાં ચારે તરફ અત્યાચારનો પોકાર થવા લાગ્યો જેથી મેવાડમાં અશાન્તિ પેદા થઈ.

પોલિટિકલ એજન્ટની સલાહનો બીલકુલ ઉપયોગ સમીતીના સભ્યોએ લેવાની તસ્દી જ લીધી નહીં તેથી બ્રિટીશ સરકારે શાસન ચલાવવાની નવિન પદ્ધિત કરવાનો નિશ્ચય કર્યો. પણ મેવાડનું શાસન ચલાવી શકે તેવો લાયક માણસ કોઈ દેખાયો નહિં આથી નવી સમીતી કરવાનો વિચાર માંડી વાળ્યો. પરંતુ દિલગીરી સાથે કહેવું પડે છે કે " મેવાડનું શાસન ચલાવે છે તેવો બુદ્ધિશાળી કોઇપણ સરદાર પોલિટિકલ એજન્ટને જણાયો નહિં એ વિશ્વાસ પાત્ર નથી, તેનું કંઈ પણ કારણ ગુપ્ત જ હોવું જોઈએ." વળી એક શાસન સમીતી સ્થાપવામાં આવી અને તેના સભ્ય તરીકે ત્રણ જણને નક્કી કરવામાં આવ્યા. તેમાંના એક સામંતને સભાપતિ બનાવ્યો. પોલિટિકલ એજન્ટે જ આ સભાપતિ ચુંટી કાઢયો હતો પણ સરળ સ્વભાવના રાજપૂત સામંતે જણાવ્યું કે " જ્યાં સુધી પુરેપુરી સત્તા આપવામાં આવે નહીં ત્યાં સુધી હું શાસનની સેવા બજાવી શકીશ નહીં " બ્રિટીશ સરકારની ઇચ્છા સામંતને સંપૂર્ણ સત્તા સોંપવાની હતી જ નહીં. તેથી પોલિટિકલ એજન્ટ પોતે જ સભાપતિ બન્યો અને બીજા બે રજપૂતો સાધારણ સભ્ય બન્યા.

પોલિટિકલ એજન્ટે શાસન ભાર ગ્રહણ કર્યો તેથી મેવાડમાં સુધારા વધારાની વૃદ્ધિ થતાં વાર લાગી નહીં. અને તમામ અવ્યવસ્થા દૂર થઈ શાન્તિ સ્થપાઈ ગઈ બ્રિટીશ સરકારની આ વ્યવસ્થા ઘણી જ પ્રસંશા પાત્ર બની બ્રિટીશ સરકારે મહારાણાને રાજ્યશિક્ષા ( શિખામણ) આપવાને આજ્ઞા કરવાથી તેમને

શાસન સબધી તમામ શિક્ષા આપવામા આવી હતી સિપાઈઓના બળવા પછી ભારતવર્ષના પ્રથમ વાઇસરોઇ લોર્ડ કેનીંગે ભારતવર્ષના સમસ્ત દેશી રાજાઓને દત્તક લેવાનો અધિકાર આપ્યો હતો તેથી દેશીરાજ્યોના અગ્રેસર મેવાડના રાણાને પણ દત્તક લેવાનો અધિકાર પ્રાપ્ત થયો છે

સિપાઈઓનો બળવો શાન્ત થયા પછી ભારત સામ્રાજ્ય ઈસ્ટ ઈન્ડીઆ કપનીના હાથમાથી ઇગ્લાડની મહારાણી વિક્ટોરીયાના હાથમા ગયુ હવે દેશી રાજાઓના સન્માન અર્થે એક જાતની નવી ઉપાધિ યોજવામા આવી આ ઉપાધિનું નામ ' ભારત નક્ષત્ર ' (STAR OF INDIA) છે મહારાણા શભુસિહને બ્રિટીશ સરકારે પ્રથમ શ્રેણીના પદ સહિત ' ગ્રેટ કમાન્ડર સ્ટાર ઑફ ઈન્ડીઆ " મહામાન્ય ઉપાધિથી વિભુષીત કર્યા ઈ સ ૧૮૫૭ ના સિપાઈઓના બળવા પ્રસગે ઉદયપુરના મહારાણાને બ્રિટીશ સરકારે ઘણીજ સહાય આપી હતી તેથીજ તેમને પુરસ્કાર સ્વરૂપે આ ઉપાધિ મળી હતી પણ આ પ્રસગે અત્યત અરૂચીકર ઉલ્લેખ કરવો આવશ્યક છે અમારા પાઠકોને આ વાત સુવિદિત છે કે સિધીયા અને હોલકરે મેવાડના ઘણા ભાગો પર પોતાનો અધિકાર સ્થાપીત કરી દીધો હતો જે વખતે મહારાણા ભિમસિહ બ્રિટીશ સરકાર સાથે પ્રથમ સધિ કરી હતી તે પ્રસગે બ્રિટીશ સરકાર પતિજ્ઞા કરી હતી કે ' સુયોગ પ્રાપ્ત થતાં સિધીયા અને હોલકરના અન્યાય પૂર્વક હસ્તગત કરેલા તમામ પ્રદેશો પાછા અપાવવા સારૂ અમારાથી બનતા પ્રયાસો કરીશું ' તે ભાગો બ્રિટીશ સરકારની સહાયથી પાછા મળશે એ આશાએજ ભિમસિહ રાણા પોતાનો સમય વ્યતિત કરતા હતા અને તેમના પછીના રાણાઓએ પણ પોતાનું જીવન આ આશામાજ પુરૂં કર્યું હતું હવે ઈ સ ૧૮૫૭ મા જ્યારે ભયકર બળવો જાગ્યો ત્યારે મેવાડના તમામ રાજપૂતો અને રાણા સ્વરૂપસિહ બ્રિટીશને વિશેષ સહાય આપી હતી

આ વખતે મેવાડના પોલિટિકલ એજન્ટ કેપ્ટન સેન્ડર્સને રાણાની દીર્ઘકાળની પ્રાર્થના લક્ષમા લઈ મહારાણાના પૂર્વ તાબાના નિસ્વારીયા પ્રદેશો પર તેમનો પૂર્ણ અધિકાર સ્થાપવા માટે રાણાની સેનાને આજ્ઞા કરી આ આજ્ઞા થતા જ મેવાડની સેનાએ તે પ્રદેશ હસ્તાગત કર્યો.

મહારાણા શભુસિહ વિ સ ૧૯૧૮ ના કારતક સુદ પૂર્ણિમા તા. ૧૭ નવેમ્બર ૧૮૬૧ ના રોજ મેવાડના સિહાસન પર બિરાજમાન થયા હતા પરતુ અફસોસ ! કે તેમનો અધિકાર થોડો સમય પણ તેમના હાથમાં રહ્યો નહીં અને ઘણાજ અલ્પ કાળમા પોતે વિ સ. ૧૯૩૧ ના આસો વદ ૧૩ તા૭ ઓક્ટોબર ૧૮૭૪ ના દિવસે ફક્ત ૨૭ વર્ષની નાની ઉમરે તેઓશ્રી

પુત્રહીન અવસ્થામાં પરલોકવાસી થયા. મહારાણા શંભુસિંહનું અકાળ મૃત્યુ થવાથી મેવાડની સમસ્ત પ્રજા શોક સાગરમાં ડુબી ગઈ. નિર્દય વિધાતાએ મેવાડની સુખદ આશા જડમૂળથી નાશ કરી.

આ વખતે મેવાડનો વિસ્તાર ૧૧૬૧૪ ચોરસ માઈલનો હતો અને જનસંખ્યા ૧૧૬૧૪૦૦ ની હતી, પાયદળ સૈનીકોની સંખ્યા ૧૫૧૦૦ ની હતી. ઘોડેસ્વારોની સંખ્યા ૬૨૪૦ ધનુષ્ય સંખ્યા ૫૩૮ અને ઉપજ ૪૦૦૦૦૦૦ ચાલીશ લાખની હતી.

ત્રોટક છંદ

રજતાચલ ભૂપ સરૂપ ગયે, નૃપ આસન શંભુ નૃપાલ ભયે,
શિશુ ભૂપ નિહાર પ્રબન્ધ ચહ્યો, અંગરેજનકો અધિકાર રહ્યો, ૩૩૪
સિરદારન કી ઇક મેલ સભા, નિજ સ્વાર્થ સાધક હીન પ્રભા,
કર ખારજ પંચ નિકાર દિયે, યુગ ભ્રત્તિનકોં સુખતાર કિયે. ૩૩૫
જબ બાગિય હોય પ્રજા નિકરી; હટનાલ હિ બંધ કરી બિકરી,
ફિર શંભુનિવાસ અવાસ બન્યો, મહિપાલહિકો અધિકાર મલ્યો, ૩૩૬
પદ કે હરિસિંહ પ્રધાન દિયો, જિહિ દિગ્ઘ અકાલ પ્રબંધ કિયો,
ફિર ખાસ સભા બનવાય ભલે, નિજ શાસનસે સમ કામ ચલે, ૩૩૭
અજમેર પધારન કાજ ચલે, તિહિં ઠોં હિતકારક લાઠ મિલે,
નૃપ ઋલ્લહિકી અભિલાષ ફલી, દિય ઇજ્જત શંભુ દિવાન ભલી. ૩૩૮
અતિ ઉત્તમ રાજપ્રબંધ કિયે, લઘુ ઉંમરમેં જશ વાસ લિયો,
તગમો બડ ક્ષીન પઠાય દિયો, ફિર શંભુ હિમાચલ વાસકિયો. ૩૩૯



## પ્રકરણ ૨૬ મું.

### મહારાણા શ્રી સજ્જનસિંહ

મહારાણા શંભુસિંહના અકાળ અવસાનથી તેમના ભત્રિજા સોહનસિંહ અને શક્તિસિંહથી રાજ્યને કોઇ જાતનો લાભ થઈ શકે તેમ નહિં હોવાથી મહારાણા શંભુસિંહને જ્યારે બચવાની આશા ન રહી ત્યારે બ્રિટિશ સરકારે આપેલો દત્તક લેવાનો અધિકાર અનુસારે પોતાના મોટા ભત્રિજા સજ્જનસિંહને દત્તક લીધા આ વખતે સજ્જનસિંહની ઉમર ૧૬ વર્ષની હતી. મહારાણા શંભુસિંહ પરલોકવાસી થયા બાદ મેવાડના સિંહાસન ઉપર મહારાણા સજ્જનસિંહ બેઠા કે તરતજ મેવાડના શાસનની વ્યવસ્થા કરવામાં આવી હજી મહારાણા વ્હેવારકુશળ નહોતા તેથી શાસન સમિતી સ્થાપન કરવામા આવી. તેમા મહેતા ગોકુલ ચંદ અને અર્જુનસિંહ મંત્રી તરીકે નીમાયા બીજા ચાર સરદારોની સાથે મળી ઉક્ત મંત્રીઓ શાસન ભાર વહન કરવા લાગ્યા પોલિટિકલ એજન્ટ આ શાસન સમિતોના સભાપતિ બન્યા.

શાસન સમિતી નિમાયા પછી દરેક જાતના શાંતિના અને પ્રજાના લાભના ઉપાયો યોજવામાં જરાપણ વિલંબ ન કર્યો. પ્રથમકાર્ય મેવાડમાં શિક્ષણપદ્ધતિ નહોતી અને સરદારો તથા સામંતોમા વિદ્યાનું પુરેપુરૂ જ્ઞાન નહોતું તેથી સમિતીએ તેનો સારો પ્રચાર કરી મેવાડમા વિદ્યાનું બીજ રોપ્યું અને મહારાણા સજ્જનસિંહને વિદ્યા આપવાનો પ્રબંધ કર્યો

દિવાન જાની બિહારીલાલને મહારાણાના શિક્ષક તરીકે રાખ્યા તેમણે મહારાણાને સંપૂર્ણ જ્ઞાન આપવામા જરાપણ કચાસ રાખી નહિ અને મહારાણાને અંગ્રેજી, ઉર્દૂ, ફારસી, અને માતૃભાષાનું ઘણુંજ ઉત્તમ જ્ઞાન આપ્યું. બાપ્પારાવલના વંશમા રાણા સજ્જનસિંહે જ પ્રથમ અંગ્રેજી ભાષાનું જ્ઞાન મેળવ્યું

રાજ્યની વ્યવસ્થા ઘણીજ સુંદર રીતે કરી અને દરેક ખાતામા સારા સારા માણસોની ગોઠવણ કરી જેથી રાજ્યની ઉપજ પણ વધવા લાગી તેથી વેપારવણજ અને પ્રજાની આબાદી દિવસે દિવસે પગભર થવા લાગી ઉત્તમ શાસનના પ્રભાવથી મેવાડમા દરેક જાતની અશાંતિ દૂર થઇ શાંતિ પ્રસરી રહી જેથી પ્રજા પણ આનંદમા પોતાના દિવસો વ્યતિત કરવા લાગી

મહા માનનિય ભરતેશ્વરીના મોટા પુત્ર અને ભારતના ભાવી સમ્રાટ

પ્રીન્સ ઓફ વેલ્સ બહાદુર ઈ. સ. ૧૮૫૭ ના નવેમ્બર માસમાં હિંદુસ્તાન જોવાની ઈચ્છાથી આવ્યા. આ પ્રસંગે મહારાણા સજ્જનસિંહ પોલિટિકલ એજન્ટની સલાહથી મુંબઈ ગયા હતા. તા. ૫ નવેમ્બરના દિવસે પ્રિન્સ ઓફ વેલ્સ મુંબઇ બંદરે ઉતરી મહારાણા તથા અન્યન્ય રાજાઓની મુલાકાત લીધી અને તેમના તરફથી સન્માન ગ્રહણ કર્યું. તા. ૬ નવેમ્બરના દિવસે પ્રિન્સ ઓફ વેલ્સ મહારાણા સજ્જનસિંહની સાથે મુંબઈની મોટી મોટી ઇમારતો જોવા ગયા હતા. તેમણે મહારાણાને ઘણાજ માનપૂર્વક પોતાની સાથે ફેરવ્યા હતા. તેઓ કેટલાક દિવસ મુંબઈમાં રહ્યા અને તેઓશ્રીએ મહારાણાના નિવાસસ્થાનમાં પણ મુલાકાત આપી હતી.

તા. ૧ જાન્યુઆરી ૧૮૭૭ ના દિવસે મહા માનનિય મહારાણી શ્રીમતિ વિક્ટોરીઆના પ્રતિનિધિ લોર્ડ લીટને ભારત વર્ષની પ્રાચીન રાજધાની દિલ્હીમાં મોટો રાજદરબાર ભર્યો. આ વખતે મહારાણા સજ્જનસિંહને આમંત્રણ આપવામાં આવ્યું હતું. તેથી મહારાણા પુષ્કળ સરદારો સામંતો અને સેવકોને લઈ દિલ્હી દરબારમાં તા. ૨૬ ડીસેમ્બર ૧૮૭૬ ના દિવસે પધાર્યા હતા, ત્યારે તેમના માનમાં સત્તર તોપો ફોડવામાં આવી હતી. જ્યારે તેઓ મુલાકાત લઈ પાછા ફર્યા ત્યારે અંગ્રેજ સેનાએ લશ્કરી ઢબે હથીઆર નમાવી માન આપ્યું હતું. જ્યારે બ્રિટિશ રાજ્ઞીને ભારતેશ્વરીની ઉપાધિ મહા આડંબર સાથે આપવામાં આવી હતી ત્યારે મહારાણાએ શિબીરમાં પ્રવેશ કર્યો કે તરતજ ભારત વર્ષના વાઈસરોય લોર્ડ લીટને (સાંપ્રત અર્લ ) તેમને આદરપૂર્વક પોતાની દક્ષિણ બાજુએ ઉચ્ચ આસન ઉપર બેસાડયા. મહારાણા પોતાના આસનપર બેઠા. મેવાડના ગત મહારાણાઓએ બ્રિટિશ સરકાર સાથે સારી મિત્રતા રાખી હતી તેનું વિવેચન કરવામાં આવ્યું. જ્યારે એક સૈનીકે એક પતાકા લાવીને વાઇસરોયના આસન સન્મુખ ઉપસ્થિત કરી ત્યારે મહારાણા પોતાના પ્રતિનિધિઓ સહિત આગળ ગયા અને નિમ્નલીખીત શબ્દો સહિત તેમના હાથમાં તે પતાકા સ્વયં મહામાન્ય મહારાણીના ઉપહાર સ્વરૂપ છે. અને તેમને ભારતેશ્વરીની ઉપાધિ ધારણ કરી છે. તેના સ્મરણ ચિન્હ તરીકે એ ભેટ આપવામાં આવે છે. અને જે સબંધ છે તે કાયમ નિભાવી રાખશો.

જ્યારે મહારાણા સજ્જનસિંહે સન્માનપૂર્વક ઉક્ત પતાકા ગ્રહણ કરી. ત્યારે માનનિય વાઈસરોય બહાદુરે લાલસૂત્રમાં પરોવેલું એક સુવર્ણ પદક મહારાણાના ગળામાં આરોપીત કર્યું. વાઈસરોયે આ પદક પહેરાવતી વખતે કહ્યું કે ભારતેશ્વરીની આજ્ઞાથી આ પદકથી આપને મેં વિભુષીત કર્યા છે. આપ સદાકાળ એને ધારણ કરો ! એમાં તારીખ લખવામાં આવી છે, તેથી આપના વંશજોને એ કયારે આપવામાં આવ્યું છે તે સદા યાદ રહેશે. પદક પ્રાપ્ત થયા

તા. ૮ જુલાઈ ૧૮૫૯ ના રોજ થયો હતો. તથા રાજ્યાભિષેક વિ. સં. ૧૯૩૧ ના આસો વદ ૧૩ તા. ૮ ઓક્ટોમ્બર ૧૮૭૪ ના દિવસે થયો હતો. મહારાણાશ્રી ફક્ત દશ વર્ષ ત્રણ મહિના અને આઠ દિવસ રાજ્ય કરીને પરલોકવાસી થયા હતા. એઓશ્રીની લંબાઈ પાંચ ફૂટ અને આઠ ઈંચની હતી. શરીરે ઘણાજ મજબુત હતા. અને પોતે ઘણાજ ખૂબસુરત હતા. મહારાણાશ્રીએ રાજ્યમાં દરેક ધર્મના તેમજ પ્રજાના ઉપયોગ માટે ઘણી ઘણી ઈમારતો, મંદિરો બંધાવ્યાં હતાં. તેમજ પ્રજા ઉપયોગી કાર્યમાં રાજ્યની આબાદીના કામો કર્યા હતાં તેમાં કુલ ખર્ચ રૂપિયા ૨૬૧૬૨૩૧–૧૨–૨ કરવામાં આવ્યા હતા.

આ પ્રમાણે મહારાણાશ્રી સજ્જનસિંહની સુવાસ તથા કિર્તિ પોતે પરલોકવાસી થયાં છતાં પણ આજે મેવાડીઓના હૃદયમાં ગુંજી રહેલ છે. પરમાત્મા ! તેવા પુરુષોને હંમેશાં શાંતિ મળો.

છપ્પો

સજ્જન હતો સજ્જન, વળી સજ્જનતા સારી,<br>
સજ્જનતાની છાપ પડી, બ્રિટીશ પર ભારી.<br>
હતો પ્રજાનો પ્રાણ, પ્રજા પણ પ્રાણથી પ્યારી,<br>
વળી હતો શૂરવીર, વધારી કિર્તિ સારી.<br>
એવા રાણા સજ્જનસિંહ, સજ્જનતા ધરતા ગયા,<br>
કહે ભોગી રાણા સજ્જન, યશકિર્તિ વરતા ગયા. ૩૪૦

છપ્પો

દઈ વિદ્યાનું જ્ઞાન, પ્રજાને અતિ સુધારી,<br>
લઘુ ઉંમરની માંહી, વધારી ઉપજ સારી,<br>
ધરી નિતીને ન્યાય, સિંહાસન દીધું દિપાવી,<br>
સૂર્યવંશીની ટેક નેક, બહુ સુંદર શોભાવી,<br>
કાળ ગોઝારો આવતાં, રાણાશ્રી સપડાઈ ગયા,<br>
કહેભોગી સજ્જન વિયોગે, મેવાડીઓ સહુ રોઈ રહ્યા. ૩૪૧



પછી મહારાણાને એક અધિક બીજુ સન્માન મળ્યુ હવે તેમને ૨૧ તોપોનું માન આપવાનો ઠરાવ થયો વળી મહારાણાના મંત્રી મહેતા પન્નાલાલને કોઠાધ્યક્ષ અને છગનલાલને સન્માન સૂચક રાય ની ઉપાધિ પ્રાપ્ત થઈ

બ્રિટિશ રાજપ્રતિનિધિ લોર્ડ લીટન બહાદુરે મહારાણી વિક્ટોરીઆને ભારતેશ્વરીની ઉપાધિ અર્પણ થયેલી જાહેર કરી ત્યાર પછી મહારાણા સજ્જનસિંહ આ પ્રમાણે સન્માન સહિત પોતાના રાજ્યમાં પાછા ફર્યા એ દરબારમા તેમને જે સન્માન મળ્યુ હતુ તે કાંઈ અતીવ સન્માન નહોતું તેમને ભારત સરકારે ઇ સ ૧૮૮૧ મા જીસી એસ આઇ ( ગ્રેટ કમાન્ડર સ્ટાર ઓફ ઈન્ડીયા અથવા ભારત વર્ષના પ્રથમ નક્ષત્ર ) ની ઉપાધિથી વિભુષીત કર્યા રાણા સજ્જનસિંહે રાજ્ય કારભાર ઘણો જ કુશળતા પૂર્વક ચલાવ્યો અને પોતાના રાજ્યમા રાજ પ્રજા બંનેના લાભ સાચવી રાજ્ય શાસન સુંદર રીતે ચલાવ્યુ એના ફળ આજે વિદ્યમાન છે શહેર બહાર સજ્જનગઢ નામનો કિલ્લો બનાવ્યો અને સજ્જનનિવાસ નામનો બાગ કરાવ્યો આ સિવાય લોકોપયોગી હોસ્પીતાલ સ્કુલો પાઠશાળા અને સડકો વિગેરેથી નગરની શોભા ઘણી ઉત્તમ બનાવી હતી

વિ સં ૧૯૪૧ ના પોષ સુદ ૬ તા. ૨૩ ડીસેમ્બર ૧૮૮૪ ના દિવસે મહારાણા સજ્જનસિંહ પોતાની પચીસ વર્ષની નાની ઉમરે થોડા દિવસની બિમારી ભોગવી પરલોક સિધાવ્યા રાણાશ્રીના સ્વર્ગગમનથી આખા રાજસ્થાનમા શોક વ્યાપી ગયો. વળી બહારના લોકોને તેમના અકાળ મૃત્યુથી ઘણો જ આઘાત થયો. તે મેવાડના અધિશ્વર હતા તો પણ તેમને સમસ્ત ભારતવર્ષના આર્ય સતાનોના હૃદયમાં એવી ઉંડી અસર કરી હતી કે સર્વ હિંદુઓના અધિપતિ માનવામા આવ્યા હતા આ વખતે મેવાડના રાજ્યનો વિસ્તાર ૧૧૬૧૪) ચોરસ માઇલ હતો. તે ભારતના પાટનગર કલકત્તાથી ૧૧૩૧) માઇલ દૂર છે શાસન પ્રભાવથી રાજ્યની ઉપજ પુષ્કળ વધી ગઈ હતી, રાજ્યની ઉપજ ૬૪,૦૦,૦૦૦) રૂપીઆની થવા પામી હતી આ ઉપજમાંથી મહારાણા બ્રિટીશ સરકારને ૨,૦૦,૦૦૦) રૂપીઆ અને ભીલ્લ સેનાના ખરચ માટે ૫૦,૦૦૦) રૂપીઆ આપે છે સુખ અને શાન્તિના લીધે મેવાડમાં વસ્તી પણ વધવા લાગી હાલમાં મહારાણા પાસે ૨૫૩) ધનુષ્યો, ૧૩૩૮) ગોલદાજો, ૬૨૪૦) અસ્વારો અને ૧૩૨૬૦૦ પાયદળ સૈન્ય હતું આ પ્રમાણે રાજ્યનો વિસ્તાર અને આવક મેવાડના રાજ્યની રાણા સજ્જનસિંહના વખતનાં હતી

મહારાણા શ્રી સજ્જનસિંહનો જન્મ વિ સ ૧૯૧૬ ના અષાડ સુદ ૯



(સ્વર્ગવાસી) શ્રીમાન્ ક્ષત્રિય કુલશિરોમણી સૂર્યવંશી મહારાણાશ્રી
**શ્રી ફત્તેહસિંહજી બહાદુર** (ઉદયપુર મેવાડ)
જી. સી. એસ. આઈ. જી. સી. બી. ઓ.

જેઓશ્રીએ બે લાખ પાંત્રીશ હજારની આંગી શ્રી કેસરીયાજી ભગવાનને
અર્પણ કરી પોતાની અપુર્વ શ્રદ્ધા બતાવી છે

## પ્રકરણ ૨૭ મું.

### મહારાણા શ્રી ફત્તેહસિંહ (જી, સી, એસ આઈ)

કુદરતની અજબ ઘટના જગતના તખ્તા પર ભજવ્યા કરે છે. કાળ પોતાનું કામ બજાવ્યા કરે છે જ્યારે મહારાણા સજ્જનસિંહ નિઃસંતાન અવસ્થામાં ગાદીવાસી થયા ત્યારે મહીમહેન્દ્ર આર્યકુળકમલ દિવાકર શ્રી ૧૦૮ શ્રીમાન મહારાણા શ્રી ફત્તેહસિંહજી તા ૨૪ ડીસેમ્બર ૧૮૮૪ ના દિવસે રાજ્ય સિંહાસન પર બિરાજમાન થયા.

ક્ષત્રિયકુળમાં જે જે ગુણો જોઈએ તે સર્વ ગુણો મહારાણા ફત્તેહસિંહજીમાં હતા. ફત્તેહસિંહજીના વખતમાં પ્રજાને ન્યાય બરાબર મળતો હતો, રાજ્યના દરેક કાર્યો પોતાની દેખરેખ સિવાય કદિપણ કરવામાં આવતાં નહોતાં. આ રાણા દિવસમાં આઠ કલાક કામ કરતા હતા. તેમજ નાનામાં નાના માણસની અરજ સાંભળતા. અને ઘટતો જવાબ વાળતા હતા. આ સિવાય રાજ્ય તથા પ્રજાના હિતમાં ઘણા સુધારા વધારા કર્યા હતા. અને વિદ્યા તથા કેળવણીનો ઘણો સુંદર પ્રચાર કરી મેવાડની ઉન્નતિ કરવામાં ઉત્તમ ફાળો આપ્યો હતો. રાજ્ય અને પ્રજાની આબાદી કેમ થાય ! પ્રજામાં અપૂર્વ શાંન્તિ કાયમ માટે કેમ સચવાય તેનો વિચાર કરી પોતે પોતાની' મતિ અનુસાર અમલ કર્યા જ કરતા હતા. તેમજ પોતે પ્રજાને પોતાની ગણી શાસન ચલાવતા અને ન્યાય આપતા હતા.

રાજવિમાં જે જે ગુણો જોઇએ તે તમામ ગુણો આ રાજવિમાં દ્રષ્ટિગોચર થતા હતા. આ પ્રમાણે રાણાશ્રીએ પોતાના રાજ્યની આબાદી ઘણી જ વધારી હતી. તથા વહેવાર કુશળતા પણ સુંદર દીપાવી હતી. સર્વ રાજાઓમાં તેમનું સ્થાન ઘણું આગળ પડતું હતું આ વખતે મેવાડમાં ચોર, ડાકુ, હરામી અને જુલ્મગારોનું નામ-નિશાન દેખાતું નહોતું તેઓથી ઘણા બાહોશ શૂરવીર અને સાહસીક હતા.

મહારાણાથી ફત્તેહસિંહની કારકીર્દી સારાય બ્રિટિશ સામ્રાજ્યમાં વખણાઈ ગઈ હતી. બાપ્પારાવલની આબરૂ બ્રિટિશ સરકાર આગળ ક્રમે ક્રમે વધતી જતી હતી. તેમના રાજ્યમાં ઉદ્યોગ વિદ્યા અને કળા ઘણી ખિલવા લાગી જ્યાં જુઓ ત્યાં એજ્યુકેશનો માટે સ્કુલો શહેર અને ગામડામાં ચાલુ કરી વળી ગરીબ પ્રજા માટે દવાખાનાની સગવડ કરી હતી તેમ રાજ્યમાં ખુશામતિઆનું જોર જરાપણ ચાલવા દીધું નહતું વળી મહારાણાએ પોતાના નામથી ફત્તેહસાગર નામનું



(સ્વર્ગવાસી) શ્રીમાન્ ક્ષત્રિય કુલશિરોમણી સૂર્યવંશી મહારાણાશ્રી
શ્રી ફત્તેહસિંહજી બહાદુર (ઉદયપુર મેવાડ)
જી. સી. એસ. આઈ. જી. સી. બી. ઓ.

જેઓશ્રીએ બે લાખ પાંત્રીશ હજારની આંગી શ્રી કેસરીયાજી ભગવાનને
અર્પણ કરી પોતાની અપુર્વ શ્રદ્ધા બતાવી છે.

## પ્રકરણ ૨૭ મું.

### મહારાણા શ્રી ફત્તેહસિંહ (જી, સી, એસ આઈ)

કુદરતની અજબ ઘટના જગતના તખ્તા પર ચાલ્યા કરે છે. કાળ પોતાનું કામ બજાવ્યા કરે છે. જ્યારે મહારાણા સજ્જનસિંહ નિઃસંતાન અવસ્થામાં પરલોકવાસી થયા ત્યારે મહીમહેન્દ્ર યાદવાર્ય કુલકમલ દિવાકર શ્રી ૧૦૮ શ્રીમાન મહારાણા શ્રી ફતેહસિંહજી તા ૨૪ ડીસેમ્બર ૧૮૮૪ ના દિવસે રાજ્ય સિંહાસન પર બિરાજમાન થયા.

ક્ષત્રિયકુળમાં જે જે ગુણો જોઈએ તે સર્વ ગુણો મહારાણા ફત્તેહસિંહજીમાં હતા. ફત્તેહસિંહજીના વખતમાં પ્રજાને ન્યાય બરાબર મળતો હતો, રાજ્યના દરેક કાર્યો પોતાની દેખરેખ સિવાય કદિપણ કરવામાં આવતાં નહોતાં. આ રાણા દિવસમાં સાત કલાક કામ કરતા હતા. તેમજ નાનામાં નાના માણસની અરજ સાંભળતા. અને ઘટતો જવાબ વાળતા હતા. આ સિવાય રાજ્ય તથા પ્રજાના હિતમાં ઘણા સુધારા વધારા કર્યા હતા. અને વિદ્યા તથા કેળવણીનો ઘણો સુંદર પ્રચાર કરી મેવાડની ઉન્નતિ કરવામાં ઉત્તમ ફાળો આપ્યો હતો. રાજ્ય અને પ્રજાની આબાદી કેમ થાય ! પ્રજામાં અપૂર્વ શાંન્તિ કાયમ માટે કેમ સચવાય તેનો વિચાર કરી પોતે પોતાની મતિ અનુસાર અમલ કર્યા જ કરતા હતા. તેમજ પોતે પ્રજાને પોતાની ગણી શાસન ચલાવતા અને ન્યાય આપતા હતા.

રાજવિમાં જે જે ગુણો જોઈએ તે તમામ ગુણો આ રાજવિમાં દૃષ્ટિગોચર થતા હતા. આ પ્રમાણે રાણાશ્રીએ પોતાના રાજ્યની આબાદી ઘણી જ વધારી હતી. તથા વહેવાર કુશળતા પણ સુંદર દીપાવી હતી. સર્વ રાજાઓમાં તેમનું સ્થાન ઘણું આગળ પડતું હતું. આ વખતે મેવાડમાં ચોર, ડાકુ, હરામી અને જુલ્મગારોનું નામ-નિશાન દેખાતું નહોતું તેઓથી ઘણા બાહોશ શૂરવીર ; અને સાહસીક હતા.

મહારાણાશ્રી ફત્તેહસિંહની કારકીર્દી સારાય બ્રિટિશ સામ્રાજ્યમાં વખણાઈ ગઈ હતી. બાપ્પારાવલની આબરૂ બ્રિટિશ સરકાર આગળ ક્રમે ક્રમે વધતી જતી હતી. તેમના રાજ્યમાં ઉદ્યોગ વિદ્યા અને કળા ઘણી વિકસવા લાગી જ્યાં જુઓ ત્યાં એજ્યુકેશનો માટે સ્કુલો શહેર અને ગામડામાં ચાલુ કરી. વળી ગરીબ પ્રજા માટે દવાખાનાની સગવડ કરી હતી. તેમ રાજ્યમાં ખુશામતિઆનું જોર જરાપણ ચાલવા દીધું નહતું વળી મહારાણાએ પોતાના નામથી ફત્તેહસાગર નામનું

મોટું વિશાળ તળાવ બંધાવ્યું હતું. આવા અનેક કાર્યોને લઈ ઇ. સં. ૧૮૮૭ માં મહારાણી વિકટોરીઆની જ્યુબિલીના પ્રસંગે મહારાણાશ્રીને ( જી, સી, એસ, આઈ. )ની ઉપાધિ મળી હતી.

આ પ્રમાણે મેવાડના ઇતિહાસની પૂર્ણાહુતિ કરતાં પહેલાં મારે વાંચકોનું ધ્યાન ખેંચવું જોઈએ જ. આ ઇતિહાસના સંશોધનમાં મારી શક્તિ અનુસાર શોધ કરી જે જે વસ્તુ મને સત્ય લાગી, તેમજ ઇતિહાસીક દ્રષ્ટિએ જ એ સાચી અને સત્ય હકીકત મૂકવામાં આવી છે. આ પ્રમાણે મેવાડની નંદનવન ભૂમિમાં અનેક મહાપુરુષો, અમાત્યો, શૂરવીરો, અને મહામંત્રીઓ થઈ ગયા છે. તે દરેકે પોતાનું સ્વમાન સાચવવા ખાતર પોતાના પ્રાણના બલિદાન આપવામાં પણ પાછી પાની મૂકી નથી. કહેવતમાં કહ્યું છે કેઃ—બહુ રત્ના વસુંધરા દુનિઆ એવી છે કે જ્યાં અનેક રત્નો પડયાં છે. તેવીજ રીતે મેવાડની ભૂમિ પણ અનેક રત્નોથી વિભૂષીત છે. પરમાત્મા ! મેવાડની ભૂમિને હંમેશાં સુખી રાખે અને સૂર્યવંશનો તાજ અવિચળ અમર તપે એજ ભાવના.



મોટું વિશાળ તળાવ બંધાવ્યું હતું. આવા અનેક કાર્યોને લઈ ઇ. સં. ૧૮૮૭ માં મહારાણી વિક્ટોરીઆની જ્યુબિલીના પ્રસંગે મહારાણાશ્રીને ( જી, સી, એસ, આઈ. )ની ઉપાધિ મળી હતી.

આ પ્રમાણે મેવાડના ઈતિહાસની પૂર્ણાહુતિ કરતાં પહેલાં મારે વાંચકોનું ધ્યાન ખેંચવું જોઈએ જ. આ ઈતિહાસના સંશોધનમાં મારી શક્તિ અનુસાર શોધ કરી જે જે વસ્તુ મને સત્ય લાગી, તેમજ ઇતિહાસીક દ્રષ્ટિએ જ એ સાચી અને સત્ય હકીકત મૂકવામાં આવી છે. આ પ્રમાણે મેવાડની નંદનવન ભૂમિમાં અનેક મહાપુરુષો, અમાત્યો, શૂરવીરો, અને મહામંત્રીઓ થઈ ગયા છે. તે દરેકે પોતાનું સ્વમાન સાચવવા ખાતર પોતાના પ્રાણના બલિદાન આપવામાં પણ પાછી પાની મૂકી નથી. કહેવતમાં કહ્યું છે કે:—બહુ રત્ના વસુંધરા દુનિઆ એવી છે કે જ્યાં અનેક રત્નો પડયાં છે. તેવીજ રીતે મેવાડની ભૂમિ પણ અનેક રત્નોથી વિભૂષીત છે. પરમાત્મા ! મેવાડની ભૂમિને હંમેશાં સુખી રાખે અને સૂર્યવંશનો તાજ અવિચળ અમર તપે એજ ભાવના.



## દરેક મોટા દેશી રાજ્યોની યાદી.

| નંબર | રાજ્યનું નામ | પ્રાંતનું નામ | રાજાની ઓળખ | રહીસની જાત | તોપની સલામી |
|---|---|---|---|---|---|
| ૧ | અજયગઢ | બુંદેલખંડ | મહારાજા | બુંદેલા રાજપુત | ૧૧ |
| ૨ | અલવર | રાજપુતાના | મહારાજા | કચ્છવાહા નરૂકા રાજપુત | ૧૫ |
| ૩ | અલી-રાજપુર | સેન્ટ્રલ ઈન્ડીઆ | મહારાણા | સિસોદીયા રજપુત | ૯ |
| ૪ | ઈન્દોર | સેન્ટ્રલ ઈન્ડીઆ | મહારાજા | મરહટા | ૧૯ |
| ૫ | ઇડર | મહીકાંઠા (ગુજરાત) | મહારાજા | રાઠોડ રાજપુત | ૧૫ |
| ૬ | ઉદયપુર (મેવાડ) | રાજપુતાના | મહારાણા | સીસોદિયા | ૧૯ |
| ૭ | ઉદયપુર છોટા | રેવાકાંઠા (ગુજરાત) | રાજા | ચોહાણ રાજપુત | ૯ |
| ૮ | ઓરછા | બુંદેલખંડ | મહારાજા | બુંદેલા રાજપુત | ૧૫ |
| ૯ | કચ્છ | મુંબઈ | મિરજા મહારાવ | જાડેજા રાજપુત | ૧૭ |
| ૧૦ | કપૂરથલા | સતલજ પાર | રાજા | શીખ | ૧૧ |
| ૧૧ | કરૌલી | રાજપુતાના | મહારાજા | યાદવ રાજપુત | ૧૫ |
| ૧૨ | કારોંડ (કાલાહાંડી) | સેન્ટ્રલ ઇન્ડીઆ | રાજા | ગડવંશી રાજપુત | ૯ |
| ૧૩ | કાલુર (બીલાસપુર) | સતલજની આ બાજુ | રાજા | રાજપુત | ૧૧ |

| નંબર | રાજ્યનું નામ | જીલ્લાનું નામ | રાજાની ઓળખ | રહીસની જાત | તોપની સલામી |
|---|---|---|---|---|---|
| ૧૪ | કાશ્મીર | પંજાબ | મહારાજા | ડોગરા રાજપુત | ૨૧ |
| ૧૫ | કૃષ્ણગઢ | રાજપુતાના | મહારાજા | રાઠોડ રાજપુત | ૧૫ |
| ૧૬ | કુચબિહાર | બંગાલ | મહારાજા | રાજવંશી રાજપુત | ૧૩ |
| ૧૭ | કોચીન | મદ્રાસ | રાજા | ચેતિયર રાજપુત | ૧૭ |
| ૧૮ | કોટા | રાજપુતાના | મહારાવ | ચોહાણ હાડા રાજપુત | ૧૭ |
| ૧૯ | કોલ્હાપુર | મુંબઈ | મહારાજા | મરહટા | ૧૯ |
| ૨૦ | ખંભાત | મુંબઈ | નવાબ | પઠાણ મુસલમાન | ૧૧ |
| ૨૧ | ખિલચીપુર | ભોપાલ | રાવ | ખીચી રાજપુત | ૯ |
| ૨૨ | ખૈરપુર | સિંધ | નવાબ | બિલ્લોચી | ૧૫ |
| ૨૩ | ગહરવાલ (ટેહરી) | પશ્ચિમોત્તર દેશ | રાજા | રાજપુત | ૧૧ |
| ૨૪ | ગોંડલ | કાઠિયાવાડ | ઠાકુર | જાડેચા રાજપુત | ૯ |
| ૨૫ | ગ્વાલિયર | સેન્ટ્રલ ઈન્ડીઆ | મહારાજા | મરહટા | ૧૯ |
| ૨૬ | ચંબા | પંજાબ | રાજા | રાજપુત | ૧૧ |
| ૨૭ | ચરખારી | બુંદેલખંડ | મહારાજા | બુંદેલા રાજપુત | ૧૧ |
| ૨૮ | છત્રપુર | એજન | રાજા | પંવાર રાજપુત | ૧૧ |
| ૨૯ | જયપુર | રાજપુતાના | મહારાજા | કછવાહા રાજપુત | ૧૭ |
| ૩૦ | જયસલમેર | રાજપુતાના | મહારાવલ | યાદવ ભાટી રાજપુત | ૧૫ |

| નંબર | રાજ્યનું નામ | ઇલાકાનું નામ | રાજાની ઓળખ | રઈસની જાત | તોપ સલામ |
|---|---|---|---|---|---|
| ૩૧ | જાવરા | માલવા | નવાબ | પઠાણ મુસલમાન | ૧૩ |
| ૩૨ | જુનાગઢ | કાઠિયાવાડ | નવાબ | બાબી મુસલમાન | ૧૧ |
| ૩૩ | જોધપુર (મારવાડ) | રાજપુતાના | મહારાજા | રાઠોડ રાજપુત | ૧૭ |
| ૩૪ | જંજીરા | મુંબઈ | નવાબ | સીદી મુસલમાન | ૯ |
| ૩૫ | ઝાબુઆ | સેન્ટ્રલ ઇન્ડીઆ | રાજા | રાઠોડ રાજપુત | ૧૧ |
| ૩૬ | ઝાલાવાડ | રાજપુતાના | મહારાજા-રાણા | ઝાલા રાજપુત | ૧૫ |
| ૩૭ | ઝીંદ | સતલજની ઉલટી તરફ | રાજા | શિખ | ૧૧ |
| ૩૮ | ટિપરા | ઉત્તર પૂર્વી સરહદ | રાજા | ક્ષત્રિય | ૧૩ |
| ૩૯ | ટોંક | રાજપુતાના | નવાબ | પઠાણ | ૧૭ |
| ૪૦ | ડુંગરપુર | રાજપુતાના | મહારાવલ | સીસોદિઆ રાજપુત | ૧૫ |
| ૪૧ | ત્રાવણકોર | મદ્રાસ ઇલાતહ | મહારાજા | રાજપુત | ૨૧ |
| ૪૨ | દતિયા | બુંદેલખંડ | મહારાજા | બુંદેલા રાજપુત | ૧૫ |
| ૪૩ | દેવાસ | સેન્ટ્રલ ઇન્ડીઆ | રાજા | પંવાર રાજપુત | ૧૫ |
| ૪૪ | ધર્મપુર | સુરત | રાજા | સીસોદિઆ રાજપુત | ૯ |
| ૪૫ | ધરોલ | કાઠિયાવાડ | ઠાકોર | જાડેજા રાજપુત | ૯ |
| ૪૬ | ધાર | માલવા | મહારાજા | પંવાર રાજપુત | ૧૫ |
| ૪૭ | ધોલપુર | રાજપુતાના | મહારાજ રાણા | જાટ | ૧૫ |

| નંબર | રાજ્યનું નામ | જીલ્લાનું નામ | રાજાની ઓળખ | રહીસની જાત | તોપની સલામી |
|---|---|---|---|---|---|
| ૪૮ | ધ્રાંગધ્રા | કાઠિયાવાડ | રાજા | ઝાલા રાજપુત | ૧૧ |
| ૪૯ | નરસિંહગઢ | ભોપાલ | એજન | ઉમટ રાજપુત | ૧૧ |
| ૫૦ | નવાનગર | કાઠિયાવાડ | જામ | જાડેજા રાજપુત | ૧૧ |
| ૫૧ | નાગોદ | બઘેલખંડ | રાજા | પડિઆર રાજપુત | ૯ |
| ૫૨ | નાભા | સતલજની આ બાજુ | રાજા | શીખ | ૧૧ |
| ૫૩ | પટિયાલા | એજન | મહારાજા | એજન | ૧૭ |
| ૫૪ | પન્ના | બુંદેલખંડ | મહારાજા | બુંદેલા રાજપુત | ૧૧ |
| ૫૫ | પાલણપુર | મુંબઈ | દીવાન | અફગાન મુસલમાન | ૧૧ |
| ૫૬ | પાલીતાણા | કાઠિયાવાડ | ઠાકોર | ગોહિલ રાજપુત | ૯ |
| ૫૭ | પ્રતાપગઢ | રાજપુતાના | મહારાવત્ | સિસોદીઆ રાજપુત | ૧૫ |
| ૫૮ | પોરબંદર | કાઠિયાવાડ | રાણા | જેઠવા રાજપુત | ૧૧ |
| ૫૯ | ફરીદકોટ | સતલજની આ બાજુ | રાજા | જાટ | ૧૧ |
| ૬૦ | બડવાની | સેન્ટ્રલ ઇન્ડીઆ | રાણા | સિસોદીઆ રાજપુત | ૯ |
| ૬૧ | બડોદા | ગુજરાત | મહારાજા | મરહટા | ૨૧ |
| ૬૨ | બનારસ | પશ્ચિમોત્તર દેશ | મહારાજા | બ્રાહ્મણ ગોતમ | ૧૩ |
| ૬૩ | બહાવલપુર | પંજાબ | નવાબ | દાઉદ પોત્રા મુસલમાન | ૧૭ |
| ૬૪ | [illegible] | બુંદેલખંડ | રાજા | [illegible] | |

| નંબર | રાજ્યનું નામ | સ્થાનું નામ | રાજાની ઓળખ | રાજવંશની જાત | તોપની સલામી |
|---|---|---|---|---|---|
| ૬૫ | વઢવાણ | કાઠિયાવાડ | ઠાકોર | ઝાલા રાજપુત | ૯ |
| ૬૬ | બાવની | બુંદેલખંડ | નવાબ | પઠાણ | ૧૧ |
| ૬૭ | બારિઆ | રેવાકાંઠા | મહારાવલ | ચોહાણ રાજપુત | ૯ |
| ૬૮ | બાલાસિનોર | એજન | નવાબ | ઈરાની મુસલમાન | ૯ |
| ૬૯ | બાંસદા | સુરત | મહારાવલ | સોલંકી રાજપુત | ૯ |
| ૭૦ | બાંસવાડા | રાજપુતાના | મહારાવલ | સિસોદીઆ રાજપુત | ૧૫ |
| ૭૧ | વાંકાનેર | કાઠિયાવાડ | રાજા | ઝાલા રાજપુત | ૯ |
| ૭૨ | બિજાવર | બુંદેલખંડ | સવાઈ મહારાજા | બુંદેલા રાજપુત | ૧૧ |
| ૭૩ | બીકાનેર | રાજપુતાના | મહારાજા | રાઠોડ રાજપુત | ૧૭ |
| ૭૪ | બુંદી | રાજપુતાના | મહારાવ રાજા | હાડા રાજપુત | ૧૭ |
| ૭૫ | ભરતપુર | રાજપુતાના | મહારાજા | જાટ | ૧૭ |
| ૭૬ | ભાવનગર | કાઠિયાવાડ | ઠાકોર | ગોહિલ રાજપુત | ૧૫ |
| ૭૭ | ભોપાલ | સેન્ટ્રલ ઇન્ડીઆ | બેગમ | મિરાઝી ખેલ અફગાન | ૧૯ |
| ૭૮ | મણીપુર | ઉત્તર-પુર્વી હિન્દુસ્તાન | મહારાજા | ક્ષત્રિય | ૧૧ |
| ૭૯ | માલેર કોટલા | સતલજની આ પાર | નવાબ | અફગાન મુસલમાન | ૧૧ |

| નંબર | રાજ્યનું નામ | જીલ્લાનું નામ | રાજાની ઓળખ | રહીસની જાત | તોપની સલામી |
|---|---|---|---|---|---|
| ૮૦ | મેહર | બધેલ ખંડ | રાજા | જોગી | ૯ |
| ૮૧ | મૈસોર | મદ્રાસ | મહારાજા | યાદવ રાજપુત | ૨૧ |
| ૮૨ | મોરબી | કાઠિયાવાડ | ઠાકોર | જાડેજા રાજપુત | ૧૧ |
| ૮૩ | મંડી | સતલજપાર | રાજા | ચંદ્રવંશી રાજપુત | ૧૧ |
| ૮૪ | રતલામ | સેન્ટ્રલ ઈન્ડીઆ | રાજા | રાઠોડ રાજપુત | ૧૩ |
| ૮૫ | રાધનપુર | ગુજરાત | નવાબ | ઈરાની | ૧૧ |
| ૮૬ | રાજગઢ | ભોપાલ | નવાબ | મુસલમાન | ૧૧ |
| ૮૭ | રાજપીપળા | રેવાકાંઠા | રાજા | ગોહિલ રાજપુત | ૧૧ |
| ૮૮ | રાજકોટ | કાઠિયાવાડ | ઠાકોર | જાડેચા રાજપુત | ૯ |
| ૮૯ | રામપુર | રૂહેલ ખંડ | નવાબ | પઠાણ | ૧૭ |
| ૯૦ | રીવાં | બધેલ ખંડ | મહારાજા | બધેલા રાજપુત | ૧૭ |
| ૯૧ | લીંબડી | કાઠિયાવાડ | ઠાકોર | ઝાલા રાજપુત | ૯ |
| ૯૨ | લુણાવાડા | રેવાકાંઠા (ગુજરાત) | મહારાણા | સોલંકી રાજપુત | ૯ |
| ૯૩ | સમથર | બુદેલખંડ | રાજા | બુંદેલા રાજપુત | ૧૧ |
| ૯૪ | સાવંતવાડી | મુંબઈ | સર દેસાઈ | મરહેટા | ૯ |
| ૯૫ | સિરોહી | રાજપુતાના | મહારાવ | દેવડા ચોહાણ રાજપુત | ૧૫ |
| ૯૬ | સિરમોર | સતલજની | રાજા | ક્ષત્રિય | ૧૧ |

| નંબર | રાજ્યનું નામ | જીલ્લાનું નામ | રાજાની ઓળખ | હકીકતી જાત | તોપની સલામી |
|---|---|---|---|---|---|
| ૬૫ | બઢવાન | કાઠિયાવાડ | ઠાકોર | ઝાલા રાજપુત | ૯ |
| ૬૬ | બાવની | બુંદેલખંડ | નવાબ | પઠાણ | ૧૧ |
| ૬૭ | બારિઆ | રેવાકાંઠા | મહારાવલ | ચૌહાણ રાજપુત | ૯ |
| ૬૮ | બાલાસિનોર | એજન | નવાબ | ઈરાની મુસલમાન | ૯ |
| ૬૯ | બાંસદા | સુરત | મહારાવલ | સોલંકી રાજપુત | ૯ |
| ૭૦ | બાંસવાડા | રાજપુતાના | મહારાવલ | સિસોદીઆ રાજપુત | ૧૫ |
| ૭૧ | બાંકાનેર | કાઠિયાવાડ | રાજા | ઝાલા રાજપુત | ૯ |
| ૭૨ | બિજાવર | બુંદેલખંડ | સવાઈ મહારાજા | બુંદેલા રાજપુત | ૧૧ |
| ૭૩ | બીકાનેર | રાજપુતાના | મહારાજા | રાઠોડ રાજપુત | ૧૭ |
| ૭૪ | બુંદી | રાજપુતાના | મહારાવ રાજા | હાડા રાજપુત | ૧૭ |
| ૭૫ | ભરતપુર | રાજપુતાના | મહારાજા | જાટ | ૧૭ |
| ૭૬ | ભાવનગર | કાઠિયાવાડ | ઠાકોર | ગોહિલ રાજપુત | ૧૫ |
| ૭૭ | ભોપાલ | સેન્ટ્રલ ઇન્ડીઆ | બેગમ | મિરાસી ખેલ અફ્ગાન | ૧૯ |
| ૭૮ | મણીપુર | ઉત્તર-પુર્વી હિન્દુસ્તાન | મહારાજા | ક્ષત્રિય | ૧૧ |
| ૭૯ | માલેર કોટલા | સતલજની આ પાર | નવાબ | અફ્ગાન મુસલમાન | ૧૧ |

## પ્રકરણ ૨૯ મું.

### ઉપસંહાર

મજકુર " મેવાડના અણુમોલ જવાહિર યાને આત્મ બલિદાન " નામનું પુસ્તક લખવાનું શરૂ કર્યું તેનો મુખ્ય આશય મારો જુદો જ હતો. તે એ હતો કે મેવાડ એ એક ઐતિહાસીક બાપ્પારાવલની ભુમિ છે. જેમાં ઘણા ઘણા જૈન મહાપુરુષો ઉત્પન્ન થયા છે. તેમાં સ્વમાની અને કુળ અભિમાની આત્માઓ હતા. આવા વીરપુરુષોના ઇતિહાસ ઘણા વિદ્વાનોએ જુદી જુદી પ્રણાલીકાથી લખ્યા છે તે પણ આજે મોજુદ છે. પરંતુ જે મેવાડના ઈતિહાસમાં જુનાં સ્થાનો, કીર્તિસ્તંભો, ચિત્તોડનો અજોડ કિલ્લો, અને જૈન શિલ્પકળાના મહા મંદિરો વિગેરેની જનતામાં કંઈક વિશેષ ઇતિહાસીક ભાવના ઉત્પન્ન થાય તેવા આશયથી આ પુસ્તક લખવામાં આવ્યું, અને મહારાણા કુમ્ભના વખતથી ઇતિહાસ ચાલુ કર્યો તે પહેલાં ઇતિહાસીક નોંધ લેવામાં આવી. તેમાં પણ મેં વીર વિનોદ તેમજ કર્નલ ટૉડ અને બીજા ઘણા સારા સારા, વિદ્વાનોના લખેલા પુસ્તકો ઉપરથી જેટલી સત્ય વસ્તુઓ લાગી તે હકીકત લઇ જનતા આગળ રજુ કરી. ખરો ઈતિહાસ તો રાણા પ્રતાપ, ભામાશાહ રાણા રાજસિંહ અને મહામંત્રી દયાળશાહે રચ્યો છે.

જ્યારે જ્યારે આ પુરુષોનું વૃત્તાંત યાદ આવે છે. ત્યારે ત્યારે આપણા શરીરમાં રોમાંચ ઉભાં થાય તે સ્વાભાવિક છે. અનેક વિપત્તિઓ આવી અને કષ્ટો સહન કર્યાં પણ સૂર્યવંશી કુળ શિરોમણી મહારાણા પ્રતાપે જરાપણ અકબરશાહને નમતું આપ્યું નહિ. તેમજ પોતે પોતાના સ્વમાનને ખાતર ફના થઇ ગયા. પણ ટેક નેક એજ પોતાનો પ્રાણ હતો. આવી વિપત્તીમાં એક સાદો ગંભિર અને રાજ્યના નિમકહલાલ વીર ભામાશાહે પ્રતાપના માટે પોતાનું સર્વસ્વ સમર્પણ કર્યું. જેથી આખા મેવાડનું નાક રાણા પ્રતાપે સાચવ્યું છે. તે ઉપરથી જણાશે કે જૈન બિરાદરની કેટલી હિંમત અને ઉદારતા હતી.

બાર બાર વર્ષની લડાઇની સામગ્રીઓ તૈયાર કરવા અને હજારો સૈનિકોની ભરતી કરવા ભામાશાહ વૃદ્ધ હોવા છતાં પણ યુવાનોને શરમાવે તેવી રીતે મેવાડની આબરૂ સાચવવા તૈયારી કરવા લાગ્યો. ધન્ય છે ! તે ટેકીલા મહારાણા પ્રતાપને અને વીર ભામાશાહને ? અનેક ઘટનાઓ બન્યા પછી મહારાણા રાજસિંહ અને રાણા જયદેવના વખતમાં મહામંત્રી દયાળશાહે

| નંબર | રાજ્યનું નામ | જીલ્લાનું નામ | રાજાની ઓળખ | ન્હીસની જાત | તોપની સલામ |
|---|---|---|---|---|---|
| ૯૭ | સિક્કિમ | હિમાલય | રાજા | ટિપિહાર | ૧૫ |
| ૯૮ | સીતમઊ | સેન્ટ્રલ ઇન્ડીઆ | રાજા | રાઠોડ રાજપુત | ૧૧ |
| ૯૯ | સુકેત | સતલજપાર | એજન | ક્ષત્રિય | ૧૧ |
| ૧૦૦ | સેલાના | માલવા | એજન | રાઠોડ રાજપુત | ૧૧ |
| ૧૦૧ | સોંઠ | રેવાકાંઠા | એજન | પંવાર રાજપુત | ૯ |
| ૧૦૨ | હૈદરાબાદ | દક્ષિણ | નવાબ | પઠાણ મુસલમાન | ૨૧ |



## પ્રકરણ ૨૯ મું.

### ઉપસંહાર

મજકુર " મેવાડના અણુમોલ જવાહિર યાને આત્મ બલિદાન " નામનું પુસ્તક લખવાનું શરૂ કર્યું તેનો મુખ્ય આશય મારો જુદો જ હતો. તે એ હતો કે મેવાડ એ એક ઐતિહાસીક બાપ્પારાવલની ભુમિ છે. જેમાં ઘણા ઘણા જૈન મહાપુરુષો ઉત્પન્ન થયા છે. તેમાં સ્વમાની અને કુળ અભિમાની આત્માઓ હતા. આવા વીરપુરુષોના ઇતિહાસ ઘણા વિદ્વાનોએ જુદી જુદી પ્રણાલીકાથી લખ્યા છે તે પણ આજે મોજુદ છે. પરંતુ જે મેવાડના ઈતિહાસમાં જુનાં સ્થાનો, કીર્તિસ્તંભો, ચિત્તોડનો અજોડ કિલ્લો, અને જૈન શિલ્પકળાના મહા મંદિરો વિગેરેની જનતામાં કંઈક વિશેષ ઇતિહાસીક ભાવના ઉત્પન્ન થાય તેવા આશયથી આ પુસ્તક લખવામાં આવ્યું, અને મહારાણા કુમ્ભના વખતથી ઇતિહાસ ચાલુ કર્યો તે પહેલાં ઇતિહાસીક નોંધ લેવામાં આવી. તેમાં પણ મેં વીર વિનોદ તેમજ કર્નલ ટૉડ અને બીજા ઘણા સારા સારા, વિદ્વાનોના લખેલા પુસ્તકો ઉપરથી જેટલી સત્ય વસ્તુઓ લાગી તે હકીકત લઇ જનતા આગળ રજુ કરી. ખરો ઈતિહાસ તો રાણા પ્રતાપ, ભામાશાહ રાણા રાજસિંહ અને મહામંત્રી દયાળશાહે રચ્યો છે

જયારે જયારે આ પુરુષોનું વૃત્તાંત યાદ આવે છે. ત્યારે ત્યારે આપણા શરીરમાં રોમાંચ ઉભાં થાય તે સ્વાભાવિક છે. અનેક વિપત્તિઓ આવી. અને કષ્ટો સહન કર્યા પણ સૂર્યવંશી કુળ શિરોમણી મહારાણા પ્રતાપે જરાપણ અકબરશાહને નમતું આપ્યું નહિ તેમજ પોતે પોતાના સ્વમાનને ખાતર ફના થઇ ગયા. પણ ટેક નેક એજ પોતાનો પ્રાણ હતો. આવી વિપત્તીમાં એક સાદો ગંભિર અને રાજ્યના નિમકહલાલ વીર ભામાશાહે પ્રતાપના માટે પોતાનું સર્વસ્વ સમર્પણ કર્યું જેથી આખા મેવાડનું નાક રાણા પ્રતાપે સાચવ્યું છે. તે ઉપરથી જણાશે કે જૈન બિરાદરની કેટલી હિંમત અને ઉદારતા હતી.

બાર બાર વર્ષની લડાઇની સામગ્રીઓ તૈયાર કરવા અને હજારો સૈનિકોની ભરતી કરવા ભામાશાહ વૃદ્ધ હોવા છતાં પણ યુવાનોને શરમાવે તેવી રીતે મેવાડની આબરૂ સાચવવા તૈયારી કરવા લાગ્યો. ધન્ય છે! તે ટેકીલા મહારાણા પ્રતાપને અને વીર ભામાશાહને ? અનેક ઘટનાઓ બન્યા પછી મહારાણા રાજસિંહ અને રાણા જયદેવના વખતમાં મહામંત્રી [illegible]

| નંબર | રાજ્યનું નામ | જીલ્લાનું નામ | રાજાની ઓળખ | ગાદીસની જાત | તોપની સલામી |
|---|---|---|---|---|---|
| ૯૭ | સિક્કિમ | હિમાલય | રાજા | ટિપિહાર | ૧૫ |
| ૯૮ | સીતમઊ | સેન્ટ્રલ ઇન્ડીઆ | રાજા | રાઠોડ રાજપુત | ૧૧ |
| ૯૯ | સુકેત | સતલજપાર | એજન | ક્ષત્રિય | ૧૧ |
| ૧૦૦ | સેલાના | માલવા | એજન | રાઠોડ રાજપુત | ૧૧ |
| ૧૦૧ | સોંઠ | રેવાકાંઠા | એજન | પંવાર રાજપુત | ૯ |
| ૧૦૨ | હૈદરાબાદ | દક્ષિણ | નવાબ | પઠાણ મુસલમાન | ૨૧ |



મહારાણા સજ્જનસિંહ ઘણીજ નાની ઉંમરમાં અવસાન પામ્યા છતાં તેઓશ્રીએ રાજ્યમાં ઘણીજ જાતના સુધારા કર્યા હતા અને રાજ્યની આબાદી કરવામાં સંપૂર્ણ લક્ષ આપ્યું હતું. રાણા સજ્જનસિંહ પછી મહારાણા ફત્તેહસિંહજી નો રાજ્ય વહીવટ ઘણો યશસ્વી નીવડયો, તેઓશ્રી પોતાના રાજ્યમાં ઘણા જ સારા અને વિચારનીય સુધારા કરી પોતાના રાજ્યની વૃદ્ધિ ઉત્તમ પ્રકારે વધારી હતી. અને તેઓશ્રીના પરલોકવાસી પછી હાલના વર્તમાન મહારાણાશ્રી ભોપાળસિંહજી રાજ્યાસન પર આવ્યા. તેઓશ્રીએ પણ પોતાની પ્રજાને કોઇ પણ જાતની હાડમારી ના પડે અને પ્રજા પોતે સુખ શાંતિથી સુખ ભોગવી શકે અને પ્રજાને ન્યાય મળી શકે તેવી સંપૂર્ણ યોજના કરી મેવાડની આબાદી વધારી છે.

આ બધી હકીકત ટુંકમાં વર્ણન કરી હવે હું જૈન અને જૈન મંદિરો પ્રત્યે જનતાનું ધ્યાન ખેંચું છું. મેવાડમાં હાલમાં લગભગ પાંત્રીસો જૈન મંદિરો છે. અને તે ભવ્ય અને શિલ્પકળાથી વિભુષીત એવાં પ્રચંડ સ્થાનો આજે મેવાડની ભૂમિમાં શોભી રહ્યાં છે. તેમાં વળી ચિત્તોડના કિલ્લા પર તો જૈનોએ હદ કરી છે, તે કિલ્લાના મંદિરો, શૃંગાર ચવરી, જુના કીર્તિસ્તંભો વગેરેની કારીગરી જોતાં અભિમાન આવ્યા વગર રહેતુ નથી પણ કુદરતની ઘટના ન્યારી છે. કાળ કાળનું કામ બજાવ્યા કરે છે. આજે ચિત્તોડના મંદિરો જોતાં ઘણા મંદિરો જીર્ણ અને હવડ દશામાં પડયાં છે. તેમ વળી કુંભલમેર, સુરપરા, એકલીંગજી, નાગદા તથા ભીલવાડાની આજુબાજુના પ્રદેશોમાં એવા એવા જૈનમંદિરો છે કે ત્યાં આજે કોઈ તેની સંભાળ રાખનાર નથી. જ્યારે મેવાડમાં પાંત્રીસો જૈન મંદિર હશે. ત્યારે મેવાડમાં જૈનોની જાહોજલાલી કેવી હશે ? તે પ્રશ્ન વિચારવા જેવો છે. આજે મેવાડના જૈનો ઘણીજ છિન્ન ભિન્ન દશામાં છે. કોઇ સાધમાર્ગી કોઈ તેરાપંથી કોઈ દિગમ્બરી તો કોઇ મંદિરમાર્ગી હોય તે બધા એકજ મહાવીરના સંતાનો આજે જુદી જુદી દશામાં જઈ રહ્યા છે.

આજે સૌ સૌના પંથના સાધુંઓ, આચાર્યો તેમજ સંચાલકો પોતપોતાની દુકાનની જમાવટ કરીને જનતાને ઉંધા રસ્તે દોરી રહી છે. એવા પ્રચારથી જ આજે હજારો જૈન મંદિરોની શોચનીય દશા થઈ રહી છે. શું આજે એવો કોઈ પણ મહાત્મા કે આચાર્ય નથી ? કે જે સત્ય વસ્તુ બતાવે ને આજે છિન્ન ભિન્ન દશામાં આવી પડેલી જૈન કોમને એકત્ર કરી ઈતિહાસીક વસ્તુને નવી અને રોશન બનાવી શકે ? ના ? હોયજ કયાંથી ? જ્યાં રાગ, દ્વેષ, કુસંપો, ધતીંગો અને જ્યાં ધર્મના નામે ચાલતા ઝગડાઓ હોય ત્યાં કોમની કે ધર્મની ઉન્નતિની આંશા કયાંથી રાખી શ[illegible] સમયમાં વર્તમાનયુગના વહુ રત્નો ધરા

મેવાડની અણમોલ સેવા બજાવી હતી રાજ્ય લોભની કુડકપટમાં મહારાણાને મોતના પંજામાંથી બચાવનાર એ વીર આત્મા દયાળ જ હતો તેની હિંમત કોઇ અજોડ હતી વળી ભાગ્યદશા તેને વરી ચુકી હતી પોતે એક ગર્ભ શ્રીમંતનો લાડકવાયો હતો. આ વીરપુરુષે મેવાડની અજોડ સેવા બજાવી હતી પોતે દુષ્કાળના સમયમા દયાળ કિલ્લો બંધાવી જૈનાચાર્ય માનસૂરિશ્વરના સદ્બોધથી લગભગ અઠાણુ લાખ રૂપીયા ખરચી મેવાડની દુખી જનતાને પોષી હતી તેની ધર્મપત્નિ પણ એક વિરાગનાને શરમાવે તેવી શુરવીર હતી તે બાણ વિદ્યા તથા શસ્ત્ર વિદ્યામા સંપૂર્ણ હતી. પોત પોતાના પતિના બચાવ માટે પુરુષના પોષાકમાં રહી લશ્કરી કાર્ય બજાવતી હતી ધન્ય છે! આવી જૈન વિરાગનાઓને!

આવી આવી અનેક હકીકતોથી આ પુસ્તક યોજવામા આવ્યું છે વળી મહારાણા રાજસિંહ જયસિંહ અને રાણા અમરસિંહ પછી મેવાડની અધોગતિ હદ ઉપરાંત ચાલી જે જે રાણાઓ થયા તે રાણાઓ અંદરો અંદર કલેશના પરિણામે પાયમાલ થયા જેમાં વળી સિંધીયા અને હોલકરના રાજ્યોએ મેવાડમા ઘણો જુલ્મ કર્યો હતો. ને તે જુલ્મનું વર્ણન કરતા કલમવાના કાળજા કંપે છે સિંધીયા અને હોલકરે મેવાડનું જેટલું લોહી ચુસાય તેટલું ચુસી હાડપીંજર સમ બનાવી દીધુ છતા મેવાડની રત્નગર્ભા ભૂમિમાથી સ્વમાનપ્રિયતા નાશ પામી ન હતી

જ્યારે રાણા ભિમસિંહનું શાસન આવ્યું ત્યારે ભિમસિંહ ઘણા ડરપોક અને ભીરૂ હતા પણ તે પ્રજા પ્રેમ ધરાવતા હતા છતા પણ તેમનાથી કંઈપણ પ્રજાનું ભલુ થઈ શક્યું જ નહોતું તેવા સમયમા ભિમસિંહે ઘણુ જ કષ્ટ ભોગવ્યું હતું જ્યારે રાજ્યની તિજોરીઓ તદ્દન ખાલી થઈ, ત્યારે મહામંત્રી અમરચંદની નિમણુંક કરવામા આવી. અમરચંદ સાહસીક, શુરવીર, અને વૈશ્ય હતો તેને પોતાના બાહુબળથી સિંધીયા અને હોલકરને હંફાવ્યા હતા જ્યારે અમરચંદ પ્રત્યે મેવાડની પ્રજાનું બહુમાન વધતું ગયું ત્યારે અમરચંદનું અકાળે મૃત્યુ થયું કોઇએ વિષ આપ્યુ હતું તેથીજ તે મરી ગયો જ્યારે તેની પાસે કફન ઢાકવાને માટે પણ પૈસા નહતા ત્યારે ઉદયપુરના મહાજને ઉઘરાણું કરી અમરચંદની અંતિમ ક્રિયા કરી હતી આવી પરિસ્થિતિ અમરચંદની થઈ હતી

— નાદિરશાહ તથા ઔરંગઝેબના જુલ્મો સામે ટકી રહ્યુ હોય તો એક મેવાડજ જેમ જેમ સમય વ્યતિત થતો ગયો તેમ તેમ બ્રિટીશ સરકારે મેવાડને મદદ કરી અને રાણા ભિમસિંહના વખતમાં સંધી કરી મેવાડનું અધપતન થતું અટકાવ્યુ આ પ્રમાણે મેવાડની પરિસ્થિતિ બદલાતી ગઈ

મહારાણા સજ્જનસિંહ ઘણીજ નાની ઉંમરમાં અવસાન પામ્યા છતાં તેઓશ્રીએ રાજ્યમાં ઘણીજ જાતના સુધારા કર્યા હતા અને રાજ્યની આબાદી કરવામાં સંપૂર્ણ લક્ષ આપ્યું હતું. રાણા સજ્જનસિંહ પછી મહારાણા ફત્તેહસિંહજી નો રાજ્ય વહીવટ ઘણો યશસ્વી નીવડયો, તેઓશ્રી પોતાના રાજ્યમાં ઘણા જ સારા અને વિચારનીય સુધારા કરી પોતાના રાજ્યની વૃદ્ધિ ઉત્તમ પ્રકારે વધારી હતી. અને તેઓશ્રીના પરલોકવાસી પછી હાલના વર્તમાન મહારાણાશ્રી ભોપાળસિંહજી રાજ્યાસન પર આવ્યા. તેઓશ્રીએ પણ પોતાની પ્રજાને કોઇ પણ જાતની હાડમારી ના પડે અને પ્રજા પોતે સુખ શાંતિથી સુખ ભોગવી શકે અને પ્રજાને ન્યાય મળી શકે તેવી સંપૂર્ણ યોજના કરી મેવાડની આબાદી વધારી છે.

આ બધી હકીકત ટુંકમાં વર્ણન કરી હવે હું જૈન અને જૈન મંદિરો પ્રત્યે જનતાનું ધ્યાન ખેંચું છું. મેવાડમાં હાલમાં લગભગ પાંત્રીસો જૈન મંદિરો છે. અને તે ભવ્ય અને શિલ્પકળાથી વિભુષીત એવાં પ્રચંડ સ્થાનો આજે મેવાડની ભૂમિમાં શોભી રહ્યાં છે. તેમાં વળી ચિત્તોડના કિલ્લા પર તો જૈનોએ હદ કરી છે, તે કિલ્લાના મંદિરો, શૃંગાર ચવરી, જુના કીર્તિસ્તંભો વગેરેની કારીગરી જોતાં અભિમાન આવ્યા વગર રહેતુ નથી પણ કુદરતની ઘટના ન્યારી છે. કાળ કાળનું કામ બજાવ્યા કરે છે. આજે ચિત્તોડના મંદિરો જોતાં ઘણા મંદિરો જીર્ણ અને હવડ દશામાં પડયાં છે. તેમ વળી કુંભલમેર, સુરપરા, એકલીંગજી, નાગદા તથા ભીલવાડાની આજુબાજુના પ્રદેશોમાં એવા એવા જૈનમંદિરો છે કે ત્યાં આજે કોઈ તેની સંભાળ રાખનાર નથી. જ્યારે મેવાડમાં પાંત્રીસો જૈન મંદિર હશે. ત્યારે મેવાડમાં જૈનોની જાહોજલાલી કેવી હશે ? તે પ્રશ્ન વિચારવા જેવો છે. આજે મેવાડના જૈનો ઘણીજ છિન્ન ભિન્ન દશામાં છે કોઇ સાધમાર્ગી કોઈ તેરાપંથી કોઈ દિગમ્બરી તો કોઇ મંદિરમાર્ગી હોય તે બધા એકજ મહાવીરના સંતાનો આજે જુદી જુદી દશામાં જઈ રહ્યા છે.

આજે સૌ સૌના પંથના સાધુંઓ, આચાર્યો તેમજ સંચાલકો પોતપોતાની દુકાનની જમાવટ કરીને જનતાને ઉંધા રસ્તે દોરી રહી છે. એવા પ્રચારથી જ આજે હજારો જૈન મંદિરોની શોચનીય દશા થઈ રહી છે. શું આજે એવો કોઇ પણ મહાત્મા કે આચાર્ય નથી ? કે જે સત્ય વસ્તુ બતાવે ને આજે છિન્ન ભિન્ન દશામાં આવી પડેલી જૈન કોમને એકત્ર કરી ઇતિહાસીક વસ્તુને નવી અને રોશન બનાવી શકે ? ના ? હોયજ કયાંથી ? જ્યાં રાગ, દ્વેષ, કુસંપો, ધતીંગો અને જ્યાં ધર્મના નામે ચાલતા ઝગડાઓ હોય ત્યાં કોમની કે ધર્મની ઉન્નતિની આંશા કયાંથી રાખી શકાય. આવા સમયમાં વર્તમાનયુગના [illegible]

એ શબ્દનું ઉચ્ચારણ કરતાં મારા આત્માને અપાર આનંદ અને પ્રેમ આવે છે કારણકે ત્રણ ચાર વરસ ઉપર જૈનાચાર્ય ૧૦૦૮ શ્રી બાળ બ્રહ્મચારી શાસ્ત્ર ચુડામણી શ્રીવિજયનીતિસૂરીશ્વર શ્રી મેવાડમાં પધાર્યા અને મેવાડમાં જૈનોની તેમ જૈન મંદિરોની શોચનીય દશા જોઈને ભાવી આત્માની અંદર પ્રચંડ પોકાર થયો અને કોઈપણ હિસાબે મેવાડના ઉત્તમ મંદિરોનો ઉદ્ધાર કેમ થાય તેજ વિચાર તે પવિત્ર આત્માને આવ્યો આખરે પવિત્ર આત્માના પવિત્ર કાર્યમા લોકોને શ્રદ્ધા બેઠી અને પ્રતિષ્ઠિત ગૃહસ્થો નિમાયા અને કામની શરૂઆત કરી બીજ રોપ્યું

આજે મેવાડ પર ત્રણ ચાર મંદિરોનું કાર્ય થઇ રહ્યું છે અને તે કામ કાજમાં શેઠ રોશનલાલજી તથા ભાઇ મનોહરલાલજી તથા શ્રીયુત મોતીલાલજી વોરા વિગેરે તન, મન, અને ધનથી પોતાનો આત્મભોગ આપીને પુણ્ય હાંસલ કરી રહ્યા છે

આ કાર્યને વધારે ઉત્તેજન કેમ મળે ! લોકોને જૈન મંદિરોની ઝાંખી કેમ થાય ! તે વિચાર આચાર્ય શ્રી વિજયનિતિસૂરિશ્વરે મને જણાવ્યો જેથી મેં દરેક મંદિરોના બન્યા તેટલા ફોટા લઇ આ કાર્યની પુસ્તક રૂપે શરૂઆત કરી તેના ફોટાઓ પણ પુસ્તકમાં મુકી જનતા આગળ રજુ કરવા અને મેવાડ પ્રત્યે લોકોનું દીલ વધુને વધુ ખેંચાય તે ભાવનાથી આ પુસ્તકની શરૂઆત કરી અને જનતાની તેમજ પરમાત્માની પ્રેરણાથી મારી ભાવના પુરી થઈ

આ સિવાય જે જે જૈનમંદિરોના ફોટા આ ઇતિહાસીક પુસ્તકમાં મુકવા માં આવ્યા છે તેના ઉપરથી વાંચક વર્ગને ખ્યાલ આવશે કે મેવાડ એક સદી પહેલાં જૈનપુરી ગણાતી હતી અને જૈનોની અપૂર્વ જાહોજલાલી હતી, આવા પવિત્ર સ્થાનો ઉપર આજે આપણી નજર પહોંચી શકે તેમ નથી જ્યાં હજારો કોષ દવ લાગ્યો હોય ત્યાં એક જળ બિન્દુથી કઇ જાતની શાંતિ થવાની હતી. છતાં પણ આપણાથી જેટલું બને તેટલું જરૂર કરી આપણે આપણી ફરજ બજાવવી જોઇએ તે આપણું કર્તવ્ય સમજતું જોઇએ તેમાં જ આપણો ધર્મ છે

જ્યારે ભૂતકાળના સમયની ઝાંખી થાય છે. ત્યારે ધર્મ વસ્તુની અતિ ઉંચ મહત્તા હતી અને ધર્મ એજ જીવન હતું. ધર્મ એજ પ્રેમ અને ધર્મ એજ કર્તવ્ય હતું. આજે એ વસ્તુઓ ઘણે અંશે લોપ થતી જાય છે જે મંદિરોમાં કેવળ શાંત વાતાવરણ, પ્રભુ જીનેશ્વર ભગવાનની મુર્તિનો ત્યગમય દેખાવ જોઈએ તેના બદલે આજે આપણે સોના રૂપા અને ઝવેરાતમાં જ મશગુલ બની ગયા છીએ તેથી જ આજે આપણું ખરૂં રહસ્ય ભૂલી ગયા છીએ અને જુદા ચીલે ચાલવા લાગ્યા છીએ.

ભૂતકાળમાં જૈન મહારથીઓએ કરોડો રૂપીઆ ખરચી ઈતિહાસીક સ્થળો અદ્દભૂત કારીગરીવાળા બનાવ્યા પણ સોનું ચાંદી કે ઝવેરાતના દાગીના ન બનાવ્યા કારણ કે તે પુરૂષોની માન્યતા હતી કે જૈનપ્રભુની મૂર્તિ એટલે ત્યાગ દર્શન અને ત્યાગની ભાવનાવાળું 'પ્રતિબિંબ હોવું જોઈએ. અને તેજ પ્રણાલી કાથી જ આવા અદ્દભૂત પ્રભાવશાળી જૈન મંદિરો બનાવી પોતાના આત્માને ધન્ય માનવા લાગ્યા માટે શ્રોતાવર્ગ ? અને વિચારક વર્ગ ? બહુ જ વિચાર કરશે તો જરૂર તેમના હૃદયને સાચો રસ્તો મળી આવશે. મારે વધારે લખવાનુ હોય જ નહીં

આ સિવાય ઉદયપુર મેવાડના રાજ્યમાં જેવા જૈનોના પવિત્ર ધામ કે પવિત્રતીર્થ કેસરીયાજી (ધુલેવા) કરેડા પાર્શ્વનાથ, દયાળકિલ્લો, અદ્દભૂતજી વિગેરે ઘણા જૈન મંદિરો તેવી રીતે વૈષ્ણવોના અદ્દભૂત મંદિરો જેમકે કંકરોલી શ્રીનાથજી વિગેરે ઘણા જ ઈતિહાસીક સુશોભીત સ્થાન છે. વળી સૂર્યવંશીના પ્રાણ સમા એકલીંગજી ભગવાનનું મંદિર પણ ઘણું જ અજોડ કારીગરીવાળુ છે. આ સિવાય સરોવરો પણ મેવાડની ઘણીખરી જગાએ જોવામાં આવે છે જેમકે જયસાગર, જયસમુદ્ર. ફત્તેહસાગર, જયનિવાસ વિગેરે માઈલોના ઘેરાવામ તળાવો બનાવી મેવાડની શોભા વધારી છે.

# ચિત્ર પરીચય

આ પુસ્તક પુરૂ કરતા અને જે આનંદ અને હર્ષ પેદા થયો છે તેના માટે હું ઇશ્વિરનો આભાર માનું છુ પરંતુ પુસ્તકમાં જે જે જૈન પ્રાચીન મંદિરોના ફોટાઓ મૂકવામાં આવ્યા છે તેનો પરિચય જનતાને કઇક આપવો જોઈએ

જે ચિત્તોડ ઉપર જૈન દહેરાસર, જન કીર્તિસ્તંભો અને જે શીલ્પના પ્રાચીન નમુનાઓ છે. તે તરફ વાંચક વર્ગનું ધ્યાન ખેચું છું એક વખત જરા ફુરસદ લઈ જોશો અને વિચારશો તો ઘણું સમજવાનું મેળવી શકશો શૃંગાર ચવરીનું દેરાસર ઘણુંજ ભવ્ય અને કારીગરીવાળું છે તે જોવાથી જ આપણા આત્માને આનંદ આવ્યા સિવાય રહે નહી ! મોકલજી, નંદસરા, નાગદા, કુંભલગઢ, બીજોલીઆ સુરપરા, ગોગુંદા અને ભીલવાડાની નજીકના ઘણા મંદિરો જોવા લાયક છે આ પુસ્તકમાં જે ચિત્રો આપવામા આવેલા છે તે દરેક ચિત્ર કયા ગામમાં આવેલા છે તેની યાદી તેની નિચેજ આપવામાં આવી છે તો વાંચક વર્ગને તે જોવાની મારી ખાસ ભલામણ છે

જે મેવાડ સ્વમાનનો ખજાનો હતો, શુરવીરોનો અજોડ કિલ્લો હતો, અને અકબરને મહાત કરનાર રાણાપ્રતાપની ઇજ્જતનો મહા મીનારો હતો, તેનાથી પણ આગળ વધીને કહુંતો જે મેવાડ જૈનપુરી ગણાતું હતું તે મેવાડમાં આજે પણ લગભગ સાડી ત્રણ હજાર જનમંદિરોની હારમાળા શોભી રહી છે તે દરેક મંદિરો જોવા લાયક છે અને તેની યાત્રા કરવા જેવી છે તેથી તેના નામો નિચે આપવામાં આવે છે

જૈન તીર્થો—કેશરીયાજી (ધુલેવા), કરાડપાર્શ્વનાથ, દયાળકિલ્લો અદ્‌ભૂતજી, ઉદયપુરના જૈનમંદિરો અને આડગામના મંદિરો વિગેરે

વૈષ્ણવોના તીર્થોઃ—શ્રી નાથજી, કાંકરેલી અને એકલીંગજી વિગેરે

કેટલાક જોવા લાયક સ્થળો—જયસમુદ્ર, પીછોલાતળાવ, ઉદયસાગર, ફત્તેહસાગર, જયમહેલ, અને સાહેલીયાનો બાગ વિગેરે અદ્‌ભૂત કારીગરીના નમુના જોવાલાયક છે

આવી આવી અનેક કૃતિઓ મેવાડની પૂણ્યભૂમિ ઉપર જોવા લાયક છે, માટે વાચક વર્ગ તમો જરૂર એકવાર જોવા તસ્દી લઈ આત્મામા અનેરો આનંદ પેદા કરી જીવન સાર્થક કરશો એવી આશા રાખુ છુ

પ્રભુ ! મેવાડની રત્નગર્ભાભૂમિમાં હરહમેંશ ધર્મ જ્યોત અને જ્ઞાન જ્યોતના દીપક પ્રગટાવો, અને મેવાડ સદાકાળ જ્યવંતુ રહો એજ હૃદયની શુભ ભાવના.

લી ભોગીલાલ કવિ.

## સમાપ્ત.



(આગળનો દેખાવ) ૭૦૦ વર્ષનું 'શૃંગાર 'ચવરી'નું જૈન પુરાતન મંદિર ચિતોડ (મેવાડ.)



'શૃંગાર ચવરી' ( શૃંગાર ચોરી )ના ગભારાના આગળના દ્વારનો દેખાવ. ચિતોડ (મેવ



'શૃંગાર ચવરી' મંદિરની અંદર આરસની ભીંતોનો દેખાવ ચિતોડ (મેવા



લગભગ પાંચશો વરસનું એકલીંગેશ્વરની પાસે પાર્શ્વનાથ ભગવાનનું જૈન પુરાતન મંદિર
(મેવાડ.)



એકલીંગેશ્વરની પાસે જૈનોના અદ્દબદજીના મંદિરનો આગળના ભાગનો દેખાવ.
(મેવાડ.)



નાગદા (મેવાડ)નું સુંદર કારીગરીવાળું ૮૦૦ વર્ષના પુરાતન જૈન મંદિરના દ્વારનો દેખાવ.



જૈનોના પુરાતન મંદિરનો શીલ્પનો ખાસ નમુનો
ચિતોડ (મેવાડ.)



'નંદાસરા' (મેવાડ)માં ૧૦૦૦ વરસના જૈન મંદિરનો ભવ્ય દેખાવ.



'કુમલગઢ' (મેવાડ)મા જૈનોના બાવન જીનાલયના મદિરનો ભવ્ય દેખાવ



કુમલગઢ (મેવાડ)ના જૈન મદિરનો દેખાવ



૭૦૦ વરસના જુનાં સત્તાવીસ દેરીના ત્રણ સ્તંભનો સીલ્પનો નમુનો. ચિતોડ (મેવાડ)



ચિત્તોડના કીર્ત્તિસ્તંભની છતનો અંદરનો ભવ્ય દેખાવ ( મેવાડ )



( દક્ષિણ પૂર્વ ભાગનો દેખાવ ) 'શૃંગાર ચવરી'નું જૈન પુરાતન મંદિર ચિતોડ (મેવાડ)



જૈનોના કીર્તિસ્તંભના લગભગ ૧૨૦૦ વરસના જુના સ્થાપત્યો ચિતોડ (મેવાડ).



જૈનોના પુરાતન કીર્તિસ્તંભની પાસે આવેલું લગભગ ૯૦૦ વરસનું જૈન પુરાતન મંદિર
ચિતોડ (મેવાડ)

( સરસ્વતિ સાહિત્ય રત્ન પ્ર પાત્રલિ )



ઐતિહાસીક
જૈનોના નવમાળનો અજોડ કીર્ત્તિસ્તંભ જે જૈનોનો બંધાવેલ છે.
ચિતોડ (મેવાડ)



ચિત્તોડમા આવેલો જૈનોનો સાતમાળનો કીર્ત્તિસ્તંભ (મેવાડ)



ાર ચવરી'ના મંદિરની પાછળની આરસની ભીંતોના સીલ્પનો નમુનો ચિતોડ (મેવાડ.)



જૈન પુરાતન મંદિર (શાંતીનું અપુર્વસ્થાન તથા સીલ્પનો નમુનો) ચિતોડ (મેવાડ)



જૈન કીર્તિસ્તંભની પાસે આવેલ ૭૦૦ વર્ષનું જૈનમંદિર
ચિતોડ (મેવાડ)

(ઉદયપુર)માં રામપોલના જૈન દહેરાસરનો અપૂર્વ દેખાવ.
ચિતોડ (મેવાડ.)



ઉદયગઢ ઉપર પુરાતન જૈનોનું મંદિર.
ચિતોડ (મેવાડ.)



બારલુ જૈન મંદિરના શીખરનો અપૂર્વ શીલ્પનો નમુનો
ચિતોડ (મેવાડ)

(સરસ્વતિ સાહિત્ય રત્ન ગ્રન્થાવલિ)



કુમલગઢ (મેવાડ) જૈનોના દેરાસરનો આગળના ભાગનો
શીલ્પનો નમુનો

મેવાડના અણમોલ જવાહિર યાને આત્મબલિદાન.



(મેવાડ) મંદિરના આગળના ભાગનો દેખાવ



માંડળગઢ (મેવાડ)માં આવેલા પુરાતન જૈન મંદિરના આગળના ભાગનો દેખાવ



વરસ ૫૬૦ નુ જુનુ એકલીંગેશ્વરની પાસે આવેલુ જૈનોનુ પુરાતન મદિર (મેવાડ)



સૂર્યવંશી મહારાણાઓનુ એકલીંગેશ્વરનુ અપૂર્વ મદિર

# મેવાડની ઐતિહાસિક નોંધ

: સંશોધક :

ભોગીલાલ રતનચંદ વોરા.



## મંગળાચરણ

### સ્તુતિ

( લાવણી )

અશરણને શરણું છે તારૂં, શરણાંગતને સહાય કરો;
અધમ ઉદ્ધારણ ભવજળ તારણ, કીંકર કેરૂં કલ્યાણ કરો. ૧

સાહસ ઉપાડું તારા ભરૂસે, મુજ બુદ્ધિનો વિકાસ કરો;
ભાવના ભાવું શુદ્ધ હૃદયથી, પાપ રંકના દૂર હરો. ૨

અણમોલ જવાહિર મેવાડ કેરા, વિશ્વ જનતા ચરણે ધરૂં;
સહાયક થાજો તું જગ તાતા, કદી ન તુજ નામ હું વીસરૂં. ૩

શાસન દેવ મુજ રક્ષા કરજો, મુજ હૃદય ધર્મ જ્યોત પ્રકટાવો;
પતિત પાવન છો મુજ સ્વામી, વિદ્યા મુજમાં વિકસાવો. ૪

આધિ, વ્યાધી ને ઉપાધી, આપી આશિષ દૂર કરો,
યશકિર્તી મુજ કાર્યમાં સાધુ, એવી સિદ્ધિ મુજ દીલ વસો. ૫

## —સરસ્વતિની સ્તુતિ—



મયુર વાહન તારૂં, સરસ્વતિ મયુર વાહન તારૂં.
હસ્ત વીણા ધારીણી તું તો, ગીત સદા તુજ પ્યારૂં;
એ ગીતની અપૂર્વ મધુરતા, શાન્ત બને ચિત્ત મારૂ. સરસ્વતિ૦ ૧

તંત્ર રણીત સંભ ધ્વનિ ખીલવતી, પ્રફુલ્લ કરે જગ સારૂં;
મનને, સ્વરને, રસને તું સ્ફુરતી, ખીલવતી મન મારૂં. સર૦ ૨

દેજે હૃદયમાં સન્મતિ માતા, તુજ કૃપા વીણ જીવન અકારૂં;
સંજીવન કેરા તિમિર ટાળો, તુજ કૃપાએ સુખ મળનારૂ. સર૦ ૩

શરણે આવ્યો તુજ ચરણમાં, ચરણ રજ શીર ધરૂં;
કહે ભોગીલાલ તુજ કૃપા વિના, સારા વિશ્વે અંધારૂં. સર૦ ૪

# 'પ્રાચીન' જૈનોની ઐતિહાસીક નોંધ

(૧) સંવત ૧૦૭૦ સને ૧૦૧૩ માં મહમુદે નારદીન ઉપર ચઢાઇ કરી અને તેના મુલકને લઈ લીધો તે વખતે એક અજાયબીની વાત એ છે કે ત્યાં મન્દિરમાંથી (દહેરાસરમાંથી) એક પથ્થર નીકળ્યો જેનો સંવત દેખવાથી ૪૦૦૦૦ વરસ પહેલાંનો છે એવું સાબીત થયું. ( વિરવિનોદ ભા. ૧ પાનું ૬૫ ) આથી જૈનધર્મ અને મુર્તિપૂજા અનાદીકાળની સાબીત થાય છે.

(૨) ભાણુપુરાની નાલ, એ ધાણેરાવથી ૭ માઇલ દક્ષિણ તરફ છે. ખાસ કરીને 'રાણુપુરના (રાણુકપુર) જૈન મંદિરો,થી પ્રસિદ્ધ છે. લોકો એવું કહે છે કે પ્રાચીન શહેરના સ્થાનમાં એ બનેલ છે. 'નાલ'થી અડધે દુર ઉપરની બાજુ એક પ્રાચીન પથ્થરના બંન્ધનો થોડો ભાગ બચેલો છે. જે ત્યાં નદીની આસ-પાસ બંધાવી ગયા હતા. તેથી પ્રાચીન વૃક્ષોની વચમાં જૈન મંન્દિર બહુ જ શોભાયમાન દેખાય છે. (વિરવિનોદ ભાગ ૧. પૃષ્ટ ૧૦૭).

(૩) મેંડક, કછુઆ, કર્કટ (કેંકાડા) અને જલસર્પ ( ડિએદૂ ) વિગેરે અનેક પ્રકારના જંતુ હોય છે. પણ મચ્છી બહુ મહેનતે મલે છે કારણ કે અહીં દેવસ્થાનોમાં અને અન્ય જલાશયોમાં મચ્છી મારવાની મનાઇ છે. મૂંછ જાતની એક માછલી જે વેડચ અને બનાસ નદીમાં મલે છે. તે વજનમાં એક મણુથી વધારે હોય છે. તેના મોંઢામાં દાંતની હાર, મોટી મૂંછ અને તેનું માથું બહુજ કઠીણુ હોય છે. (કોઇ પણુ જીવની હિંસા કરવાની મનાઈ છે. જીવદયા અને અહિંસા પ્રત્યે કેટલું રાજાઓને માન હતું તે આ દાખલા ઉપરથી સમજાશે. ( વીરવિનોદ ભા. ૧ લા પુષ્ટ ૧૧૭)

(૪) શ્રાવણ વદ ૧૧ થી ભાદરવા સુદ ૪ સુધી (મારવાડી ભાદરવા વદ ૧૧ થી ભાદરવા સુદ ૪ સુધી) જૈન શ્વેતામ્બરી મતવાળાના (સંવત્સરી) પર્યુષણ હોય છે તે વખતે રાજ્યે કસાઈ લોકોને જાનવર મારવાની મનાઈ કરી છે (વીરવિનોદ ભાગ ૧ પૃષ્ટ ૧૨૭) આથી સમજાય છે કે રાજાઓને જૈનધર્મ પ્રત્યે કેટલું માન હતું

(૫) જૈન શાખામાં બે ભાગ છે એક શ્વેતામ્બરી અને બીજો દીગંમ્બરી એમ બે શાખાઓ છે શ્વેતામ્બરના મુખ્ય શાસ્ત્ર ૪૫ સૂત્ર છે જેમ વેદાંન્તથી ગાયત્રી મંત્ર ને માને છે તેવી રીતે જૈન લોકે નવકાર મંત્ર ને માને છે અને સમયાનુસાર એનો જપ કરે છે એમાં પણ બે ભેદ છે એક મૂર્તિ-પૂજક અને બીજો અમૂર્તિપૂજક મૂર્તિપૂજકોમાં જતી, સવેગી અને મહાત્મા વિગેરે છે. અને અમૂર્તિપૂજકોમા ઢુંઢિયા સાધુ છેઃ પણ ૨૪ તિર્થંકર અને ૪૫ સૂત્રોને સર્વ માને છે કેવળ એના અર્થ સૌ સૌના સિદ્ધાન્તાનુસાર કરવામાં પરસ્પર વિરોધ છે એ જૈનના કે આચાર્યોને માનવાવાળા પ્રાયેઃ મહાજન લોક છે શ્વેતામ્બરને માનવાવાળા રજપૂતાનામાં મુખ્ય ઓસવાલ મહાજન છે ભારતવર્ષમાં બીજા ભાગોમાં જુદી જુદી કોમોના મહાજન બહુજ છે (વીર વિનોદમાં સુત્રો ૪૨-૮૨ ની સંખ્યા આપી છે પુષ્ટ ૧૪૪). (વીરવિનોદમાં શ્વેતામ્બરી = માટે ૮૨ સુત્રોનો લેખ છે સ્થાનકવાસી પણ ૩૨ સુત્રો માને છે. વી. વી. પા. ૧૪૪)

વિક્રમ સંવત સોળસેંના શતકની શરૂઆતમાં જતી લોકોમાંથી વૈરાગ્ય ભાવ ન્યૂન થયો. તેથી ગુજરાતમાં 'લુંકા' મહેતાએ પોતાના સૂત્ર ગ્રંથો-ની અનુસાર એક નવો ફિરકો ચલાવ્યો. જેનુ નામ 'લુંકાગચ્છ પ્રસિદ્ધ થયો, અને એમાંથી ઢુંઢિયાના સાધુ નીકળ્યા જેને ૨૨ જણ ભેગા થઈ દીક્ષા લીધી તેને બાવીશ ટોલા કહે છે એ ટોલાદીઠ દરેક ટોલામાં એક એક આચાર્ય હોય છે જ્યારે આ બાવીશ ટોળાના સાધુની ચાલચલન શિથીલ થવા લાગી ત્યારે રઘુનાથ ઢુંઢિયાના ટોલામાંથી એના શિષ્ય ભીખમએ વિક્રમ ૧૮૧૫ માં એક નવી શાખા કાઢી અને તેના તેર શિષ્ય થવાથી 'તેરાપંથી' કહેવાયા ભીખમઆચાર્ય વિક્રમ ૧૭૮૫ માં પેદા થયા અને એણે વિક્રમ ૧૮૦૮ માં સાધુનો વેશ લીધો અને વિક્રમ ૧૮૧૫ માં 'તેરાપંથી' નો ફિરકો ચલાવ્યો અને વિક્રમ ૧૮૬૦ માં તેમના કાળકર્યા પછી એના શિષ્ય ભારમલ ગાદીપર બેઠા, અને વિક્રમ ૧૮૭૮ માં ગુજરી-ગયા એના પછી રાયચંદ ગાદી પર બેઠા, તે વિક્રમ ૧૯૦૮ માં પરલોકવાસી થયા એના પછી જીતમલ આચાર્ય થયા તે વિક્રમ ૧૯૩૮ માં ગુજરી

ગયા પછી મેઘરાજ થયા. (વિરવીનોદ ભા ૧ લો પુષ્ટ ૧૪૪).

(૬) બીજો ફીરકો જૈનોમાં દીગમ્બરી છે. તેમના આચાર્ય ભટ્ટારક કહેવાય છે. તે અવસ્ત્ર તથા નગ્ન રહે છે અને બે હાથોની હથેળીમાં ભોજન કરે છે. જો કદાચ ખાવાના સમયે બિલ્લિ આદિના નામ સાંભળવામાં આવે તો તે દિવસે તેમને ઉપવાસ કરે છે. એવા ભટ્ટારક કર્ણાટક દેશમાં રહે છે. [1]તેઓ કોઈ કોઈ વખત પર્યટન કરતાં કરતાં આ બાજુ આવે છે. તેઓને શ્રાવકો મુનિરાજ કહે છે. શ્વેતાંમ્બરી અને દિગમ્બરી એ બે શાખાઓમાં કંઇને કંઈ અંતર છે. શ્વેતાંમ્બર લોક ૧૨ અંગ અને બાકી ઉપાંગ મેળવીને ૩૨ સૂત્ર બતાવે છે, તેવી રીતે દિગંમ્બરી પણ ૧૨ અંગ કહે છે. અને તેનાં નામોમાં પણ બહુ અંતર બતલાવતા નથી. પણ કહે છે કે મહાવીરસ્વામીથી કંઇ સો વર્ષ પછી બાર વર્ષનો દુષ્કાળ પડયો તેમાં અમારા પ્રાચીન ગ્રંથોનો નાશ થઈ જવાથી એનોજ આશરો લઈને જે બીજા ગ્રંથો બન્યા એના અનુસાર પોતપોતાના ધર્મનું આરાધન કરે છે.

શ્વેતાંમ્બરી પણ ૧૨ વર્ષ દુષ્કાળ પડયાનું માને છે. કિન્તુ પ્રાચીન ગ્રંથો નાશ થવાથી ૪૫ સૂત્રોમાંથી ૩૨ સૂત્રો સાબીત રહ્યા અને ૧૩ ખંડિત થયા. અને એ પછીથી બનાવી પ્રગટ કરેલ છે. શ્વેતાંમ્બરી તથા દિગમ્બરી લોકોમાં જે ભેદ છે તે ૮૪ બોલ અને ૮૪ વાતોમાં છે, તેમાંના થોડા બોલ નીચે લખ્યા છે.

(૧) શ્વેતામ્બરી કેવળ જ્ઞાનીને આહારનીહાર કરતા માને છે અને દિગંમ્બરી માનતા નથી.

(૨) શ્વેતાંમ્બરી કેવળ જ્ઞાનીએ ઉપસર્ગ અથવા શુભાશુભ સૂચક મહાભૂત વિકાર માને છે. અને દિગમ્બરી તેનો સ્વીકાર કરતા નથી.

(૩) શ્વેતાંમ્બરી કેવળ જ્ઞાનીની પાઠશાળામાં જઈને ભણવાનું પ્રસિદ્ધ કરે છે. પણ દિગંમ્બરી નથી માનતા.

(૪) શ્વેતાંમ્બરી તીર્થંકરને ગુરૂ વડે દિક્ષા પ્રાપ્ત થઇ માને છે અને દિગંમ્બરી માનતા નથી.

(૫) શ્વેતાંમ્બરી કહે છે કે તીર્થંકરની દિક્ષાના સમયે ઇંદ્રે આવીને કપડાં ઓઢાડયા છે. પરંતુ દિગંમ્બરી આ વાતનો સ્વીકાર નથી કરતા.

---

[1] બીજા ભટ્ટારક કેવળ નામ માત્રજ છે. ને વસ્ત્ર, પરિગ્રહ, અને વાહન આદિ સર્વ કંઇ રાખે છે એવા લોક વાસ્તવમાં ઢોંગી છે.

(૬) શ્વેતાંમ્બરી, ગણધરના વિના મહાવીરની કંઈ વાણી વ્યર્થ ગઇ કહે છે પરંતુ દિગંમ્બરી નથી ગઇ બનાવે છે.

(૭) શ્વેતાંમ્બરી કહે છે કે મહાવીરને બ્રાહ્મણીના ગર્ભમાંથી બદલી ત્રીશલારાણીના ગર્ભમાં લાવ્યા. પરંતુ દિગંમ્બરી કહે છે કે તે પ્રારંભથીજ રાણીના ગર્ભમાં હતા

(૮) શ્વેતાંમ્બરી આદિનાથને જુગલીઆ કહે છે. અને દિગંમ્બરી નથી કહેતા.

(૯) શ્વેતાંમ્બરી આદિનાથના માટે વિધવાના ઘરમાં રાખ્યાનું કહે છે પરંતુ દિગંમ્બરી એને જુઠુ કહે છે.

(૧૦) શ્વેતાંમ્બરી બે તીર્થંકરને અવિવાહિત માને છે અને દિગંમ્બરી પાંચ ને માને છે

(૧૧) શ્વેતાંમ્બરી કેવળ જ્ઞાનીને સામાન્ય જ્ઞાનીના પ્રણામ કરવાનું માને છે, દિગંમ્બરી માનતા નથી

(૧૨) શ્વેતામ્બરી કેવળ જ્ઞાનીને છીંક થાય છે માને છે પણ દિગંમ્બરી માનતા નથી.

(૧૩) શ્વેતાંમ્બરી ગૌતમને ત્રિડંડી તાપસીની પાસે ગયા કહે છે. પણ દિગંમ્બરી કહેતા નથી.

(૧૪) શ્વેતામ્બરી સ્ત્રીને મોક્ષ હોવાનું માને છે, દિગંમ્બરી માનતા નથી.

(૧૫) શ્વેતાંમ્બરી ૧૯ મા તીર્થંકરને મલ્લિકુંવરી કહીને સ્ત્રી સ્વરૂપ માને છે અને દિગંમ્બરી મલ્લિનાથ કહી પુરૂષ માને છે.

(૧૬) શ્વેતાંબરી જુગલીઆનો દેર હરી ગયા કહે છે, પરંતુ દિગંમ્બરીનો એના ઉપર વિશ્વાસ નથી.

ઇત્યાદિ રીતે ૮૪ બોલોના અંતર છે અમે આ વિષયમાં વિસ્તાર બહુ થવાથી લખી નથી (વીરવિનોદ ભા ૧ લા પૃષ્ઠ ૧૪૫ થી ૧૪૬ સુધી.)

(૭) મેવાડમાં જૈનોનું મોટું તીર્થસ્થાન ઉદયપુરથી ૧૧ ગાઉ દક્ષિણ ખેખાડાની સડક પર ધુલેવ ગામમાં ઋષભદેવનું મંદિર છે. તેને વેદામ્નાયી અને જૈન એક માને છે. આ મૂર્તિને વેદામ્નાયી લોક વિષ્નુના દશા અવતાર સમજીને પોતાના ધર્મને અનુસરીને અને જૈન લોક તીર્થંકર સમજીને પોતાના ધર્મને અનુસરીને પુજે છે. અહીંયાં કલકત્તા મુંબઈ મદ્રાસ,

કર્ણાટક, પંજાબ, અને ઉત્તરખંડના હજારો યાત્રીકો આવે છે. અને મોટી ભાવનાથી કેસર ચઢાવે છે. કેસર ચઢાવવાની રીત આ પ્રમાણે છે. એક યાત્રીક કેસર ચઢાવી રહે એટલો સમય બીજો યાત્રીક એક રૂપીઆભાર કેસર લઈને પછી પોતાનું રૂપીઆભાર કેસર ચઢાવે છે.

કેસરને પથ્થર પર પથ્થરથી ઘસીને યાત્રીકો પોતાના હાથથી ચઢાવે છે. એ કેસર ને પુજારી યાત્રિકોને વેચે તે. અને કેસર આ અધિકાર સાથે ચઢાવે છે જેથી એનું બીજું નામ 'કેસરિયાનાથ) પ્રસિદ્ધ થયું છે. અને મૂર્તિનો રંગ કાળો હોવાથી ' કાળાજી ' પણ બોલે છે આ મંદિરની ચારે તરફ ભીલોની વસ્તી છે. અને ભીલ કેસલિયાનાથ ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખે છે. આ લોક સોગંદ અથવા શપથ કરવાની વખતે કેસરિયાનાથની કેસર ચબાકર એ વાતનો ઇન્કાર કરે છે. ફરી કોઈ વખત બદલાતા નથી.

આ મંદિરને બનવાનો મુખ્ય વખત કહાનિયોંના તૌરપર છે. પણ મંદિરની પ્રશસ્તિમાં આ મંદિરના જીર્ણોદ્ધાર વિક્રમ સંવત ૧૫ મી સદીની શરૂઆતમાં હશે એમ માલમ પડે છે. પહેલાં હજારો રૂપીઆ અને જેવર ભેટ થતું હતું અને પુજારી લોક પોતાના બનાવી લેતા હતા. પણ વૈકુંઠવાસી મહારાણા સજ્જનસિંહ સાહેબના સમયથી અહીંનો પ્રબંધ એક કમીટીના અધિકારમાં કરી ગયા છે. જેના મેમ્બર 'જૈન મતાવલંબી' લોકો છે. અને આ કમિટીના પ્રમુખ (સભાપતિ) રાજતરફથી દેવસ્થાનોંના હાકિમ કોઠારી બલવંતસિંહ છે. (વીર–વિનોદ ભા. ૧ લો પૃષ્ટ ૧૪૬ થી ૧૪૭ સુધી.)

(૮) ચોગાનની પશ્ચિમમાં તોપખાના અને એની પાછળ મહા ણા બીજા અરિસીંહના સમયનું બનાવેલું જૈનમંદિર છે. જેમાં મોટી મોટી કદની જૈન મૂર્તિઓ છે. (વીર–વીનોદ ભા. ૧ લા પૃષ્ટ ૧૫૪.)

(૯) શ્યામલબાગની પશ્ચિમ ભીમ અને સ્વરૂપ પલ્ટનની લાઈન અને એની આગળ મહાજનની પંચાયત થોબની વાડી છે, જેમાં એક જૈનનુ' મંદિર અને મકાન બનાવેલા છે. (વીર–વિનોદ ભ ૧ પૃષ્ટ ૧૫૫.)

(૦૧) હાથીપોળની પાસે મોતી ચોહટાની પશ્ચિમ લાઇનની તરફ કરજાલીના મહારાજા સુરતસિંહ અને શિવરતીના મહારાજા ગજસિંહની હવેલીઓ છે. અને એજ લાઈનમાં બનેડાના રાજા ગોવિન્દસિંહની હવેલી છે, તેની આગળ ઘંન્ટાઘરનો સીનાગે ... તે કોતવાલીનું મકાન છે ...

પશ્ચિમ બાજુ શિતલનાથનું જૈન મંદિર છે. અને એની આગળ મહારાણા સ્વરૂપસિંહની મહારાણી અભયકુંવરનું બંધાવેલું અભય સ્વરૂપવિહારીનું મન્દિર અને એક વાવડી છે. તે તરફ સર્વને જવા આવવાની છુટ છે સંવત ૧૭૦૪ (વીર-વિનોદ ભા. ૧ લા પૃષ્ટ ૧૫૫ )

(૧૧) બાગની અંદર મહારાણા જવાનસિંહના બનાવેલા મહેલ અને એની અગ્નિખુણા તરફ એક ઉંચા સ્થાનપર વિક્ટોરીઆ હૉલ વર્તમાન મહારાણા સાહેબે બનાવ્યો છે. તેની સામે જ્યુબિલીની યાદ માટે શ્રીમતી મહારાણી વિક્ટોરીઆની પાષાણની મુર્તિ છે મહેલની અંદર અદ્ભુત વસ્તુઓનું સંગ્રહસ્થાન ( મ્યુઝીઅમ ) પ્રાચીન વસ્તુઓનું અને પુસ્તકાલય બનાવેલ છે, જ્યાં આમ લોકોને જવાઆવવાની છુટ છે ( વિર-વિનોદ ભા. ૧ લા પૃષ્ઠ ૧૫૭. )

(૧૨) શહેરની પૂર્વ એક માઈલ અંતરપર નદીના કીનારે ચંપાબાગ નામનો એક ઉમદાબાગ મહારાણા કર્ણસિંહનો બનાવેલો છે. ચંપાબાગની અગ્નિ ખુણા તરફ સડકની દક્ષિણ કિનારા તરફ મહારાણા જગતસિંહની રાજકુમારી રૂપકુંવરીનું બનાવેલું પુષ્ટીમાર્ગીનું મંદિર છે. અને ધર્મશાળા છે શહેરની પૂર્વ આડ ગામની પુરાની સડક ઉપર મહારાણા બીજા જગતસિંહની મહારાણી ભટીઆણીજીનું બનાવેલું પુષ્ટિમાર્ગીનું મન્દિર-વાવડી અને ધર્મશાળા છે શહેરથી બે માઈલ પૂર્વની તરફ આહડ નામી ગામ છે જે ગુહિલોત્ વંશની રાજાઓની ચિત્તોડના પહેલાની જુની રાજધાની હતી ત્યાં મોટી મોટી ઈંટ અને પ્રાચીન ઈમારતોના પાષાણ અત્યારે પણ મળે છે. અહીં એક નાનુ ગામ રહી ગએલ છે જેમાં વિક્રમ સંવતની આખરી ૧૫ મી સદીમાં બનાવેલું જન.મંદિરમાં ૧૦ મા શતકના પાષાણ લેખ પણ લગાવેલા છે. તે નરવાહન અને શક્તિકુમારના સમયનો માલમ પડે છે. (વીર-વિનોદ ભા ૧ લા પૃષ્ટ ૧૫૮. )

(૧૩) વાઘેલા તળાવની પશ્ચિમ તરફ નાગદાનું જુનું ખંડેર હજુ સુધી મોજુદ છે ખુમાણ રાવલની સમાધિપર બનાવેલા બે સભામંડપના મંદિર હજી સુધી ઉભા છે. અને ગામની નૈઋત્ય ખુણામાં બે જૈન મંદિર વિક્રમ ૧૪ મી સદીમાં બનેલા છે, જેમાં મોટી મોટી મુર્તિઓ છે તળાવની નૈઋત્ય કિનારા પર બે બહુ ઉમદા જુના મંદિર છે જેને લોકો સાસુ-વહુનું મંદિર કહે છે આ મંદિરમાં નકસી જોવા જેવી છે એની ઈમારેતો જોવાથી માલુમ પડે છે આ વિક્રમ સંવતની ૧૧ મી સદીમાં બનાવેલ હશે. (વીરવિનોદ ભા. ૧ લા,પૃષ્ટ ૧૬૦ )

(૧૪) ભીલોની અનેક પાલે નાહર, માંડેર, ઉપરેટ છપ્પન, મેવલ, અને ડાંગલ નામના જીલ્લામાં આબાદ છે. આ જીલ્લામાં જયસમુદ્ર નામનું એક મોટું અને અનુપમ તલાવ છે. જેને ઢેબર પણ કહે છે. મહારાણા બીજા જયસિંહે બનાવેલું છે. આ જીલ્લામાં ધૂલેવ ગામની અંદર ઋષભદેવનું એક મોટું પ્રસિદ્ધ મંદિર છે. તે જૈન અને વૈષ્ણવોનું મોટું તીર્થ છે. ( વીરવિનોદ ભાગ ૧ લો પૃષ્ટ ૧૬૦ )

(૧૫) કુંભસાગર તલાવથી આગળ નાકોઢા મકાનની દિવાલનું નિશાન છે. એ દિવાલની પશ્ચિમ તરફ અને દાલાનની વચમાં ' શ્રૃંગાર ચવરી ' નામનું એક જૈન મંદિર છે. એની દક્ષિણ તરફ મહારાણા સાહેબનો જુનો મહેલ, ત્રિપોલીઆ અને વડીપોલ નામના દરવાજા છે. વડીપોલ દરવાજાની પૂર્વે સાતવીસ દેવરીના નામનું એક જુનું જૈન મંદિર છે. ( વીરવીનોદ ભાગ ૧ લો પૃષ્ટ ૧૬૨ )

(૧૬) પહેલા ચિત્તોડના રાજાઓના દગધસ્થાન હતા ત્યાં સમિદ્ધેશ્વર મહાદેવનું એક મંદિર છે. જેને વિક્રમ સં. ૧૪૮૫ માં મહારાણા મોકલે બનાવેલું હતું. અને ત્યાં જુનું જૈન મંદિર છે. તેની પાસે ગુસાંઈનો મઠ છે. વીરવિનોદ ભાગ ૧ લો પૃષ્ટ ૧૬૨ )

(૧૭) કિલ્લાની પૂર્વ દિવાલમાં સૂરજપોળ નામનો દરવાજો છે. એ રસ્તા તરફ ત્રણ દરવાજાનાં નિશાન છે, તેમાં બે સાબીત છે, દરવાજાની અંદર નિલકંઠ મહાદેવનું જુનું મંદિર અને એની ઉત્તરે એક પુરાણો કીર્તિસ્તંભ છે. તે વિક્રમ ૧૦ મી સદીમાં જૈનોએ બનાવેલો છે. ( વીરવિનોદ ભાગ ૧ લો પૃષ્ટ ૧૬૨

(૧૮) મેવાડમાં રાસમી જીલ્લામાં માતૃકુંડિયાં નામનું તીર્થસ્થાન બનાસ નદી ઉપર છે. અને ત્યાં મહાદેવનું મંદિર છે. જ્યાં વૈશાખી પૂર્ણિમાનો મેળો ભરાય છે. એ સિવાય કરેડા ગામમાં એક બહુ જ મોટું અને જુનામાં જુનું જૈનમંદિર છે. ( વીરવિનોદ ભાગ ૧ લો પૃષ્ટ ૧૬૩ )

(૧૯) કેલવાડા ગામમાં હાકિમ જીલ્લામાં સદ્ર મુકામ છે. જ્યાં જૈનોનું જુનું મંદિર અને બાણમાતાનું એક પ્રસિદ્ધ મંદિર છે. ( વીરવિનોદ ભાગ ૧ લો પૃષ્ટ ૧૬૬ )

(૨૦) ઐતિહાસિક ગ્રંથોમાં કરામતી વાતો લોકોએ બહુ ભરી લીધેલી છે. અને એના સિવાય પુરાણા ગ્રંથો જોઇએ તો સાલ સંવત પણ મળતી નથી. અલબત્ત જૈનોના ગ્રંથોથી થોડું થોડું સાલ સંવત અને ઇતિહાસનું પ્રયોજન સિદ્ધ થાય છે. ( વીરવિનોદ ભાગ ૧ લો પૃષ્ટ ૧૮૩ ).

(૨૧) વૈશ્ય વર્ણ પુરાણા કાળથી વૈશ્ય નથી, પરંતુ ક્ષત્રિય વગેરે પુરાણા વૈશ્ય છે એમાંથી કેટલાક તો કૃષિ અને ગૌરક્ષા વગેરે કર્મ કરતા હતા. અને કેટલાક પોતાના કામ છોડીને નોકરીમાં લાગી ગયા છે. બીજી જાતીઓ બૌદ્ધ અને જૈન મતાવલમ્બી હોવાથી અહિંસા ધર્મમાં પ્રવૃત્ત થઈ કૃષિ વાણિજ્યને પોતાનું કામ સમજી લીધું જેથી તેમાં બે ભાગ થયા. એકે કારરીગરી પોતાનું એર વધાર્યું અને બીજાએ વાણિજ્યથી પોતાનું એર વધાર્યું, અને એ લોકો મહાજન તથા વાણિયા કહેવાયા એ લોકોની શાખા ૮૪ છે તેમાં રાજપૂતાનામાં ૧૨ શાખા પ્રસિદ્ધ છે ૧ અજાત થી શ્રીમાલ, ૨ શ્રીમાલ, ૩ ઓસવાલ તેમાં માંહોમાંહે લગ્ન થતાં હતાં. અને એ સમૂહમાં ૧૪૪૪ પ્રશાખા છે ૪ પોરવાલ, તેમાં અનંત પ્રશાખા છે. ૫ મહેશ્વરી, જેમાં ૭૨ પ્રશાખા છે. ૬ હુંમડ, જેમાં ૧૮ પ્રશાખા છે. ૭ અગ્રવાલ, જેમાં સાડે ૧૭ પ્રશાખા છે ૮ નાગદા, જેમાં ૧૩ પ્રશાખા છે ૯ નરસિંહપુરા, જેમાં ૨૭ પ્રશાખા છે. ૧૦ ચિત્તોડા, જેમાં ૨૩ પ્રશાખા છે ૧૧ બધેરવાલ, અને ૧૨ બીજાવર્ગી. બીજી જાતિઓમાં અલાવદ્દ આવગી અને ખંડેલવાલ મળીને એક શાખા કહેવાય છે. જેમાં ૮૪ પ્રશાખા છે એ બધી શાખામાં ખાવું પીવું એક કરી શકે છે. પરંતુ કન્યાની લેવડ દેવડ પોતાની શાખામાં કરે છે. એ લોકો ખરચમાં બહુ ઓછા છે અને ધનની વૃદ્ધિ કરવામાં ઘણે દરજ્જે સારા છે. એમાં મહેશ્વરી વગેરે કોઈ કોઈ વૈષ્ણવથી અને જ ઝીણા બધા જૈન મતાવલમ્બી છે એમાં કેટલીક શાખાઓમાં બે ભેદ છે એમાં એક વીસા અને બીજા દસા. (વીરવિનોદ ભાગ ૧ લો પૃષ્ઠ ૧૮૯—૧૯૦ )

(૨૨) ભીલ લોક સુવર આદિ સર્વ જાનવરોને, તેમજ ગાયને પણ ખાઈ જાય છે. પરંતુ તેઓ હિંદુ હોવાનું અભિમાન રાખે છે તેઓની સોગંદ ખાવાની રીત નીચે મુજબ છે કે સાફ જમીન પર ગોળ કુંડાળું કરીને એમાં તલવાર મુકે છે અને તેના ઉપર અફીણ રાખીને એકરાર કરવાવાળો માણસ એમાંનું થોડું અફીણ ખાઈ જાય છે એની સિવાય બીજી રીત એ પ્રમાણે છે કે ઋષભદેવને અર્પણ કરેલું થોડું કેસર પાણીમાં ઘોળીને એકરાર કરવાવાળો માણસ પી જાય છે ( વીરવિનોદ ભાગ ૧ લો પૃષ્ઠ ૧૯૧ )

(૨૩) દેવસાના ભીલ પહેલાં સિસોદીયા રાજપૂત હતા. પહાડમાં આવીને રહ્યા પછી ભીલ લોકોમાં વિવાહ કરવા માંડયા, પણ ખરાબ ખાણું ખાતા

નહોતા અને તેથી ગરાસીયા ભીલ કહેવાયા. પદૂણા, ખરવડ, માંડવા, જાવર, ચીણાવદા, સરૂ, લીંબોદા, સીંગટવાડા, અમરપુરા, અને દેરવાસ વગેરે ગામોના ભીલ પોતાને રાવત્ પૂંજાના વંશમાંથી બતલાવે છે. અને કહે છે કે પહેલાં અમે સિસોદીયા રાજપૂત હતા, પહાડમાં આવીને સાંભર (શાબર) ને ભ્રમમાં ગાયને મારીને ખાઈ જવાથી ભીલ થઈ ગયા. તે ખરાદી જાતના ભીલ છે. અને ઋષભદેવ, ભૈરવ હનુમાન તથા અંબા ભવાનીને માને છે. ( વીરવિનોદ ભાગ ૧ લો પૃષ્ટ ૧૯૪ )

(૨૪) દેવસ્થાનની કચેરી—આ કારખાનામાં કંઈ નાના મોટા દેવસ્થાનોના જમે ખરચનો પ્રબંધ છે. જેમાં પુજારીઓના માટે જે કંઈ બંધારણ કરી ગયા છે તે તેમને આ કારખાનામાંથી મળ્યા કરે છે, બાકી જે કાંઈ બચત જે મંદિરોની આમદાનીમાંથી રહે છે. તે મંદિરોની સમજી લેવામાં આવે છે. કેવળ નિગરાની માત્ર રાજ્યની માલીકની સત્તા પર રહે છે. આ કચેરી મહારાણા સ્વરૂપસિંહના વખતથી ચાલી રહી છે. (વી. વિ. પૃ ૨૧૫)

(૨૫) હિંદુસ્તાનના દરેક બાદશાહે ઉદયપુરના ખાનદાનોને હિંદુસ્તાનીઓમાં સર્વથી મોટા માન્યા. એના સિવાય મુસલમાનોએ કોઈ પણ જાતના ખાનદાન લોકોથી દ્વેષભાવ રાખેલ નથી જેના પહેલાં સાબીત તો એ છે કે જૈનમતવાળાઓએ મેવાડને પોતાની જગા માનીને પોતાના મતના સેંકડો મોટાં મોટાં મંદિર બનાવ્યાં અને અહીંના રાજાઓએ એમને બનાવવામાં પુરી મદદ આપી. ( વીરવિનોદ ભાગ ૧ લો પૃષ્ટ ૨૩૦ )

(૨૬) બાપા રાવલનું ચિત્તોડ લેનાર લોક કંઈ કંઈ પ્રસિદ્ધ કરે છે. બાજ લોકોનો કોલ છે કે એમણે માનમોરી રાજાની ફત્તેહ કરીને ચિત્તોડ લઇ લીધું, અને બાજલોક કહે છે કે એમને ઉપરના રાજાને ત્યાં નોકરી રહીને રાજ્ય હાંસિલ કર્યું. તે પ્રમાણે બાપાને હારીતરાશીની દ્વારા મહાદેવનાં દર્શન થયાં તે ઘણું કરી કરામતી વાતોથી પ્રસિદ્ધ છે. બાજ લોક કહે છે કે બાપાનું શરીર અથવા કદ હારીતરાશિના વરદાનથી ૧૪ હાથ ઉંચું થયું હતું. એના હાથની તલવાર બત્રીસ મણ વજનની હતી, અને તે એક વખતમાં કંઇક બકરાં ખાઈ શકતા હતા. અને હિંદી કવિતામાં પણ આ વાતનું બ્યાન છે. પરંતુ એવી વાતોને કોઈ પણ પાકી સાબીતી મળતી જણાતી નથી જેવું જેની જીભમાંથી આવ્યું તેવું બોલ્યા એણે રાજા માનમોરીથી વિક્રમી ૭૯૧ (હિજરી ૧૧૬ ઇ. સ. ૭૩૪ )માં ચિત્તોડના કિલ્લા લઈ લીધા. આબુ કે અચળગઢ વિ. માં આ કરામતી વાતો સાબીત થતી નથી. કેવળ હારિતરાશિની દુઆથી રાજ્ય મળવું. અને એક પગનું સોનાનું કડું

બાપાને હારીતે આપેલું લખેલું છે પરંતુ એ પ્રશસ્તિઓ પણ આ સમયથી બહુજ વર્ષ પછી લખેલી છે ( વીરવિનોદ ભાગ ૧ લો પૃષ્ઠ ૨૫૩ )

(૨૭) એક પ્રશસ્તિ મેવાડ ઈલાકામાં બોજોલીયા ગામની સમીપ રાજધાનીથી પ્રાય ૫૦ કોસ પર મહુવેના વૃક્ષની નીચે એક લેખ શ્રી પાર્શ્વનાથજીની કુંડની ઉત્તરે કોટ પાસે છે આ પ્રશસ્તિની અધિકથી અધિક લબાઈ ૧૨ ફૂટ ૯ ઈંચ અને ઓછામાં ઓછું ૮ ફુટ ૬ ઈંચ અને પહોળાઈ ૩ ફુટ ૮ ઈંચ છે એ પ્રશસ્તિમાં લખેલું છે કે પૃથ્વીરાજના પિતા રાજા સોમેશ્વરદેવને રેવણા (ગામ) સ્વય ભૂપાર્શ્વનાથજીને ભેટ આપ્યું ( વીરવિનોદ ભાગ ૧ લો પૃષ્ઠ ૨૬૨ )

(૨૮) પાચમી પ્રશસ્તિ ચિત્તોડગઢના મહેલના ચોકમાથી માટીમાથી મળી, જેના વિક્રમી સવત ૧૩૩૫ વૈશાખ સુદ ૫ ગુરુવાર (હીજરી ૬૭૬ તા. ૪ જિલહિજ ) ઈ ૧૨૭૮ તા ૨૯ એપ્રીલ છે આ રાવલ સમરસીના વખતમા લખેલી છે જેઓને પોતાની માતા જયતલદેવી, રાવલ તેજ સિંહની રાણીએ બનાવેલ શ્રી શ્યામપાર્શ્વનાથના મદિરને થોડી જમીન ભેટ કરી હતી ( વીરવિનોદ ભાગ ૧ લો પૃષ્ઠ ૨૬૬ )

(૨૯) ગોડવાડમાં રાણકપુરનું જૈન મદિર વિ. સ. ૧૪૯૬ મહારાણા કુંભકર્ણના સમયનું છે (વીરવિનોદ ભાગ ૧ લો પૃષ્ઠ ૨૭૩)

(૩૦) અલાઉદ્દીન ખીલજીથી રાવલ સમરસિંહના પુત્ર રત્નસિંહને લડાઈ થઈ હતી અને ચિત્તોડવાળાઓએ બાદશાહી સુલાજીમને હાથ અને ગર્દન બાંધીને કિલ્લામાંથી કાઢી મુક્યો આ ઠીક મહારાણા ભુવનસિંહનો છે કારણ કે રાણકપુરના જૈન મંદિરની પ્રશસ્તિમાં ઉક્ત મહારાણાથી અલાઉદ્દીનની ફતેહ થયાનું લખેલું છે (વીર વિનોદ ભાગ ૧ લો પૃષ્ટ ૨૮૪)

(૩૧) રાવલ રત્નસિંહથી અજયસિંહ ૫ દરમી પેઢીએ થાય એમાથી ફક્ત બે રાજાઓ સિવાય તેર રાજા મુસલમાનોથી ચિત્તોડને લીધે લડવાથી માર્યા ગયા અને રાણપુર જૈન મદિરના લેખમા રાવલ સમરસિંહની પછી ભુવનસિંહનુ નામ લખેલું છે (વીરવિનોદ ભાગ ૧ લો પૃષ્ટ ૨૮૫)

(૩૨) ભુવનસિંહની પછી મહારાણા લક્ષ્મણસિંહનો સમયમાં દિલ્હીના બાદશાહ મુહમ્મદ તુગલકની ફોજે ચિત્તોડને ઘેરી લીધો અને લડાઈ થઈ એ લડાઈમાં મહારાણા લક્ષ્મણસિંહ અને એના પુત્ર અરિસિંહ વગેરે વીરતાની સાથે લડી મરણ પામ્યા પણ અરિસિંહના નાના ભાઈ જયસિંહ દુ:ખી

થઈ ને દેલવાડની તરફ પહાડોમાં ચાલ્યા ગયા. જ્યાં તે મહારાણાનાં નામથી પ્રસિદ્ધ થયા અને સાંડેરાવના જતી (જૈન મુની) એ એના દુઃખનો ઇલાજ કર્યો તે વખતે અજયસિંહે એ જતીને કહ્યું કે હમારી ઔલાદ તમારી ઔલાદને પૂજ્ય માનતી રહેશે. એ કારણથી હજી સુધી સાંડેરાવના મહાત્માઓના આદર સન્માન મેવાડના મહારાણા કરે છે. વીરવિનોદ ભાગ ૧ લો પૃષ્ટ ૨૮૯)

## (૩૩) ઉદયપુરની ઉત્તરે ૧૪ માઈલ દૂર એકલીંગજી સ્થાનમાં નાથોંના મઠ પરનો લેખ

૧ ૐ નમોલકુલીશાય ॥ પ્રથમ તીર્થ.................................
.......................શ્વરમ્ । કિંતાત—સ્ત્રહસ્તે વિસક

૨ હિતમિદં પુત્રપાથઃ પિવાથોદેવી..................સરલ કર
..................લ—લીલયા—— વાલમ્ । ભૂયો............

૩ ગચશબ્યાંજલિર્ગ: । સર્મ.............................દિતર્નિહ

૪ ...............ઇતિ ॥ મંદં...............કલિકાં કંપયન્યક્રમમાલામાલી નોન્તર્નયનમુકુલં..............................રતા ॥

૫ ...મ—તઃ ॥ અસ્મિનભૂદ્ગુહિલગોત્રનરેંદ્રચંન્દ્રઃ શ્રીબપ્પઃ ક્ષિતિપતિઃ ક્ષિતિપીઠરત્નમ્ । જયાઘાતઘોપજનિત........
..............એડકોહએઠ...................

૬ લોમણિઃ સુવિહિતા હિવ્યા ચ સૈકાવલિઃ સા શ્રઔ શુચિરત્નસંચય ............રસાપલ્લિકા । હ............સુલ્લઘતિસટ્રાસંનદ્ધદેહં ચ તદ્યસ્યાધાપિમહા............વ્યવસિત.....................

(વીરવિનોદ ભાગ ૧ લો પૃષ્ટ ૩૮૧)

## (૩૪) બીજો લિયામાં પાર્શ્વનાથજીના કુંડથી ઉત્તર તરફ કોટની પાસે દિવાલ ઉપરનો લેખ.

ઓં ॥ ઓં નમો વીતરાગાય । ચિદ્રુપં સહજોદિતં નિરવધિં જ્ઞાન કનિષ્ટાર્પિતં નિત્યોન્મીલિતમુલ્લસત્પરકલં સ્યાત્કારવિસ્ફારિતં સુવ્યક્તં પરમામૃતં શિવસુખાનંદાસ્પદં શાશ્વતં નૌમિ સ્તૌમિ જપામિ યામિ શરણં તજ્જ્યોતિરાત્મોત્થિતમ્ ॥ ૧ ॥

(વીરવિનોદ ભાગ ૧ લો પૃષ્ટ ૩૮૩)

## (૩૫) ચિત્તોડના પુલ નીચે તલહટીના દરવાજાથી આઠમા કોઠનો શિલાલેખ

ૐ ॥ સંવત્ ૧૩૨૪ વર્ષે ઈહ શ્રીચિત્રકૂટમહાદુર્ગતલહટ્ટિકાયાં પવિત્ર શ્રી ચૈત્રગણુંગ્યોમાંગનપ્રુનારશ્રિરસ્પ્રપિતામહપ્રભુશ્રીહેમપ્રભસૂરિ નિવેશિતસ્ય સુવિહિતશિરોમણિસિદ્ધાંતસિન્ધુભટ્ટારકશ્રીપદ્મસૂરિપ્રતિષ્ઠિતસ્યાસ્ય દેવશ્રી મહાવીરચૈત્યસ્ય પ્રતિભાસમુદ્રકવિકુંજરપિતુતુલ્યાતુલ્યવાત્સલ્યપૂજ્યશ્રીરત્નપ્રભસૂરિણામાદેશાત્ રાજભગવન્નારાયણ મહારાજ શ્રી તેજઃ સિંહદેવકલ્યાણ વિજયિરાજ્ય વિજયમાન પ્રધાનરાજ્યરાજપુત્રકાંત્રાપુત્રપરનારીસાહો—

(વીરવિનોદ ભાગ ૧ લો પૃષ્ટ ૩૯૧)

## (૩૬) ચિત્તોડમાં નવકોઠાની પાછળ મહેલના ચોકમાંથી જે સ્તંભ નીકળ્યો એમાંથી નિકળેલો શિલાલેખ.

સંવત ૧૩૩૫ વર્ષે વૈશાખ સુદી ૫ ગુરુવાર શ્રીએકલિંગહરારાધન પાશુપતાચાર્ય હારીતરાશિ ક્ષત્રિય ગુહિલપુત્ર—હલપ્ય સહોદર્ય ચ શ્રી ચુડામણીયભર્તૃપુરસ્થાનીમ્હવદ્વિજાતપવિત્રાગાતુચ્છેશ્રીભર્તૃપુરીયગચ્છે શ્રી ચુડામણિભર્તૃપુરેશ્રીગુહિલપુત્રવિહારઆશીયપ્રતિપત્તો શ્રી ચિત્રકૂટ—મેદપાટાધિપતિ શ્રીતેજસિંહરાજ્ઞ્યા શ્રી જયતલ્લદેવ્યા શ્રી શ્યામપાર્શ્વનાથ વસહી સ્વશ્રેયસે કારિતા ॥ તદાશી વસહી પાર્શ્વ ચ ભાગે——ગચ્છીય શ્રી પ્રદ્યુમ્નસૂરિશ્યો મહારાજકુલ ગુહિલપુત્રવરનિક્ર શ્રી સમરસિંહેન ચતુરાઘાટોપેતાયદાનસુતા ચ મઠભૂમિ——ઘાટા : પૂર્વોત્તરયોર્જ્જયોતિ : સાઢલસ્યાવાસ દક્ષિણસ્યાં શ્રી સોમનાથ ॥ પશ્ચિમાયાં શ્રી ભર્તૃપુરગચ્છીય ચતુર્વિંશતિજિનદેવાલયો રાજ્ઞી વસહિકા ચ ॥ અન્ય શ્ચાયદાનાનિ ॥ શ્રી ચિત્રકૂટતલહટ્ટિકામંડપિકાયાં ચ ઉ૦ દ્રમ્મા ૨૪ તથા ઉત્તરાયનેઘૃતકર્ષ ૧૪ તથા તૈલકર્ષ ૬ આઘાટ મંડપિ કાયા દ્રમ્મા ૩૨ ખોહરમંડપિકાયા દ્રમ્મા ૩૨ સજ્જનપુરમંડપિકાયા દ્ર૦ ૩૪ અમૂન્યાયદાનાનિ દત્તાનિ ॥ ઓ શ્રીએકલિંગશિવસેવનતત્પરશ્રીહારીતરાશિવંશસભૂતમહેશ્વરરાશિનચ્છિષ્ય શ્રી શિવરાશિગોડજાતીયદ્વિજદિવાકરવંશોમ્હવસ્ય.સરત્નસુતજ્યોતિ સાઢલતથાય વિપ્રદેલ્હણસુતભટ્ટસાઢા તત્પુત્રધારભટ્ટ ખીમટસ્તદ્ભ્રાતૃભીમાસહિતેન એભિ ર્મિલિત્વા શ્રી ભર્તૃપુરીય ગચ્છે—ક્રારિ ॥ છા (વીરવિનોદ ભાગ ૧ લો પૃષ્ટ ૩૯૭)

## (૩૭) જાવર ગામમાં પાર્શ્વનાથના મંદિરમાં એક સ્તંભ ઉપર લગાવેલ શિલાલેખ

સંવત્ ૧૪૭૮ વર્ષે પોષ સુદ ૫ રાજાધિરાજશ્રીમોકલદેવવિજય

રાજ્યે પ્રાગ્વાટસા૦ નાના ભા૦ ફ્નીસુત સા૦ રતન ભા૦ લાષૂપુત્રેણ શ્રી શત્રુંજય ગિરિતારણુંહજીરાપલ્લીચિત્રકૂટાદિતીર્થયાત્રા કૃતા શ્રી સંઘ મુખ્ય સા૦ ધણુપાલેન ભા૦ હાંસૂપુત્ર સા૦ હાજાસીજાધાનાવધૂ દેઉનાઉ ધાઇણુત્ર દેવા નરસિંગ પુત્રિકા પૂની પૂરી મરગદ ચમકૂ પ્રભૃતિ કુટુંબ પરિવૃત્તેન શ્રી શાંતિનાથ પ્રાસાદ: કારિત: પ્રતિષ્ટિત: સ્તયાપક્ષે શ્રી દેવસુંદરસૂરિ પટ્ટપૂર્વાવલદિનનાયક— ગચ્છનાયક નિરૂપમ મહિમા નિધાન યુગપ્રધાન સમાન શ્રીશ્રીશ્રીસોમસુંદરસૂરિભિ: ભટ્ટારક પુરંદર શ્રી મુનિસુંદરસૂરિ શ્રી જયચન્દ્રસૂરિ શ્રી ભુવનસુન્દરસૂરિ શ્રી જિનસુન્દરસૂરિ શ્રી જિન કીર્તિ-સૂરિ શ્રી વિશાલરાજસૂરિ શ્રી રત્નશેખરસૂરિ શ્રી ઉદયનન્દિસૂરિ શ્રી લક્ષ્મી-સાગરસૂરિ મહોપાધ્યાય શ્રી સત્યશેખરગણિ શ્રી સૂરસુન્દરગણિ શ્રી સોમ-દેવગણિ કલંહિકાકુસુહિનીસોમોદય પં૦ સોમોદવગણિ પ્રમુખં પ્રતિદિનાધિ કાધિકોદયમાનશિષ્યવર્ગૈશ્ચિરં વિજયતાં શ્રી શાંતિનાથચૈત્યકારિતા (વીરવિનોદ ભાગ ૧ લા પૃષ્ટ ૪૦૧)

(૩૮) ગોઢવાડ ઈલાકામાં રાણકપુરના જૈન મંદિરનો શિલાલેખ.

શ્રી ચતુર્મુખ જિન યુગાદીશ્વરાય નમઃ।। શ્રી મદ્વિત્કમત: સંવત્ ૧૪૯૬ સં૨૦ય-વર્ષે શ્રી મેદપાટરાજાધિરાજ શ્રીબપ્પ ૧ શ્રી ગુહિલ ૨ ભોજ ૩ શીલ ૪ કાલ ભોજ ૫ ભર્તૃભટ ૬ સિંહ ૭ મહાયક ૮ રાજ્ઞીયુત સુતસ્વ સુવર્ણતુલાતો-લક શ્રી ખુમ્માંણુ ૯ શ્રી મદ્દ્લટ ૧૦ નરવાહન ૧૧ શક્તિકુમાર ૧૨ શુચિ-વર્મ ૧૩ કીર્તિવર્મ ૧૪ યોગરાજ ૧૫ વૈરટ ૧૬ વંશપાલં ૧૭ વૈરિસિંહ ૧૮ વીરસિંહ ૧૯ શ્રી અરિસિંહ ૨૦ ચોડસિંહ ૨૧ વિક્રમસિંહ ૨૨ રણુ-સિંહ ૨૩ ખેમસિંહ ૨૪ સામન્તસિંહ ૨૫ કુમારસિંહ ૨૬ મથનસિંહ ૨૭ પદ્મસિંહ ૨૮ જૈત્રસિંહ ૨૯ તેજસ્વિસિંહ ૩૦ સમરસિંહ ૩૧ ચાહુ-માન શ્રીકીતુકનૃપશ્રીઅલ્લાવદીનસુરત્રાણુજૈત્રબપ્પવંશ્યશ્રીભુવનસિંહ ૩૨ સુત શ્રી જયસિંહ ૩૩ માલવેશગોગાદેવજૈત્રલક્ષ્મણુસિંહ ૩૪ પુત્ર શ્રી અજયસિંહ ૩૫ ભ્ર.તૃ શ્રી અરિસિંહ ૩૬ શ્રી હમ્મીર ૩૭ શ્રી ખેતસિંહ ૩૮ શ્રી લક્ષાહ્વસ્યનરેન્દ્ર ૩૯ નંદનસુવર્ણતુલાદિદાનપુણ્યપરોપકારાદિસારગુણસુર-દ્રુમવિશ્રામનંદનશ્રીમોકલમહીપતિ ૪૦ કુલકાનનપંચાનનસ્યવિષમતમાભંગસા રંગપુરનાગપુરગાગરણુનરાણુકાજયમેરૂમંડોરમંડલકરબૂન્દીખાટૂચાટસૂજાનાદિના-નામમહાદુર્ગલીલામાત્રગ્રહણપ્રમાણિતજિતકાશિત્વાભિમાનસ્યનિજભુજોર્જિજત-શસુપાર્જિતાનેકભદ્રગજેન્દ્રસ્ય મ્લેચ્છમહીપાલવ્યાલચક્રવાલવિદલનવિહંગેંદ્ર-સ્ય પ્રચંડદોદંડખંડિતાભિનિવેશનાનાદેશનરેશભાલમાલાલાલિતપાદારવિંદસ્ય

અસ્ખલિતલલિતલક્ષ્મીવિલાસગોવિંદસ્ય કુનયગહનદહનદવાનલાયમાનપ્રતાપતાપપલાયમાનસકલપ્રતિકૂલક્ષ્માપશ્વાપદવૃંદસ્ય પ્રબલપરાક્રમાક્રાંતઢિલ્લીમંડલગુર્જરત્રાસુરત્રાણદત્તાતપત્રપ્રથિતહિંદુસુરત્રાણવિરૂદસ્ય સુવર્ણસત્રાગારસ્ય ષડ્દર્શનધર્માધારસ્ય ચતુરંગવાહિનીવાહિનીપારાવારસ્ય કીર્તિધર્મપ્રજાપાલન સત્વ ઇત્યાદિગુણક્રિયમાણ શ્રીરામયુધિષ્ઠિરાદિનરેશ્વરાનુકારસ્ય રાણાશ્રી કુંભકર્ણ સર્વોર્વીપતિસાર્વભૌમસ્ય ૪૧ વિજયમાનરાજ્યે તસ્ય પ્રસાદપાત્રેણ વિનયવિવેકધૈર્યૌદાર્યશુભકર્મનિર્મલશીલાધન્તગુણમણિમયાભરણભાસુરગાત્રેણ શ્રીમદહમદસુરત્રાણદત્તફુરમાણસાધુશ્રી ગુણરાજસંઘપતિસાહચર્યકૃતાશ્ચર્યકારિદેવાલયાધાડંબરપુર સર શ્રીશત્રુંજયાદિતીર્થયાત્રેણ અજાહરિપિંડરવાટકસાલેરાદિબહુસ્થાનનવીનજૈનવિહારજીર્ણોદ્ધારપદસ્થાપનાવિષમસમયસત્રાગારનાનાપ્રકારપરોપકારશ્રીસંઘસત્કારાદ્યગણ્યપુણ્યમહાર્થ ક્રયાણક પૂર્યમાણભવાર્ણવતારણક્ષમમનુષ્યજન્મયાનપાત્રેણ પ્રાગ્વાટવંશાવતંસ સં૦ સાંગરસુત સં૦ કુરપાલ ભા૦ કામલદેપુત્રપરમાર્હત સં૦ ધરણાકેન જ્યેષ્ઠભ્રાત સં રત્ના ભા૦ રત્નાદેપુત્ર સં૦ લાખાસંજાસોનાસાલિગસ્વભા સં ધારલદેપુત્રલાજાજાવડાદિપ્રવર્ધમાનસંતાનયુતેનરાણપુરનગરેરાણાશ્રીકુંભકર્ણનરેન્દ્રણસ્વનામ્ના નિવેશિતતદીયસુપ્રાસાદાદેશતસ્ત્રૈલોક્યદીપકાભિધાન શ્રીચતુર્મુખયુગાદીશ્વરવિહારકારિત. પ્રતિષ્ઠિત : શ્રી બૃહત્તપાગચ્છે શ્રી જગચંદ્રસૂરિ શ્રી દેવેન્દ્રસૂરિસંતાને શ્રીમત્ શ્રી દેવસુંદરસૂરિપટ્ટપ્રભાકરપરમગુરુસુવિહિતપુરન્દરગચ્છાધિરાજ શ્રીસોમસુન્દરસૂરિભિ : ।। કૃત્તમિદં ચ સૂત્રધરદેપાકસ્ય અયં ચ શ્રી ચતુર્મુખવિહાર આચંદ્રાર્કનંદતાત્ ।। શુભં ભવતુ ।। ( વિરવિનોદ ભા. ૧ લા પૃષ્ટ ૪૦૬ )

૩૯) ચિત્તોડના કિલ્લા પર શંગાર ચવરીની પશ્ચિમ તરફના દરવાજામાં પેસતાં ડાબી બાજુના એક સ્તભમાં લગાવેલ શિલાલેખ.

સંવત્ ૧૫૦૫ વર્ષે રાણાશ્રીલાખાનાણાપુત્રરાણાશ્રીમોકલનંદનરાણા શ્રીકુંભકર્ણકોશવ્યાપારિણા સાહકોલા પુત્રરત્ન ભંડારીશ્રીવેલાકેન ભાર્યાવીલ્હણદેવી જયમાનભાર્યારિતનાદેપુત્ર ભં મુધરાજ ભં ધનરાજ ભં૦ કુમારપાલાદિપુત્રયુતેન શ્રી અષ્ટાપદાહ્વ શ્રી શ્રી શાંતિનાથ મૂલનાયક પ્રાસાદ : કારિત : શ્રી જિનસાગર સૂરિપ્રતિષ્ઠિત : શ્રી ખરતરગચ્છે ચિરં રાજતુ શ્રી જિનરાજસૂરિ શ્રી જિનચન્દ્રસૂરિ શ્રી જિનસાગર સૂરિપટ્ટાલોભાનંદતુ શ્રી જિનસૂરિપ્રસાદત . શુભ ભવતુ પં. ઉદયશીલગણિનંનમિતિ (વિરવિનોદ ભા. ૧ લા પૃષ્ટ ૪૧૦)

## (૪૦) નારલાઈ ગામની પશ્ચિમ તરફ આદિનાથના જૈન મંદિરના સ્તંભ પરનો શિલાલેખ.

॥ ૫૦ ॥ શ્રી યશોભદ્રસૂરિ ગુરૂ પાદુકાભ્યાં નમ : સંવત્ ^(૨)૧૫૫૭ વર્ષે વૈશાખ માસે શુક્લ પક્ષે ષષ્ટયાં તિથૌ શુક્રવાસરે પુનર્વસુનક્ષત્રપ્રાપ્ત-ચંદ્રયોગે શ્રી સંધેરગચ્છે કલિકાલ ગૌતમાવતાર : સમસ્ત ભાવિક જનમનોં-ઽબુજવિબોધનૈકદિનકર : સકલલબ્ધિવિશ્રામ : યુગપ્રધાન : । જિતાનેકવા-દીશ્વરવૃંદ : ।પ્રણુતાનેકનર નાયક મુકુટ કોટિ ધૃષ્ટ પાદારવિંદ : શ્રીસૂર્યપ્રિવ મહાપ્રસાદ : ચતુ:ષષ્ટિ સુરેંદ્રયસંગીયમાન સાધુવાદ : । શ્રીખંડેરકીયગણમુ-ધાવતંસ : । સુભદ્રાકુક્ષિ સરોવરરાજહંસ : યશોવીર સાધુકુલાંબર નભો-મણિ: સ્કલચારિત્રિ ચક્રવર્તિવક્રચૂડામણિ: ભ૦ પ્રભુ શ્રી યશોભદ્રસૂરય: । તત્પટ્ટેશ્રીચાહુમાનવંશશ્રૃંગાર : । લબ્ધસમસ્ત નિરવદ્યાવિદ્યાજલધિપાર : શ્રી બદરાદેવીદત્ત ગુરૂપદ પ્રસાદ: । સ્વવિમલકુલપ્રબોધનકપ્રાસપરમયશો-વાદ : । ભ૦ શ્રીશાલિસૂરિ : ત૦ શ્રી સુમતિસૂરિ : ત૦ શ્રીશાન્તિસૂરિ : ત૦ શ્રી ઈશ્વરસૂરિ: । એવં યથા ક્રમમનેક ગુણમણિગણરોહણગિરીણાં મહાસૂરીણાં વંશે પુન: શ્રીશાલિસૂરિ: ત૦ શ્રીસુમતિસૂરિ:તત્પટ્ટાલંકારહાર ભ૦ શ્રી શાંતિસૂરિવરાણાં સપરિકાશણાં વિજયરાજ્યે ॥ અથેહ શ્રી મેદપાટદેશે । શ્રીસૂર્યવંશીય મહારાજાધિરાજ શ્રી શિલાદિત્યવંશે શ્રી ગુહિદત્તરાઉલ શ્રી બપ્પાક શ્રીખુમાણાદિ મહારાજાન્વયે । રાણાહમીરશ્રીખેતસિંહ શ્રીલખમસિંહ પુત્ર શ્રીમોકલમૃગાંકવંશોદ્યોતકારક પ્રતાપમાર્ત્તંડાવતાર : । આસમુદ્ર મહી-મંડલાખંડલઅતુલમહાબલરાણાશ્રી કુંભકર્ણપુત્રરાણાશ્રી રાયમલ્લ વિજયમાન પ્રાજ્ય રાજ્યે । તત્પુત્રમહાકુમારશ્રીપૃથ્વીરાજાનુશાસનાત્ । શ્રી ઉકેશવંશે રાયજડારીગોત્રે રાઉલશ્રીલાષણપુત્રમં૦ દૂદદવંશે મં૦મચરસુત મં૯ સાદૂલ: । તત્પુત્રાભ્યાં મં૦ ઝીહાસમહાભ્યાં સંદ્ધાધવ મં૦ કર્મસીધારાલાખાદિ સુકુટં-બયુતાભ્યાં શ્રીનંદકુલવંત્યાં પુર્યાં સંવત ’૯૬૪ શ્રી યશોભદ્રસૂરિ મંત્રશક્તિ સમાનીતાયાં ત૦ સાયર કારિત દેવકુલિકાહ્યુંદ્ધારત: : સાયરનામ શ્રી જિન વસત્યાં । શ્રીઆદીશ્વરસ્ય સ્થાપના કારિતા શ્રીશાંતિસૂરિપટ્ટે દેવસુંદર ઇત્ય-

(૨) ભાવનગર પ્રાચિન શોધ સંગ્રહ પૃષ્ટ ૯૪ થી ૯૬ સુધી અને ભાવનગરમા છપાએલ પ્રાકૃત એંડ સંસ્કૃત ઇન્સ્ક્રિપ્શન્સ નામના પુસ્તકમાં પૃષ્ટ ૧૪૦–૪૨ માં આ લેખ છે જેમાં આ લેખની સંવત ૧૫૯૭ લખી છે પરંતુ એ સમયે મહારાણા ઉદયસિંહ રાજ્ય કરતા હતા, રાયમલ્લ નહોતા કરતા. એટલે ઇતિહાસ કાર્યાલયના સેક્રેટરી પંડિત ગૌરી-શંકર હીરાચંદ ઓઝાને કાગળ લખી તપાસ કરાવી તો એની ખરી સંવત ૧૫૫૭ માલુમ પડી. તેથી અહીં તે લખાછે.

પરશિષ્યનામમિ આ૦ શ્રી ઈશ્વરસૂરિમિ' ઇતિ લઘુપ્રશસ્તિરિયં લિ૦ આચાર્ય શ્રી ઈશ્વરસૂરિણા ઉત્કીર્ણાસૂત્રધારસોમાકેન ॥ ( વીરવિનોદ ભા. ૧ લા પૃષ્ટ ૪૨૪ )

## (૪૧) ચિત્તોડનો જૈન કીર્ત્તિસ્તંભ

—સુપ્રસિદ્ધ ઓઝાજી કહે છે કે ચિત્તોડપર ' લાખોટાની બારી નામની ખડકીથી રાજટીલા સુધી સડક સીધીદક્ષિણમાં ગઈ છે. માર્ગમાં પહેલાં ડાબી બાજુ સાત માળવાળો જૈન કીર્તિસ્તંભ આવે છે કે જેને દિગંબર સંપ્રદાયના બઘેરવાલ મહાજન સા ( સાહ શેઠ ) નાયના પુત્ર જીજીએ વિ સં ચૌદમી સદીના ઉત્તરાર્ધમાં બનાવ્યો હતો આ કીર્તિસ્તંભ આદિનાથનું સ્મારક છે તેની ચારે બાજુ પર અનેક નાની જૈન મૂર્તિઓ કોતરેલી છે આ કીર્તિસ્તંભ પરની છત્રી વિજળી પડવાથી તુટી ગઈ અને આ સ્તંભને ઘણી હાની પહોંચી હતી, પરંતુ વર્તમાન રાણા સાહેબે એસીં હજાર રૂપીઆ ખર્ચી લગભગ પહેલાં જેવી છત્રી કરાવી અને સ્તંભની મરામત કરાવી છે જૈન કીર્તિસ્તંભની પાસેજ મહાવીર સ્વામીનું મદિર છે કે જીર્ણોદ્ધાર મહારાણા કુંભાના સમયમાં વિ સ ૧૪૯૫ ( ઈ સ ૧૪૩૮ ) માં ઓસવાલ મહાજન ગુણરાજે કરાવ્યો હતો આ સમયે આ મદિર તુટી ફુટી દશામાં પડેલું હતું ( રાજપુતાનાનો ઈતિહાસ પૃષ્ટ ૩૫૨ )

રા ભાંડારકરે ઉક્ત કીર્તિસ્તંભ ( શ્વેતામ્બર ) સંઘવી કુમારપાળે બંધાવ્યો હતો તેમ તેમણે સં ૧૯૪૫ માં ચારિત્રગણિએ સંસ્કૃતમાં રચેલી ચિત્રકૂટ મહાવીર પ્રાસાદ પ્રશસ્તિ તેના અંગ્રેજી સાર સહિત ' રૉયલ એશિયાટિક સોસાયટી ' ના જનરલ વોલ્યુમ ૨૩ ન ૫૩ માં પ્રકટ કરી છે તેમાં પૃ ૪૭માં જણાવ્યું છે પણ તેમાં ચૂક થઈ લાગે છે કે જે અમે નીચે જણાવી છે કુંભારાણાના સમયમાં સં ૧૪૯૫ માં ઉક્ત મહાવીર પ્રાસાદનો જીર્ણોદ્ધાર ગુણરાજે કર્યો એવા ઓઝાજીના કથનમાં પણ ચૂક છે તે ગુણરાજે રાણા મોકલ (કુંભારાણાના પૂર્વાધિકારી ) ના આદેશથી તે પ્રાસાદનો ઉદ્ધાર કર્યો અને તેના પુત્રોએ તેમાં સોમસુંદરસૂરિના હાથે સં. ૧૪૮૫ માં પ્રતિષ્ઠા કરાવી એવો તે પ્રશસ્તિમાં સ્પષ્ટ ઉલ્લેખ છે તે પ્રશસ્તિ કુંભારણાના રાજ્યમાં સં ૧૪૯૫ માં રચાઈ તે ઉપરથી આ ભૂલ થઈ લાગે છે તેના મૂળ શ્લોક નીચે પ્રમાણે છે —

उच्चै मंडप पंक्ति देवकुलिका निस्तीर्यमाणश्रियं
कीर्त्तिस्तंभ समीपवर्तिनमसु श्री चित्रकूटाचले
प्रासादं सृजतः प्रसादमसमं श्री मोकलोर्वीपते-
रादेशा गुणराज साधुरमितस्वर्दध्यो दया मीन्मुदा ॥८६॥

× × ×

वर्षे श्री गुणराज साधु तनयाः पंच्चाष्टरत्नप्रभे
न्यास्यन्व प्रतीमामिमामनुपमां श्री वर्धमान प्रभोः ॥९१॥

× × ×

प्राग्वंशस्य ललाम मंडपगिरिं शोभां नयन्नैष्टिक
प्रष्टः प्रत्यहमष्टधा जिनपतेः पूजाः सृजन् द्वादश ।
संधाधीश कुमारपाल सुकृती कैलासलक्ष्मी हृतौ
दक्षं दक्षिणतोऽस्य सोदरमिव प्रासादमादीधपत् ॥९५॥

આ શાર્દુલનો ભાવાર્થ પુરાતત્ત્વજ્ઞાન શ્રી ડી. આર. ભાંડારકરે એવો મૂકયો છેઃ—પહેલાં તો આપણને ખબર મળે છે કે આ રચના એટલે કે કીર્તિસ્થંભ પહેલાં પ્રથમ સંઘનાયક પ્રાગ્વંશ એટલે પોરવાડ વંશના, ગિરિ જેવા મંડપની લક્ષ્મી આપતા એવા અને જિનપતિની આઠ પ્રકારે બાર પૂજા હંમેશાં કરતા એવા કુમારપાળે બાંધ્યો હતો. પરંતુ પુનઃ વિચાર કરતાં ખરો ભાવાર્થ એ લાગે છે કે પ્રાગ્વંશના ભૂષણરૂપ મંડપગિરિ–માંડવગઢને શોભા આપતો એટલે તેનો નિવાસી નૈષ્ઠિકમાં ઉત્તમ, જિનપતિની બાર પૂજા અષ્ટ પ્રકારે હંમેશાં કરતો એવો જે સંઘપતિ ધન્ય કુમારપાળ તેણે આની (મંદિર કે કીર્તિસ્તંભની) દક્ષિણે એક બીજો ભાઈ હોય તેવું બીજું મંદિર બંધાવ્યું. આજ રીતે પછીના શ્લોકમાં જણાવ્યું છે કેઃ—

ऊकेशवंशतिलकः सुकृत्तोरुतेजा स्तेजात्मजः प्रतिवसन्निह चित्रकूटे
चाचाह्वयः सुजनलोचनदत्तशैत्यं चैत्यं च चारु निरमीमपदुत्तरस्याम् ॥९६॥

—ઉકેશ (ઓશવાલ) વંશના તિલકરૂપ સુકૃત રૂપી મહાતેજવાળો તેજાનો પુત્ર અહીં ચિત્રકૂટ (ચિત્તોડ) માંજ વસતો ચાચા (નામનો હતો) તેણે આની ઉત્તરમાં સજ્જનોનાં લોચનને ટાઢક આપતું એવું સુંદર ચૈત્ય બંધાવ્યું. (જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઈતિહાસ, ચિત્ર પરિચય પૃષ્ટ ૧૦૩)

(૪૨) ચિત્તોડમાં અષ્ટાપદ જૈનમંદિર શૃંગાર ચાવડી —સિંગાર ચોરી સં ૧૫૦૫

—ચિત્તોડપર મહેલોની પાસે ઉત્તરે સુંદર કોતરણીવાળું એક નાનું મંદિર છે તેને સિંગારચોરી ( શૃંગાર ચોરી )-શૃંગાર ચાવડી કહે છે આના મધ્યમાં એક નાની વેદી પર ચાર સ્તંભવાળી છત્રી બનાવેલી છે લોક કહે છે કે અહીં રાણા કુંભાની રાજકુમારીનો વિવાહ થયો હતો ને તેની આ ચોરી છે. વાસ્તવમા ઇતિહાસના અંધકારમાં—અજ્ઞાનપણામાં આ કલ્પના સૃષ્ટિ થઈ છે, કારણ કે તેના એક સ્તંભ ઉપર કોતરેલો વિ. સં. ૧૦૫૫ ( ઈ. સ. ૧૪૪૮ ) ના શિલા લેખથી વિદિત થાય છે. કે રાણા કુંભના ભંડારી ( કોષાધ્યક્ષ ) વેલાક કે જે શાહ કોલ્હાનો પુત્ર હતો તેણે આ શાંતિનાથનું જૈન મંદિર બંધાવ્યું અને તેની પ્રતિષ્ઠા ખરતરગચ્છના જિનસેન ( ? જિનચંદ્ર ) સૂરિએ કરી હતી જે સ્થાનને લોકો ચોરી બતાવે છે તે ખરી રીતે ઉક્ત મૂર્તિની વેદી છે અને સંભવ છે કે મૂર્તિ ચૌમુખ ( જેની ચારે બાજુએ એક એક મૂર્તિ હોય છે એવી ) હોય. શૃંગાર ચોરીથી થોડે છેટે નવલખ્ખા (નવકોઠા ) નામનું સ્થાન છે. ( જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ, ચિત્ર પરિચય પૃ ૧૦૬ )

(૪૩) —અકબરનું હીરવિજયસૂરિને ફરમાન.

—આ ફરમાન ઉર્દુમાં છે અને તેનો ગુજરાતી અનુવાદ નિચે પ્રમાણે છેઃ—

અલ્લાહુ અકબર.

જલાલુદ્દીન મુહમ્મદ અકબર બાદશાહ ગાજીનું ફરમાન.

અલ્લાહુ અકબરના સિક્કા સાથે શ્રેષ્ઠ ફરમાનની અસલ નકલ મુજબ છે.

મહાન્ રાજ્યને ટેકો આપનાર, મહાન્ રાજ્યના વફાદાર, સારા સ્વભાવ અને ઉત્તમ ગુણવાળા, અજિત રાજ્યને મજબૂતી આપનાર, શ્રેષ્ઠ રાજ્યના ભરોસાદાર, શાહી મહેરબાનીને ભોગવનાર, રાજાની નજરે પસંદ કરેલ એને ઉંચા દરજ્જાના ખાનોના નમૂના સમાન મુબારિજ્જુદીન( ધર્મવીર ) આઝમખાને બાદશાહી મહેરબાનીઓ અને બક્ષિસોના વધારાથી શ્રેષ્ઠતાનું માન મેળવી જાણવું જે— જૂદી જૂદી રીતભાતવાળા ભિન્ન ધર્મવાળા વિરોધ મતવાળા અને ભિન્ન પંથવાળા સભ્ય કે અસભ્ય, નાના કે મોટા રાજા કે રંક અથવા ડાના કે નાદાન—દુનિયાના દરેક દરજ્જા કે જાતના

લોકો, કે જેમાંની હરેક વ્યક્તિ પરમેશ્વરના નૂરને જાહેર થવાની જગ્યા છે. અને દુનિયાને પેદા કરનારે નિર્માણ કરેલા ભાગ્યને જાહેર થવાની અસલ જગ્યા છે. તેમજ સૃષ્ટિ સંચાલક ( ઈશ્વરની અજાયબી ભરેલી અનામત છે. તેઓ પોત પોતાને શ્રેષ્ઠ માર્ગમાં દૃઢ રહીને તથા તન અને મનનું સુખ ભોગવીને પ્રાર્થના અને નિત્ય ક્રિયાઓમાં તેમજ પોતાના હેતુઓ પ્રાપ્ત કરવામાં લાગેલા રહી શ્રેષ્ટ બક્ષીસ કરનાર ( ઈશ્વર ) તરફથી લાંબી ઉંમરે મળે. અને સારાં કામ કરવાની પ્રેરણા થાય, એવી કૃપા કરે, કારણ કે—માણુસ જાતમાંથી એકને રાજાને દરજ્જે ઉંચે ચઢાવવામાં અને સરદારીનો પહેરવેશ પહેરાવવામાં પુરેપુરૂં ડહાપણ એ છે કે—તે સામાન્ય મહેરબાની અને અત્યંત દયા કે જે પરમેશ્વરની સંપૂર્ણ દયાનો પ્રકાશ છે. તેને પોતાની નજર આગળ રાખી જો તે બધાઓની સાથે મિત્રતા મેળવી ન શકે તો કમ માં કમ બધાઓની સાથે સલાહ સંપનો પાયો નાખી પૂજવા લાયક જાતના ( પરમેશ્વરના ) બધા બંદાઓ સાથે મહેરબાની, માયા અને દયાને રસ્તે ચાલે, અને ઈશ્વરે પેદા કરેલી બધી વસ્તુઓ ( બધાં પ્રાણીઓ ) કે જે ઉંચા પાયાવાળા પરમેશ્વરની સૃષ્ટિનાં ફળ છે, તેમને મદદ કરવાની નજર રાખી તેમના હેતુઓ પર પાડવાપાં અને તેમના રીતરીવાજો અમલમાં લાવવામાં મદદ કરે કે જેથી બળવાન નિર્બળ ઉપર જુલ્મ નહિં ગુજારતાં, દરેક મનુષ્ય મનથી ખુશી અને સુખી થાય. આ ઉપરથી યોગાભ્યાસ કરનારાઓમાં શ્રેષ્ટ હીરવિજયસૂરિ સેવડા ( સં. શ્વેતપટ–શ્વેતાંમ્બર ) અને તેમના ધર્મને પાળનારા કે જેમણે અમારી હજુરમાં હાજર થવાનું માન મેળવ્યું છે. અને જેઓ અમારા દરબારના ખરા હિતેચ્છુઓ છે, તેમના યોગાભ્યાસનું ખરાપણું વધારો અને પરમેશ્વરની શોધ ઉપર નજર રાખી હુકમ થયો કે:—

તે શહેરના (તે તરફના) રહેવાસીઓમાંથી કોઇએ તેમને હરકત–અડચણ કરવી નહિં. અને એમનાં મંદિરો તથા ઉપાશ્રયોમાં ઉતારો કરવો નહિં. તેમ તેમને તુચ્છકારવા પણ નહિં વળી જો તેમાંનું ( મંદિર કે ઉપાશ્રયોમાંનું ) કંઈ પડી ગયું કે ઉજ્જડ થઈ ગયું હોય, અને તેને માનનારા ચાહનારા કે ખેરાત કરનારાઓમાંથી કોઈ તેને સુધારવા કે તેનો પાયો નાખવા ઈચ્છે તો તેનો કોઈ ઉપલક જ્ઞાનવાળાએ ( અજ્ઞાનીએ ) કે ધર્માન્ધે અટકાવ પણ કરવો નહિ અને જેવી રીતે ખુદાને નહિ ઓળખનારા વરસાદનો અટકાવ અને એવાં બીજાં કામો કે જે ઇશ્વરના અધિકારનાં છે તેનો આરોપ, મુર્ખાઈ અને બેવકુફીને લીધે જાદુનાં કામ જાણી તે બીચારા–ખુદાને ઓળખનારા ઉપર મૂકે છે, અને તેમને અનેક

પ્રકારનાં કષ્ટો આપે છે. એવાં કામો 'તમારા રક્ષણ અને બંદોબસ્તમાં (કે જે તમે સારા નસીબવાળા અને બાહોશ છો,) થવાં જોઈએ નહિં.

વળી એમ પણ સાંભળવામાં આવ્યું છે કે હાજી હબીબુલ્લાહ કે જે અમારી સત્યની શોધ અને ખુદાની ઓળખાણ વિષે થોડું જાણે છે, તેણે આ જમાતને ઈજા કરી છે એથી અમારા પવિત્ર મન કે જે દુનિયાનો બંદોબસ્ત કરનાર છે, તેને ઘણું ખોટું લાગ્યું છે. (દુઃખનું કારણ થયું છે,) માંટે તમારે તમારી રીયાસતથી એવા ખબરદાર રહેવું જોઈએ કે—કોઈ કોઈના ઉપર જુલ્મ કરી શકે નહિ

તે તરફના વર્તમાન અને ભવિષ્યના હાકેમો નવાબો અને રીયાસતનો પૂરેપૂરો અથવા કેટલેક અંશે કારભાર કરનારા મુસદ્દીઓનો નિયમ એ છે કે રાજાનો હુકમ કે જે પરમેશ્વરના ફરમાનનું રુપાંતર છે, તેને પોતાની સ્થિતિ સુધારવાનો વસીલો જાણી તેનાથી વિરૂદ્ધ વર્તન કરે નહિં અને તે પ્રમાણે કરવામાં દીન અને દુનિયાનું સુખ તથા પ્રત્યક્ષ સાચી આબરૂ જાણે આ ફરમાન વાંચી તેની નકલ રાખી લઈ તેમને આપવું જોઈએ, કે જેથી હમેશની તેમને માટે સનંદ થાય તેમ તેઓ પોતાની ભક્તિની ક્રિયાઓ કરવામાં ચિંતાતુર પણ થાય નહિં, અને ઈશ્વરભક્તિમાં ઉત્સાહ રાખે. એજ ફરજ જાણી એથી વિરુદ્ધનો દખલ ગતા દેના નહિં.

ઈલાહી સંવત્ ૩૫ (સં. ૧૬૪૭) ના અઝાર મહિનાની છઠ્ઠી તારીખ ને ખુરદાદ નામના દિવસે લખ્યું, મુતાબિક ૨૮ માહે મુહરમ સને ૯૯૯હીજરી

મુરીદો (અનુયાયીઓ) માંના નમ્રમાં નમ્ર અબુલફઝલના લખાણથી અને ઈબ્રાહિમ હુસેનની નોંધથી.

નકલ અસલ મુજબ છે

(સૂરિશ્વર અને સમ્રાટ્–પરિશિષ્ટ ક)

---

૩. આ સુલતાન હબીબનો એ નામે ઓળખાતો ખંભાતનો ખોજો હતો તેણે સૂરિજીનું અપમાન કરી તેમને ખંભાત બહાર કાઢયા હતા આથી એમના શિષ્ય ધનવિજય દિલ્હી જઈ ત્યા દરબાર પાસે રહેતા શાંતિ ચંદ્ર ઉપાધ્યાયને મળ્યો કે જેણે બાદશાહ પાસેથી ફરમાન મેળવ્યુ પછી તે ખોજાએ સૂરિને બોલાવી ભારે સ્વાગત કર્યું ને તેમના ઉપદેશથી બંદીવાનોને મુક્ત કર્યા ને આખા ગામમાં 'અમારી પડહ' વગડાવ્યો. (સૂરિશ્વર અને સમ્રાટ પૃ ૧૮૮ થી ૧૯૧)

(૪૪) અકબરનું વિજયસેનસૂરિને ફરમાન.

—આ ઉર્દૂ ફરમાનનું ગુજરાતી ભાષાંતર નિચે પ્રમાણે છે:—

અલ્લાહુ અકબર

અબુ અલમુજફ્ફર સુલતાનનો...નો હુકમ.

ઉંચા દરજ્જાના નિશાનની નકલ અસલ મુજબ છે.

આ વખતે ઉંચા દરજ્જાવાળા નિશાનને બાદશાહી મહેરબાનીથી નિકળવાનું માન મળ્યું (છે) કે—હાલના અને ભવિષ્યના હાકેમો, જાગીરદારો, કરોડીઓ અને ગુજરાત સુબાના તથા સોરઠ સરકારના મુસદ્દીઓએ

સેવડા (જૈનસાધુ) લોકો પાસે ગાય અને આખલાને તથા ભેંશ અને પાડાને કોઈપણ વખતે મારવાની તથા તેનાં ચામડાં ઉતારવાની મનાઈ સંબંધી શ્રેષ્ઠ અને સુખના ચિન્હવાળું ફરમાન છે, એને તે શ્રેષ્ઠ ફરમાન પાછળ લખેલું છે કે.

'દર મહિનામાં કેટલાક દિવસ એ ખાવાનું ઇચ્છવું નહિ. એ ફરજ અને વ્યાજબી જાણવું,

તથા જે પ્રાણીઓએ ઘરમાં કે ઝાડો ઉપર માળા નાખ્યા હોય તેવાઓનો શિકાર કરવાથી કે કેદ કરવાથી ( પાંજરામાં પૂરવાથી ) દૂર રહેવામાં પુરી કાળજી રાખવી.

( વળી ) એ માનવા લાયક ફરમાનમાં લખ્યું છે કે "યોગાભ્યાસ કરનારાઓમાં શ્રેષ્ઠ હિરવિજયસૂરિ ના શિષ્ય વિજયસેનસૂરિ સેવડા અને તેમના ધર્મને પાળનારા—જેમણે અમારા દરબારમાં હાજર થવાનું માન મેળવ્યું છે અને જેઓ અમારા દરબારના ખાસ હિતેચ્છુઓ છે–તેમના યોગાભ્યાસનું ખરાપણું અને વધારો તથા પરમેશ્વરની શોધ ઉપર નજર રાખી (હુકમ) થયો કે—એમના દેવલ કે ઉપાશ્રયમાં કોઈએ ઉતારો લેવો નહિં, અને એમને તુચ્છકારવા નહિ; તથા જો તે જીર્ણ થતાં હોય અને તેથી તેને માનનારા, ચાહનારા કે ખેરાત કરનારાઓમાંથી કોઇ તેને સુધારે કે તેનો પાયો નાંખે, તો કોઈ ઉપલક્રિયા જ્ઞાનવાળાએ કે ધર્માન્ધે તેનો અટકાવ કરવો નહિં. અને જેવી રીતે ખુદાને નહિ ઓળખનારા વરસાદનો અટકાવ અને એવાં બીજા કામો, કે જે પૂજવા લાયક જાતનાં ( ઇશ્વિરનાં ) કામો છે, તેનો આરોપ મૂર્ખાઇ અને બેવકુફીના લીધે જાદુનાં કામ જાણી, તે બિચારા ખુદાને માનનારા ઉપર મૂકે છે અને તેમને અનેક જાતનાં દુઃખો આપે છે, તેમ તેઓ જે ધર્મ ક્રિયાઓ કરે છે તેમાં અટકાવ કરે છે. એવાં કામોનો આરોપ એ બિચારાઓ ઉપર નહિં મૂકતાં એમને પોતાની જગ્યા અને મુકામે સુખેથી ભક્તિનું કામ કરવા દેવું, તેમ પોતાના ધર્મ મુજબ ક્રિયાઓ કરવા દેવી

તેથી (તે) શ્રેષ્ઠ ફરમાન મુજબ અમલ કરી એવી તાકીદ કરવી જોઇએ કે-એ ફરમાનનો અમલ સારામાં સારી રીતે થાય અને તેની વિરૂદ્ધ કોઈ હુકમ કરે નહિ (દરેકે) પોતાની ફરજ જાણી ફરમાનથી દરગુજર કરવી નહિ, અને તેથી વિરૂદ્ધ કરવું નહિ તા ૧ લી શહર્યુર મહિનો ઈલાહી સને ૪૬, મુવાફિક તા ૨૫ મહિનો સફર સને ૧૦૧૦ હીજરી ( સ ૧૬૫૮ )

## પેટાનું વર્ણન

ફરવરદીન મહિનો, જે દિવસોમાં સૂર્ય એક રાશિમાંથી બીજી રાશિમાં જાય છે તે દિવસો, ઈદ, મેહરનો દિવસ, દરેક મહિનાના રવિવારો, તે દિવસ કે જે બે સુફિયાના દિવસોની વચમા આવે છે, રજબ મહિનાના સોમવારો, આબાન મહિનો કે જે બાદશાહના જન્મનો મહિનો છે, દરેક શમસ્ત મહિનાનો પહેલો દિવસ જેનું નામ ઓરમઝ છે, અને બાર પવિત્ર દિવસો કે જે શ્રાવણ માસના છેલ્લા છ અને ભાદરવાના પ્રથમ છ દિવસો મળીને પર્યુષણ કહેવાય છે (સૂરિશ્વર અને સમ્રાટ પરિશિષ્ટ ખ.)

(૪૫) જહાંગીરનુ વિવેકહર્ષ આદિને ફરમાન,

આ ફરમાન ઉર્દુમાં છે તેનો ગુજરાતીમાં અનુવાદ નીચે પ્રમાણે છે –
( તા, ૨૬ માહે ફરવરદીન અને પાંચમા કરાર મુજબના ફરમાનની )

નકલ.

અલ્લાહુ અકબર

તમામ રક્ષણ કરેલાં રાજ્યોના મોટા હાકેમો; મોટા દીવાની મહાન્ કામે ના કારકુનો, રાજ્ય કારભારના બ દોબસ્ત કરનારાઓ, જાગીરદારો અને કરોડીઓએ જાણવું કે—

દુનિયાને જીતવાના અભિપ્રાય સાથે અમારો ઈન્સાફી ઇરાદો પરમે શ્વરને રાજી કરવામા રોકાયેલો છે અને અમારા અભિપ્રાયનો પૂરો હેતુ, તમામ દુનિયા કે જેને પરમેશ્વરે બનાવી છે તેને ખુશી કરવા તરફ રજુ થએલો છે, (તેમા) ખાસ કરીને પવિત્ર વિચારવાળાઓ અને મોક્ષ ધર્મ વાળાઓ, કે જેમનો હેતુ સત્યની શોધ અને પરમેશ્વરની પ્રાપ્તિ કરવાનો છે, તેઓને રાજી કરવા તરફ અમે વધારે ધ્યાન દઈ એ છીએ, તેથી આ વખતે વિવેકહર્ષ, પરમાનદ, મહાનદ અને ઉદયહર્ષ કે જેઓ તપાયતિ ( તપાગચ્છના સાધુ ) વિજયસેનસૂરિ, વિજયદેવસૂરિ અને નદિવિજયજી કે જેઓ 'ખુશફહમ' ખિતાબ-વાળા છે-તેમના ચેલાઓ છે, તેઓ આ વખત અમારી હજુરમાં હતાં, અને તેમને દરખાસ્ત અને વિનંતિ કરી કે—

જો સમગ્ર રક્ષણ કરેલા રાજ્યમાં અમારા પવિત્ર બાર દિવસો—જે ભાદરવા પર્યુસણના દિવસો છે—તેમાં હિંસા કરવાની જગ્યામાં કોઈ પણ જાતના જીવોની હિંસા કરવામાં નહિ આવે તો અમને માન મળવાનું કારણ થશે. અને ઘણા જીવો આપના ઉંચા અને પવિત્ર હુકમથી બચી જશે. તેમ તેનો સારો બદલો આપના પવિત્ર શ્રેષ્ઠ અને મુબારક રાજ્યને મળશે

અમે બાદશાહી રહેમ નજર, દરેક નાત—જાતના અને ધર્મના હેતુ તથા કામને ઉત્તેજન આપવા બદકે પ્રાણીને સુખી કરવા તરફ રાખી છે, તેથી એ વિનંતી કબુલ કરી દુનિયાએ માનેલો અને માનવા લાયક જહાંગિરી હુકમ થયો કે—

મજકુર બાર દિવસોમાં દર વર્ષે હિંસા કરવાની જગ્યાઓમાં તમામ રક્ષણ કરેલા રાજ્યની અંદર પ્રાણીઓને મારવામાં આવે નહિં. અને એ કામની તેયારી કરવામાં (પણ) આવે નહિં, વળી એ સંબંધી દર વર્ષનો નવો હુકમ કે સનંદ (પણ) માંગવામાં આવે નહિં.

આ હુકમ મુજબ અમલ કરી ફરમાનથી વિરૂદ્ધ તર્તવું નહિં અને આડે માર્ગે જવું જોઈએ નહિં એ આપણી ફરજ જાણવી જોઈએ.

નમ્રમાં નમ્ર અબુલખેરના લખાણથી અને મહમ્મુદ સયદની નોંધથી.
નકલ અસલ મુજબ. (સૂરિશ્વર અને સમ્રાટ પરિશિષ્ટ ગ).

(૪૧) મધુમતિ (મહુવા) આવી સૂરિ પાસે જિનસુંદર વાચકને સૂરિપદ અપાવ્યું. ત્યાંથી દેવપત્તન (પ્રભાસપાટણ) મંગલપુર (માંગરોળ) જીર્ણદુર્ગ (જુનાગઢ) આવી ગિરનારની યાત્રા કરી ગુરુરાજ પાછા સ્વનગર કર્ણાવતી આવ્યો. પછી દેવકુલપાટકમાં પુનઃ સોમસુંદરસૂરિ (ત્રીજીવખત) આવ્યા. ત્યાં લાખારાજા (સ. ૧૪૩૯—સં. ૧૪૭૫) ના માન્ય એવા **વીસલને** ખીમાઈ નામની સ્ત્રીથી ધીર અને ચંપક નામના પુત્રો હતા. આચાર્યે **વિશાલરાજને** વાંચક પદ આપ્યું ને તેનો ઉત્સવ **વીસલે** કર્યો **ચિત્રકુટ** (ચિત્તોડ) માં **વીસલે શ્રેયાંસનાથનો** વિહાર કરાવ્યો હતો. **વીસલના** સ્વર્ગવાસ પછી તેની સ્ત્રી અને રામદેવની પુત્રી ખીત્તિ—ખીમાઇએ અને પુત્ર **ચંપકે** ૯૩ આંગળ પ્રમાણ અર્હતબિંબ (પાર્શ્વનાથનું—ગુરૂ ગુણરત્નાકર પૃ ૧૨) ઘડાવી બીજા બે કાર્યોત્સર્ગસ્થ બિંબ સહિત ચૈત્યમાં સ્થાપિત કર્યું અને તેનું મનોરથ કલ્પદ્રુમ એવું નામ આપ્યું. તેમાં સોમસુંદર આચાર્યે પ્રતિષ્ઠા કરી[૪] વળી **ચંપકે**

(૪) આ મંદિર વર્તમાનમાં વિદ્યમાન્ નથી. દેવકુલપાટકમાં સં. ૧૪૮૫માં ઉકત ખીમાઇએ પોતાના પુત્ર સા. ધીરા દીપા હાસા આદિ સાથે નંદિશ્વરપટ્ટ કરાવેલો ને સોમ

કરેલા ઉત્સાહપૂર્વક જિનકીર્તિ વાચકને સૂરિપદ અને બીજા કેટલાક મુનિઓને પંડિતપદ અને કેટલાકને મુનિદીક્ષા આપી. રાણપુરના ધરણ નામના સંઘપતિના આગ્રહથી આચાર્ય રાણપુર (રાણકપુર-સાદડી પાસે અમદાવાદથી ૩૦ ગાઉ દૂર) ગયા ને ત્યાં ૮૪ સ્તંભવાળી ધરણે બંધાવેલી ઔષધશાળામાં ઉતર્યા. ધરણ કે જે પહેલાં સ્વ દેવાલય સહિત ઉક્ત ગુરુરાજની સંઘયાત્રામાં ગયો હતો તેણે આચાર્યના ઉપદેશથી સિદ્ધપુરના રાજવિહાર નામના વિહાર જેવું ચૈત્ય બંધાવ્યું—તે પ્રસાદ ઘડેલા પાષાણના બંધાવેલા, પીઠબંધવાળો ત્રણ ભૂમિકાનો મંડપોથી મંડિત મધ્યભાગવાળો પુતળીઓ આદિ ચિત્રો અને ચારે બાજુ ભદ્રપ્રસાદથી વિટાયેલો કરાવ્યો હતો ને તેનું નામ ત્રિભુવન દીપક આપ્યું. તેમાં ઋષભદેવની ચાર પ્રતિમા—ચૌમુખ રખાવીને તેમાં સોમસુંદરસૂરિએ પ્રતિષ્ઠા કરી. (સં. ૧૪૯૬ )[૫] તે વખતે સોમદેવ વાચકને આચાર્યપદ આપ્યું.

---

સુંદર સૂરિએ પ્રતિષ્ઠિત કરીને નપાગ્રી યુગાદિદેવ પ્રાસાદમાં સ્થાપિત કરી, અને સં. ૧૪૯૪ માં ઉક્ત ધીરા : પત્નિ સા૦ રાજા રત્નાટ પુત્રી માહલ્લદેએ કરાવેલ અ દિનિંબની તે સૂરિએ પ્રતિષ્ઠા કરી એવા બે લે ખો હાલમાં મળી આવે છે જુઓ—' દેવકુલ પાટક ' પૃ ૧૨.

(૫) સં. ૧૪૯૬ રાણપુરના જૈન મંદિરનો શિલાલેખ—' ભાવનગર ઈન્સ્ક્રિપ્શન્સ ' પૃ. ૧૧૪, લેખાંક ૩૦૭ જિ. ૨; તેમાં જણાવેલું છે કે સં ૧૪૯૬ વર્ષમાં શ્રી બપ્પ (મેવાડના રાજગોતી વંશાવલી) ..ના ૪૧ માદિંકુમુરન સુ પદ્દર્શન ધર્માધાર પ્રભાવક વિદ્વાન રાણાશ્રી કુંભકર્ણના વિજયમાન રાજ્યે તેના પ્રસાદપત્ર ધરણાક કે જેણે અહમ્મદ સુરત્રાણના આપેલા ફુરમાણવાળા સાધુશ્રી ગુણરાજ સઘપતિનુ સાહચર્ય કરી આશ્ચર્યકરી દેવાલયોના આડમ્બરપૂર્વક શ્રી શત્રુંજ્યાદિ તીર્થની યાત્રા કરી હતી અજાહરી (અજારી) પીંડરવાટક (પીંડવાડા-બને સિરોહીરાજ્યમાં) સાલેરા (ઉદેપુર રાજ્યમાં) આદિ બહુસ્થાનોમાં નવિન જૈનવિહાર અને જીર્ણોદ્ધાર, પદસ્થાપના, વિષમ સમયે સત્રાગાર એવા (નાના) પ્રકારના પરોપકારથી શ્રીસંઘના સત્કાર આદિ અગણ્ય પુણ્યનાં કાર્યકરી મનુષ્યજન્મ સફળ કરેલ હતો. અને જે પ્રાગ્વાટ સં. માંગણ સુત સ. કુરપાલનો ભાર્યા કમલદેવીથી થયેલ પુત્ર હતો, તેણે મોટા ભાઈ રત્ના તેની ભાર્યા રત્નાદેથી થયેલ પુત્રો સં. લાખા, મજા, સોના, સાલિગ તેમજ પોતાની ભાર્યા સ. ધારલદેથી થયેલ પુત્ર જાજ, જાવડ આદિ વર્દ્ધમાન સંતાનયુક્ત થઈ ઉક્ત રાણા કુંભકર્ણના વસાવેલા રાણપુર નગરમાં તેનજ સુપ્રસાદ અને આદેશથી 'ત્રૈલોક્યદીપક' નામનો શ્રી ચતુર્મુખ યુગાદીશ્વર વિહાર કરાવ્યો અને બૃહત્તપા ગચ્છે...શ્રી સોમસુંદરસૂરિએ તેમાં પ્રતિષ્ઠા કરી તેમાં સૂત્રધાર દેપાક હતો. આ મંદિરના વિશેષ વર્ણન માટે ... આર જંડ ... કિં લોજિકલ સર્વે ઓફ ઈંડીયા સન. ૧૯૦૭-૦૮ ... પૃ. ૬૪ ... કુંભાતા રત્નસિંહના પુત્ર સલિંગ ના પુત્ર સહસા ... આ ... પીસવાળોમાં (મંત્રીઓમાં)

(૪૭) સં. ૧૫૦૫ માં રાણા કુંભા (કુંભકર્ણ) ના ભંડારી (કોશાધ્યક્ષ) વેલાકે શાંતિનાથ તીર્થંકરનું અષ્ટાપદ નામક જૈનમંદિર ચિતોડમાં બંધાવ્યું કે જેની પ્રતિષ્ટા ખરતર ગચ્છીય જિનસેન (?) સૂરિએ કરી હતી કે જેને હાલ 'શૃંગાર ચાવડી-સિંગાર ચોરી" કહેવામાં આવે છે. તેને પ્રથમ ચાર દ્વાર હતાં તેમાં બે દ્વાર સુંદર કોરેલી જાળીઓ બેસાડી કરવામાં આવ્યાં છે. સં. ૧૫૦૬ ના વર્ષમાં મહારાણા કુંભકર્ણે આબુના જૈન યાત્રિકો પાસેથી મુંડકું વલાવું વગેરે ન લેવા અને તેમનું રક્ષણ કરવા સબંધી લખી આપેલું વ્યવસ્થાપત્ર લુણિગવસહિના દક્ષિણાભિમુખ દરવાજાની બહાર કીર્ત્તિસ્તંભની પાસે એક શ્વેત 'સુરહિ' પત્થર રોપેલો છે તેના પર કોતરેલું છે. સં. ૧૫૦૭ ના માઘ (અસિત) સપ્તમી દિને ગુરૂવારે જૂનાગઢના રાજા માંડલિકે રત્ન (સિંહ) સૂરિના પટ્ટાભિષેકના અવસરે પંચમી અષ્ટમી ચતુર્દશી દિનોમાં સર્વ જીવની અમારિ કરાવી; તેની પહેલાં એકાદશી અને અમાવાસ્યામાં તેનું પાલન થયું હતું

અગ્રણી કર્યો હતો, તેણે સુમતિસુંદરસૂરિનો ઉપદેશધારી લક્ષ(?) નામના રાજાની અનુમતિ મેળવી. અર્બુદગિરિપર અચલગઢમાં ઉંચો ચતુર્મુખ પ્રાસાદ કરાવી ૧૨૦ મણ ધાતુનું એકજિનબિંબ પોતે કરાવેલું ને તેણે તેમાં પ્રતિષ્ઠિત કર્યું (ગુરૂ ગુણરત્નાકર કાવ્ય પૃ. ૪૫-૪૬)
(૬) લોકો કહે છે કે અહીં રાણા કુંભાની રાજકુમારીનો વિવાહ થયો હતો તેની આ ચૉરી છે, પણ તે ભૂલ છે, કારણ કે તેનો શિલાલેખ ઊકત જૈનમંદિરની સાક્ષી પૂરેછે. ઓઝાજી રાજપૂતાનેકા ઇતિહાસ પહેલો ખંડ પૃ ૩૫૬ અને બીજો ખંડ પૃ. ૬૨૫ ટિપ્પણ. રાજપુતાના મ્યુઝિયમ રીપોર્ટ સને ૧૯૨૦—૨૧ પૃ. ૫ લેખસંખ્યા ૧૦

(૭) જુઓ તે લેખઃ—'શ્રી ગણેશાયઃ ।। સહી (ત્રિશુલ જેવું ચિન્હ છે) સંવત્ ૧૫૦૬ વર્ષે આષાઢ સુદિ ૨ મહારાણા શ્રી કુંભકર્ણ વિજયરાજ્યે શ્રી અર્બુદાચલે દેલવાડાગ્રામે વિમલવસહી શ્રી આદિનાથ તેજલવસહી શ્રી નેમિનાથ તથા બીજે શ્રાવકે દેહરે દાહ મુંડિક વલાવી રખવાલી ગોડા પોડયારું રાણિ શ્રી કુંભકર્ણિ મહં ડુંગર ભોજા જોગ્યં મયા ઉધારા જિકો જાત્રિ આવિ તિહિરં સર્વ મુકાવું જયાત્રા સંમંધિ આચ્યંદ્રાર્ક લગિ પલે કુઇ કોઈ માંગવા ન લહિ રાણિ શ્રી કુંભકર્ણિ મ. ડુંગર ભોજા ઉપરિ ઉત્તારી યાત્રા મુગતી કીધી આઘાટ યાપુ સુરિહિ રોપાવી જિકો આ વિધિ લોપિસિતિ ઇહિ સુરિહિ ભાંગીરૂ પાપ લાગિસિ અનિ સંઘજિકો જાત્રિ અવિસઈ સ ફદ્દુ ૧ એક દેર શ્રી અચલેશ્વરિ અન દુગાણી ૪ આ દેવિ શ્રી વિશિષ્ટ ભંડારિ મુકિસ્યઈ । અચલગઢ ઊપરિ દેવી ।। શ્રી સરસ્વતી સન્નિધાનિ બધહાં લિખિતં । દુગે ।। શ્રી સ્વયં ।। શ્રી રામપ્રસાદાતુ ।। શુભં ભવતુ ।। દોસી રામણ નિત્યં પ્રણમતિ ।।' આમાં મેવાડી ભાષા છે. આમાંના શબ્દોના અર્થ જાણવા યોગ્ય છે, વિમલવસહી—વસહી (પ્રાકૃત) વસહિતા (પ્રાકૃતથી બનેલ સંસ્કૃત), વસતિ (સંસ્કૃતિ), મંદિર, વિમલશાહનું સ્થાપેલું-બંધાવેલું મંદિર; તેજલવસહી—પ્રસિદ્ધ મંત્રી વસ્તુપાલના ભાઇ તેજપાલની સ્થાપેલી શ્રી નેમિનાથની વસહિકા. બીજે—બીજો, અન્ય,

કરેલા ઉત્સાહપૂર્વક જિનકીર્તિ વાચકને સૂરિપદ અને બીજા કેટલાક મુનિઓને પંડિતપદ અને કેટલાકને મુનિદીક્ષા આપી. રાણપુરના ધરણ નામના સંઘપતિના આગ્રહથી આચાર્ય રાણપુર (રાણકપુર–સાદડી પાસે અમદાવાદથી ૩૦ ગાઉ દૂર) ગયા ને ત્યાં ૮૪ સ્તંભવાળી ધરણે બંધાવેલી ઔષધશાળામાં ઉતર્યા. ધરણ કે જે પહેલાં સ્વ દેવાલય સહિત ઉક્ત ગુરુરાજની સંઘયાત્રામાં ગયો હતો. તેણે આ ચાર્યના ઉપદેશથી સિદ્ધપુરના રાજવિહાર નામના વિહાર જેવું ચૈત્ય બંધાવ્યું–તે પ્રસાદ ઘડેલા પાષાણના બંધાવેલા પીઠબંધવાળો ત્રણ ભૂમિકાનો મંડપોથી મંડિત મધ્યભાગવાળો પુતળીઓ આદિ ચિત્રો અને ચારે બાજુ ભદ્રપ્રસાદથી વિટાયેલો કરાવ્યો હતો ને તેનું નામ ત્રિભુવન દીપક આપ્યું તેમાં ઋષભદેવની ચાર પ્રતિમા–ચૌમુખ રખાવીને તેમાં **સોમસુંદરસૂરિએ** પ્રતિષ્ઠા કરી (સં ૧૪૯૬)[૫] તે વખતે **સોમદેવ** વાચકને આચાર્યપદ આપ્યું

---

સુંદર સૂરિએ પ્રતિષ્ઠિત કરીને તપાશ્રી યુગદિદેવ પ્રાસાદમાં સ્થાપિત કર્યો અને સં. ૧૪૫૮માં ઉક્ત ધીરા પત્નિ સા૦ રાજા રત્નાદે પુત્રી માહલદેએ કરાવેલ આદિજિનની તે સૂરિએ પ્રતિષ્ઠા કરી એવા બે લેખો હાલમાં મળી આવે છે જુઓ—'દેવકુલ પાટક' પૃ ૧૨

(૫) સં ૧૪૯૬ રાણપુરના જૈન મંદિરનો શિલાલેખ— ભાવનગર ઇન્સ્ક્રિપ્શન્સ પૃ. ૧૧૪, લેખાંક ૩૦૭ જિ ૨ તેમાં જણાવેલું છે કે સં ૧૪૯૬ વર્ષમાં શ્રી બપ્પ (મેવાડના રાજાઓની વંશાવલી) ના ૪૧ માં કુંભકરણ ષડ્દર્શન ધર્માધાર પ્રભાવક વિદ્વાન રાણાશ્રી કુંભકર્ણના વિજયમાં રાજ્યે તેના પ્રસા૦પાત્ર ધરણાક કે જેણે અહમ્મદ સુરત્રાણના આપેલા ફુરમાણવાળા સાધુશ્રી ગુણરાજ સંઘપતિનું સાહચર્ય કરી આશ્ચર્યકારી દેવાલયોના આડંબરપુરઃસર શ્રી શત્રુંજયાદિ તીર્થની યાત્રા કરી હતી અજાહરી (અજારી) પીંડરવટક (પીંડવાડા–અને સિંહોઢીરાજ્યમાં) સાલેરા (ઉદેપુર રાજ્યમાં) આદિ બહુસ્થાનોમાં નવિન જૈનવિહાર અને જીર્ણોદ્ધાર પદસ્થાપન વિષમ સમયે સત્રાગાર એવા (નાના) પ્રકારના પરોપકારથી શ્રીસંઘના સત્કાર આદિ અગણ્ય પુણ્યના કાર્યકરી મનુષ્યજન્મ સફળ કરેલ હતો. અને જે પ્રાગ્વાટ સં માંગણ સુત સં કુરપાલનો ભાર્યા કમલદેવીથી થયેલ પુત્ર હતો, તેણે મોટા ભાઈ રત્ના તેની ભાર્યા રત્નાદેવી થયેલ પુત્રો સં લાખા મજા, સોના સાલિગ તેમજ પોતની ભાર્યા સં ધારલદેથી થયેલ પુત્ર જાજા જાવડ આદિ વર્દ્ધમાન સંતાનયુક્ત થઈ ઉક્ત રાણા કુંભકર્ણના વસવેલા રાણપુર નગરમાં તેનાજ સુપ્રસા૦ અને આદેશથી ત્રૈલોક્યદીપક' નામનો શ્રી ચતુર્મુખ યુગાદીશ્વર વિહાર કરાવ્યો અને બૃહત્તપા ગચ્છે શ્રી સોમસુંદરસૂરિએ તેમાં પ્રતિષ્ઠા કરી તેમાં સૂત્રધાર દેપાક હતો. આ મંદિરના વિશેષ વર્ણન માટે જુઓ ડી. આર ભંડારનો ધ્રેમ આર્કિ' લોજિકલ સર્વે ઓફ ઇંડીયા સન. ૧૯૦૭–૦૮નો વાર્ષિક રીપોર્ટ ઉક્ત ધરણકના જ્યેષ્ઠભ્રાતા રત્નસિંહના પુત્ર સાલિગના પુત્ર સહસા કે જેને મલસાના આસદીને ધર્માધિક ધીસખાએ માં (મંત્રીઓમાં)

નાથનો પ્રાસાદ સ્તંભતીર્થવાસી વ્ય શાણુરાજે બંધાવેલો તેમાં ઉક્ત બ્રહત્ તપાગચ્છના રત્નસિંહસૂરિએ પ્રતિષ્ઠા કરી ( જૈન ગૂર્જર કવિઓ ભાગ ૨ પૃ. ૭૩૮. આ સબંધીનો પ્રથમનો અર્ધો મોટો શિલાલેખ માંડલિકના રાજવંશનું વર્ણનવાળો અને પછી શાણુરાજના વર્ણનના એ શ્લોક જણાવી અટકનો અત્યારે ગિરનાર પર મોજૂદ છે ) આ શાણુરાજ તે હરપતિ સંઘપતિ કે જેણે સં. ૧૪૫૨ માં૭ દેવાલયો સાથે શેત્રુંજય વગેરે તીર્થોની યાત્રા કરી હતી. અને જેણે ત્યાં રત્નસૂરિનાં અને રત્નચૂલા સાધ્વીનાં પગલાં પધરાવ્યાં હતાં તેના નામલદે પત્નીથી થયેલ પુત્ર સજ્જનસિંહનો કૌતુકદેવી નામની સ્ત્રીથી થએલ પુત્ર હતો, તેણે સં. ૧૫૧૭ માં શત્રુંજય તથા ગિરનાર તીર્થની ૨૪ દેવાલયો સહિત યાત્રા કરી હતી. અને તેજ વર્ષમાં તેના આગ્રહથી જ્ઞાનસાગરસૂરિએ ખંભાતમાં વિમલનાથચરિત્ર રચી પૂર્ણ કર્યું હતું. (જુઓ તે ચરિત્રનું ભાષાંતર પ્રકાશક આત્માનંદ સભા ભાવનગર )

(૪૮) ચંપાબાઇ અકબરને કહે છે કેઃ–હીરવિજયસૂરિ અમારા દેવ છે કે જેની પ્રતિમા રચીને જેનું ધ્યાન ધરીયે છીએ અને જે સિદ્ધિ આપે છે, તથા અમારાચિત્તમાં હમણાં સુગુરૂ તો સુસાધુઓમાં ઉત્તમ એવા હીરવિજયાચાર્ય નામના છે કે જેનું ધન તે સંયમ જ છે. જેનો આશય પોતાના અને પારકાને આત્મતુલ્ય ગણવાંનો છે અને જેઓ મિત્ર અને શત્રુના સમુહને પથ્થર અને મણિને સ્ત્રી અને તૃણમાં સમદૃષ્ટિ છે. (જૈન સાહિત્યનો ઇતિહાસ પૃ ૫૩૬ )

(૪૯) હીરવિજયસૂરિના આગમનથી અકબર બાદશાહે શું કર્યું એ ટુંકામાં તેમના જ સમયમાં શેત્રુંજય પરના આદિનાથ મંદિરના હેમવિજય ગણિએ રચેલા સં. ૧૬૫૦ ના પ્રશસ્તિમાં જણાવ્યું છે. તેનો ભાવાર્થ અત્રે લખેલ છે.

---

–તમામ રાજાઓના શિરે જેની આજ્ઞાએ માળાની માફક ધારણ કરવામાં આવતી એવા શ્રીમાન્ અકબરશાહે તે ( હીરવિજય ) સૂરિના વાક્ચાતુર્યથી રંજીત થઈ ને ૭ મહિના સુધીનો અમારિનો પડહ વગડાવી સમસ્ત દેશમાં પાપનો નાશ કરનારી ઉદ્ઘોષણા કરાવી. ॥ ૧૭ ॥

તેમના ઉપદેશને વશ થઈ હર્ષ ધરીને બાદશાહ અકબરે પોતાના સમસ્ત મંડળના વાસીજનોમાં નિર્વંશ મરી જાય તેનું ધન તથા જજીઆ વેરો માફ કર્યાઃ ॥ ૧૮ ॥

તેમની કતકચૂર્ણ જેવી વાણીવડે નિર્મળ થયું છે અંતઃકરણરૂપ સરોવર જેનું એવા કૃપાપૂર્ણ બાદશાહે પવિત્ર નીતિરૂપ સ્ત્રી ધારણ કરીને લોકપ્રીતિ સંપાદન કરવા સારૂ. બીજા રાજાઓ માફ ન કરી શકે એવા કરો માફ કર્યા અને વળી ઘણાં પક્ષી તથા બંદીવાનોને છોડી મૂક્યા. ॥ ૧૯ ॥

૮તેજ રાજાના સમયમા સં ૧૫૦૯ માઘ સુદ ૫ ને દિને, વિમલ

શ્રવક–જૈન ધર્માનુયાયી સઘના ચાર અંગ છે સાધુ સાધ્વી શ્રાવક અને શ્રવિકા તેમા શ્રાવક તે ધર્મનું શ્રવણ કરનાર (સાધુઓના ઉપદેશના અનુયાયી) અર્થાત્ ગૃહસ્થ તેમાંથી 'સરાવગી' શબ્દ નિષ્પન્ન છે દેહર દેવઘર દેવકુલ દેવલ મંદિર બીજે શ્રાવકે દેહરે અથવા અન્ય જૈન મંદિરોમા (અધિકરણની વિભક્તિ વિશેષણ તથા વિશેષ્ય બનેમાં છે) દાણ સસ્કૃત દડ રાજકીય કર દડ યા દાણ જુર્માના (શિક્ષા) ને મટે યા રાહદારી જગત અફિના માગે લેવાય છે મુડિક મુડકુ પ્રતિક યાત્રિકના દર માથા દી, કર વતાવી માર્ગમા રક્ષા માટે સાથેના સિપાઈને કર રખવાલી ચોકીદારનો કર ગેડા–ઘોડા પોઠયા સસ્કૃત પૃષ્ઠક–પીઠપર ભાર ઉચકનાર બદ રૂ ના રાણિ શ્રી કુભકર્ણ–છ એ ત્રીજી વિભક્તિનુ ચિન્હ છે, રાજા કુભકર્ણે મહ–મહત્તમ મહત્તમ ઉચ્ચ રાજ્યાધિકારી યા મત્રી. સરખાવો મ તા મહેતા યા મહતર. ભોગ–યેગ્ય ભોગ. કુરર ભોજા નામના અધિકારીના કહેવાથી તેના પર કૃપા–ઉપકાર કરીને ત્હા–જે તિહિર–તેનું મુકાવુ મૂકયુ, છોડાવ્યુ પલે પાલ્યુ જાય. માગવા ન લહિ–માગી ન શકે ઉપરિ–ઉપર ભોગની વ્યાખ્યા જુઓ, મયા ઉધારા–મયા ધારણ કરી દયા મયા કરી કૃપા કરી મુક્તી મુક્તિ છુટ કીધી કરી. થાપુ થાપ્યું સ્થાપ્યુ આઘાટ નિયમ સુરિહિ ફાસી સરહ (?) નિયમનો લેખ રોપાવી–રોપી ઉભી કરી (સ રોપિતા પ્રાકૃત સસ્કૃત રોપાપિત) જે લિપિ–લોપારો. તિ–તેને (કર્મકારક) આંગીરૂ–તોડવાના લાગિસિ લાગશે અનિ–અને (સ અન્યત્) સહ–સઘ, યાત્રિઓનો સમુદ અવિસઇ–આવશે સરકૃત સમ–આવિષ્યતિ (?) સ–તે ફદ્દુ (સંસ્કૃત પદિક) ફદીઉં, બે આનાની લગભગ કિમતનો ચાંદીનો સિક્કો અચલેશ્વર, ભડારિ સનિધનિ–એમાં ઈ એક તાંબાનો સિક્કો. મુકિસ્યઇ–મૂકશે (સરખાવો મુકાવુ અવિસઈ) દૂએ દૂતક શિલાલેખો અને તામ્રપત્રોમા જે અધિકારી દ્વારા આજ્ઞા અપાઈ હોય તેનું નામ 'દૂતકાત્ર' એમ કહીને લખાતુ હતુ તેનો અપભ્રંશ દૂએ દુવે યા દુએ પ્રત પછીના લેખો પટો આદિમાં આવે છે આ લેખના દુએ યા દૂતક સ્વય રાણુ કુભાજ છે દેસી રામણ આ લેખનો લેખક હતી ઓઝાજીનો લેખ 'અનં વિક્રમ સવતકી કલ્પના' ના પ્ર પ્ર ૧ પૃ ૪૫૦–૪૫૨

(૮) આ સબધીનો મેરો શિલાલેખ જૂનાગઢના ઉપરકોટમા ગ.મા એક શિલાપટ છે તેમાં છે કે જે ભાગ્યો તુટયો નિચે મુજબ છે

સ્વસ્તિ શ્રી સવત્ ૧૫૦૭ વર્ષે માઘ સપ્તમી દિને ગુરૂવારે શ્રી રાણાશ્રી મેલગદે સુત રાણકશ્રી મહિપાલદે સુત શ્રી મડલિક પ્રમુખ્ય સર્વજીવકરુણાકરણતત્પરેષુ ઔદાર્ય ગાંભીર્ય ચાતુર્ય શૌર્યાદિગુણરત્ન રત્ન (સિહ) સૂરીણાં પટ્ટ મિલેકાવસરે સ્વભગીય વાસ્તવ્ય સા. દેવા સુત હાસા સુત રાજકુલીન સમસ્ત રત્નમયડાનકરણ કરેણુ પચમી અષ્ટમી ચતુર્દશી દિનેષુ સર્વ જીવઅમારિ કારિતા । રાજ નતગનિરાસનો પ્રવિષ્ટેન શ્રી મડલિક રાજાધિરેન શ્રી અમારિ પ્રમૂ લિખિત સ્વહસ્ત લિખિત શ્રી ભરિ (?) સહિત સમર્પિત । પુરાપિ એકાદશી અમાવાસ્યેષ સ્વમ નેસ્ત । સપ્રતિ એતાસુ પચમી અષ્ટમી એકાદશી ચતુર્દશી અમાવાસ્યા દિનેષુ રાજાધિરાજ શ્રી મડલિકેન સર્વ ભવ્યાનામુપરિ સર્વ દુરિત દુર્ગતિપથનિવારિણી સર્વજીવ અમારિ સર્વ–જી ચિર વિજયતાં ॥ વગેરે (જૈન સહિત્યનો ઇતિહાસ પૃ ૪૯૫ ટિપ્પણ ૪૧૮)

નાથનો પ્રાસાદ સ્તંભતીર્થવાસી ન્ય શાણુરાજે બંધાવેલો તેમાં ઉક્ત બ્રહત્ તપાગચ્છના રત્નસિંહસૂરિએ પ્રતિષ્ઠા કરી (જૈન ગૂર્જર કવિઓ ભાગ ૨ પૃ. ૭૩૯. આ સબંધીનો પ્રથમનો અર્ધો મોટો શિલાલેખ માંડલિકના રાજવંશનું વર્ણનવાળો અને પછી શાણુરાજના વર્ણનના બે શ્લોક જણાવી અટકનો અત્યારે ગિરનાર પર મોજૂદ છે ) આ શાણુરાજ તે હરપતિ સંઘપતિ કે જેણે સં. ૧૪૫૨ માં૭ દેવાલયો સાથે શેત્રુંજય વગેરે તીર્થોની યાત્રા કરી હતી. અને જેણે ત્યાં રત્નસૂરિનાં અને રત્નચૂલા સાધ્વીનાં પગલાં પધરાવ્યાં હતાં તેના નામલદે પત્નીથી થયેલ પુત્ર સજ્જનસિંહનો કૌતુકદેવી નામની સ્ત્રીથી થએલ પુત્ર હતો, તેણે સં. ૧૫૧૭ માં શત્રુંજય તથા ગિરનાર તીર્થની ૨૪ દેવાલયો સહિત યાત્રા કરી હતી. અને તેજ વર્ષમાં તેના આગ્રહથી જ્ઞાનસાગરસૂરિએ ખંભાતમાં વિમલનાથચરિત્ર રચી પૂર્ણ કર્યું હતું. (જુઓ તે ચરિત્રનું ભાષાંતર પ્રકાશક આત્માનંદ સભા ભાવનગર )

(૪૮) ચંપાબાઇ અકબરને કહે છે કેઃ—હીરવિજયસૂરિ અમારા દેવ છે કે જેની પ્રતિમા રચીને જેનું ધ્યાન ધરીયે છીએ અને જે સિદ્ધિ આપે છે, તથા અમારાચિત્તમાં હમણાં સુગુરૂ તો સુસાધુઓમાં ઉત્તમ એવા હીરવિજયાચાર્ય નામના છે કે જેનું ધન તે સંયમ જ છે. જેનો આશય પોતાના અને પારકાને આત્મતુલ્ય ગણવાનો છે. અને જેઓ મિત્ર અને શત્રુના સમુહને પથ્થર અને મણિને સ્રી અને તૃણમાં સમદૃષ્ટિ છે. (જૈન સાહિત્યનો ઇતિહાસ પૃ ૫૩૬ )

(૪૯) હીરવિજયસૂરિના આગમનથી અકબર બાદશાહે શું કર્યું એ ટુંકામાં તેમના જ સમયમાં શેત્રુંજય પરના આદિનાથ મંદિરના હેમવિજય ગણિએ રચેલા સં. ૧૬૫૦ ના પ્રશસ્તિમાં જણાવ્યું છે. તેનો ભાવાર્થ અત્રે લખેલ છે.

—તમામ રાજાઓના શિરે જેની આજ્ઞાઓ માળાની માફક ધારણ કરવામાં આવતી એવા શ્રીમાન્ અકબરશાહે તે ( હીરવિજય ) સૂરિના વાક્ચાતુર્યથી રંજીત થઇ ને ૭ મહિના સુધીનો અમારિનો પડહ વગડાવી સમસ્ત દેશમાં પાપનો નાશ કરનારી ઉદ્‌ઘોષણા કરાવી. ॥ ૧૭ ॥

તેમના ઉપદેશને વશ થઇ હર્ષ ધરીને બાદશાહ અકબરે પોતાના સમસ્ત મંડળના વાસીજનોમાં નિર્વંશ મરી જાય તેનું ધન તથા જજીઆ વેરો માફ કર્યાઃ ॥ ૧૮ ॥

તેમની કતકચૂર્ણ જેવી વાણીવડે નિર્મળ થયું છે અંતઃકરણરૂપ સરોવર જેનું એવા કૃપાપૂર્ણ બાદશાહે પવિત્ર નીતિરૂપ સ્રી ધારણ કરીને લોકપ્રીતિ સંપાદન કરવા સારૂ. બીજા રાજાઓ માફ ન કરી શકે એવા કરો માફ કર્યા અને વળી ઘણાં પક્ષી તથા બંદીવાનોને છોડી મૂક્યા. ॥ ૧૯ ॥

સુધાને પણ કોરે મૂકે એવી તેમની વાણીથી આહ્‌લાદ અને સંતોષ પામેલા અકબર બાદશાહે તેમના મનની પ્રીતિ ખાતર પૈસા સાથેનો કર વિશેષ લેવાતો હતો તે માફ કરીને મહાતીર્થ શત્રુંજય પર્વત જૈનોને આપી દીધો ॥ ૨૦ ॥ તેમની વાણીથી મુદિત થયેલા તેણે (શાહે) કરુણાવંતા હૃદયથી જાણે કે સરસ્વતીનું ગૃહ હો। નહિ એવું અપાર વાઙ્મયવાળું પુસ્તકાલય બનાવ્યું તેમના મોક્ષાભિલાષના પુંજથી ભાવનાવાળી બુદ્ધિવાળો, પવિત્રાત્મા અને રૂડા દર્શનવાળો શાહ તે મહાત્માના દર્શનને હમેશ બહુમાન તરીકે ગણતો ॥ ૨૧ ॥ ( જૈન સાહિત્યનો ઇતિહાસ પૃ ૫૪૩ ૪૪ )

(૫૦) બાદશાહની ત્રીજી આંખ જેવો તુરુષ્ક (મુસ્લિમ) શાસ્ત્રોનો જ્ઞાતા શેખ અબુલફઝલ[૯] હીરવિજયસુરિને પોતાને ત્યાં લઈ ખુદા (દેવ) કુરાન (શાસ્ત્ર) અને ધર્મ સંબંધી કરેલા પ્રશ્નોના ઉત્તર ( વિગત માટે જુઓ હીરસૌભાગ્ય સર્ગ ૧૩ શ્લોક ૧૩૭–૧૫૦ ) સાંભળી ખુશી થયો પછી અકબર બાદશાહે દરબાર ભરી ત્યાં સૂરિને બોલાવી તેઓ ગાંધારથી ફતેહપુર સીકરી સુધી પગે ચાલીને આવ્યા ને જૈન મુનિ પોતાના આચાર પ્રમાણે પગે જ ચાલીને વિહાર કરે એક વાર જમે ને તે પણ નિર્દોષ આહાર, ભૂમિપર સૂએ ઉપવાસાદિ તપ કરી શરીર શોષી રાગ દ્વેષને જીતે સંસારની અનિત્ય ભાવના ભાવે એ જાણ્યું ત્યારે તેને આશ્ચર્ય થયું પછી ચિત્રશાળામાં સૂરિને લઇ ગયા ત્યાં ગાલીચો હતો તે પર ન ચલાય રખેને તેની નીચે જીવો હોય તે ચંપાઈ જાય, ગલીચો ઉપાડયો ત્યાં સાચેજ નીચે કીડીઓ દેખાઈ એટલે બાદશાહ વિસ્મિત થયો આચાર્યે ધર્મદેશનાથી સંસાર અને લક્ષ્મીની અસ્થિરતા દેવ ગુરુ ધર્મનું સ્વરૂપ મુનિના અહિંસા સત્ય અસ્તેય બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાંચ વ્રતો છઠું રાત્રિભોજન વિરમણ અને સાતમું નિમિત્તાદિનું અકથન એમ સાત વ્રતો–નું નિરૂપણ કર્યું શાહે પરિક્ષા કરવા પોતાના અમુક જન્મગ્રહોનું ફળ જાણવા માગતા એ ફળ મોક્ષપંથે જનાર કહિ કહેતા નથી એમ આચાર્યે જણાવ્યું, તેથી શાહ મુગ્ધ થયો, શિષ્ય સંખ્યા પૂછતા એ વાત જણાવવી એ આત્મગૌરવ કરવા જેવું છે એમ સૂરિએ કહ્યું શાહે લોકશ્રુતિ પ્રમાણે તેમના બે હજાર શિષ્યો જાણી સંતોષ બતાવ્યો. (જૈન સાહિત્યનો ઇતિહાસ પૃ ૫૪૪–૪૫ )

(૯) આઇને—અકબરીનો કર્તા. તેમાં તેણે બીજા ધર્મોની અપેક્ષાએ જૈન ધર્મનો નામો તથા યથાર્થ ખ્યાલ આપ્યો છે અને તેને જૈન મુનિઓ–હીરવિજયસૂરિ વિજયસેનસૂરિ ચંદ્ર આદિ સાથે સારો પરિચય હતો એમ પણ તેમાં જણાય છે અબુલફઝલ અકબરની ઉત્તમ તરીકે વર્ણવવામાં આવેલ છે અકબરની ધાર્મિકનીતિ તેણે ઉપજાવી હતી અને ધર્મ સંબંધી સભાઓમાં તે સર્વસ્વ હતો.

(૫૧) તેના ( અકબર બાદશાહના ) મોટા પુત્ર શેખુજી (સલીમ-જહાંગીર) એ પેટીમાંથી પુસ્તકો કાઢી મોકલ્યાં. ''આવો જૈન અજૈન પુસ્તકોનો મોટો જથો શાહે પાસે ક્યાંથી ?'' એમ આચાર્યે પૂછતાં શાહે જણાવ્યું, 'પદ્મસુંદર ૧૦ નામના તેના મિત્ર હતા તેણે વાણારસીના વિપ્રને સભા સમક્ષ જીત્યો હતો. તે વિદ્વાન્ સ્વર્ગસ્થ થતાં પોતાનું સર્વ લિખિત પુસ્તક મને આપ્યું હતું. આ સર્વ આપને અર્પું છું.' સૂરિએ કહ્યું-' અમારે તેની જરૂર નથી, કારણકે અમારી પાસે ખપ પૂરતું છે. વિશેષની મૂર્છા શા માટે ?' બાદશાહે શેખ અબલફેજ તથા થાનસિંહને બોલાવી તેઓ દ્વારા ગમે તે પ્રકારે સમજાવી સૂરિ તે પુસ્તકને ગ્રહણ કરે તેમ ઇચ્છયું. બંનેની અત્યંત વિજ્ઞપ્તિથી સૂરિએ તે ગ્રહણ કરવાનું સ્વીકાર્યું, ઉક્ત પુસ્તકો માટે કોશ-ભંડાર સ્થાપી તેને થાનસિંહની અધીનતામાં રાખ્યો. પછી આગ્રા જઈ ચોમાસુ ગાળ્યું ( સં. ૧૬૩૯ ) ( જૈન સાહિત્યનો ઇતિહાસ પૃ. ૫૪૫ )

(૫૨) ત્યાર પછી સૂરિને શેખ અલબફેજે બોલાવતાં તેને ત્યાં ગયા. બાદશાહે ત્યાં આવી અશ્વ, હાથી વિગેરેની ભેટ લેવા જણાવ્યું, પણ પોતે નિઃસ્પૃહ જૈનમુનિ હોઈ સ્વીકારી ન જ શકે તેમ આચાર્યે ઉત્તર આપતાં કંઈક ભેટ તો સ્વીકારો જ તેવો આગ્રહ કર્યો. આચાર્યે બંદિવાનોને કેદમાંથી મુક્ત કરવા, અને પિંજરમાં પૂરેલાં પક્ષીઓને છોડી મુકવા કહ્યું, પોતા માટે કંઈ માગવાનું કહેતાં અમારા પર્યુષણના આઠ દિન હિંસા ન થાય એમ કરવા જણાવ્યુ બાદશાહે તેમાં પોતાના પુણ્યાર્થે ચાર દિન ઉમેરી બાર દિવસ સમસ્ત રાજ્યમાં ' અમારિ ' પ્રવર્તે એમ પોતાની સહી અને મહોરવાળાં છ ફરમાન લખી આપ્યાં ૧ લું. ગૂર્જર અને સૌરાષ્ટ્ર મંડલ માટે, ૨ જું. ફત્તેહપૂર રાજધાનીવાળું મેવાતમંટલ ( જેમાં દિલ્હીની પાસેનો ભાગ અંતર્ગત હતો. ) માટે ૩ જું. અજમેર દેશ (જેમાં મરૂસ્થલી નાગોરાદિદેશ સમાતા) માટે, ૪ થું. માવલમંડલ—અવન્તિ દેશ ( જેમાં દક્ષિણનો સર્વ ભાગ આવી જતો હતો ) માટે, ૫ મું. લાભપુર ( લાહોર ) દેશવાળા પંજાપ ( પંજાબ ) મંડલ માટે, ૬ ઠું. સૂરિ પાસે રાખવા માટે, પછી શાંતિચંદ્ર ગણિએ ( ફત્તેહપુર સીકી પાસેના ) ડાબરતળાવના માછલાં વિનતિ કરતા હોય નહિ એવા શ્લોકો કહેવાથી આખું તળાવ હીરવિજયસૂરિને અર્પણ કર્યું એટલે

૧૦. પદ્મસુંદર-જૈનસાધુ હતા એ નિશ્ચિત છે કારણ કે જૈનગ્રંથો જૈનેતર પાસે ન હોય વળી તેવું નામ જૈન મુનિમાં ઉપલબ્ધ થાય છે, કોઈ કહે છે કે નાગોરી તપાગચ્છના તે હતા, (સૂરીશ્વર અને સમ્રાટ પૃ. ૧૧૮-૨૦ )

સુધાને પણ ફોરે મૂકે એવી તેમની વાણીથી આહ્લાદ અને સંતોષ પામેલા અકબર બાદશાહે તેમના મનની પ્રીતિ ખાતર પૈસા સાથેનો કર વિદેશ લેવાતો હતો તે માફ કરીને મહાતીર્થ શત્રુંજય પર્વત જૈનોને આપી દીધો ॥ ૨૦ ॥

તેમની વાણીથી મુદિત થયેલા તેણે (શાહે) મરણાવસ્થા હૃદયથી જાણે કે સરસ્વતીનું ગૃહ હોય નહિ એવું અપાર વાઙ્મય ગુ પુસ્તકાલય બનાવ્યું તેમના મોક્ષ મિલનના પુંજથી ભરનારાઓ બુદ્ધિવાળો, પવિત્રાત્મા અને રૂડા દર્શનવાળો શાહ તે મહાત્માના દર્શનને હમેશ બહુમાન તરીકે ગણતો ॥ ૨૧ ॥ (જૈન સાહિત્યનો ઇતિહાસ પૃ ૫૪૩-૪૪)

(૫૦) બાદશાહની ત્રીજી આંખ જેવો તુરુષ્ક (મુસ્લિમ) શાસ્ત્રોનો જ્ઞાતા શેખ અબુલફઝલ[૯] હીરવિજયસુરિને પોતાને ત્યાં લઈ ખુદા (દેવ) કુરાન (શાસ્ત્ર) અને ધર્મ સંબંધી કરેલા પ્રશ્નોના ઉત્તર (વિગત માટે જુઓ હીરસૌભાગ્ય સર્ગ ૧૩ શ્લોક ૧૩૭-૧૫૦) સાંભળી ખુશી થયો પછી અકબર બાદશાહે દરબાર ભરી ત્યાં સૂરિને બોલાવી તેઓ ગાંધારથી ફતેપુર સીકરી સુધી પગે ચાલીને આવ્યા ને જૈન મુનિ પોતાના આચાર પ્રમાણે પગે જ ચાલીને વિહાર કરે એક વાર જમે ને તે પણ નિર્દોષ આહાર, ભૂમિપર સૂએ ઉપવાસાદિ તપ કરી શરીર શોષી રાગ દ્વેષને જીતે સંસારની અનિત્ય ભાવના ભાવે એ જાણ્યું ત્યારે તેને આશ્ચર્ય થયું પછી ચિત્રશાળામાં સૂરિને લઈ ગયા ત્યાં ગાલીચો હતો તે પર ન ચલાય રખેને તેની નીચે જીવો હોય તે ચંપાઈ જાય, ગલીચો ઉપાડયો ત્યાં સાચેજ નીચે કીડીઓ દેખાઈ એથી બાદશાહ વિસ્મિત થયો આચાર્યે ધર્મદેશનાથી સંસાર અને લક્ષ્મીની અસ્થિરતા દેવ ગુરુ ધર્મનું સ્વરૂપ મુનિના અહિંસા સત્ય અસ્તેય બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાંચ વ્રતો છઠું રાત્રિભોજન વિરમણ અને સાતમું નિમિત્તાદિનું અકથન એમ સાત વ્રતો-નું નિરૂપણ કર્યું શાહે પરિક્ષા કરવા પોતાના અમુક જન્મગ્રહોનું ફળ જાણવા માગતા એ ફળ મોક્ષપંથે જનાર કદિ કહેતા નથી એમ આચાર્યે જણાવ્યું, તેથી શાહ મુગ્ધ થયો, શિષ્ય શંખ્યા પૂછતા એ વાત જણાવવી એ આત્મગૌરવ કરવા જેવું છે એમ સૂરિએ કહ્યું શાહે લોકશ્રુતિ પ્રમાણે તેમના બે હજાર શિષ્યો જાણી સંતોષ બતાવ્યો. (જૈન સાહિત્યનો ઇતિહાસ પૃ ૫૪૪-૪૫)

(૯) આઇને—અકબરીનો કર્તા. તેમાં તેણે બીજા ધર્મોની અપેક્ષાએ જૈન ધર્મનો લાંબો તથા યથાર્થ ખ્યાલ આપ્યો છે અને તેને જૈન મુનિઓ—હીરવિજયસૂરિ વિજયસેનસૂરિ શાંતિચંદ્ર આદિ સાથે સારો પરિચય હતો એમ તેણે તેમાં જણાવે છે અબુલફજલ અકબરની જીભ તરીકે વર્ણવવામાં આવેલ છે અકબરની ધાર્મિકનીતિ તેણે ઉતારી હતી અને ધર્મ સંબંધી સવાલોમાં તે સર્વસ્વ હતો.

(૫૪) વિજયસેનસૂરિ લાહોર જતાં લુધિઆણા આવતાં શેખફયજી સામો આવી મળ્યો. તેની પાસે સૂરિશિષ્ય નંદિવિજયે અષ્ટ અવધાનો કર્યા. આ વાતની ખબર પડતાં બાદશાહે તે જોવા માટે બોલાવતા નંદિવિજયે આવી રાજસભામાં મંડોવર રાજા મલ્લદેવના પુત્ર ઉદયસિંહ, કચ્છવાહના ૭ હજારી સૈન્યેશ્વર માનસિંહ, શેખ આબુલફેજલ, અજમખાન, જાલોરના ગજનીખાન; બ્રાહ્મણો, કાજી, કાયસ્થ સમક્ષ અષ્ટ અવધાન કર્યા. સૂરિએ પછી લાહોરમાં જેઠ સુદ ૧૨ ને દિને પ્રવેશ કર્યો. અકબરને મળ્યા. પુનઃ અષ્ટ અવધાન નંદિવિજયે કરતાં તેને 'ખુશ-ફહમ' (સુમતિ) નામનું બિરૂદ આપ્યું. (સં ૧૬૫૦) ઈશ્વરને જૈનો માનતા નથી એવું અકબરને સમજાવતાં એ સંબંધીનો વાદ ભર સભામાં બ્રાહ્મણો સમક્ષ કર્યો ને 'ઇશ્વરસિદ્ધિ' કરી બ્રાહ્મણોને ચૂપ કર્યા. એકદા સૂરિએ અકબર પાસે છ કાર્યોની ઉપયોગતા સમજાવી ૧ ગાય, ૨ બળદ. ૩. ભેંસ, ૪. પાડાની હિંસા યોગ્ય નથી, ૫. મરણ પામેલાનું દ્રવ્ય સરકાર લે છે તે, તથા ૬. બંદિવાનોને પકડવા એ પ્રતિષ્ટાવાળું નથી આથી આ ૭ બાબત આખા દેશમાં બંધ કરવાનું ફરમાન આખા દેશમાં શાહે મોકલી આપ્યું. આમ ઘણા લાભ થતા સૂરિએ લાહોરમાં બે ચોમાસા કર્યા. (વિજય પ્રશસ્તિ સર્ગ ૧૨. બુ. ૨ નં. ૧૧૨૧ ના સં. ૧૬૬૧ ના વિજયસેનસૂરિના પ્રતિષ્ઠા લેખમાં પોતાને માટે વિશેષણ 'પાતિશાહિ શ્રી અકબર સભાસમક્ષ જિતવાદિવૃંદ,-ગોબલીવર્દ મહિષ મહિષીવધ નિવૃત્તિ સ્ફુરન્માનકારક ભટ્ટારક' મૂકેલ છે.)[૧૩]

(૫૫) વિજયસેનસૂરિએ અકબરને પ્રસન્ન કર્યા, ભાનુચંદ્રના ઉપાધ્યાર પરનો નન્દિવિધિ કર્યો તે મહોત્સવમાં શેખ અબલફેજે ૬૦૦ રૂપીઆ અશ્વદાન પૂર્વક યાચકોને આપ્યા (હીર સૌભાગ્ય સર્ગ ૧૪ શ્લોક ૨૯૨) વિજય-

જીવહિંસાનો નિષેધ 'હિંદુઓને' ખુશ કરવા માટે કરવામાં આવ્યો. આનું ફરમાન આખા રાજ્યમાં વ્યાપ્ત કરવામાં આવ્યું અને જે કોઈ તેની વિરૂદ્ધ વર્તે-તો તેને ગર્દન મારવાની શિક્ષા અપાતી હતી." આમાં 'હિંદુઓ' શબ્દ છે તેથી જૈન સમજવા કારક કે જૈન લોકજ આ વાતનો (જીવ વધનો) નિષેધ કરાવવામાં સદા પ્રયત્ન કર્યા કરે છે, તેઓ હમણાં પણ ભારતીય રાજા મહારાજાઓ વિગેરે પાસે હજારો અરજી મોકલે છે ને તે માટે ઘણો ખર્ચ કરે છે. આનું વર્ષ ભાષાંતરકાર ૯૯૧ હીઝરી મૂકે છે માટે કૌંસમાં તેણે મૂકેલ છે તે બરાબર નથી તે વર્ષ ૯૯૬ હીઝરી જોઇએ વળી આઈને અકબરી ૩, ૪૪૧ માં લખેલું છે કે 'રવિવારે તથા તહેવારોના દિવસે પશુની હત્યા નહિ કરવાના ખાસ હુકમો પણ બહાર પાડવામાં આવ્યા હતા.'

(૧૩) હી. ૯૯૯ (સન ૧૫૯૦) માં બળદ, ભેંસ, બકરાં, ઘોડા અને ઊંટના માંસનો નિષેધ કરવામાં આવ્યો (બદાઉનિ પૃ. ૩૭૫)

ત્યા માછલાંનો થતો વધ બધ કર્યો હવેથી કદિપણ શિકાર નહિ કરૂ એવી શાહે પ્રતિજ્ઞા લીધી ૧૧સર્વ પશુ પ્રાણી મારા રાજ્યમા મારી સમાન સુખપૂર્વક રહે એવું કરીશ એમ જણાવ્યુ નવરોજ નામના પર્વને દિને 'અમારિ' નું પ્રદાન કર્યું તે અવસરે હીરવિજયસૂરિને 'જગદ્‌ગુરૂ' એ નામનું બિરૂદ આપ્યુ (સ ૧૬૪૦) અ. વખતે બદીવાનોને છોડી મૂકયા, સૂરિસચિવ ધનવિજયને સાથે લઈ જઇ ડામરતળાવે જઈ ત્યાંનાં પાંજરામાં પૂરેલાં પક્ષિઓને મુક્ત કર્યા (આ ધનવિજયે સૂરિ સાથે રહીને મેડતામાં જૈનવિહારોને મ્લેચ્છ-કરથી મુક્ત કરાવ્યા અને વાજા અગાઉ બધ થયા હતા તે વગડવા ચાલુ કરાવ્યાં) જૈન સાહિત્યનો ઇતિહાસ પૃ ૫૪૭

(૫૩) હીરવિજયસૂરિએ પછી રોહસરોતરા માર્ગે વિહાર કરી પાટણમાં આવી ચોમાસું કર્યું (સ ૧૬૪૫) આ દરમ્યાન શાતિચંદ્ર ઉપાધ્યાય કે જેઓ સૂરિની આજ્ઞાથી બાદશાહ પસે રહી તેની પ્રશસ્તિ રૂપે રચેલ 'કૃપારસ કોશ' નામનું કાવ્ય સભળાવતા હતા, તેમણે આચાર્યને મળવાની ઈચ્છા થતાં પોતાને સ્થાને શાનુચદ્ર વિબુધને રાખીને જવાની રજા બાદશાહ પાસે માગી, ત્યારે બાદશાહે પોતાના તરફથી સૂરિને ભેટ કરવા અર્થે જજીયા નામનો હજુ પણ ગુજરાતમાં કર લેવાતો તે કાઢી નાંખનારૂ ફરમાન સમુદ્રાકિત આપ્યું : વિશેષમાં દયાળુ થઈ અમારિ માંટે અગાઉ પર્યુષણાદિ બાર દિવસે સૂરિના ઉપદેશે સર્વ દેશમા જાહેર કર્યા હતા તેમા બીજા દિવસો ઉમેર્યા કે —પ્રવે રવિવારો, સોફીયાન દિવસો— સૂફી લોકોના દિવસો, ઈદના દિનો, સક્રાતિની સર્વ તિથિઓ, પોતાનો જન્મ જે માસમા થયો તે આખો માસ, મિહિરના દિવસો, નવરોજના દિનો, પોતાના (ત્રણ) પુત્રેના જન્મ માસો, રજબ (મોહરમ) મહિનાના રોજ એટલે કુલ મળી એક વર્ષમા છ માસ ને છ દિન થયા. તેમા કોઈ પણ જીવની હિસા કોઇ પણ ન કરે એવા હુકમ બાદશાહે કાઢયા આ હીરવિજયસૂરિ આદિના ઉપદેશનુ પરિણામ[૧૨] (જૈન સાહિત્યનો ઇતિહાસ પૃ ૫૪૯)

---

૧૧ અકબરની કહેવતે-વાક્યો આઇને અકબરી જે છે તેમાની લીગ નીચે લખી છે,- 'રાજાનો નિયમ ફક્ત શિકાર ખેલવો બૂરો નથી તથાપિ પહેલાં છવરક્ષનો ખ્યાલ રાખવો ઘણો જ આવશ્યક ૪'

૧૨ આઠ મહિનાઓ સુધી જીવવધ બધ કરવનો હુકમ કર્યો હતો એ વાત બદાઉની નામનો કટ્ટર મુસ્લિમ ઇતિહાસ લેખક જણાવે છે કે –

' આ દિનોમાં (૯૯૧ હી–સન ૧૫૮૩) નવા હુકમ કરવામાં આવ્યા કેટલાક દિવસોમાં જેવાકે રવિવાર સૂર્યનો દિન હોવાથી સર્વ રવિવારના દિવસોમાં ફરવરદિન માસના પ્રથમના ૧૮ દિનોમાં, અબાનમાસ કે જેમાં બાદશાહનો જન્મ થયો હતો તે આખા માસમાં

(૫૪) વિજયસેનસૂરિ લાહોર જતાં લુધિઆણા આવતાં શેખફયજી સામો આવી મળ્યો. તેની પાસે સૂરિશિષ્ય નંદિવિજયે અષ્ટ અવધાનો કર્યા. આ વાતની ખબર પડતાં બાદશાહે તે જોવા માટે બોલાવતા નંદિવિજયે આવી રાજસભામાં મંડોવર રાજા મલ્લદેવના પુત્ર ઉદયસિંહ, કચ્છવાહના ૭ હજારી સૈન્યેશ્વર માનસિંહ, શેખ અબુલફૈજલ, અજમખાન, જાલોરના ગજનીખાન; બ્રાહ્મણો, કાજી, કાયસ્થ સમક્ષ અષ્ટ અવધાન કર્યા. સૂરિએ પછી લાહોરમાં જેઠ સુદ ૧૨ ને દિને પ્રવેશ કર્યો. અકબરને મળ્યા. પુનઃ અષ્ટ અવધાન નંદિવિજયે કરતાં તેને 'ખુશ-ફહમ' (સુમતિ) નામનું બિરૂદ આપ્યું. (સં. ૧૬૫૦) ઈશ્વરને જૈનો માનતા નથી એવું અકબરને સમજાવતાં એ સંબંધીનો વાદ ભર સભામાં બ્રાહ્મણો સમક્ષ કર્યો ને 'ઇશ્વરસિદ્ધિ' કરી બ્રાહ્મણોને ચૂપ કર્યા. એકદા સૂરિએ અકબર પાસે ૭ કાર્યોની ઉપયોગતા સમજાવી ૧ ગાય, ૨ બળદ. ૩. ભેંસ, ૪. પાડાની હિંસા યોગ્ય નથી, ૫. મરણ પામેલાનું દ્રવ્ય સરકાર લે છે તે, તથા ૬. બંદિવાનોને પકડવા એ પ્રતિષ્ટાવાળું નથી આથી આ ૭ બાબત આખા દેશમાં બંધ કરવાનું ફરમાન આખા દેશમાં શાહે મોકલી આપ્યું. આમ ઘણા લાભ થતા સૂરિએ લાહોરમાં બે ચોમાસા કર્યા. (વિજય પ્રશસ્તિ સર્ગ ૧૨. બુ. ૨ નં. ૧૧૨૧ ના સં. ૧૬૬૧ ના વિજયસેનસૂરિના પ્રતિષ્ઠા લેખમાં પોતાને માટે વિશેષણ 'પાતિશાહિ શ્રી અકબર સભાસમક્ષ જિતવાદિવૃંદ,-ગોબલીવર્દ મહિષ મહિષીવધ નિવૃત્તિ સ્ફુરન્માનકારક ભટ્ટારક' મૂકેલ છે.)[13]

(૫૫) વિજયસેનસૂરિએ અકબરને પ્રસન્ન કર્યા, ભાનુચંદ્રના ઉપાધ્યાર પરનો નન્દિવિધિ કર્યો તે મહોત્સવમાં શેખ અબલફજે ૬૦૦ રૂપીઆ અશ્વદાન પૂર્વક યાચકોને આપ્યા (હીર સૌભાગ્ય સર્ગ ૧૪ શ્લોક ૨૯૨) વિજય-

---

જીવહિંસાનો નિષેધ 'હિંદુઓને' ખુશ કરવા માટે કરવામાં આવ્યો. આનું ફરમાન આખા રાજ્યમાં વ્યાપ્ત કરવામાં આવ્યું અને જે કોઈ તેની વિરૂદ્ધ વર્તે-તો તેને ગર્દન મારવાની શિક્ષા અપાતી હતી." આમાં 'હિંદુઓ' શબ્દ છે તેથી જૈન સમજવા કારણ કે જૈન લોકજ આ વાતનો (જીવ વધનો) નિષેધ કરાવવામાં સદા પ્રયત્ન કર્યા કરે છે, તેઓ હમણાં પણ ભારતીય રાજા મહારાજાઓ વિગેરે પાસે હજારો અરજી મોકલે છે ને તે માટે ઘણો ખર્ચ કરે છે. આનું વર્ષ ભાષાંતરકાર ૯૯૧ હીઝરી મૂકે છે માટે કૌસમાં તેણે મૂકેલ છે તે બરાબર નથી તે વર્ષ ૯૯૬ હીઝરી જોઇએ વળી આઈને અકબરી ૩, ૩૬૧ માં લખેલું છે કે 'રવિવારે તથા તહેવારોના દિવસે પશુની હત્યા નહિ કરવાના ખાસ હુકમો પણ બહાર પાડવામાં આવ્યા હતા'

(૧૩) હી. ૯૯૯ (સન ૧૫૯૦) માં બળદ, ભેંસ, બકરાં, ઘોડા અને ઊંટના માંસનો નિષેધ કરવામાં આવ્યો (બદાઉનિ પૃ. ૩૭૫)

ત્યાં માછલાંનો થતો વધ બંધ કર્યો હવેથી કદિપણ શિકાર નહિ કરૂં એવી શાહે પ્રતિજ્ઞા લીધી [11] સર્વ પશુ પ્રાણી મારા રાજ્યમાં મારી સમાન સુખપૂર્વક રહે એવું કરીશ એમ જણાવ્યું નવરોજ નામના પર્વને દિને 'અમારિ' નું પ્રદાન કર્યું તે અવસરે હીરવિજયસૂરિને 'જગદ્‌ગુરૂ' એ નામનું બિરૂદ આપ્યુ (સં ૧૬૪૦) અ. વખને બંદીવાનોને છોડી મૂકયા, સૂરિસચિવ ધનવિજયને સાથે લઈ જઇ ડામરતળાવે જઈ ત્યાંનાં પાંજરામાં પૂરેલ. પક્ષિઓને મુક્ત કર્યા (આ ધનવિજયે સૂરિ સાથે રહીને મેડતામા જૈનવિહારોને મ્લેચ્છ-કરથી મુક્ત કરાવ્યા અને વાજા અગાઉ બંધ થયાં હતા તે વગાડવા ચાલુ કરાવ્યાં) જૈન સાહિત્યનો ઈતિહાસ પૃ ૫૪૭

(૫૩) હીરવિજયસૂરિએ પછી રોહસરોતરા માર્ગે વિહાર કરી પાટણમાં આવી ચોમાસુ કર્યું (સં ૧૬૪૫) આ દરમ્યાન શાંતિચંદ્ર ઉપાધ્યાય કે જેઓ સૂરિની આજ્ઞાથી બાદશાહ પસે રહી તેની પ્રશસ્તિ રૂપે રચેલ 'કૃપારસ કોશ' નામનું કાવ્ય સંભળાવતા હતા, તેમણે આચાર્યને મળ વાની ઈચ્છા થતાં પોતાને સ્થાને ભાનુચંદ્ર વિબુધને રાખીને જવાની રજા બાદશાહ પાસે માગી, ત્યારે બાદશાહે પોતાના તરફથી સૂરિને ભેટ કરવા અર્થે જજીયા નામનો હજુ પણ ગુજરાતમાં કર લેવાતો તે કાઢી નાંખનારૂં ફરમાન સમુદ્રાંકિત આપ્યું : વિશેષમાં દયાળુ થઈ અમારિ માટે અગાઉ પર્યુષણાદિ બાર દિવસે સૂરિના ઉપદેશે સર્વ દેશમાં જાહેર કર્યા હતા તેમા બીજા દિવસો ઉમેર્યા કે —પ્રવેં રવિવારે, સોફીયાન દિવસો— સૂફી લોકોના દિવસો, ઈદના દિનો, સંક્રાતિની સર્વ તિથિઓ, પોતાનો જન્મ જે માસમા થયો તે આખો માસ, મિહિરના દિવસો, નવરોજના દિનો, પોતાના (ત્રણ) પુત્રેના જન્મ માસો, રજબ (મોહરમ) મહિનાના રોજ એટલે કુલ મળી એક વર્ષમા છ માસ ને છ દિન થયા તેમા કોઈ પણ જીવની હિંસા કોઇ પણ ન કરે એવા હુકમ બાદશાહે કાઢયા આ હીરવિજયસૂરિ આદિના ઉપદેશનું પરિણામ[12] (જૈન સાહિત્યનો ઇતિહાસ પૃ ૫૪૯)

---

૧૧ અકબરની કહેવતે-વચનો આઇને અકબરી જે છે તેમાની લીધી નીચે લખી છે,-
'રાજાનો નિયમાકૂલ યદ્યાપિ શિકાર ખેલવો બુરો નથી તથાપિ પહેલા જીવરક્ષાનો ખ્યાલ રાખવો ઘણો જ આવશ્યક છે'

૧૨ અકબરે મહિનાઓ સુધી જીવવધ બંધ કરવા નો હુકમ કર્યો હતો એ વાત બદાઉની નામનો કટ્ટર મુસ્લિમ ઇતિહાસ લેખક જણાવે છે કે:-

'આ દિનોમાં (૯૯૧ હી-સન ૧૫૮૩) નવા હુકમ કરવામાં આવ્યા કેટલાક દિવસોમાં જેવાકે રવિવાર સૂર્યનો દિન હોવાથી સર્વ રવિવારના દિવસોમાં ફરવરદિન માસના પ્રથમના ૧૮ દિનોમાં, અબેનમાસ કે જેમાં બાદશાહનો જન્મ થયો હતો તે આખા માસમાં

સન્માનીત થયા. ઉપાધ્યાય ભાનુચંદ્રે અકબર પાસે સંસ્કૃતમાં 'સૂર્ય સહસ્રનામ' બોલતા એટલે અકબર તેના મુખેથી દર રવિવારે સૂર્યનાં સહસ્ર નામો શ્રવણ કરતો[૧૬] સિદ્ધિચંદ્રે પણ બાદશાહને રંજિત કરેલ અને બાદશાહે પછી સિદ્ધાચલ પર મંદિરો બંધાવવાનો જે નિષેધ કર્યો હતો તે તેની પાસેથી દૂર કરાવ્યો હતો, યાવની એટલે ફારસી ભાષાના ઘણા ગ્રંથો પ્રતિભા ગુણથી અધિક જાણીને બાદશાહને ભણાવ્યા હતા, વળી સિદ્ધિચંદ્ર શાંતિચંદ્ર સમાન શતાવધાની પણ હતા, ને તેના પ્રયોગ જોઈ તેમને પણ બાદશાહે 'ખુશફહેમ ' ની માનપ્રદ પદવી આપી હતી, એકવાર બાદશાહે બહુ સ્નેહથી, એમનો હાથ પકડીને કહ્યું 'હું આપને પાંચ હજાર ઘોડાના મનસબવાળી મોટી પદવી અને જાગીર આપું છું તેનો સ્વીકાર કરીને તમે રાજા બનો અને આ સાધુવેષનો ત્યાગ કરો, એ પોતે બહુ સુંદર રૂપવાળા હતા ષટ્શાસ્ત્રોના જ્ઞાતા. સ્વગુરૂના અતિ ભક્ત હતા. ( જૈ. સા. ઇ. પૃ ૫૫૪ )

(૫૮) આવી રીતે હીરવિજયસૂરિ પોતે તેમજ તેમના ઉપર્યુક્ત શિષ્ય પ્રશિષ્યોએ તેમજ ખરતર ગચ્છના જિનચંદ્રસૂરિઆદિએ સમ્રાટ્ અકબર –પર ધીમે ધીમે ઉત્તરોત્તર વિશેષ પ્રમાણમાં પ્રભાવ પાડી તેને જીવદયાના પૂરા રંગવાળો કર્યો હતો તેમાં કિંચિત્તમાત્ર શક નથી એ વાતની સાક્ષી તે બાદશાહે બહાર પાડેલ ફરમાનો (કે જે પૈકી કેટલાંક અત્યારે પણ મળી આવે છે તે) પરથી તેમજ અબુલફજલની આઇને અકબરી, બદાઉનીના અલબદાઉનિ, અકબર નામા વિગેરે મુસલમાન લેખકોએ લખેલા ગ્રંથો પરથી સ્પષ્ટ જણાય છે, ( જૈ. સા. ઈ. પૃ. ૫૫૬

(૫૯) સમ્રાટ અકબર એક વિચારશીલ તથા સ્વદેશહિતેષી પુરૂષ હતો, તે ઘણીવાર કહેતો કે " જ્યાં સુધી ભારતમાં અનેક જાતિઓ તથા ધર્મો રહેશે ત્યાં સુધી મારૂં મન શાંત નહિ થાય. " (આઈને ૩ પૃ. ૩૮૬) વળી 'ધર્મો ગમે તેટલા હોય અને ગમે તેટલી ભિન્નતાવાળા હોય તો પણ જો તેમને સત્યના સુદૃઢ મૂળ ઉપર પ્રતિષ્ઠિત કરવામાં આવે તો તેમની વચ્ચે એકવાકયતા કિંવા યથાયોગ્ય સંમેલન થયા વગર રહે નહિ ' ( આ. અ. ૧, પૃ. ૧૨) સર્વ ધર્મોની જાહેરમાં સમાલોચના થઇ શકે એટલા માટે ફત્તેહપુર સીક્રી ખાતે 'એબાદતખાના ' ( પ્રાર્થના ગૃહ ) ની સ્થાપના કરી હતી. ઉક્ત મંદિરમાં (સન. ૧૫૭૮ સં. ૧૬૩૫)

(૧૬) બ્રાહ્મણોની માફક સમ્રાટ્ પણ પ્રાતઃકાળે પૂર્વદિશા તરફ મુખ રાખી ઉભો રહેતો અને સૂર્યની આરાધના કરતો તેમજ તેનાં સહસ્રનામોનો પણ સંસ્કૃત ભાષામાં જ ઉચ્ચાર કરતો બદાઉનિ ૨, ૩૩૨.

સેને અકબરની પરિષદ્-રાજસભામાં ૩૬૬ બ્રાહ્મણવાદીઓને જીત્યા તેથી અકબરે તેમને 'સવાઈ વિજયસેનસૂરિ' (હીરસૂરિથી પણ ચડયા એ બતાવતું) બિરૂદ આપ્યું, આ જાણી હીરસૂરિ આનંદ પામ્યા. (હીર સૌભાગ્ય સર્ગ ૧૪) હીરસૂરિના સ્વર્ગવાસ પહેલાં અકબરે ઉપરનું ૭ બાબતનું ફરમાન વિજયસેનસૂરિને આપી તેમને સૂરિ પાસે જવા મોકલ્યા હતા. (હી સૌ ૧૭,૨૦૦)

(૫૬) શાંતિચંદ્રે અકબરના ગુણગ્રામ કરનારૂં 'કૃપારકોશ' નામનું કાવ્ય રચી તેને હંમેશા સભળાવી તે બાદશાહના પર ભારે અસર કરી હતી અને તે એટલે સુધી કે જીવદયાનાં જજીયા આદિ કર કાઢી નાંખવાનાં તેણે જે જે સત્ કાર્યો કર્યાં તે એને આભારી છે એમ તે કાવ્યમાં મૂકેલા છેલ્લાં બે શ્લોકથી જણાવ્યું છે [૧૪], તેમની કારકીર્દિ જાણવા જેવી છે -તેઓ વિદ્વાન સાથે વાદવિવાદ કુશલ પણ હતા ઈડરગઢના મહારાય શ્રી નારાયણ (બીજા)ની સભામાં (સં ૧૬૩૩ પછી) ત્યાંના દિગંમ્બર ભટ્ટારક વાદિભૂષણ (બુ ૧, નં ૧૪૫૧ લેખ સંવત્ ૧૬૬૦) સાથે વિવાદ કરી તેમને પરાસ્ત કરેલ હતા વાગડદેશના ઘાટશિલ નગરમાં ત્યાંના અધિપતિ અને જોધપુરના મહારાજ શ્રી મલ્લદેવ (સં ૧૫૮૮ -૧૬૧૯) ના ભત્રીજા રાજા સહસમલ્લની સનમુખ ગુણચંદ્ર નામના દિગમ્બરાચાર્યને પણ જીત્યા હતા [૧૫] આ રીતે શાસ્ત્રાર્થમાં કુશલતા તેમજ શતાવધાનાદિથી અનેક નૃપતિઓના સદ્ભાવ પ્રાપ્ત કર્યો હતો. (જૈન સા. નો ઇતિહાસ પૃ ૫૫૩)

(૫૭) શાંતિચંદ્ર અકબરની રજા લઈ ગયા ને તેના દરબારમાં ભાનુચંદ્ર અને સિદ્ધિચંદ્ર એ બે ગુરૂશિષ્ય રહ્યા તે પણ તેમની માફક બાદશાહથી

(૧૪) તેના ૧૨૬-૭ પદ્યમાં સ્પષ્ટ લખ્યું છે કે "આ બાદશાહે જજીયાનો કર માફ કર્યો, ઉદ્ધત મોગલોથી મંદિરોને જે મુક્તિ કેદમાં પડેલા કેદીઓ બંધન રહિત થયા, સાધારણ રાજગણે પણ મુનિઓનો સત્કાર કરવા લાગ્યો, એક વર્ષમાં ૭ માસ સુધી જીવોને જે અભયદાન મળ્યું અને વિશેષે માર, ભેંસ, બળદ અને પાડા આદિ—સુરભીસમુહ (કસાઈની છરીથી) નિર્ભય થયોઇત્યાદિ (જૈન) શાસનની સમુન્નતિનાં કારણોમાં આ ગ્રંથ જ પરમ નિમિત્ત થયો છે"

(૧૫) શાંતિચંદ્રના શિષ્ય લાલચંદે શબ્દરૂપ વાકયની અંતે પ્રશસ્તિ લખી છે તેમાં જણાવ્યું છે, તેમના બીજા શિષ્ય અમરચંદે સં ૧૪૬૮માં રચેલ કુલધ્વજરાસની પ્રશસ્તિમાં પણ સ્વગુરૂ વિષે નિચેની એક વાત જણાવી છે કે—

રાય નારાયણ રાજસભાઇ, ઈડર નયર મઝારિરે

વાદિભૂષણ દિગપટ જીતી, પામ્યો, જયજયકારરે. (જૈ ગુ કવિઓ ૪ ભાગ પૃ ૫૦૭)

સન્માનીત થયા. ઉપાધ્યાય ભાનુચંદ્રે અકબર પાસે સંસ્કૃતમાં 'સૂર્ય સહસ્રનામ' બોલતા એટલે અકબર તેના મુખેથી દર રવિવારે સૂર્યનાં સહસ્ર નામો શ્રવણ કરતો[૧૬] સિદ્ધિચંદ્રે પણ બાદશાહને રંજિત કરેલ અને બાદશાહે પછી સિદ્ધાચલ પર મંદિરો બંધાવવાનો જે નિષેધ કર્યો હતો તે તેની પાસેથી દૂર કરાવ્યો હતો, યાવની એટલે ફારસી ભાષાના ઘણા ગ્રંથો પ્રતિભા ગુણથી અધિક જાણીને બાદશાહને ભણાવ્યા હતા, વળી સિદ્ધિચંદ્ર શાંતિચંદ્ર સમાન શતાવધાની પણ હતા, ને તેના પ્રયોગ જોઈ તેમને પણ બાદશાહે 'ખુશફહેમ' ની માનપ્રદ પદવી આપી હતી, એકવાર બાદશાહે બહુ સ્નેહથી, એમનો હાથ પકડીને કહ્યું 'હું આપને પાંચ હજાર ઘોડાના મનસબવાળી મોટી પદવી અને જાગીર આપું છું તેનો સ્વીકાર કરીને તમે રાજા બનો અને આ સાધુવેષનો ત્યાગ કરો, એ પોતે બહુ સુંદર રૂપવાળા હતા ષટ્શાસ્ત્રોના જ્ઞાતા. સ્વગુરૂના અતિ ભક્ત હતા. (જૈ. સા. ઇ. પૃ ૫૫૪)

) આવી રીતે હીરવિજયસૂરિ પોતે તેમજ તેમના ઉપર્યુક્ત શિષ્ય પ્રશિષ્યોએ તેમજ ખરતર ગચ્છના જિનચંદ્રસૂરિઆદિએ સમ્રાટ્ અકબર –પર ધીમે ધીમે ઉત્તરોત્તર વિશેષ પ્રમાણમાં પ્રભાવ પાડી તેને જીવદયાના પૂરા રંગવાળો કર્યો હતો તેમાં કિંચિત્તમાત્ર શક નથી એ વાતની સાક્ષી તે બાદશાહે બહાર પાડેલ ફરમાનો (કે જે પૈકી કેટલાંક અત્યારે પણ મળી આવે છે તે) પરથી તેમજ અબુલફજલની આઈને અકબરી, બદાઉનીના અલબદાઉનિ, અકબર નામા વિગેરે મુસલમાન લેખકોએ લખેલા ગ્રંથો પરથી સ્પષ્ટ જણાય છે, ( જૈ. સા. ઈ. પૃ. ૫૫૬

:) સમ્રાટ અકબર એક વિચારશીલ તથા સ્વદેશહિતેષી પુરૂષ હતો, તે ઘણીવાર કહેતો કે "જ્યાં સુધી ભારતમાં અનેક જાતિઓ તથા ધર્મો રહેશે ત્યાં સુધી મારૂં મન શાંત નહિ થાય." (આઈને ૩ પૃ. ૩૮૬) વળી 'ધર્મો ગમે તેટલા હોય અને ગમે તેટલી ભિન્નતાવાળા હોય તો પણ જો તેમને સત્યના સુદૃઢ મૂળ ઉપર પ્રતિષ્ઠિત કરવામાં આવે તો તેમની વચ્ચે એકવાક્યતા કિંવા યથાયોગ્ય સંમેલન થયા વગર રહે નહિ' (આ. અ. ૧, પૃ. ૧૨) સર્વ ધર્મોની જાહેરમાં સમાલોચના થઇ શકે એટલા માટે ફત્તેહપુર સીક્રી ખાતે 'એબાદતખાના' (પ્રાર્થના ગૃહ) ની સ્થાપના કરી હતી. ઉક્ત મંદિરમાં (સન. ૧૫૭૮ સં. ૧૬૩૫)

(૧૬) બ્રાહ્મણોની માફક સમ્રાટ્ પણ પ્રાતઃકાળે પૂર્વદિશા તરફ મુખ રાખી ઊભો ...ો અને સૂર્યની આરાધના કરતો તેમજ તેનાં સહસ્રનામોનો પણ સંસ્કૃત ભાષામાં જ... ...ચાર કરતો બદાઉનિ ૨, ૩૩૨

ઘણા ધર્મના પ્રતિનિધિઓ ચર્ચા ચલાવતા. ' સુફી, દાર્શનિકો વક્તાઓ કાયદાશાસ્ત્રી સુન્ની, શીઆ, બ્રાહ્મણ, જતી સિઊરા, ચાર્વાક, (નાસ્તિકો) નાઝરેન (ખ્રિસ્તીઓ), જહુ, શાતૃ (યવન) ઝોરોસ્ટ્રીઅન (પારસીઓ) અને બીજાઓ અતિ ઉમદા આનંદ મેળવતા. ' ( અબુલફઝલ આઈને અકબરી પુ ૩ પ્રકરણ ૪૫ પૃ. ૩૬૫ બીવરેજનો અનુવાદ). આમાં જણાવેલ જતી અને સિઊરા ( શ્રમણો ) એ શ્વેતામ્બર જૈનો સંબંધે અચૂક વપરાયા છે જ્યારે તેનો અર્થ બધાએ ' બૌદ્ધો ' કરેલ છે તે તદ્દન ખોટું છે, કદિ પણ બૌદ્ધોએ આવી ચર્ચા કરી નથી, બૌદ્ધ પંડિતો હિંદમાં તે સમયે હતા જ નહિ, (વિન્સેંટ સ્મિથ).

(૧૦) અકબરનો ધર્મ Eclectic હતો. કારણ કે તે સત્યનો સહૃદય શોધક હતો. જ્યાંથી મળે ત્યાંથી તે સત્ય સ્વીકારતો. જૈન ધર્મમાંથી તેણે પ્રાણીઓના વધનો ત્યાગ જીવતાં પ્રાણીઓ પ્રત્યે દયા. માંસાહારથી[૧૭] અમુક અંશે અલગ રહેવું, પુનર્જન્મની માન્યતા અને કર્મનો સિદ્ધાંત–એ વસ્તુઓ સ્વીકારી અને તે જૈન ધર્મ પર તેનાં તીર્થોને તેના અનુયાયીઓને સોંપીને તથા તેના વિદ્વાન પંડિતોને માન આપી કૃપા બતાવી. ( જૈ. સા. ઈ, પૃ. ૫૫૭ )

(૧૧) આઈને અકબરી (પુ ૧ પૃ ૫૩૮ અને ૫૪૭) માં આપેલ અકબરના દરબારના વિદ્વાનોની ટીપ પર દૃષ્ટિ ફેંકતાં આપણને ત્રણ નામો–હારિજીસુર, બિજઈસેનસુર અને ભાનચંદ મળી આવે છે આ ત્રણ નામો આપણે તુરત જ ઓળખીને કહી શકીએ કે તે હીરવિજયસૂરિ, વિજયસેનસૂરિ અને ભાનુચંદ ઉપાધ્યાયનાં નામો અકબરના દરબારના વિદ્વાનો પાંચ વર્ગમાં વિભક્ત કર્યા હતા ( કે જે બધાની સંખ્યા ૧૪૦ ની હતી).

" સમ્રાટ કે જે પોતે ભૌતિક અને અધિભૌતિક જગતનો નાયક અને બહારની

(૧૭) માંસાહાર–પહેલાં અકબર કરતો, પણ ધીમે ધીમે તેણે તજી દીધો હતો ને વનસ્પતિ આહાર કરતો. તેણે જણાવ્યું છે કે ' (૧) મનુષ્ય પોતાના ઉદરમાં પશુઓની કબર કરે અર્થાત્ પશુઓને મારી ખાય તે ઉચિત નથી. (૨) મારા જીવનના પ્રારંભમાં જ્યારે મારે માટે કદિ માંસ બનતું ત્યારે મને સારું લાગતું. તેમાં મને કંઈ સ્વાદ જ્હોતો આવતો, અને તેથી મેં તે ખાવાની પરવા ઘણી ઓછી કરી હતી. અને માલમ પડ્યું કે જીવહિંસાને રોકવી ઘણી જરૂરી છે અને તેથી મેં માંસ ખાવું છોડી દીધું (૩) લોકોએ દર વર્ષે મારા રાજ્યાભિષેકના દિને માંસ ખાવું ન ઘટે (૩) કસાઈ, મચ્છીમાર અને એવા ધંધાવાળા–માંરી માંસ વેચનારાઓને અલગ મહોલ્લા ગણવા કે બીજા સાથે ભેળભેળા ન કરે કરે તો સજા કરવી. (આઈને અકબરી ૧, પ. પૃ ૩૩૦–૪૦૦)

તેમજ આંતરિક જગત્ ઉપર સર્વભૌમ સત્તા ચલાવે છે તે પણ ખાસ લક્ષમાં લેવા યોગ્ય પાંચ પ્રકારના સંતોને માન આપે છે. પ્રથમ વર્ગના પોતાના સીતકરા ના પ્રકાશમાં બાહ્ય તેમજ અંદરની વસ્તુઓના ગુપ્ત ભેદો—રહસ્યો જોઈ શકે છે અને પોતાની સમજ તથા પોતાની દ્રષ્ટિવિશાળતા વડે વિચારનાં બંને રાજ્યો-પ્રદેશો પૂર્ણરીતે જાણી શકે છે. ( આઈને અકબરી પુ. ૧, પૃ. ૫૩૭ ).

(૬૨) હીરવિજયસૂરિને આ પહેલા વર્ગમાં મૂકવામાં આવ્યા છે અને ઉક્ત બીજા બે ( વિજયસેન અને ભાનુચંદ્ર ) ને પાંચમા વર્ગમાં મૂકેલ છે ' ( કે જે વર્ગ નકલ ( પુરાવા ) પર આધાર રાખતા વિજ્ઞાનોને સમજનારા છે. )

(૬૩) 'અકબરે ઘણી જીતો મેળવી અને હવે કોઇ શત્રુ બાકી નહોતો રહ્યો કે જેને જીતવાનું રહે.' ( બદાઉની ) તેથી તેનું મન ધાર્મીક પ્રશ્નોમાં ખેંચાયું. ચુસ્ત મુસલમાન ન હોવાથી તે એમ માનતો કે સર્વે ધર્મોમાં એવી ઘણી ચીજો જાણવાની છે અને એવા ઘણા વિદ્વાનો છે કે જેમની પાસેથી શિખવાનું છે. તે પોતાના દરબારમાં દેશના શ્રેષ્ઠ વિદ્વાનોને આમંત્રતો અને તેમની પાસે ધાર્મીક પ્રશ્નોની ચર્ચા કરાવતો ( અનુદાર ) બદાનીઉ લખે છે કેઃ—

"સમ્રાટે ઈસ્લામ ધર્મનો પરિત્યાગ કર્યો હતો તેમાં અનેક કારણો હતાં. મુખ્ય એ હતું કે જુદા જુદા દેશોમાં જુદા જુદા ધર્મવાળા ઘણી સંખ્યામાં વિદ્વાનો સમ્રાટના દરબારમાં છુટથી આવજા કરી શકતા, અને સમ્રાટ સાથે પ્રત્યક્ષ વાર્તાલાપ સહૃદયતાપૂર્વક કરી શકતા. રાતદિન ધર્મ સંબંધી વિચાર કર્યા કરવા અને તેનું યથાર્થ મુળ શોધી કાઢવું તે સિવાય તે બીજા કોઈ કાર્ય પ્રત્યે મુદ્દલ લક્ષજ આપતો નહોતો...સમ્રાટ દરેક પાસેથી ખાસ કરીને જે બીન-મુસ્લિમ હોય તેઓના મતો સંઘરતો. જે જે વાત તેને પ્રીતિકર થતી તે તેનો સ્વીકાર કરતો, અને જે વાત તેના સ્વભાવથી વિરૂદ્ધ અને પોતાની ઇચ્છાથી વિરોધી લાગતી તેને રદ કરતો. આ પ્રમાણે કેટલાક પ્રાથમિક મુળ સિદ્ધાંતોના પાયા પર થએલી શ્રદ્ધા તેના હૃદયની આરસીપર અંકિત થતી અને સમ્રાટપર જ સર્વ અસરો દઢપણે થઇ તેના પરિણામે તેના હૃદયમાં શિલાપર કરેલા રેખાદર્શનની જેમ ધીમે ધીમે એવી પ્રતીતિ થઇ કે સઘળા ધાર્મિક સંપ્રદાયોમાં સુજ્ઞ-વિદ્વાન્ મનુષ્યો હોય છે જ અને સર્વ પ્રજાઓમાં જબરા વિચારકો અને આશ્ચર્યકારી શક્તિઓવાળા મનુષ્યો હોય છે જ.

"વિશેષમાં સમ્રાટ અન્ય સમ્પ્રદાયના વિદ્વાનો કરતાં સુમુનિઓ ( શ્રમણો- જૈન મુનિઓ ) અને બ્રાહ્મણો તેની સાથે એકાંતમાં બેસી વિશેષતાર વાર્તાલાપ-મેળાપ કરી શકતા તેઓ પોતાનાં ધર્મતત્વ અને નીતિશાસ્ત્રોમાં અને શારીરિક તથા ધાર્મિક વિજ્ઞાનોમાં બીજા ( ધર્મના ) વિદ્વાનોથી ચડી જાય છે અને ભવિષ્યના જ્ઞાનમાં આત્મિક શક્તિમાં અને મનુષ્ય તરીકેની પૂર્ણતામાં ઘણી ઉંચી કક્ષાએ પહોંચેલા હોય છે. તેથી તેઓ પોતાના- અભિપ્રાયને પ્રમાણિક ઠરાવતા તથા અન્ય ધર્મોના દોષો સિદ્ધ કરવા યુક્તિ અને પ્રમાણ ઉપર રચાયેલ સાબીતીઓ રજુ

કરતા અને પોતાના (ધર્મના) સિદ્ધાંતોને એવી રીતે તે દ્દનાથી તેનામા ઇસારવા અને એવી બધી બુદ્ધિમત્તાથી ધ્યાનમા લીધા વગર ભુક્યો નહિ એવી તદ્દન સ્વતંત્ર જણાય એવી રીતે વાતોને દાખવતા કે કોઈપણ મનુષ્ય પોતાની શકાઓ જાહેર કરી સમ્રાટના હૃદયમાં સહેજ ઉત્પન્ન કરી શકતો નહતો પછી-અને પર્વતના ચુર થઈ ધુળ થાય મા આકાશમાં ચી ગ્રો પડી જાય.

આથી સમ્રાટે ઇસ્લામ ધર્મના પુનરુદ્ભવ સબધીના ખ્યાલો કયામતના દિવસ અને તેને લગતી વિગતો તેમજ અમારા પયગમ્બરની દતકથા પર રચાએલા બધા હુકમોમાં શ્રદ્ધા કાઢી નાખી ખાસ કરીને આત્માઓના પુનર્જન્મના સિદ્ધાંતે તેના ચિત્તમાં દૃઢ મુળ નાખ્યું, અને તેણે એ કહેવત સ્વીકારી કે 'એવો કોઈ પણ ધર્મ નથી કે જેમા પુનર્જન્મના સિદ્ધાંતે ઉડા મુળ ઘાલ્યા ન હોય અલ-બદાઉનિ ૨ ૨૬૩-૨૬૪

ઉપરના લખાણથી એ સ્પષ્ટ છે કે સમ્રાટ સત્યનો જબરો શોધક હતો તેણે પોતાના અધિકારીઓ પાસેથી હીરવિજયસૂરિનાં તદ્દન સતશીલ ચારિત્ર અને બીજા શ્રેષ્ઠ સદ્ગુણોની વાત સાભળીને પોતાની પાસે બોલાવ્યા હતા[૧૮] (જૈ સા. ઇ પૃ ૫૫૮)

(૬૪) ભાનુચદ્રજી બાદશાહ કાશ્મીર ગયા ત્યારે ત્યા ગયા. ત્યાના રાજા જયનલે બધાવેલ જયનલલકા નામના ૪૦ કોશના સરોવર ઉપર તેમણે બાદશાહને અરજી કરી કે શેત્રુજય તીર્થમા યાત્રાળુ પરનો લેવાતો કર માફ કરવો એટલે તે પવિત્ર પર્વતને કરથી મુક્ત કરી હીરવિજયસૂરિને અર્પણ કરી દીધાનું ફરમાન બાદશાહે પોતાની મહોરવાળુ કરી સૂરિ પ્રત્યે મોકલી આપ્યું (પૃ ૫૫૦)

(૬૫) સ ૧૬૩૫ માઈબાદતખાનામા જૈનો આવી ચર્ચા કરતા અને ભાનુચદ્ર ઉપાધ્યાય પ્રાય અકબરના મરણ સુધી (સ ૧૬૬૧) તેના દરબારમા રહ્યા હતા અગર સ ૧૬૩૮ થી ૧૬૬૦ તો અવશ્ય અકબરનો જૈનો સાથેનો સહવાસ-પરિચય આ રીતે ઓછામા ઓછ વીસ વર્ષ કરતા વધું ચાલ્યો બધા ધર્મો પૈકી જૈન અને જરથોસ્તી ધર્મ એ એની અસર અકબરના મન પર ઘણી થઈ હતી (વિસ્મિથ.) સૂર્યના નામ ગણવા અમારિના દિવસોમા પારસીના તહેવારો નવરોઝ દિ મુકવા એ જરથોસ્તી ધર્મની અસર છે સ ૧૬૩૬ મા દીનેઇલાહી (ઇશ્વરનો ધર્મ) નામનો નવો ધર્મ પ્રચલિત કરી તેમા વિવિધ ધર્મોના રહસ્યો સમજી લઈ તેની પસદ પડતી વિધિઓ અને સિદ્ધાંતો પોતાના ધર્મમા આમેજ કર્યે જતો હતો. માત્ર ૫-૬ વર્ષમાજ ઇસ્લામ ધર્મનું નામ નિશાન પણ ભુસાઈ ગયુ હતું અને સર્વત્ર એક પ્રકારનુ વિચિત્ર દૃશ્યજ નજરે પડતું હતું

(૧૮) જુઓ જૈન સ સતનો વીરાત્ ૨૪૩૭ નો દીવાળીનો ખાસ અક

(બદાઉનિ ૨. ૨૬૨ ) અકબરે ઘણે અંશે કીધેલો અહિંસાનો સ્વીકાર તે સંબંધી તેનાં ફરમાનોએ હીરવિજયસૂરિ અને તેમના શિષ્યો આદિ શ્વેતાંમ્બર જૈનોના પ્રયાસને આભારી છે. દિગમ્બરી જૈન પંડિત એક પણ અકબરને મળેલ નથી. તેથી અબુલફઝલે જે જૈન ધર્મ સંબંધી લખ્યું છે તે શ્વેતાંમ્બરોના પરિચયથી લખ્યું છે. ને દિગમ્બર વિલક્ષણતાઓનું વર્ણન અંધકારમાં રહીને જ્ઞાનવગર લખેલ છે. એમ પોતે જ જણાવે છે. ( આઇને અકબરી જેરેટનો અનુવાદ વોલ્યુમ ૩ પૃ ૨૧૦. )

(૧૬) કેટલાક હિંદુ રાજાઓ અકબરના બળને સાંભળી પોતાના રાજ્યને બચાવવા સ્વપુત્રીના સમુદાયને ઘણી વિનંતિ કરી આપે છે. કેટલાક શશિકાંતાદિકજવાહિર મૂકીને તેના પગે પડે છે. અને કેટલાક તેના અનુયાયી થાય છે. પરંતુ આ સર્વે અકબરના સેવકો છે. (એક મેદપાટનો પતિ સમસ્ત હિંદુના કળશરૂપ પ્રતાપસિંહ અણનમ છે. )

(૧૭) મહારાણા પ્રતાપસિંહે ઉદયપુરના ઇતિહાસમાં અકબર બાદશાહને સિસોદિયા વંશની પુત્રી કે તેના પુત્રાદિકને નહિ આપી અણનમ રહી લડાઇ લડીને ગિરિવાસ સેવીને પોતાનો ઉજ્જવલ પ્રતાપ બતાવતું ગૌરવશાળી સ્થાન અવિચળ રાખ્યું છે. તેનો પ્રધાનમંત્રી પ્રસિદ્ધ ભામાશાહ જૈન ઓસવાલ હતો. તેણે રાણાના સુખદુઃખમાં ભારે આત્મભોગ સાથે સાથ આપ્યો હતો. રાણાના સ્વર્ગવાસ પછી ગાદીપર આવેલ રાણા અમરસિંહના પહેલાં ત્રણ વર્ષ સુધી પ્રધાનપદે રહી સં. ૧૬૫૬માં ભામાશાહનો સ્વર્ગવાસ થયો. ત્યાર પછી તેના પુત્ર જીવાશાહને પ્રધાનપદ મળતાં તેણે પોતાના પિતાની લખેલી વહી અનુસાર જુદે જુદે સ્થળેથી ખજાનો કાઢી રાજ્યનું ખર્ચ ચલાવ્યા કર્યું. જહાંગીર બાદશાહ સાથે સુલેહ થતાં કુંવર કર્ણસિંહ બાદશાહ પાસે અજમેર ગયો ત્યારે રાજભક્ત પ્રધાન જીવાશાહ તેની સાથે હતો. તેનો દેહાન્ત થતાં મહારાણા કર્ણસિંહે તેના પુત્ર અક્ષયરાજને મંત્રી તરીકે નીમ્યો. આ પ્રકારે ત્રણ પેઢી સુધી સ્વામીભક્ત ભામાશાહના કુટુંબમાં પ્રધાનપદ રહ્યું,[૧૯] ( ઓઝાજીકૃત રા. ઈતિહાસ તીસરાખંડ પૃ. ૭૮૭ )

(૧૯) આ કુટુંબના સર્વ પુરુષ રાજ્ય શુભચિંતક રહ્યા. ભામાશાહની હવેલી ચિત્તોડમાં તોપખાનાના મકાનની સામેની કવાયતના મેદાનના પશ્ચિમ કિનારાની મધ્યમાં હતી. કે જેને મહારાણા સજ્જનસિંહે કવાયતનું મેદાન તૈયાર કરાવતાં તોડાવી નાખી, ભામાશાહનું નામ મેવાડમાં એટલું બધું પ્રસિદ્ધ છે કે જેવું ગૂજરાતમાં વસ્તુપાલ તેજપાલનું છે. તેના વંશમાં હાલમાં કોઇ પ્રસિદ્ધ પુરુષ નથી રહ્યો, તો પણ તેના મુખ્ય વંશધરની એ પ્રતિષ્ઠા ચાલી આવી હતી કે જ્યારે મહાજનોમાં સમસ્ત જાતિ સમુદાયનું ભોજન વગેરે થતું ત્યારે

(૬૮) એમ કહેવાય છે કે આ ભામાશાહનો ભાઈ તારાચંદ ગોડવાડની હાકેમી મળતાં સાદડીમાં રહી લુંકા પક્ષમાં ગયો ને જો કે સાથે મુર્તિપૂજા સાચવી રાખી. પરંતુ મુર્તિપૂજામાં પુષ્પાદિથી થતી પૂજામાં અનુચિત હિંસા છે એમ જણાવી પોતાની સત્તાથી અનેકને લુંકાગચ્છમાં લાવી જે ન ભળ્યા તેવા મુર્તિપૂજકો ઉપર ઘણા જુલ્મ કર્યા, તેના મરણ બાદ સાદડીમાં વાવ છે, ત્યાં તેની તથા તેની સ્ત્રી આદિની મુર્તિની પ્રતિષ્ઠા સં ૧૬૪૮ વૈશાખ વદ ૯ કરાવાઈ છે, ને ત્યાં હજુ સુધી લુંકાવાળા તે મુર્તિઓની કેશરચંદનાદિથી પૂજા કરે છે ( શ્રી જૈન શ્વે. મુર્તિપૂજક-ગોડવાડ ઓર સાદડી–લુંકા મતિઓ કે મતભેદ કા દિગ્દર્શન નામની ચોપડી શ્રી રત્નપ્રભાકર જ્ઞાન પુષ્પમાલા પુષ્પ નં. ૯ મુ જુઓ ઓઝાજીનો રા. ઈ ખંડ ૩ પૃ ૭૪૩; સરસ્વતી પુ ૧૮ પૃ ૯૭. )

(૬૯ ઉદયપુરના મહારાણા જગત્‌સિંહ ( રાજ્ય સં ૧૬૮૪ થી સં ૧૭૦૯ ) પર વિજયદેવે અને તેમના શિષ્ય વિજયસિંહસૂરિએ ભારે પ્રભાવ પાડયો હતો. વિજયદેવના ઉપદેશથી તે રાણાશ્રીએ વરકાણા તીર્થમાં પોષ દશમીના દિને આવતા યાત્રાળુઓ પાસેથી મુંડકુ લેવામાં આવતું તે બંધ કર્યું તેનો શિલાલેખ તે મંદિરમાં કરવામાં આવ્યો ( હજુ પણ તે પથ્થર મોજુદ છે. ) તેમ તામ્રપત્ર પણ કરી આપ્યું હતું પછી રાણાએ પોતાના પ્રધાન ઝાલા કલ્યાણજી દ્વારા મોકલેલ આમંત્રણથી તેમણે ઉદયપુરમાં ચોમાસું કર્યું અને ઉપદેશ કરતાં રાણાએ–(૧) પીંછોલા અને ઉદયસાગર એ બે તળાવોમાં માછલાં પકડવા જાળો નાખવા દેવી નહિ (૨) પોતાના રાજ્યાભિષેક દિન–ગુરુવારે અમારી પળાવવી–કોઈ જીવ મારે નહિ (૩) પોતાના જન્મમાસ–ભાદ્રપદ માસમાં હિંસાનું નિવારણ કરવું–કોઈ જીવહિંસા કરે નહિ (૪) મચિન્દ નામના દુર્ગમાં કુંભલવિહાર–કુંભારાણાએ કરાવેલ જૈન ચૈત્યનો ઉદ્ધાર કરવો–આ ચાર બાબતો સ્વીકારી હતી. (જૈન સા. ઇ પૃ ૫૧૭ )

(૭૦) અકબરના સમયમાં રાજપૂતાના (મારવાડના બીકાનેરમાં) કર્મચંદ્ર મંત્રી કરીને ઓસવાલ વણિક જ્ઞાતિમાં શૂરવીર, બુદ્ધિશાળી દાની પુરુષ થયો તે ચુસ્ત જૈન અને કુશળ રાજદ્વારી નરપુંગવ હતો તેની કીર્તિ આખા રાજપૂતાનામાં અને મોગલ સામ્રાજ્યમાં ઘણીજ પ્રસરેલી હતી. તેનું કુલ પ્રાચીનકાળથી ઘણું પ્રખ્યાત અને ગૌરવશાળી હતું ( જૈ સા. પૃ ૫૭૧ )

---

તેને તિલક કરવામાં આવતું પાછળથી આ પ્રથા બંધ થઈ હતી ને મહારાણા સ્વરૂપસિંહે સ. ૧૯૧૨ ના ફાગણમાંથી પુનઃચાલુ કરી. તે બાબતનું વળી પાલન ન થયું ત્યારે હમણાંજ સ્વર્ગસ્થ થયેલ મહારાણાએ સં. ૧૯૫૨માં ફરી આજ્ઞા આપી ચાલુ કરી. ઓઝાજી પૃ ૭૮૬ની નોંધ

(૭૧) જય સોમકૃતસંસ્કૃત મંત્રીકર્મચંદ્ર પ્રબંધ અને જયસોમના શિષ્ય ગુણવિજયે ગૂજરાતી પદ્યમાં રચેલ તેનો અનુવાદ કે જેમાંથી નીચેની હકીકત લીધી છે. ) તેને બીકાનેરના રાયકલ્યાણે મંત્રી બનાવ્યો, તેણે શેત્રુંજય; ગીરનાર; ખંભાત, આબુની યાત્રા કરી, રાજકુમાર રાયસિંહને લઈ સેના વડે જોધપુરનું રાજ લઇ રાજના ગોખમાં રાયકલ્યાણને બેસાડી તેના પૂર્વજ નો સંકલ્પ પૂરો કર્યો. તેથી તે રાજાએ ખુશ થઈ વર માગવાનું કહેતાં મંત્રીએ માગ્યું કે આખા ચર્તુમાસ દરમ્યાન કંદોઈ, ઘાંચી; કુંભાર પોતાનો ધંધો ન કરે, વણિકો માલ નામનો રાજકર છોડી દેવો ને તેમનો માંડવીના દાણનો ચોથો ભાગ માફ કરવો તથા છાલીનો (ઉરભ્ર અજ આદિનો) કર કાઢી નાખવો. આ પ્રમાણે રાજાએ કરી આપ્યું અને વણમાગ્યાં ચાર ગામ વંશપરંપરા બક્ષિસ કર્યાં.

(૭૨) આ મંત્રીએ બાદશાહને આદેશ થતાં દિલ્હી પર હલ્લો કરવા નાગોરથી જતા ઇબ્રાહીમ મીર્જાના લશ્કરને નસાડયું–તોડયું. વળી ગુજરાતમાં પહોંચેલા મહમદ હુસેન મીર્જાની સાથે લડાઈ કરી તેને જીત્યો. સોજીત, સમીયાણા જાલોર અને આબુ દેશને પણ સર કર્યા. મોગલ સેનાએ આક્રમેલ આબુ તીર્થ પર અકબરના ફરમાનથી ત્યાંના ચૈત્યોની પુનઃ સુવ્યવસ્થા કરી. શિવપુરી–સીરોહીથી આવેલાં બંદિજનોને અન્નવસ્ત્ર આપી પોતાને ઘેર લાવી સન્માન્યા. આબુ પરના પ્રસાદને સુવર્ણદંડ ધ્વજા અને કલશથી મંડિત કર્યો. સમિયાણા સર કરતાં પકડાયેલ બંદિવાનોને છોડાવ્યા. સં ૧૬૩૫ માં પડેલા મહો દુષ્કાળમાં ૧૩ માસ શત્રુકાર ખોલી રોગગ્રસ્ત દીન અને નિર્બલજનોનું રક્ષણ કર્યું. મોગલ[૨૦] તુરસમખાને સીરોહી દેશ લુટયો ને ત્યાંથી હજાર જૈન પ્રતિમા તેમાંથી સોનું નીકળશે એમ જાણી શાહી દરબારમાં લઈ ગયો તેને સોનૈયા આપી કર્મચંદે બીકાનેરમાં આણી (આ ૧૦૮૫ અતિ પ્રાચીન પ્રતિમાઓ બીકાનેરમાં ચિંતામણીજીના મંદિરના ભોંયરામાં રાખેલી છે. તે આ ૧૯૮૭ ના વર્ષના કાર્તિક સુદ ૩ ને દિને ઉત્સવ પૂર્વક બહાર કાઢી વદી ૪ ને દિને પુનઃ ભોંયરામાં મૂકી દીધી છે. )

(૭૩) કર્મચંદ્ર વત્છરાજ (વછરાજ) નો વંશજ હોવાથી બચ્છાવત કહેવાતો. તેનું મહત્ત્વ વધારવા માટે અકબરે એવો પ્રસાદ કર્યો કે તેના–વસ્તરાજના

---

૨૦. તુરસમખાનનું નામ અમુલફજલના અકબર નામની હકીકતમાં આવે છે. પણ શ્રીયુત ઓઝા તે અકબરનામના વૃત્તાંતની ઘણી ઘણી વાતો ખોટી જાહેર કરે છે. ગમે તે હો આ પ્રબંધમાં જણાવ્યા પ્રમાણે તુરસમખાને સીરોહી લૂંટવાની વાત સત્ય છે, કારણ કે આ પ્રબંધલગભગ સમકાલીન છે.

(૭૬) જિનચંદ્રસૂરિ અને અકબર બાદશાહ એ બે વચ્ચે વાર્તાલાપ થયો, તે સૂરિએ જણાવ્યું કે દ્વારકામાં બધાં જૈન જૈનેતર દહેરાંદેવ–મંદિરોનો નવરંગખાને વિનાશ કર્યો છે. તો જિનમંદિરોની રક્ષા થવી ઘટે બાદશાહે ત્યાં ઉત્તરમાં કહ્યું કે શેત્રુંજયયાદિ સર્વ જૈન તીર્થો હું આ કર્મચંદ્ર મંત્રીને સ્વાધીન કરૂં છું. તે સબંધીનું ફરમાન પોતાની મુદ્રાથી અંકિત કરી આજમખાનને આપ્યું કે સર્વ તીર્થ કર્મચંદ્રને બક્ષેલાં છે તો તેની રક્ષા કરો, આથી શેત્રુંજય પર મ્લેચ્છોએ કરેલા ભંગનું નિવારણ થયું.

(૭૭) અકબરને કાશ્મીર જવાનું થયું તે પહેલાં તેણે મંત્રી પાસે જિનચંદ્રસૂરિને બોલાવી તેનો ધર્મલાભ લીધો અને તે વખતે તે સૂરિના પુણ્યહેતું માટે અષાઢ સુદ ૯ થી સાત દિવસ સુધી આખા સામ્રાજ્યમાં અમારિ પળે જીવહિંસા ન થાય એવું ફરમાન કાઢી તેને ૧૧ સુબામાં મોકલી આપ્યું. આ ૨૧ હુકમ સાંભળી શાહને રંજવા તાબાના રાજાઓએ પોત પોતાના દેશમાં કોઈએ ૧૫, કોઇએ ૨૦, કોઇએ ૨૫, કોઇએ એક માસ તો બે માસ સુધીની અમારિ પાળવાના હુકમ કર્યા સૂરિ લાહોર રહે પણ તેમના શિષ્ય માનસિંહને કાશ્મીર મોકલવા શાહે કહેવરાવ્યું. માનસિંહ કાશ્મીર ગયા અને તેમના કહેવાથી શાહે ત્યાંના સરોવરનાં જલચરને જીવોને હિંસાથી મૂક્ત કર્યા. શાહે કાશ્મીર સર કર્યા પછી તે લાહોર આવ્યો.

(૭૮) અકબરશાહે લાહોરમાં જિનચંદ્રસૂરિને યુગપ્રધાન પદ ને તેમના શિષ્ય માનસિંહને આચાર્યપદ આપ્યું ને નામ જિનસિંહસૂરિ રાખ્યું. (સંવત ૧૬૪૯ ના ફાગણ સુદ બીજ ) તે વખતે જયસોમને તથા રત્નનિધાનને પાઠક પદ અને ગુણવિનય તથા સમયસુંદરને વાચક પદ આપવામ આવ્યું. કર્મચંદ્ર મંત્રીની વિનંતિથી આ અવસરે બાદશાહે અમારિ ઘોષણા કરી, સ્તંભતીર્થ ( ખંભાત ) ના સમુદ્રમાં એક વર્ષ હિંસા ન થાય તેમ કર્યું અને લાહોરમાં એક દિવસ માટે સર્વ જીવની રક્ષા કરી. કર્મચંદ્રે મૂળસ્વામી રાજા રાજસિંહ પાસે જઈ તેને નમી આજ્ઞા લઈ આ મહોત્સવ અતિશય દાન પૂર્વક કર્યો. ( આ ઉપર જણાવ્યા પ્રમાણે મંત્રી કર્મચંદ્ર પ્રબંધમાંથી લીધું છે. તે મૂળ સંસ્કૃતમાં ક્ષેમશાખામાં પ્રમોદ

---

૨૧ આ ફરમાનની નકલ માટે જુઓ સરસ્વતી માસક જુન ૧૯૧૨, હીરવિજયસૂર પર લેખ, કૃપારસકોશમાં શ્રી જિનવિજયની પ્રસ્તાવના, જૈનયુગ જેઠ–શ્રાવણ ૧૯૮૬ નો અંક

વંશજોની સ્ત્રીઓના જ પગે સોનાનાં આભૂષણો પહેરી શકાય. (ત્યારથી તેમ થાય છે.) તુરસમખાને ગુર્જર વિષય (ગુજરાત) માંથી આણેલા વણિક બંદિવાનોને વમર દ્રવ્યે છોડાવ્યા સ્વધર્મી બંધુઓને અનેક પ્રકારનું દાન દઈ સંતુષ્ટ કર્યા. શેત્રુંજય અને મથુરાનાં જીર્ણ ચૈત્યોનો ઉદ્ધાર કર્યો અને કાબુલ સુધીના પ્રદેશમાં દરેક સ્થળે લ્હાણી કરી ખરતર જયસોમ ઉપાધ્યાય પાસેથી ૧૧ અંગનું શ્રવણ બીકાનેરમાં કર્યું અને લેખકો પાસે પવિત્ર આગમો લખાવરાવ્યા. ઘણું દ્રવ્ય ખરચ્યું. શેત્રુંજય અને ગિરનાર પર નવાં જિનમંદિરો કરવા ધન મોકલ્યું. ચાર પર્વ (આઠમ, ચૌદશ, પૂર્ણિમા, અમાવાસ્યા) પોતે પાળી, રાજ્યદેશથી કારૂ લોક-કુમાર આદિ પાસે પળાવી અને આખું ચતુર્માસ તે લોકો પાસે પળાવ્યું. રાજા રાજસિંહ પાસે આખા મરૂમંડલમાં વૃક્ષના છેદનનો નિષેધ કરાવ્યો. તથા સતલજ, ઠેક અને રાવી એ ત્રણ નદીઓમાં માછલાંની હિંસા બંધ કરાવી. સેના લઈ હડફામાં રહેના બલોચી (બલુચી)ઓને હરાવી તેમના બંદિઓને છોડાવ્યા. જિનમંદિરમાં સ્નાત્ર પૂજાઓ કરાવી. ફલૌધિમાં રહી ખરતર જિનદત્તસૂરિ અને જિનકુશલસૂરિના સ્તૂપ કરાવ્યા.

(૭૪) પછી પોતાના રાજાનું કલુષચિત્ત વલણ જાણી પોતે મેડતામાં વાસ કર્યો. અકબર બાદશાહનું ફરમાન કર્મચંદ્રને મોકલવાનું રાજા રાયસિંહ પર આવતાં રાજાએ મંત્રીને મોકલ્યું આથી કર્મચંદ્ર અજમેર આવી જિનદત્તસૂરિના સ્તૂપની યાત્રા કરી ત્યાંથી લાહોર આવી અકબર બાદશાહને મળ્યો, શાહે રાજાની અવકૃપા વગેરે જાણી મંત્રીને પોતાની પાસે રાખ્યો. સારો હાથી પછી શિકારી ઘોડો બક્ષી તેને ગંજાધિકારી-ભંડારી બનાવ્યો.

(૭૫) એક દિવસે અકબર બાદશાહે જિનદર્શનમાં કોણ સારા ગુરુ છે તે પૂછતાં કોઈએ ખરતર ગચ્છના આચાર્ય જિનચંદ્રસૂરિનું નામ આપ્યું. પછી તેમના શિષ્ય કર્મ ચંદ્ર છે એમ જાણી તેમને બોલાવી પોતાના પાસે સૂરિને લઈ આવવા તેને ફરમાન દીધું. આચાર્ય (ગુજરાતમાં) ખંભાતમાં હતા. તે શાહી હુકમ જોઈ અમદાવાદ-સીરોહી થઈ સુવર્ણગિરિ (જાલોર) ક્રમે આવી ત્યાં ચોમાસું કર્યું માગશર માસમાં વિહાર કરી મેડતા, નાગોર, બીકાનેર, બાપેઉ, રાજલદેશર, માલપુર, રિણપુર થઈને સરસ્વતીપત્તન (સરસા) માં આવી ફાગણ સુદ ૧૨ (બીજ) ને દિને લાહોરમાં આવ્યા બાદશાહે ગોખમાં આવી સૂરિનું સન્માન કર્યું અને તેના આગ્રહથી આચાર્યે લાહોરમાં ચતુર્માસ કર્યું. આ વખતે જયસોમ, રત્નનિધાન, ગુણવિનય અને સમયસુંદર સાથે હતા.

(૭૬) જિનચંદ્રસૂરિ અને અકબર બાદશાહ એ બે વચ્ચે વાર્તાલાપ થયો, તે સૂરિએ જણાવ્યું કે દ્વારકામાં બધાં જૈન જૈનેતર દહેરાંદેવ-મંદિરોનો નવરંગખાને વિનાશ કર્યો છે. તો જિનમંદિરોની રક્ષા થવી ઘટે બાદશાહે ત્યાં ઉત્તરમાં કહ્યું કે શેત્રુંજયયાદિ સર્વ જૈન તીર્થો હું આ કર્મચંદ્ર મંત્રીને સ્વાધીન કરૂં છું. તે સબંધીનું ફરમાન પોતાની મુદ્રાથી અંકિત કરી આજમખાનને આપ્યું કે સર્વ તીર્થ કર્મચંદ્રને બક્ષેલાં છે તો તેની રક્ષા કરો, આથી શેત્રુંજય પર મ્લેચ્છોએ કરેલા ભંગનું નિવારણ થયું.

(૭૭) અકબરને કાશ્મીર જવાનું થયું તે પહેલાં તેણે મંત્રી પાસે જિનચંદ્રસૂરિને બોલાવી તેનો ધર્મલાભ લીધો અને તે વખતે તે સૂરિના પુણ્યહેતું માટે અષાઢ સુદ ૯ થી સાત દિવસ સુધી આખા સામ્રાજ્યમાં અમારિ પળે જીવહિંસા ન થાય એવું ફરમાન કાઢી તેને ૧૧ સુબામાં મોકલી આપ્યું. આ ૨૧ હુકમ સાંભળી શાહને રંજવા તાબાના રાજાઓએ પોત પોતાના દેશમાં કોઈએ ૧૫, કોઇએ ૨૦, કોઇએ ૨૫, કોઇએ એક માસ તો બે માસ સુધીની અમારિ પાળવાના હુકમ કર્યા સૂરિ લાહોર રહે પણ તેમના શિષ્ય માનસિંહને કાશ્મીર મોકલવા શાહે કહેવરાવ્યું. માનસિંહ કાશ્મીર ગયા અને તેમના કહેવાથી શાહે ત્યાંના સરોવરનાં જલચરને જીવોને હિંસાથી મુક્ત કર્યા. શાહે કાશ્મીર સર કર્યા પછી તે લાહોર આવ્યો.

(૭૮) અકબરશાહે લાહોરમાં જિનચંદ્રસૂરિને યુગપ્રધાન પદ ને તેમના શિષ્ય માનસિંહને આચાર્યપદ આપ્યું ને નામ જિનસિંહસૂરિ રાખ્યું. (સંવત ૧૬૪૯ ના ફાગણ સુદ બીજ ) તે વખતે જયસોમને તથા રત્નનિધાનને પાઠક પદ અને ગુણવિનય તથા સમયસુંદરને વાચક પદ આપવામ આવ્યું. કર્મચંદ્ર મંત્રીની વિનંતિથી આ અવસરે બાદશાહે અમારિ ઘોષણ કરી, સ્તંભતીર્થ ( ખંભાત ) ના સમુદ્રમાં એક વર્ષ હિંસા ન થાય તેમ કર્યું અને લાહોરમાં એક દિવસ માટે સર્વ જીવની રક્ષા કરી. કર્મચંદ્રે મૂળસ્વામી રાજા રાજસિંહ પાસે જઈ તેને નમી આજ્ઞા લઈ આ મહોત્સવ અતિશય દાન પૂર્વક કર્યો. ( આ ઉપર જણાવ્યા પ્રમાણે મંત્રી કર્મચંદ્ર પ્રબંધમાંથી લીધું છે. તે મૂળ સંસ્કૃતમાં ક્ષેમશાખામાં પ્રમોદ

૨૧ આ ફરમાનની નકલ માટે જુઓ સરસ્વતી માસિક જુન ૧૯૧૨, હીરવજય સૂર પર લેખ, કૃપારસકોશમાં શ્રી જિનવિજયની પ્રસ્તાવના, જૈનયુગ જેઠ-શ્રાવણ ૧૯૮૬ નો અંક

માણિક્ય શિષ્ય જયસોમ ઉપાધ્યાયે સં ૧૬૫૦ ના વિજયાદશમી દીને લાહોરમાં રચ્યો ને તે પર સસ્કૃત વ્યાખ્યા તેના શિષ્ય ગુણવિનયે સ ૧૬૫૫મા રચી અને તે વર્ષમા તે ગુણવિનયે ગુજરાતી પદમા અનુવાદ રચ્યો

(૭૯) સ ૧૬૬૯મા જહાગીર બાદશાહે એવો હુકમ કર્યો હતો કે સર્વ દર્શનના સાધુઓને દેશ બહાર કરવા. આથી જૈન મુનિમડળમાં સર્વત્ર ભીતી ઉત્પન્ન થઈ જિનચદ્રસૂરિએ પાટણથી આગ્રા આવી બાદશાહને સમજાવ્યો ને આગળનો હુકમ રદ કરાવ્યો ( જૈ સા. ઇ પૃ ૫૭૫ )

(૮૦) જિનસિંહસૂરિના પટ્ટધર જિનરાજસૂરિએ લોદ્રવપત્તનમા જેસલમેરવાસી થીરૂશાહે ઉદ્ધાર કરાવેલ વિહાર શગાર ચિતર્માણ પાર્શ્વનાથના ચૈત્યની પ્રતિષ્ઠા કરી સ ૧૬૭૫ મા અને તે વર્ષમા અમદાવાદના પોરવાડ સોમજી પુત્ર રૂપજીએ શત્રુજય પર કરાવેલ ચતુર્દ્વાર વિહારમાં ઋષભનાથની અને ૫૦૧ પ્રતિમાની પ્રતિષ્ઠા આ સૂરિના હાથે કરાવી. ઉક્ત થીરૂશાહે સ ૧૬૮૨મા શત્રુજયનો સઘ કાઢી ત્યા ગણધરોની પાદુકા કરાવી. અને સ ૧૬૯૩ મા લોદ્રવામા અનેક દેવગૃહો બધાવ્યા. આ થીરૂશાહનો પુસ્તક ભડાર જેસલમેરમા છે ( જૈન સા૦ નો ઇતિહાસ પૃ ૫૭૫ )

(૮૧) ગામ બનેડા, સ્ટેશન મ ડલથી ઉત્તર દિશામા ભીલવાડાની પાસે જૈનનું મોટુ રીખવદેવ ભગવાનનું મ દિર છે તેમા ત્રણ પ્રતિમાઓ છે તે ત્રણ પ્રતિમાની નિચે એક મોટો ભડાર છે તે મંદિરનો સભામડપ એવડો વિશાળ છે કે તેમા એક હજાર માણસ ખુશીથી બેસી શકે આ મંદિર જોવા લાયક ને ઐતિહાસિક છે

(૮૨) ગામ ગોગુદા ( મોગા ગામ ) ઉદેપુરથી નવ માઈલ પશ્ચિમ દિશાએ છે ત્યા જગલમા એક મોટુ જૈન મંદિર છે, તે મદિરમા પ્રતિમાના મસ્તક ઉપર બે ખીલા ઠોકેલા છે, તે ખીલાઓ થોડા વર્ષ પહેલા ગામના લોકો કાઢવા ગયા હતા, અને તે કાઢી નાખવા જતી વખતે કાળો નાગ, પીળો નાગ એમ બંને નીકળ્યા હતા. તેથી ખીલા કાઢનાર માણસો બેભાન થઈ ગયા આવી ચમત્કારી ઘટના ઉદયપુર રાજ્યના રેવન્યુ કમિશ્નર સાહેબ શ્રીયુત મોતીલાલ વોરાએ મ્હી હતી.

(૮૩) નદરાય ગામના મદિરમા શ્રી નેમનાથ ભગવાનની મૂર્તિ છે ( સ ૧૧૭ ની જણાય છે ) આથી માલુમ પડે છે કે જૈન ધર્મ પુરાણા કાળથી ચાલ્યો આવે છે

'જૈનોની પ્રાચીન ઐતિહાસિક નોંધ' જેટલી બની તેટલી સારા સારા પ્રાચીન સાહિત્યો દ્વારા મારી શક્તિ અનુસાર મેળવી જનતા સમક્ષ રજુ કરી છે, આજે જૈન સમાજની સ્થિતિ છિન્નભિન્ન દશામાં છે, એક જમાનામાં જૈનો ચાલીસ લાખની સંખ્યામાં હતા, આજે ત્રણુ ફીરકાઓમાંની સંખ્યા ફક્ત સાડા અગીઆર લાખના આશરે છે, તેમાં મંદિરમાર્ગી ફક્ત સાડા ચાર લાખની સંખ્યા છે, જૈન મંદિરો આખા હીન્દુસ્થાનમાં લગભગ છત્રીસ હજાર છે, એકલા મેવાડમાં જ પાંત્રીસો મંદિરો છે. આ વસ્તુ શું બતાવે છે? આખી દુનિયાની દોલત એક વખતના જમાનામાં જૈનોના ચર્ણોમાં હતી. રાજસત્તા પણુ જૈનોના હાથમાં હતી, આજે એ જૈનો કઇ સ્થિતિમાં છે, તે આજના સંચાલકો અને મોટેરાઓ જરૂર ખ્યાલ કરશે.

'મને આશા છે કે જનતા આ ઐતિહાસિક નોંધ ઉપર પુરેપુરૂં ધ્યાન આપશે, અને ભૂતકાળના જૈનોની શું જાહોજલાલી અને જૈનાચાર્યોનો અન્ય કોમ ઉપર કેવો પ્રભાવ હતો તેનો વિચાર કરી વર્તમાન કાળમાં સુધારો કરી જૈન તરીકેની ફરજ બજાવવા કટીબદ્ધ થશે, અને જનતાને સુખી કરવા અને ધાર્મિક શ્રદ્ધા મજબુત કરવા પ્રયત્ન કરશે.'

લી. ભોગીલાલ કવિ

॥ સમાપ્ત ॥



# શેઠ કર્માશાહનો ટુંક સાર

ભાગ્યશાળી પુરૂષોનું નામ હરહંમેશ જગતની ભૂમિ ઉપર આવ્યા જ કરે છે એવો એક મહાપુરૂષ મેવાડની ભૂમિમાં ઉત્પન્ન થયો અને જેણે પોતાના બાહુબળથી અને શ્રદ્ધાથી રાજાઓના અને બાદશાહોના મન જીત્યા એ મહાપુરૂષનું નામ કર્માશાહ હતું અને જેણે પવિત્ર શત્રુંજય તીર્થનો ઉદ્ધાર કર્યો હતો તેનું ટુંકું જીવન અત્રે આપવામાં આવ્યું છે.

૧ સં. ૧૫૮૭માં શેઠ કર્માશાહે વૈશાખ (ગુજરાતી ચૈત્ર) વદ ૬ ને દિને શત્રુંજયનો સોળમો ઉદ્ધાર કર્યો. તેનો ટૂંકમાં ઇતિહાસ એ છે કે ચિત્તોડમાં ઓસવંશ (ઓસવાલ જ્ઞાતિ) ની વૃદ્ધ શાખામાં (વીસા) સારણદેવ નામનો પુરુષ થયો, તે જૈન આમ રાજાનો વંશજ હતો તેના રામદેવ-લક્ષ્મણસિંહ-ભુવનપાલ-ભોજરાજ-ઠક્કરસિંહ-ખેતાનરસિંહ-તોલા અનુક્રમે થયા તોલાશાહ મેવાડના મહારાણા સાંગાનો પરમ મિત્ર હતો તેને લીલૂ નામની પત્નિથી થએલ પાંચ પુત્રોમાં સૌથી નાનો કર્માશા શ્રેષ્ઠ અને ખ્યાતિમાન હતો.

૨ તપાગચ્છના રત્નાકર પક્ષની ભશુકચ્છીય શાખાના વિજયરત્નસૂરિ શિષ્ય ધર્મરત્નસૂરિ સાથે સં. ધનરાજનો સંઘ આબૂ વગેરે તીર્થની યાત્રા કરતો મેદપાટ (મેવાડ) માં આવ્યો. ચિત્રકૂટમાં રાજ્ય કરતા સાંગા મહારાણા (રાજ્ય સં. ૧૫૬૫થી ૧૫૮૫) નામના મહા પ્રતાપી રાજાએ માન પૂર્વક સામા જઈ માન આપ્યું. તોલાશાહે સૂરિ પાસે જઇ શત્રુંજય પર સમરાશાહે સં ૧૩૭૧માં સ્થાપિત કરેલ બિંબનું મસ્તક મ્લેચ્છો (મુસલમાનો) એ પુનઃ કોઈ સમયે ખંડિત કરી દીધું હતું તેનો ઉદ્ધાર કરવાનો મનોરથ સિદ્ધ થશે કે નહિ, એ પૂછતા સૂરિએ જણાવ્યું કે 'તારો પુત્ર કર્માશાહ તે ઉદ્ધાર કરશે ' સૂરિ સંઘ સાથે ચાલ્યા ગયા પણ પોતાના શિષ્ય વિનયમંડને ત્યાં રાખી ગયા. પછી તોલાશાહ સ્વર્ગસ્થ થયા.

૩ પછી ગુજરાતનો શાહજાદો બહાદુરખાન ચિત્તોડમાં જતાં ત્યાના રાણાએ તેનું સન્માન કર્યું કર્માશાહ કાપડનો વેપાર કરતો હતો તેની પાસેથી શાહજાદાએ પુષ્કળ કાપડ ખરીદ્યું, અને બંને વચ્ચે મૈત્રી થઈ, શાહજાદાને દેશમાં જવા માટે ખર્ચી ખૂટી એટલે કર્માશાહે એક લાખ રૂપિયા બિનસરત આપ્યા પછી આ શાહજાદો સં. ૧૫૮૩માં બહાદુરશાહ એ નામધારી અમદાવાદની ગાદી પર બેઠો

(શેઠ કર્માશાહના વંશજ)

## શ્રીમાન્ અમ્બાલાલજી દોસી ઉદયપુર (મેવાડ)



જૈન તરીકે અજોડ સેવા કરનાર શેઠ કર્માશાહ કે જેને સં. ૧૫૮૭ ના વૈશાખ (ગુજરાતી ચૈત્ર) વદ ૬ ના દિવસે શત્રુંજયનો ઉધ્ધાર કર્યો હતો, જેઓએ જૈનોનું તેમજ શાસનનું ગૌરવ વધાર્યું હતું તેઓશ્રીના વંશજ શ્રીમાન **અમ્બાલાલજી દોશી** હાલ ઉદયપુર રાજ્યમાં સારા હોદ્દા ઉપર છે. તેઓ ઘણાજ ધાર્મિક ભાવનાવાળા છે, પરમાત્મા નરવીર કર્માશાહના વંશજને સદા સુખી અને દીર્ઘાયુ રાખે.

લી. કવિ ભોગીલાલ

મેવાડના અણમોલ જવાહિર યાને આત્મબલિદાન.



જૈનોનો અસલ ઐતિહાસીક પુરાતન ૧૦૦૦ વરસનો જુનો કીર્તિસ્તંભ
ચિતોડ (મેવાડ).

૪ પછી કર્માશાહ બાદશાહને મળવા આવતાં તેને બહુમાન મળ્યું. ત્યાં રહેલા સોમધીરગણિનો ઉપદેશ સાંભળવા લાગ્યા. અગાઉનાં આપેલાં નાણાં બાદશાહે પાછા આપ્યાં ને 'બીજું કંઇ હું શું કરૂં ? કંઈ પણ સ્વીકારો' એમ કહેતાં કર્મશાહે કહ્યું કે શત્રુંજય પર મારી કુલદેવીની સ્થાપના કરવા ચાહું છું. તો આપે અગાઉ આપેલ વચન યાદ કરી તેમ કરવા આજ્ઞા આપો. બાદશાહે તે સ્વીકારી કોઇ પણ પ્રતિબંધ ન કરે તેવું ફરમાન કરી આપ્યું. આ લઈ કર્માશાહે શત્રુંજય તરફ પ્રયાણ કર્યું. માર્ગમાં આવતા દરેક જૈન ચૈત્યમાં સ્નાત્ર મહોત્સવ અને ધ્વજારો પણ કરતા, દરેક ઉપાશ્રયમાં સાધુના દર્શન કરી વસ્ત્ર-પાત્રાદિનું દાન કરતા, દરિદ્ર લોકને યથાયોગ્ય દ્રવ્યસહાય આપતા અને ચીડીમાર-મચ્છીમાર આદિ હિંસકને તે પાપકર્મથી મુકત કરતા કર્માશાહ સ્તંભનતીર્થ (ખંભાત) પહોંચ્યા, ત્યાં વિનયમંડન પાઠકને વંદન કર્યું. પાંચ ૭ દિનમાં શત્રુંજયગિરિ દેખાયો ને પછી છેટેથી વંદન સ્તુતિ કરી તલેટીમાં સંઘ પહોંચ્યો આ વખતે સૌરાષ્ટ્રનો સુબો મયાદખાન (મુઝાહિદખાન) હતો તે આથી મનમાં બળતો હતો છતાં બહાદુરશાહનું ફર્માન એટલે કંઈ વિરૂદ્ધ કરી ન શકયો ગુર્જરવંશનાં રવિરાજ અને નૃસિંહે (કે જે બંને તે સુબાના મંત્રી હતા.) કર્માશાહને ઘણી સહાય આપી. પછી ખંભાતથી વિનયમંડન પાઠક પણ સાધુ સાધ્વીનો પરિવાર લઈ આવી પહોંચ્યા મહામાત્ય વસ્તુપાલે લાવી રાખેલી મમ્માણી ખાણના પાષાણખંડો ભૂમિગૃહમાંથી કઢાવી તેની પ્રતિમા વસ્તુશાસ્ત્રમાં વિદ્વાન વાચક વિવેકમંડન અને પંડિત વિવેકધીરની દેખરેખ નીચે બનાવરાવી. પછી સર્વ સંઘોને આમંત્રણ મોકલી બોલાવી સં. ૧૮૫૬ના વૈશાખ વદિ (ગુજરાતની ગણનાએ ચૈત્ર વદિ) ૬ રવિવારને દિને ધર્મરત્નસૂરિ શિષ્ય-પટ્ટધર વિદ્યાનમંડનસૂરિ પાસે પ્રતિષ્ઠા કરાવી. આ રીતે શત્રુંજયની ખંડિત પ્રતિમાનો ઉદ્ધાર કર્માશાહે કર્યો અને અને તેની પ્રશસ્તિ ઉકત સૂરિના શિષ્ય વિવેકધીરે બનાવી અને તે ઉપરાંત તેમણે તે સંબંધી શત્રુંજય તીર્થોદ્ધાર પ્રબંધ સંસ્કૃતમાં રચ્યો.[૨૨] (જૈન સાહિત્યનો ઇતિહાસ પૃ. ૫૦૩).

૨૨. આ કર્માશાહ અને તેમના ઉદ્ધાર સંબંધી વિશેષ માહીતી માટે જાઓ જી જિનવિજય સંપાદિત તે પ્રબંધ તથા

# શ્રી કર્માશાહની વંશાવલી

શ્રી જૈનાચાર્ય બપ્પભટ્ટસૂરિજીના ઉપદેશથી આમરાજા જૈનધર્મી બન્યા, એમના વંશમાં સારણદેવજી થયા.

સારણુદેવજી
|
રામદેવજી
|
લક્ષ્મીસિંહજી
|
ભુવનપાલજી
|
ભોજરાજજી
|
ઠાકુરસિંહજી
|
ખેતા નરસિંહ
|
તોલાશાહજી
(સ્ત્રી–તારાદે–લીલુ)

| રત્નાશાહજી | પોમાશાહજી | ગણેશાહજી | દશરથજી | ભોજાશાહજી | કર્માશાહજી | સૂહવી (પુત્રી) |
| --- | --- | --- | --- | --- | --- | --- |
| (સ્ત્રી–રજમલદે) | સ્ત્રી–પદમાદે | સ્ત્રી–ગડરાદે | સ્ત્રી–દેવલદે | સ્ત્રી–માલવદે | સ્ત્રી–કામલદે | |
| | ,, પાટમદે | ,, ગારવદે | ,, દુરમદે | ,, હર્ષમદે | ,, કપૂરદે | |
| શ્રીરંગજી | માણેકજી, હીરાજી | દેવાજી | ડોસ્સાજી | મેડનજી | | |

બારોટ લોકોના જુના કાવ્યો પરથી નીચેની વંશાવલી લીધેલી છે એટલે સાધારણ સંદેહ છે છતા શુદ્ધિ કરીને મેવાડના મહારાણાઓની સવત ૧૯૧ ની સાલથી રાજ્યાભિષેકની નામ વાર યાદી કરી છે.

| નંબર | મહારાણાઓના નામ | રાજ્યાભિષેકની સાલ વિક્રમી | રાજ્ય અધિકારનો સમય | | |
|---|---|---|---|---|---|
| | | | વર્ષ | મહિના | દિન |
| ૧ | રાવલબાપા | ૧૯૧ | ૧૦૧ | ૧ | ૩ |
| ૨ | રાવલ ખુમાણ | ૨૯૨ | ૬૦ | ૧ | ૫ |
| ૩ | રાવલ ગોવિંદ | ૩૫૨ | ૨૯ | ૩ | ૯ |
| ૪ | રાવલ મહેન્દ્ર | ૩૮૧ | ૭૦ | ૦ | ૯ |
| ૫ | રાવલ અલ્લુ | ૪૫૧ | ૭૦ | ૨ | ૧૧ |
| ૬ | રાવલ સીહા | ૫૨૧ | ૪૧ | ૯ | ૧ |
| ૭ | રાવલ શક્તિકુમાર | ૫૬૨ | ૨૫ | ૧૧ | ૩ |
| ૮ | રાવલ શાલિવાહન | ૫૮૭ | ૩૧ | ૧ | ૫ |
| ૯ | રાવલ નરવાહન | ૬૧૮ | ૨૮ | ૩ | ૨ |
| ૧૦ | રાવલ અમ્બાપસાવ | ૬૪૬ | ૪૫ | ૦ | ૪ |
| ૧૧ | રાવલ કીર્તિવર્મ | ૬૯૧ | ૪૧ | ૧ | ૧ |
| ૧૨ | રાવલ નરવર્મ | ૭૩૨ | ૨૧ | ૩ | ૭ |
| ૧૩ | રાવલ નરવૈ | ૭૫૩ | ૨૬ | ૩ | ૮ |
| ૧૪ | રાવલ ઉત્તમ | ૭૭૯ | ૧૭ | ૨ | ૫ |
| ૧૫ | રાવલ ભૈરવ | ૭૯૬ | ૧૧ | ૩ | ૩ |
| ૧૬ | રાવલ કર્ણાદિત્ય | ૮૦૭ | ૩૨ | ૩ | ૭ |

| નંબર | મહારાણાઓના નામ | રાજ્યાભિષેકની સાલ વિક્રમી | રાજ્ય અધિકારના સમય | | |
|---|---|---|---|---|---|
| | | | વર્ષ | મહિના | દિન |
| ૧૭ | રાવલ ભાવસિંહ | ૮૩૯ | ૪૧ | ૫ | ૧ |
| ૧૮ | રાવલ ગાત્રસિંહ | ૮૮૦ | ૪૬ | ૧ | ૯ |
| ૧૯ | રાવલ હંસરાજ | ૯૨૬ | ૩૫ | ૩ | ૧૮ |
| ૨૦ | રાવલ યોગરાજ | ૯૬૧ | ૩૫ | ૩ | ૨ |
| ૨૧ | રાવલ બેરડ | ૯૯૬ | ૪૦ | ૫ | ૯ |
| ૨૨ | રાવલ વૈરિસિંહ | ૧૦૩૬ | ૩૦ | ૯ | ૧૪ |
| ૨૩ | રાવલ તેજસિંહ | ૧૦૬૬ | ૪૦ | ૫ | ૧૩ |
| ૨૪ | રાવલ સમરસિંહ | ૧૧૦૬ | ૫૨ | ૧૧ | ૫ |
| ૨૫ | રાવલ રત્નસિંહ | ૧૧૫૮ | ૧ | ૩ | ૫ |
| ૨૬ | રાવલ કર્ણસિંહ | ૧૧૫૯ | ૪૨ | ૧ | ૨૫ |
| ૨૭ | રાણા રાહપ | ૧૨૦૧ | ૬૧ | ૩ | ૫ |
| ૨૮ | રાણા નરપતિ | ૧૨૬૨ | ૩૩ | ૫ | ૧૫ |
| ૨૯ | રાણા દીનકરણ | ૧૨૯૫ | ૬ | ૬ | ૩ |
| ૩૦ | રાણા જશકરણ | ૧૩૦૧ | ૫ | ૨ | ૧ |
| ૩૧ | રાણા નાગપાળ | ૧૩૦૬ | ૫ | ૬ | ૯ |
| ૩૨ | રાણા પુર્ણપાળ | ૧૩૧૧ | ૪ | ૨ | ૨૮ |
| ૩૩ | રાણા પૃથ્વીપાળ | ૧૩૧૫ | ૪ | ૩ | ૯ |
| ૩૪ | રાણા ભૂણસિંહ | ૧૩૧૯ | ૩ | ૫ | ૯ |
| ૩૫ | રાણા ભીમસિંહ | ૧૩૨૨ | ૪ | ૫ | ૯ |

| નંબર | મહારાણાઓનાં નામ | ગાદી બેઠાની સંવત તિથી | રાજ્ય અધિકારના સમય | | |
|---|---|---|---|---|---|
| | | | વર્ષ | મહિના | દિન |
| ૩૬ | રાણા જયસિંહ | ૧૩૨૬ | ૫ | ૩ | ૫ |
| ૩૭ | રાણા લક્ષ્મણસિંહ | ૧૩૩૧ | ૧૫ | ૩ | ૪ |
| ૩૮ | રાણા અરિસિંહ | ૧૩૪૬ | ૦ | ૧ | ૦ |
| ૩૯ | રાણા અજયસિંહ | ૧૩૪૬ | ૧૧ | ૬ | ૩ |
| ૪૦ | રાણા હમીરસિંહ | ૧૩૫૭ | ૬૪ | ૭ | ૪ |
| ૪૧ | રાણા ક્ષેત્રસિંહ | ૧૪૨૧ | ૧૮ | ૪ | ૧૦ |
| ૪૨ | રાણા લક્ષ્મસિંહ(લાખા) | ૧૪૩૯ | ૧૫ | ૪ | ૧ |
| ૪૩ | રાણા મોકલ | ૧૪૫૪ | ૨૧ | ૧ | ૩ |
| ૪૪ | રાણા કુંભા | ૧૪૭૫ | ૫૦ | ૩ | ૪ |
| ૪૫ | રાણા ઉદા | ૧૫૨૫ | ૫ | ૫ | ૫ |
| ૪૬ | રાણા રાયમલ્લ | ૧૫૩૦ | ૩૫ | ૧ | ૨ |
| ૪૭ | રાણા સંગ્રામસિંહ (સાંગા) | ૧૫૬૫ | ૨૧ | ૫ | ૯ |
| ૪૮ | રાણા રત્નસિંહ | ૧૫૮૬ | ૪ | ૪ | ૫ |
| ૪૯ | રાણા વિક્રમાદિત્ય | ૧૫૯૦ | ૨ | ૭ | ૩ |
| ૫૦ | રાણા ઉદયસિંહ | ૧૫૯૨ | ૩૬ | ૨ | ૧ |
| ૫૧ | રાણા પ્રતાપસિંહ | ૧૬૨૮ | ૨૪ | ૧૦ | ૨૬ |
| ૫૨ | રાણા અમરસિંહ | ૧૬૫૨ | ૨૪ | ૦ | ૦ |
| ૫૩ | રાણા કરણસિંહ | ૧૬૭૬ | ૮ | ૦ | ૧૦ |
| ૫૪ | રાણા જગતસિંહ | ૧૬૮૪ | ૨૫ | ૧ | ૧૬ |

| નંબર | મહારાણાઓના નામ | રાજ્યાભિષેકની સાલ વિક્રમી. | રાજ્ય અધિકારનો સમય | | |
|---|---|---|---|---|---|
| | | | વર્ષ | મહિના | દિન |
| ૫૫ | રાણા રાજસિંહ | ૧૭૦૯ | ૨૮ | ૨ | ૬ |
| ૫૬ | રાણા જયસિંહ | ૧૭૩૭ | ૧૮ | ૬ | ૨૮ |
| ૫૭ | રાણા અમરસિંહ | ૧૭૫૫ | ૧૨ | ૩ | ૫ |
| ૫૮ | રાણા સંગ્રામસિંહ | ૧૭૬૭ | ૨૩ | ૮ | ૯ |
| ૫૯ | રાણા જગતસિંહ | ૧૭૯૦ | ૧૭ | ૧૦ | ૧૧ |
| ૬૦ | રાણા પ્રતાપસિંહ | ૧૮૦૭ | ૨ | ૭ | ૧૦ |
| ૬૧ | રાણા રાજસિંહ | ૧૮૧૦ | ૭ | ૨ | ૧૨ |
| ૬૨ | રાણા અરિસિંહ | ૧૮૧૭ | ૧૨ | ૧૧ | ૧૮ |
| ૬૩ | રાણા હમીરસિંહ | ૧૮૨૯ | ૫ | ૮ | ૯ |
| ૬૪ | રાણા ભીમસિંહ | ૧૮૩૪ | ૫૦ | ૩ | ૭ |
| ૬૫ | રાણા જવાનસિંહ | ૧૮૮૪ | ૧૦ | ૪ | ૨૦ |
| ૬૬ | રાણા સરદારસિંહ | ૧૮૯૫ | ૩ | ૯ | ૨૩ |
| ૬૭ | રાણા સ્વરૂપસિંહ | ૧૮૯૮ | ૧૯ | ૪ | ૬ |
| ૬૮ | રાણા શમ્ભુસિંહ | ૧૯૧૮ | ૧૨ | ૧૦ | ૧૨ |
| ૬૯ | રાણા સજ્જનસિંહ | ૧૯૩૧ | ૧૦ | ૩ | ૯ |
| ૭૦ | રાણા ફતેસિંહ | ૧૯૪૧ | | | |
| ૭૧ | ભોપાળસિંહ | હાલમાં રાજ્ય કરે છે | | | |

તા. ક. ઉપરની નામવાર મહારાણાઓની યાદી ઇતીહાસના સ્વરૂપમાં ઘણી જ ઉપયોગી હોવાથી ઘણી જ મહેનતે સંશોધન કરી મેળવી છે. જ્યારે ઇતીહાસની શરૂઆત એ રાણાશ્રીના નામથી થશે ત્યારે આ વંશાવળીની ચાકરી જગતને જાણવા જેવી લાગશે.

# મેવાડના મહારાણાઓની જન્મ તથા મૃત્યુની નામવાર યાદી બારોટ લોકોના જુના કાવ્યો પરથી લીધી છે.

| નંબર | મહારાણાઓના નામ | જન્મ સંવત | રાજ્યાભિષેકની સંવત | મૃત્યુના સવત | કૈફિયત |
|---|---|---|---|---|---|
| ૧ | ગુહિલ | ૦ | ૦ | ૦ | |
| ૨ | ભોજ | ૦ | ૦ | ૦ | |
| ૩ | મહેન્દ્ર | ૦ | ૦ | ૦ | |
| ૪ | નાગ | ૦ | ૦ | ૦ | |
| ૫ | શીલ | ૦ | ૦ | ૦ | |
| ૬ | અપરાજિત | ૦ | ૦ | ૦ | કુંડા ગામની પ્રશસ્તિથી માલમ પડે છે કે આ રાજા વિક્રમી ૭૧૮ માં રાજ્ય કરતો હતો |
| ૭ | મહેન્દ્ર (બાપા) | ૦ | ૦ | ૦ | |
| ૮ | કાલભોજ | ૦ | ૦ | ૦ | |
| ૯ | ખુમ્માણ | ૦ | ૦ | ૦ | |
| ૧૦ | ભર્તૃભટ્ટ | ૦ | ૦ | ૦ | |
| ૧૧ | સિંહ | ૦ | ૦ | ૦ | |
| ૧૨ | અલ્લટ | ૦ | ૦ | ૦ | રાજધાની ઉદયપુર ના દિલ્હી દરવાજા બહાર સારણેશ્વર મહાદેવના મંદિરની પ્રશસ્તિથી વિક્રમી ૧૦૧૦ માં આ રાજા રાજ્ય કરતો માલુમ પડે છે |
| ૧૩ | નરવાહન | ૦ | ૦ | ૦ | |
| ૧૪ | શાલિવાહન | ૦ | ૦ | ૦ | આ નામ આબુ અથવા રાણપુરની પ્રશસ્તિમા નથી પણ આતપુરની પ્રશસ્તિથી લખેલ છે |
| ૧૫ | શક્તિકુમાર | ૦ | ૦ | ૦ | આતપુરની પ્રશસ્તિથી વિક્રમી ૧૦૩૪ માં આ રાજા રાજ્ય કરતો માલુમ પડે છે |

| નંબર | મહારાણાઓના નામ | જન્મ સંવત | રાજ્યાભિષેકની સંવત | મૃત્યુકા સંવત | કૈફિયત |
|---|---|---|---|---|---|
| ૧૬ | શુચિવર્મ્મા | ૦ | ૦ | ૦ | રશીયાની છત્રીની પ્રશસ્તિમ શક્તિકુમારના પુત્ર આમ્રપસા લખેલ છે. પરંતુ ઉદયપુરથ એક માઈલફાસીલેપર સુરજ પોળની બહાર હરિસિદ્ધિન મંદિરની સીડીઓ પરન પ્રશસ્તિમાં શક્તિકુમાર પછ શુચિવર્મ્મા લખેલ છે. એટલે તે નામ અહીં લખ્યું નથી. |
| ૧૭ | નર વર્મ્મા | ૦ | ૦ | ૦ | |
| ૧૮ | કીર્તિવર્મ્મા | ૦ | ૦ | ૦ | |
| ૧૯ | વૈરટ | ૦ | ૦ | ૦ | રાણુપુરની પ્રશસ્તિમાં કીર્તિ વર્મ્માની પછી યોગરાજ લખે છે. પરંતુ આબુની પ્રશસ્તિમ નથી. તેથી અહીં લખેલ નથ |
| ૨૦ | વૈરીસિંહ | ૦ | ૦ | ૦ | રાણુપુરની પ્રશસ્તિમાં વૈરટ પછી વંશપાલ લખેલ છે. પ આબુની પ્રશસ્તિમાં ન હોવાથી અહીં લખેલ નથ |
| ૨૧ | વિજયસિંહ | ૦ | ૦ | ૦ | રાણુપુરની પ્રશસ્તિમાં વૈરીસિ હની પછી વીરસિંહ લખે છે અને રસિયાની છત્રી વિજયસિંહ લખેલ છે. |
| ૨૨ | અરિસિંહ | ૦ | ૦ | ૦ | |
| ૨૩ | ચોંડસિંહ | ૦ | ૦ | ૦ | |
| ૨૪ | વિક્રમસિંહ | ૦ | ૦ | ૦ | |
| ૨૫ | ક્ષેમસિંહ | ૦ | ૦ | ૦ | |
| ૨૬ | સામન્તસિંહ | ૦ | ૦ | ૦ | |

| નંબર | મહારાણાઓના નામ | જન્મ સંવત | રાજ્યાભિષેકની સંવત | મૃત્યુકા સંવત | કેફિયત |
|---|---|---|---|---|---|
| ૨૭ | કુમારસિંહ | ० | • | ० | |
| ૨૮ | મથનસિંહ | • | ० | • | |
| ૨૯ | પદ્મસિંહ | • | • | ० | |
| ૩૦ | જૈતસિંહ | • | ० | • | એકલીંગેશ્વરમાં એક સમાધિના લેખથી વિક્રમી ૧૨૭૦માં આનું રાજ્ય હતું એવું માલમ પડે છે (સાબીત થાય છે) |
| ૩૧ | તેજસિંહ | • | ० | ० | ચિત્તોડમાં ઝ્ઞીરી નદીના પુલ ઉપર જે પ્રશસ્તિ છે તેનાથી માલમ પડે છે કે વિક્રમી ૧૩૨૪ માં તેજસીંહ રાજ્ય કરતા હતા. |
| ૩૨ | સમરસિંહ | ० | • | • | વિક્રમી ૧૩૩૦ થી ૧૩૪૪ સુધી આનું રાજ્ય હતું એવું કોઈક પ્રશસ્તિથી સાબીત થયું છે |
| ૩૩ | રત્નસિંહ | • | • | ० | વિક્રમી ૧૩૫૯ મા અલાઉદ્દીન ખલજીની સાથે આને લડાઈ થઈ આ નામ રાણપુરની પ્રશસ્તિમાં નથી |
| ૩૪ | કર્ણસિંહ | ० | • | ० | આ નામ રાણપુરની પ્રશસ્તિમા નથી. |
| ૩૫ | રાહપ્પ | • | ० | ० | |
| ૩૬ | નરપતિ | ० | • | • | |
| ૩૭ | દિનકરણ | • | ० | • | |
| ૩૮ | જશકરણ | • | • | • | |

| નંબર | મહારાણાઓના નામ | જન્મ સંવત | રાજ્યાભિષેકની સંવત | મૃત્યુકા સંવત | કૈફિયત |
|---|---|---|---|---|---|
| ૩૯ | નાગપાળ | ૦ | ૦ | ૦ | |
| ૪૦ | પૂર્ણપાળ | ૦ | ૦ | ૦ | |
| ૪૧ | પૃથ્વીપાળ | ૦ | ૦ | ૦ | |
| ૪૨ | ભુવનસિંહ | ૦ | ૦ | ૦ | આ નામ સમરસિંહ પછી રાણુપુરની પ્રશસ્ત લખેલ છે. |
| ૪૩ | ભીમસિંહ | ૦ | ૦ | ૦ | આ નામ રાણુપુરની પ્રશ માં નથી. |
| ૪૪ | જયસિંહ | ૦ | ૦ | ૦ | આ નામથી માંડીને કુંભ સુધી બધી પેઢીઓ રાણુપુ પ્રશસ્તિમાં ક્રમવાર લખી |
| ૪૫ | લક્ષ્મસિંહ | ૦ | ૦ | ૦ | |
| ૪૬ | અજયસિંહ | ૦ | ૦ | ૦ | |
| ૪૭ | અરિસિંહ | ૦ | ૦ | ૦ | |
| ૪૮ | હમીરસિંહ | ૦ | ૦ | ૧૪૨૧ | |
| ૪૯ | ક્ષેત્રસિંહ | ૦ | ૧૪૨૧ | ૧૪૩૯ | |
| ૫૦ | લક્ષસિંહ | ૦ | ૧૪૩૯ | ૧૪૫૪ | |
| ૫૧ | મોકલ | ૦ | ૧૪૫૪ | ૧૪૯૦ | |
| ૫૨ | કુંભકર્ણ | ૦ | ૧૪૯૦ | ૧૫૨૫ | અમરકાવ્ય નામના ગ્ર પણ મહારાણા કુમ્ભાન જયાભિષેકની સાલ લખી છે. |
| ૫૩ | ઉદયકર્ણ | ૦ | ૧૫૨૫ | ૦ | આને પોતાના બાપને નાખ્યો, અને પાંચ વર્ષ એને પોતાના ભાઈ ર ગાદીથી પદભ્રષ્ટ કરી કાઢી |

| નંબર | મહારાણાઓના નામ | જન્મ સંવત | ગાદીએ બેઠાની સંવત | મૃત્યુના સંવત | કેફિયત |
|---|---|---|---|---|---|
| ૫૪ | રાયમલ | ૦ | ૧૫૩૦ | ૧૫૬૫ | |
| ૫૫ | સંગ્રામસિંહ | ૧૫૩૮ | ૧૫૬૫ | ૧૫૮૪ | |
| ૫૬ | રત્નસિંહ | ૦ | ૧૫૮૪ | ૧૫૮૮ | |
| ૫૭ | વિક્રમાદિત્ય | ૧૫૭૪ | ૧૫૮૮ | ૧૫૯૨ | |
| ૫૮ | ઉદયસિંહ | ૧૫૭૯ | ૧૫૯૪ | ૧૬૨૮ | વિક્રમાદિત્યના મૃત્યુ પછી વનવીરના કુતુર ખડા હોવાના કારણથી આ મહારાણા બે વર્ષ પછી ગાદી ઉપર આવ્યા. |
| ૫૯ | પ્રતાપસિંહ | ૧૫૯૬ | ૧૬૨૮ | ૧૬૫૩ | |
| ૬૦ | અમરસિંહ | ૧૬૧૬ | ૧૬૫૩ | ૧૬૭૬ | |
| ૬૧ | કર્ણસિંહ: | ૧૬૪૦ | ૧૬૭૬ | ૧૬૮૪ | |
| ૬૨ | જગતસિંહ | ૧૬૬૪ | ૧૬૮૪ | ૧૭૦૯ | |
| ૬૩ | રાજસિંહ | ૧૬૮૬ | ૧૭૦૯ | ૧૭૩૭ | |
| ૬૪ | જયસિંહ | ૧૭૧૦ | ૧૭૩૭ | ૧૭૫૫ | |
| ૬૫ | અમરસિંહ | ૧૭૨૯ | ૧૭૫૫ | ૧૭૬૭ | |
| ૬૬ | સંગ્રામસિંહ | ૧૭૪૭ | ૧૭૬૭ | ૧૭૯૯ | |
| ૬૭ | જગતસિંહ | ૧૭૬૬ | ૧૭૯૦ | ૧૮૦૮ | |
| ૬૮ | પ્રતાપસિંહ | ૧૭૮૧ | ૧૮૦૮ | ૧૮૧૦ | |
| ૬૯ | રાજસિંહ | ૧૮૦૦ | ૧૮૧૦ | ૧૮૧૭ | |
| ૭૦ | અરિસિંહ | ૦ | ૧૮૧૭ | ૧૮૨૯ | |

| નંબર | મહારાણાઓના નામ | જન્મ સંવત | રાજ્યાભિષેકની સંવત | મૃત્યુકા સંવત | કેફિયત |
|---|---|---|---|---|---|
| ૭૧ | હમીરસિંહ | ૧૮૧૮ | ૧૮૨૯ | ૧૮૩૪ | |
| ૭૨ | ભીમસિંહ | ૧૮૨૪ | ૧૮૩૪ | ૧૮૮૫ | |
| ૭૩ | જવાનસિંહ | ૧૮૫૭ | ૧૮૮૫ | ૧૮૯૫ | |
| ૭૪ | સરદારસિંહ | ૧૮૫૫ | ૧૮૯૫ | ૧૮૯૯ | |
| ૭૫ | સ્વરૂપસિંહ | ૧૮૭૧ | ૧૮૯૯ | ૧૯૧૮ | |
| ૭૬ | શંભુસિંહ | ૧૯૦૪ | ૧૯૧૮ | ૧૯૩૧ | |
| ૭૭ | સજ્જનસિંહ | ૧૯૧૬ | ૧૯૩૧ | ૧૯૪૧ | |
| ૭૮ | ફતેહસિંહ | ૧૯૦૬ | ૧૯૪૧ | | |
| ૭૯ | ભોપાલસિંહ | ૧૯૪૧ | | | હાલમાં રાજ્ય કરે છે. |

આ વંશાવળી આગલની વંશાવળી કરતાં ઘણીજ કાળજીથી સંશોધન ક
લખી છે. આ વંશાવળીમાં કોઈ જાતનો સંદેહ નથી.

આ વંશાવાળી સાબીત કરવાને અનેક પ્રશસ્તિઓ છે:—

૧ એકલીંગેશ્વરની પશ્ચિમ કુંડા ગામમાં વિક્રમી ૭૧૮ ની ખોદાએલી
રાજીતના રાજ્ય સમયની.

૨ ઉદયપુરથી દિલ્હી દરવાજા બહાર શારણેશ્વર મહાદેવના મંદિરમાં વિ
૧૦૧૦ ની ખોદાએલી અલ્લટના રાજ્ય સમયની.

૩ ઉદયપુરથી એક માઇલ પૂર્વ હરિસિદ્ધિ દેવીના મંદિરની સીડીઓ ઉપર[1]
૪ ચૈતપુરની પ્રશસ્તિ વિક્રમી ૧૦૩૪ ની, જે કર્નલ ટોડને મળી.
૫ એકલિંગેશ્વરમાં વિક્રમી ૧૨૭૦ ની, રાવલ જૈત્રસિંહના સમયની.
૬ ચિત્તોડમાં ગંભીરી નદીના પુલમાં વિક્રમી ૧૩૨૪ ની, રાવલ તેજસિંહના સમયની
૭ ચિત્તોડગઢમાં મહાસતીની ઉત્તર દરવાજાની પાસે પ્રસિદ્ધ રસિયાની છત્રીમાં વિક્રમી ૧૩૩૧ ની રાવલ સમરસિંહના સમયની.



૧. આ પ્રશસ્તિ અપૂર્ણ મળી છે, એટલે સંવત લખી નથી.

# અજોડ મેવાડ

મેવાડનું નામ લેતાં જ મહારાણા પ્રતાપ તથા વિર ભામાશાહનું જ નામ યાદ આવે છે. સુપ્રસિદ્ધ કેસરીયાજી પણ યાદ આવે છે. મેવાડના ઇતિહાસે માનેલી ઔરતકથાઓ પાણી તથા પહાડોથી સુશોભિત મેવાડ દેશ કોણે પ્રીય ન લાગે। મેવાડની પ્રજાની નમ્રતા અને મૃદુ વાણી બાપા હજુર જો હુકમ અન્નદાતા આદિ અત્યંત મધુર ભાષાથી તેમજ વિવેકભરી વાણીથી મેવાડ આજે ભારતવર્ષ સમસ્ત પ્રાન્તોમાં અપૂર્વ સ્થાન શોભાવી રહ્યું છે.

દોહો

મેવાડે પંચ રત્નાનિ કાંટા ભાટા ચ પર્વતા;
ચતુર્થો રાજ દંડ સ્યાત પંચમ વસ્ત્ર લૂંટનમ.

૧ કાંટા, ૨ પત્થર, ૩ પર્વત, ૪ રાજદંડ તથા ૫ ચોર લોકોનો ઉપદ્રવ. એ પાંચ કારણથી મેવાડને પ્રસિદ્ધ માને છે.

એક દુઃખી હૃદયના આત્માએ મેવાડ જવા માટે ના પસંદગી બતાવી છે. તે બાબતનું મળેલું કાવ્ય વાંચવાથી માલુમ પડશે.

મેવાડ દેશે ભૂલેચૂકે મત કરીયો પરવેશ,
નહિ આછો ખાનો બહુ દુઃખ જાણો રાણાજી રે દેશ.
જબ મક્કી રોટી ઉબ્બજ ખોટા ખોટા ખાય હમેશ,
ઉજવળ ભક્તારી સો નરનારી કાળા પહિરે વેશ.
મેવાડ દેશે ભૂલેચૂકે મત કરીયો પરવેશ.

માથે પાઘડીયાં સંકડી જડીયાં કર્મને બાંધે તાણ,
મનમે મોટા ઘરમે ટોટા બાડયાં બાંધે કાન.
ભાગે પહેલાંસે ફોજા ફાટે રાસતર બાંધે વિપેશ,
મેવાડ દેશે ભૂલેચૂકે મત કરીયો પરવેશ.

નહિ ચાલે ગાડાં રથ મતવાલા ઘોડા કંપે તેહ,
જ્યાં ચોટી જાવે જવ ભર લાવે મક્કી ખાવે જેહ.
પરદર્શન બેઠા ભૂખા રેવે પ્રભુ ગુણ ગાવે કેમ,
મેવાડ દેશે ભૂલેચૂકે મત કરીયો પરવેશ.

આવા અનેક પદોમા આવું અનુભવી ગીત મેવાડની કઠણાઈને ગાઈ બતાવી છે આનું મુખ્ય. કારણ તો એક જ છે કે મેવાડના વિશાલ પહાડી ભાગોમા ઉતરવાવાળા મુસાફરને આવો અનુભવ જરૂર થાય છે

મેવાડમા મોટા કંકર પહાડો તથા પત્થર નદી વીગેરે નાળાવાળો સુકો દેશ હોવા છતા પણ વીર ભૂમિવાળો દેશ છે અને ચારિત્રશાળી પુર્વાચાર્યોની ચરણ રજથી પવિત્ર બનેલો દેશ છે હિન્દુધર્મનો રક્ષણ હાર દેશ છે તથા આત્માભિમાન સાથે ગૌરવશાળી દેશ છે એમા જરાપણ સંદેહ નથી

મેવાડમા કેશરીયાજી, કરેડા, દેલવાડા, અદબદજી, દયાળશાહનો કિલ્લો, ચિત્તોડગઢ, વિગેરે જૈન તિર્થો હાલ મોજુદ છે આ સિવાય સારા મેવાડમાં લગભગ ત્રણ હજાર જૈન મંદિરો વિદ્યમાન છે મેવાડના એ મંદિરો તથા તિર્થોનું નીરીક્ષણ કરવાથી માલુમ પડે છે કે શીલસૂરિ સોમસુંદરસૂરિ સદાનંદ સૂરિ, ઉદયરત્નસૂરિ, ચારિત્રરત્નસૂરિ, જીનચંદ્રસૂરિ, જીનસિંહસૂરિ, વિજયદેવસૂરિ, શાન્તિસૂરિ, તથા માનસૂરિ એવા અનેક આચાર્યોએ મેવાડની ભૂમિમા પધારી ભૂમિને પવિત્ર કરી શાશનની શોભા વધારી છે

ઉપરોક્ત આચાર્યોના સમયે મેવાડ દેશમા જૈનધર્મને માનવાવાળી વસ્તીનો લગભગ પચાસ હજાર જૈનોના ઘર હતા આજ વર્તમાન યુગમા આજ એજ મેવાડમા તેમજ ઉદયપુરમાં મામૂલી મુશકીલથી પાચશોથી સાતશો ઘર ફક્ત મૂર્તિ પૂજકોના છે મેવાડની આવી શોચનીય દશા આવાવાનું મુખ્ય કારણ અનુભવથી એકજ જણાય છે કે શ્વેતામ્બર મૂર્તિપૂજક સાધુઓના વિહારનો અભાવ અને સાધુઓમા આવેલી શીથીલતાના કારણથી પાછળથી ઘણા વર્ષોથી વિહાર બીલકુલ બન્ધ રહ્યો હતો ખરૂં કારણ તો એક જ છે કે જો સાધુઓ શીથીલ ન બન્યા હોત અને મેવાડનો પ્રવાસ જારી રાખી ઉપદેશ રૂપી અમૃતવાણીનું જો પ્રજાના હૃદયમા સીંચન કર્યું હોત તો આજે આ દશા મેવાડની ન આવત પણ લાચાર કે જ્યા ભાવિજ પ્રતિકુળ હોય ત્યા કોઈ શું કરે તે પછી તો યુગનાયુગ બદલાયા પણ વર્તમાન યુગમા ચૌદથી પંદર વર્ષથી સ્વર્ગવાસી વિજય નિતિસૂરિશ્વર મેવાડમા પધાર્યા તેઓશ્રીએ મેવાડના ગામડાઓમા વિહારમા જે જનતાની દુર્દશા જોઈ અને અન્ય ધર્મીઓના સતત પ્રચારથી અને ઉપદેશથી જૈન મંદિરોની પણ ખરાબ હાલત થઈ રહી હતી લગભગ આખા મેવાડમા પણ હજારો મંદિરોની હારમાળા હોવા છતા એક પણ મંદિર ઉપર સફાઈ કે રૈણુક જોવામા ન આવી તે પછી ચિત્તોડના કિલ્લાની મુસાફરી કરી તે કિલ્લો જોતા કિલ્લાના ઉપર કર્માશાહ શૃંગાર ચવરી જૈનોના કીર્તિસ્થંભ સત્તાવીશ દેરીનું દહેરાસર આવા અનેક મંદિરોની હારમાળા જોતા જ તેમજ તે મંદિરોની

પરિસ્થિતી જોતાં ગુરૂદેવના હૃદયને મહા આગાધ લાગ્યો. મન સાથે અભિગ્રહ ધાર્યો અને ચિત્તોડનો તેમજ મેવાડનો ઉદ્ધાર કરવા નિશ્ચય કર્યો મેવાડના ગામડે ગામડે મક્કાઇનો રોટલો ખાઇ વિહાર કરી પોતાની આત્માશ્રદ્ધાથી તેમજ ભાવનાથી જ પ્રભુના ભરૂસા ઉપર પ્રચાર કાર્ય ચાલુ કર્યું ભીલવાડા પાસે આવેલા પુર ગામમાં જૈન મંદિરોની પ્રતિષ્ટા કરાવી બાળકો બાળીકાઓને ધાર્મીક ભણાવવા, માટે ગામોગામ પાઠશાળાઓ ખોલાવી, અને પોતાના ભક્તોને ઉપદેશ આપી, તે ભક્તો દ્વારા ચિત્તોડ તેમજ મેવાડના ઉદ્ધારની શરૂઆત કરાવી અને ગુરૂદેવની આજ્ઞાનુસાર ઘણા ગૃહસ્થોએ ચિત્તોડ તેમજ મેવાડના ઉદ્ધારના માટે લાખો રૂપીયાની ઉદારતા બતાવી અને કામની શરૂઆત કરી સંવત ૧૯૯૮ મહા મહિનામાં ચિત્તોડના મંદિરની પ્રતિષ્ટાનું મુર્હુત હતું. ગુરૂદેવની તબીયત નરમ હોવા છતાં એકજ તમન્ના હતી કે મારા ચિત્તોડનો ઉદ્ધર કેમ જલ્દી થાય અને શાશનની સેવા બજાવું એજ ભાવનાથી વિહાર કરતાં કરતાં એક લીંગજી પધાર્યા તે વખતે શરીર ઘણુંજ નબળું પડયું શકિત ઘટતી ગઇ વૃદ્ધ ઉંમર હોવા છતાં ઉત્સાહ એવો હતો કે ભલભલા યુવાનને પણ શરમાવે, પરંતુ કુદરત ગુરૂદેવ માટે પ્રતિકુલ હતી. તેની ઇચ્છા કોઇ જુદીજ જણાતી હતી આખરે ગુરૂદેવ પ્રભુ સ્મરણ કરતાં કરતાં સં ૧૯૯૮ના પોષ વદી ૩ ત્રીજના રોજ કાળના પંજામાં સપડાયા અને મનની વાત મનમાં રહી. અને ગુરૂદેવ પ્રતિષ્ટા ઉપર ન જઇ શકયા પરંતુ તેઓએ અંતિમ અવસ્થા વખતે ચોખ્ખા શબ્દોમા કહેલું કે મારૂં ગમે તે થાય તો પણ તમે પ્રતિષ્ટા બંધ ન રાખશો આખરે ગુરૂદેવના વચનપર વિશ્વાસ રાખી આવેલા ભકતોએ અને ભાવિકોએ રડતા હૃદયે ચિત્તોડના મંદિરની પ્રતિષ્ટા કરી, અને તે પ્રતિષ્ટા વખતે શેઠ ભગુભાઇ ચુનિલાલ સુતરીયા તથા શેઠ ત્રીકમભાઈ મગનલાલ સુતરીયા તથા શેઠ મોતીલાલજી વોરા તથા અંબાલાલ દોશી શેઠ રોસનલાલજી ચતુર વિગેરે ઘણા સંભાવિત ગૃહસ્થોએ પોતાની લક્ષ્મીનો સદ પયોગ કર્યો અને શાસનની શોભાવધારી હતી આજે એ સ્વર્ગવાસી ગુરૂદેવનો આત્મા સ્વર્ગમાં બિરાજમાન હોવા છતાં પોતાની ભાવના જે ચિત્તોડ માટે હતી. તેજ ભાવના હજુ પણ એની એજ છે, સ્વર્ગવાસ ગુરૂદેવના, સુ શિષ્યો, ગુરૂદેવની અંતિમ ઇચ્છા પૂરી કરી ગુરૂદેવના નામને દીપાવશે. એ ભાવના તો હરકોઈ જૈન તો બાલક રાખી શકે અને ગુરૂદેવના જે શિષ્યો છે તે પણ ગુજરાત કાઠીયાવાડનો મોહ છોડી, આ કાંટાળ અને પ્રહાડી પ્રદેશોમાં વિહાર કરી, અજ્ઞાન આત્માઓમાં જ્ઞાનનું સિંચન કરે, અને શોભા વધારી ગુરૂદેવનું રૂણ અદા કરે, શાસન દેવ ગુરૂદેવના સંઘાડાના સર્વ આચાર્યો. પંન્યાસો, મુનીમહારાજો, વિગેરેમાં મેવાડનો ઉદ્ધાર કરવાની પ્રેરણા કરે. અને શાસન ને દીપાવવા માટે કાર્યને પોતાનું સમજી પુરૂ કરે.

---

—

# કેશરીયાજીની પ્રતિમાની ( પ્રાચિનતા. )

જૈન શ્વેતામ્બર તીર્થ કેશરીયા નાથજીમાં જે ઋષભદેવ ભગવાનની શ્યામ પાષાણની જે પ્રતિમા છે તે લગભગ ત્રણ ફૂટની ઉંચી છે. ઘણી જ પ્રાચીન પ્રતિષ્ઠાપિત છે જેનું વર્ણન લગભગ ૧૯૪૭ વિ. સંવતમાં ઝવેર સાગરજી નામના મહારાજે પ્રકાશિત કર્યું છે જેમાં એ બતાવવામાં આવ્યું છે કે, આ પ્રતિમા ગામ બડોદ એ વખત પર ડુંગરપુર રાજ્યાન્તર્ગત છે. ત્યાં દૈવ યોગેધુલેવ ગામમાં આવ્યા, આ બાબત શ્રીમાન ગૌરીશંકર ઓઝા પણ પ્રમાણિક પણે પોતાનો બનાવેલો રાજપૂતાના ઇતિહાસમાં લખે છે કેઃ—

એ પ્રતિમા ડુંગરપુર રાજ્યની પ્રાચીન રાજધાની બડોદ નામના જૈન મંદિરમાંથી લાવીને અહીંયાં બિરાજમાન કરી છે પૃષ્ટ ૩૪૬

આ સિવાય મુનિ મહારાજ ઝવેર સાગરજીને શ્રી કેશરીયાજી તીર્થનો વૃત્તાંત નામનું જે પુસ્તક પ્રકાશિત કર્યું છે. તેમાં પણ નીચે મુજબ વૃત્તાંત લખેલો છે.

શ્રી કેશરીયાજી ઉ ઋષભદેવની જે મુર્તિ હાલ ધુલેવ ગામમાં બિરાજમાન છે. તે શ્રી મુનિ સુવૃત સ્વામી વીશમા તીર્થંકરના વખતમાં પ્રતિ વાસુદેવ, રાવણના વખતમાં લંકામાં બિરાજમાન હતી ત્યાંથી શ્રી રામચંદ્રજી રાવણને છતી અયોધ્યા આવતી વખતે શ્રી કેશરીયાજીની મુર્તિ સાથે લાવ્યા હતા તે વખતે ઉજ્જેનમાં બિરાજમાન કરીઃ ઉજ્જેનમાંથી કોઇ કારણસર શ્રી કેશરીયાજીની મુર્તિ વાગડ દેશના બડોદ ગામમાં આવી. ત્યાં ઘણાં વર્ષો સુધી બિરાજમાન રહી. બડોદ ગામથી ધુલેવની નજીક જ્યાં હાલમાં કેશરીયાજીનાં પગલાં છે તે ઠેકાણે દૈવયોગથી જમીનમાંથી નીકળી.

આ ઉપરથી પણ સાબીત થાય છે કે તે મુર્તિ જૈન શ્વેતામ્બરની જ હતી એક વખતના જમાનામાં એજ પ્રતિમાના કારણથી બડોદ ગામ એક તીર્થ સ્થાન ગણાતું હતું .

એ પ્રમાણે ઇતિહાસથી પણ સાબીત થાય છે અને તેનું ટુંકમાં માલવા દેશાન્તરગત માંડવગઢ ના મંત્રી પેઠડશાહના ચરિત્રમાં મુનિ મહારાજ શ્રી સુકૃત સાગરજીએ પ્રતિપાદન કર્યું છે. પૃષ્ટ ૨૨ ઉપર લખ્યું છે

નાગહૃદે નાગપુરે, નાસિક્ય વટપદ્રયો
સોપારકે રત્નપુરે, કોરટે કરહેટકે. ॥૪૪॥

આ ચરિત્રમાં ખુલાસો લખ્યો છે કે પેઠડશાહને ચોરાશી જૈન મંદિરો બનાવ્યાં હતાં. તે તીર્થોમાં કરેડા (મેવાડનું નામ લખે છે. "વટપદ્રયો") બડોદનો પણ ઉલ્લેખ આવે છે.

એ પ્રતિમા ડુંગરપુર રાજ્યના પ્રાચિન રાજધાની (બડોદ) વટપ્રદ્રકના જૈન મંદિરમાંથી લાવી. અહિયાં પધરાવી છે. બડોદનું પુરાતન મંદિર પડી ગયું હતું. અને તેના પત્થર અહીં વટવૃક્ષના નીચે એક ચબુતરા પર લાવ્યા છે. ને પોતાના બનાવેલા મેવાડના ઇતિહાસના પ્રથમ ભાગ પૃષ્ઠ ૪૦ ના ઉપર લખે છે. કે અહીં પૂજનની મુખ્ય સામગ્રી કેશરની છે આ પ્રમાણે કેશરીયાજીની પ્રતિમા બાબત લખી. તે પછી બાવન જીનાલયના બાબતમાં ગૌરીશંકરનો બનાવેલો મેવાડ રાજ્યના ઇતિહાસના પ્રથમ ભાગના પૃષ્ઠ ૪૩ઉપર લખ્યું છે કે

એ મંદિરના પહેલા મંડપમાં તીર્થંકરોની ૨૨ અને દેવ કુલીઓમાં ૪૪ મુર્તિઓ બિરાજમાન છે. દેવ કુલીઓની વિક્રમ સંવત ૧૭૪૬ની બનેલી. તે પૈકી વિજયસાગરસૂરિની મુર્તિ પણ છે. અને પશ્ચિમ બાજુમાં દેવ કુલીઓમાંથ એકનું અનુમાન. ૬ ફુટ ઉચ્ચા પથ્થરનું એક બનાવેલું છે. જેના ઉપર તીર્થંકરોની ઘણી નાની મુર્તિઓ ખોદેલી છે. એને લોકો ગિરનારનું બિંબ કહે છે ઉપરોક્ત ૭૬ મુર્તિઓમાં ૧૪ મુર્તિઓ લેખવાળી. ૩૮ દિગમ્બર સંપ્રદાયન અને ૧૧ શ્વેતામ્બરની છે. લેખવાળી મુર્તિઓ વિક્રમ સંવત ૧૬૧૧ થ ૧૮૬૩ સુધીની છે.

ઉપરની હકીકત અનુસાર ૧૭૫૬માં બનેલી. શ્રીમાન વિજયસાગરસૂરિ મહારાજની મુર્તિ એજ આચાર્ય મહારાજની પ્રતિષ્ઠા કરાવેલી છે સંવત ૧૭૪ ની પ્રતિમા મોજુદ છે તે જોવાથી નિશ્ચય થાય.છે કે કેશરીયાજીનું મંદિ શ્વેતામ્બર મંદિર છે. તેથીજ શ્વેતાંમ્બર જૈનાચાર્યની મુર્તિ સ્થાપન કરવામ આવી છે. અગર જો બીજા સંપ્રદાયનું કે બીજા ધર્મનું મદિર હોત તો જૈના ચાર્ય વિજયસાગરસૂરિજીકી મુર્તિ કોણ સ્થાપિત કરત.

શ્રીમાન વિજયસાગરજી મહારાજ વિજય ગચ્છના હતા. જેની મુતિ લગભગ દોઢ ફુટ ઉંચી બિરાજમાન છે. એમનો અંતિમ કાળ પણ ધુલે નગરમાં જ થયો છે.

સૂરિજી મહારાજ શ્રીએ મેવાડમાં ઘણો જ વિહાર કર્યો હતો. તેન સાબીતીનો આધાર વડોદરા પાસે છાની ગામના શ્વેતામ્બર જૈન મંદિરમાં શ્ર આદિનાથ ભગવાનની પ્રતિમા સ્થાપિત છે. તેના પદમાસન પર સંવત ૧૭૭ માં પ્રતિષ્ઠા કરાવી. તેનો લેખ નીચે મુજબ છે.

એ શ્રી ગણેશાય નમઃ શાસ્વતિ શ્રી (પ્ર) જીનેંદ્રાય સિદ્ધાય પરમાત્માને ધર્માત્મ કરણાય જ્ઞાનાય નમોઃ નમઃ સંવત ૧૭૩૨ વર્ષે શાકે ૧૫૯૭ પ્રવર્ત્તમાને વૈશાખ શુક્લ પંચમ્યાં ગુરો પુષ્પ નક્ષત્રે શ્રી મેદ પાટ દેશે શ્રી ઉદયપુરે (મ,) ચિત્રકોટ પતિ સીસોદિયા ગોત્રે મહારાણા શ્રી જગતસિંહજી તદપોકરણાધીર મહારાજ ધિરાજ મહારાણા શ્રી વિજય રાજ્યે શ્રી બૃહદ ઓસવાલ જ્ઞાતીય સીસોદિયા ગોત્રે સુરપુરીયા વંશે સંઘવી શ્રી તેજસીજી તદંગજ પુત્ર સં દયાલદાસજી તદ ભાર્યા સૂર્યદે પાટમદે પુત્ર સાંવલદાસજી ભાર્યા મૃગાદે પ્રમુખ પરિવાર સહિતો શ્રી ઋષભદેવ શ્રી વિજયગચ્છે શ્રી પૂજ્ય કલ્યાણસાગર સુરિન્દ્ર તત્પદે શ્રી પૂજ્ય શ્રી સુમતિસાગર સૂરિશ્વર તત્પદે શ્રી આચાર્ય શ્રી વિજય સાગર સૂરિભિ શ્રી ઋષભદેવ બિંબ પ્રતિષ્ટંતં.

આ સિવાય વિ સ. ૧૭૩૨ માં મહારાણા શ્રીના મંત્રી દયાળશાહે રાજ સમુદ્રના કિનારા ઉપર એક પહાડની ટેકરી ઉપર લગભગ એક કરોડ રૂપીયા ખરચી એક ભવ્ય મંદિર બનાવ્યું હતું એની પ્રતિષ્ટા પણ ઉપરોક્ત સાલમાં શ્રી વિજયસાગરજી મહાર જે કરાવી હતી. એ સમય પર ઔરંગઝેબ સાથે લડાઇ છાની ગામમાં પ્રતિષ્ટા નહિ થઇ હોય એમ સંભવિત લાગે છે

( પગલી પ્રકરણની નોંધ )

પ્રતિમાઓનું વર્ણન કર્યા બાદ ચરણ સ્થાપના તરફ લક્ષ ખેંચાયા વગર રહેતું નથી ભગવાન ઋષભદેવનાં માતાજી મરૂદેવીની મુર્તિ મંદિરમાં જતા નીસરણીની છત ઉપર પાષાણના હાથીપર સ્થાપિત છે અને તેની પાસે શ્રીમાન સિદ્ધિચંદ્રજી તથા ભાનુચંદ્રજીના પગલાં સ્થાપિત કરેલાં છે અને સ્થાપિત કરેલાં પગલાંની સંવત ૧૬૮૯ નો માલુમ પડે છે શ્રીમાન સિદ્ધિચંદ્રજી અને ભાનુચંદ્રજીનું નામ ઐતિહાસ જાણવા વાળાથી અજાણ્યું નહિ હોય કારણ કે તેઓશ્રી કાદમ્બરી નામના ગ્રંથની ટીકા બનાવી છે અને પોતે ઉચ્ચ કોટીનાં વિદ્વાન હતાં અને બાદશાહ અકબરની સાથે એઓશ્રીનો ગાઢ સબંધ હતો. મહારાજ શ્રીએ જ બાદશાહ અકબરને પ્રતિબોધ આપી, જીવ હિંસા બંધ કરાવી હતી વળી હીરવિજયસૂરિ મહારાજ શ્રીને જૈન તીર્થોના પરવાના પણ ઉપરોક્ત મહારાજશ્રીની સાથે મોકલ્યા હતા. આથી વિશેષ અતિરોક્ત રૂપાહરા હોય પ્રકાશિત કરો, શ્રીમાન જીનવિજયજી પૃષ્ટ ૨૩ ઉપર લખે છે કેઃ—

શ્રી સિદ્ધિચંદ્રજી પણ શાંતિચંદ્રજીની માફક શતાવધની હતા. તેથી આ પ્રતિમાજીનો અદ્‌ભૂત ચમત્કાર દેખી બાદશાહે "ખુશફહેમ" ની માનવંતી પદવી "ફારસી ભાષામાં" અર્પણ કરી જેથી ઘણા રાજદ્વારી પુરુષો સાથે ગાઢ સબંધ થયો હતો.

આ મહાનુભાવના ચરણ સંવત ૧૬૮૮ માં પ્રતિષ્ઠા કરાયેલ મરુદેવી માતાના હાથીની પાસે સ્થાપિત કરેલ છે આ બધી હકીકત શ્વેતામ્બર સંપ્રદાયની તરફેણમાં મજબૂત છે. કારણ કે સંવત ૧૬૭૫ માં દેરાસર પૂર્ણ થયું. અને ૧૬૮૮ માં શ્રીમાન સિદ્ધિચંદ્રજી તથા ભાનુચંદ્રજીના ચરણ પાદુકાની પ્રતિષ્ઠા થઈ. આ ઉપરથી એવું સાબીત થાય છે કે સંવત ૧૬૮૮ માં શ્વેતામ્બર સમાજની આ તીર્થ ઉપર સંપૂર્ણ હકુમત હતી.

આવા આવા અનેક ઇતિહાસીક પ્રમાણોથી પણ સાબીત થાય છે. અને જૈન શ્વેતામ્બરના હક્ક સાબીત થવાના કારણો પણ મજબૂત છે.

સંવત ૧૮૯૩ માં શ્રીમાન વિજય જીણેંદ્રસૂરિજી મહારાજના ઉપદેશથી છત્રી બનાવવામાં આવી હતી. અને એમને જ છત્રીમાં ચરણ સ્થાપનાની પ્રતિષ્ઠા સંવત ૧૮૯૩ ના જેઠ સુદ ચતુર્દશી ગુરુવારના રોજ ઘણી જ ધામધુમથી કરાવી હતી.

જેની હકીકત નીચે પ્રકારની છે. અને તેજ સ્થાનમાં હાલ પણ મોજુદ છે

સ્વસ્તી શ્રી સંવત ૧૮૯૩ શાકે ૧૬૩૯ માં જ્યેષ્ટ માસ જેઠ માસમાં સુદિ ૧૪ ગુરુવારના રોજ ઉપદેશ જ્ઞાતિમાં વૃદ્ધિ શાખામાં કોષ્ઠાગાર ગોત્રે સુશ્રાવ[illegible] પુણ્યપ્રભાવક શ્રી દેવગુરુ ભક્તિકારક શ્રી જિનાજ્ઞા પ્રતિપાલક શાહ શ્રી શંભુ[illegible] દાસ તેના પુત્ર કુળ ઉદ્ધારક કુળ દીપક શીવલાલ અંબાવિદાસ તેના પુત્ર દોલ[illegible] તરામ ઋષભદાસ શ્રી ઉદેપુર નિવાસી શ્રી તપગચ્છમાં સકલ ભટ્ટારક શિરોમણ[illegible] ભટ્ટારક શ્રી વિજય જિનેંદ્રસૂરિજીના ઉપદેશથી પન્યાસજી મોહનવિજયજીએ કરાવી હતી.

ઉપર ચરણ સ્થાપના સિવાય શ્વેતામ્બર જૈનાચાર્ય શ્રી જીનદત્તસૂરિ[illegible] મહારાજ જેઓ દાદા સાહેબના નામથી પ્રસિદ્ધ છે. જેઓની ચરણ પાદુક[illegible] સંવત ૧૦૧૨ ફાગણ વદી ૭ ગુરુવારના રોજ સ્થાપિત કર્યા હતા. જેનો લે[illegible] ઉપરોક્ત સ્થાનમાં મોજૂદ છે.

તે પછી શ્રીમાન પંન્યાસજી મહારાજ રૂપવિજયજીના ચરણ સંવ[illegible] ૧૯૦૫ માં સ્થાપિત કરાયાં હતાં. તેના લેખની નકલ નીચે પ્રમાણે

સં. ૧૯૦૫ ના વર્ષે વૈશાખ માસે શુકલ પક્ષે અક્ષયત્રીતીયા દિવસે શ્[illegible] તપગચ્છાધિરાજ ભટ્ટારક શ્રી વિજયસિંહસૂરિ વિનય યોગાચાર્ય-શ્રી સત[illegible] વિજય ગણિતત્પટ્ટે યોગાચાર્ય શ્રી સત્ય વિજય ગણિતત્પટ્ટે યોગાચાર્ય શ્[illegible] ખીમાવિજય ગણિતત્પટે યોગાચાર્ય વિટતજિનોત્તમ શ્રી ઉતમ વિજય ગણિતત્પટ્[illegible] કોવીંદ કુલ કમલ દિન કરાય માત યોગાચાર્ય શ્રી પદ્મવિજય ગણિતત્પટ પંક્[illegible]

મધુકરાય આન પંન્યાસ વિદ્વાન જિન શ્રીરોમણિ રૂપવિજય ગણિતત્પાદુકા એયો નિમિતં પ્રતિષ્ઠીત પં. અમિવિજય ગણી શ્રી શુભ ભવતું ( વાંચક જરા વિચારી નક્કી કરજો કે કોનો હક છે. )

## ધ્વજ દંડા રોહનની ઐતિહાસીક નોંધ.

સમાજના વિચારક અને સમજુ માણસો પ્રતિમા પ્રકરણ અને ચરણ પાદુકાની હકીકત પર જોશે તો જરૂર તેને ખ્યાલ આવશે અને સમજાશે કે કેશરીયાજીના મંદિરનો હક જૈન શ્વેતામ્બર સમાજનો હતો અને છે.

વિ. સં. ૧૮૮૯ માં શેઠ સુલતાન મલજીએ ચઢાવ્યો હતો. જેનું પ્રમાણ ધ્વજા દંડની પાટડી જે હાલ પણ ભન્ડારમાં મોજૂદ છે. તેના ઉપર જે લેખ લખ્યો છે તેની નકલ નીચે પ્રમાણે છે.

### ધ્વજા દંડકી પાટીકે લેખકી નકલ.

શ્રી ઇષ્ટ દેવાય શુભ સંવત ૧૮૮૯ શાકે ૧૬૫૪ પ્રવર્તમાને માગશર માસ શુકલ પક્ષ દશમ્યા રવિવારે ધડક દેશે શ્રી ધુલેવ નગરે શ્રી દેવાધિદેવ શ્રી રીખવદેવ મહારાજને દંડ ચઢાવ્યો. મહારાજ ધિરાજ મહારાજાનું શ્રી સુરાન સિંહજી રાજ્યે જેશલમેર વાસ્તવ્ય ઓસવાલ જ્ઞાતીય વૃદ્ધિ શાખાયાં બાફણા ગોત્રે શેઠ બહાદુર મલસિવાઈસિં મગનીરામ જોરાવરમલ પ્રતાપસિંહ કુંવર સુલતાનચંદ સ. પરિવારેણ કરાપિતં પ્રતિષ્ટિતં સર્વસુરિ ભીરૂવદાસ ઉપદેશાત ભંડારી શ્રી દલચંદજી લાલચંદજી શ્રી રસ્તુ ભદ્રં ભૂયાત્

તે પછી સંવત ૧૯૮૪ ના વૈશાખ શુકલ પાંચમ શેઠ પુનમચંદજી કરમચંદજી કોટવાળા ( પાટણ ગુજરાત ) એ પાંચ હજાર રૂપીયા ભેટ આપીને ધ્વજા દંડ ચઢાવ્યો હતો. જેની તમામ ક્રિયા વિધિ શ્રીમાન આનમોધ્ધારક શ્રી સાગરાનંદસુરિજીની દેખરેખ નીચે કરવામાં આવી હતી તે ધ્વજા દંડની પટરી ઉપર જે લેખ લખ્યો છે તેની નકલ નીચે મુજબ છે.

### ધ્વજા દંડના લેખની નકલ

વીર સંવત. ૨૪૫૩ વિ સં. ૧૯૮૪ વૈશાખ સુદી પંચમ્યાં શુક્રવારે મેદ પાટેશ્વર મહારાણાશ્રી ૧૦૮ શ્રી ફત્તેહસિંહજી મહારાજ કુંમાર શ્રી ભૂપાળસિંહજી રાજ્યે શ્રી ધુલેવ નગરે શ્રી ૧૦૦૮ શ્રી આદિનાથ બિંબ તે શ્રી કેશરીયાજી સંઘકે તીર્થેએ તે તીર્થ સતકોદય પુરીત શ્રી શ્વેતામ્બક સંસ્થાય ધ્વજ દંડયોરાપેય કારિત પ્રતિષ્ટાય કૃતા તપાગચ્છાચાર્ય શ્રી આનંદ સાગર સુરિજી શુભ ભવંતુ

વાંચક વર્ગ ઉપરોક્ત હકીકત જેટલી સત્ય અને પ્રમાણસર લાગી તેટલી જ મેં મારી બુદ્ધિથી રજુ કરી છે ઐતિહાસીક પ્રમાણોનો હજી પણ વધુને વધુ શોધ ખોળ કરવામાં આવે તો ઘણી જ હકીકતો મળી આવે તેમ છે પણ અફસોસ એટલો જ છે કે જૈન સમાજને આજે તે બાબતની લાગણી કે ધગશ નથી. તેમજ ઐતિહાસીક પ્રમાણો શોધવા માટે પણ ઉદારતા નથી. તેમજ તે બાબતનો લક્ષ પણ નથી. આશા છે કે જો જૈન સમાજ મારા કાર્યમાં મને સરળતાના સાધન કરી આપે તો આથી વિશેષ હકીકત રજુ કરવા પ્રયત્ન કરવાની અભિલાષા રાખું છું.

કેશરીયાજી પ્રકરણ સમાપ્ત.

## Extract from The Imperial Gazetteer of India

### Vol. XXI

[ New Edition 1908 ]

Page 168-169

The famous jain temple sacred to Adinath or Rakhabnat is annualle visited by thousands of pilgrims from all parts of Rajputanas & Gujarat It is difficult to determine the age of thi building, but three inscriptions mention that it was repaired i the fourteenth and fiftinth centuries

Indian Antiquary Vol. I

શ્રી રૂષભદેવ અથવા આદિનાથ ભગવાનના જૈન પ્રસિદ્ધ દેરાસરમા દરસાલ રજપુતાનના અને ગુજરાતના દરેક પ્રાંતમાંથી હજારો યાત્રાળુઓ દર્શન કરવ આવે છે આ દેરાસર ક્યારે બધાયું તેની કલ્પના કરવી મુશ્કેલ છે પણ ત્રણ શિલાલેખ ઉપરથી જણાય છે કે આ દેરાસરજીનો જીર્ણોદ્ધાર ચૌદમાં અને પંદરમા સૈકામા કરવામાં આવ્યો થી ઇમ્પીરીયલ ગેઝેટ વોલ્યુમ ૨૧મું સને ૧૯૦૮ની નવી આવૃતિ પાનું ૧૬૮–૧૬૯ જુઓ શિલાલેખની નકલ

श्री फायासवास वासीवा केवलज्ञानदाग नमो समाप्रव (?) आदिनाथे मणमामि–विक्रमादित्य संवत १४३१ वर्षे वैशाख सुदि अक्षय तिथौ बुध दिने चादीना घुराळ– ।

ઉપરનો લેખ વિક્રમ સંવત ૧૪૩૧ના વૈશાખ શુદિ ત્રીજને બુધવારનો લખેલ છે

[ Indian Antiquary Vol I 1872 Page 96 ]

Framed Rikhabnath—A large and dncient anaubatkhna ( room for muoicians ) overhangs the great gat The temple itself is made up of a series of temples all counected, In each are Imoges of the Jaina Lords of course the great image is there The inner shrine is shut off from the rest of the building by gates plated with silver Each full moon from the Bhandar the high priest brings fourth address valued at a lakd and a half of rupees where with to cleck the god, whilst gold & silver vessels are used In Poja. All day long devotees lie prostrate befor the

shrine, whilst others offer saffron upon pillars upon which are supposed impressions of the feet of the god. All the rulers in Rajputana send gifts to Rishabnath–Saffron, Jewels, money and in return receive the high priest's blessing.

[ Abridged from the Times ]

## પ્રખ્યાત ઋષભદેવ

શ્રી મંદિરના ભવ્ય દરવાજા ઉપર એક જુના વખતનું નોબતખાનું છે આ ભવ્ય દેરાસરની અંદર જુદી જુદી દેરીઓ હારબંધ આવેલી છે દરેકમાં તીર્થંકર ભગવાનની મૂર્તિઓ છે. મુખ્ય પ્રતિમાજ શ્રી ઋષભદેવ ભગવાનની ભવ્ય પ્રતિમા મંદીરના વચલા ભાગમાં છે મંદિરના બારણા ઉપર ચાંદીના પતરા જડેલ હોવાથી તેના પ્રતિબિંબને લીધે બીજા ભાગમાંથી તેના દર્શન થઈ શકતા નથી

દરેક પૂનમને દિવસે દોઢ લાખ રુપિયાની ઝવેરાતના આભૂષણ પ્રતિમાજીને ચઢાવવામાં આવે છે. પૂજામાં સોના ચાંદીના વાસણ ઉપયોગમાં લેવાય છે, હંમેશાં યાત્રાળુઓ દરેક પ્રતિમાજીને પગે લાગે છે અને કેટલાએક થાંભલા ઉપર રહેલ દેવ દેવીઓની પ્રતિમાને કેસર ચઢાવે છે. રજપુતાનાના તમામ રાજાઓ તે દિવસે શ્રી ઋષભદેવ ભગવાનને કેસર–જવાહીર વિગેરે ઉત્તમ વસ્તુઓ પૂજામાં મોકલે છે. અને તેના બદલામાં શુભાશિષ મેળવે છે.

## Extract from the Imperial Gazetteer of India.

Vol. XXI [ New edition 1908 ] Page 168–198

The Principal image is of black marble and in a sitting pasture about three feet in hight It is said to hove been brought from Gujrat towalds the end of the thirteenth centuary. Hindus as well as the Jains, the latter as one of the twentyfour Tirthankers or hierachhs of Jainism the Bhils call him kalaji, from the colour of the image and have great faith in him. Another name is Kesaryaji from the Saffran (Kesar) with which pilgrims Besmere the Idol. Every vatary is entitled to wash off the paste applied by a previous worshipper, and in this way saffron worth thousand of rupees is offered to the god annually.

મૂખ્ય મૂર્તિ કાળા આરસની ત્રણ ફૂટ ઉંચી ધ્યાનસ્થ અવસ્થામાં છે. આ મૂતિ તેરમા સેંકડાના અંતમા ગુજરાતના કોઈપણ ભાગમાંથી લાવવામાં આવી છે. હિંદુઓ તેમજ જૈનો આ મૂર્તિની પૂજા કરે છે. જૈનો ચોવીસ

વીર્થંકર પૈકી પ્રથમ તીર્થંકર તરીકે પૂજે છે ભીલ લોકો શ્યામ પ્રતિમા હોવાને લીધે કાળાદેવ તરીકે (કાલા જી) પૂજે છે યાત્રાળુઓ પ્રતિમાજી ઉપ કેસર મોટા પ્રમાણમાં ચઢાવે છે તેથી તેમને કેસરીયાજી તરીકે માને છે દરેક યાત્રાળુઓ ચઢાવેલ કેસર સાફ કરીને નવું કેસર ચઢાવે છે અને પ્રથમ પૂજાનો લાભ મેળવવા બોલાચાલી થાય છે આ કારણથી હજારો રૂપિયાનું કેસર દરસાલ આ મૂર્તિને ચઢાવે છે

## સને ૧૮૫૪ના મે માસની ૨૨ તારીખે લખાએલ શિલાલેખ

### NOTICE

To all whom it concerns the shrine of Rikhavdev being held in great sancuty by the Hindus of Gujrat and other countries gentlemen and others encamping at the place are requested not to kill peofoul or peageans pucka tank near the village or to kill animals

| | |
|---|---|
| There Kherwar<br>22nd may, 1854 | *(Sd)* Johan C Brooke<br>Captain<br>Sule Hilly trackts Mewar |

કેપ્ટન જોન સાહેબ શિલાલેખમાં લખે છે કે શ્રી ઋષભદેવજીનું મંદીર ગુજરાત અગર બીજા દેશી રાજ્યના હિંદુઓ બહુ જ પવિત્ર માને છે તેથી આ જગ્યા પર આવી મોર અગર બીજા પ્રાણીઓને મારવા નહિ તેવી પ્રાર્થના કરવામા આવે છે ગામની બાજુમા નાનું તળાવ છે ત્યા માછલી પકડવાની અને વધ કરવાની તેમજ જૈન યાત્રાળુઓનુ મન દુભાય તેવું કોઈપણ કાર્ય કરવાની મનાઈ કરવામાં આવે છે

ઉપરના શિલાલેખો ઉપરથી વાંચકવૃંદને ખાત્રી થશે કે કેસરીયાજીનું તીર્થ કેવું પ્રાચિન અને જગજાહેર છે તે આપ જાતે સર્પૂર્ણ વાકેફ થશો.



# મેવાડની પંચતીર્થી

ચિત્તોડથી સાત માઈલ ઉત્તર તરફ નગરી નામનું એક પ્રાચીન સ્થાન
એ સ્થાનમાંથી પડી ગયેલા પત્થર તથા ત્યાંથી મળી આવેલા શિલાલેખો
ા પુરાના સિક્કાઓના આધારથી રાયબહાદુર પંડિત ગૌરીશંકર ઓઝા આ
ારીનું અનુમાન કરે છે. અને એમનું તો ત્યાં સુધી માનવું છે કે એ નગરીનું
ચીન નામ મધ્યમિકા હોવું જોઈએ. કારણ કે અજમેર જીલ્લાના વર્લીના
ના ગામમાંથી વીર સં. ૮૪ ના શિલાલેખમાં મધ્યમિકાનો ઉલ્લેખ આવે છે.
ધ્યમિકા ઘણી પ્રાચીન હતી. તે નગરીમાં પણ તે જમાનામાં ઘણાં જૈન
ંદિરો હતા એમ અનુમાન થાય છે. આજે ચિત્તોડથી સાત માઈલ ઉત્તર
દેશાએ પુરાણી હાલતનાં પત્થરો અને મંદિરો જોતાં જૈન મંદિરો હોય તેવી
માત્રી થાય છે.

પંચતીર્થીનું પહેલું તીર્થ શ્રી કેશરીયાજી ઋષભદેવ ભગવાનનું વિશાળ
મંદિર છે. તે લગભગ ઉદયપુરથી ચાલીસ માઈલ દૂર આવેલું છે. અને તે
ચમત્કારી પ્રતિમાની પ્રતિષ્ટા એટલી વધી છે કે દરેક કોમ તે પ્રભુના ચરણ
કમલની સેવા કરી જીવનને ધન્ય માને છે.

## ૨ કરેડા

બાવન જીનાલયની દેરીયોની પાટ પર જે શિલાલેખ છે. તે કરેડાજીનો
કહેવાય છે. આ તમામ લેખોમાંથી પ્રાચીન લેખ ૧૦૩૯ વીર સંવતનો છે. બીજા
લેખ ચૌદમી અને પંદરમી શતાબ્દીનો છે. સં. ૧૦૩૯ ના લેખમાં એ બતાવ્યું
છે કે કિરાંદેરક ગચ્છિય શ્રી યશોભદ્રસૂરિજીએ પાર્શ્વનાથના બિંબની પ્રતિષ્ઠા કરી
છે. તેથી સાબીત થાય છે કે કરેડાનું તીર્થ એક પ્રાચીન તીર્થ છે.

આ સિવાય બીજો શિલાલેખ સં. ૧૪૯૫ ના જેષ્ટ શુકલ ત્રીજને બુધવારનો
છે. તેમાં પણ કરેડાજીનો ઉલ્લેખ આવે છે. તેની હકીકત નીચે પ્રમાણે છે.

ઉકેશ વંશીય નહાર ગોત્રીય એક કુટુંબને પાર્શ્વનાથના મંદિરમાં વિમલ-
નાથની દેવકુલ્લીકા બનાવી જૈન પ્રતિષ્ટા ખરતરગચ્છીય જીનસાગરસૂરિજીને
કરાવી છે.

આ સિવાય પણ એક બે હકીકતો જાણવા જેવી છે. રંગ મંડપના ઉપરના
ભાગમાં એક તરફ મસ્જિદનો આકાર બનાવવામાં આવ્યો છે. તે બાબતમાં

એમ કહેવાય છે કે જ્યારે બાદશાહ અકબર અહીં આગળ આવ્યો ત્યારે આ આકૃતિ બનાવી હતી આમ કરવાનું કારણ એ હતું કે કોઇ પણ મુસલમાન આ મંદિરને નુકસાન ન કરે. બીજી હકીકત એ છે કે મૂળ નાયક પાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ એવી રીતે વિરાજમાન કરવામાં આવી છે કે મૂર્તિના સામે એક છીદ્રમાંથી પોષ સુદ ૧૦ ના દિવસે સૂર્યના કિરણો પૂરેપૂરા મૂર્તિ ઉપર પડતા હતા પછીથી જીર્ણોદ્ધાર કરાવ્યા પછી સામેની દીવાલ ઊંચી થવાથી હાલ એવી રીતે કિરણો પડતા નથી.

માટે યાત્રાળુજનોને મારી નમ્ર વિનંતી છે જ્યારે મેવાડ જાઓ ત્યારે કરેડાજીની યાત્રા કરવી ભૂલશો નહિ.

## નાગદા (૩) અદબદજી

ઉદયપુરથી ૧૪ માઇલ ઉત્તરમાં સૂર્યવંશનું પવિત્ર તીર્થ એકલીંગજીથી એક માઇલ દૂર પહાડોની વચમાં અદબદજીનું તીર્થ શોભે છે આ સ્થાન પર કેટલા સમય પહેલાં એક નગરી હતી અને તેનું નામ નાગદા હતું. પહેલાં નગરી અત્યંત સમૃદ્ધિશાળી તથા મેવાડના રાજાઓની રાજધાની હતી તે સમયમાં આ તીર્થની પ્રસિદ્ધી હતી. લગભગ એક માઇલના વિસ્તારમાં અનેક હિન્દુ તથા જૈન મંદિરોનાં ખંડેરો દ્દષ્ટિગોચર થાય છે. અહીં શાન્તિનાથજીનું મંદિર એક મોજુદ છે શાન્તિનાથ ભગવાનની બેઠી મૂર્તિ લગભગ ૯ ફૂટ ઊંચી છે. તેના પર લખેલા લેખનો સારાંશ નીચે જણાવ્યા પ્રમાણે છે—

### "નાગદા અદબદજી"

સંવત ૧૪૯૪ ના મહા સુદી ૧૧ ગુરુવારના રોજ મેદપાટ (મેવાડ) દેશમાં દેવકુલપાટક (દેલવાડા) નગરમાં મોકલના પુત્ર મહારાણા કુંભા રાણાના રાજ્યમાં ઓસવાળ વંશના નવલખા ગોત્રના શાહ સારંગ શેઠે પોતે ઉપાર્જન કરેલ લક્ષ્મીનો સદુપયોગ કરવા માટે 'નરુપમઅદ્ભુત' કોઇની ઉપમા આપી ન શકાય તેવા અદ્ભુત શાન્તિનાથ ભગવાનની પરિકર સહિત બનાવડાવી શ્રી ખરતરગચ્છના શ્રી જિનસાગરસૂરિજીના હાથે પ્રતિષ્ઠા કરાવી.

શ્રી શાંતિનાથ ભગવાનની મૂર્તિ ઉપર શિલાલેખમાં અદ્ભુત એવું વિશેષણ લગાડવામાં આવેલું છે તે હેતુસર છે ખરેખર જે મૂર્તિ બિરાજમાન કરવામાં આવી છે તે નવ ફીટ લગભગ ઊંચી છે જેને લીધે તેનું નામ અદબદજી પ્રસિદ્ધ છે.

શ્રી શાન્તિનાથ ભગવાનના દેરાસરજી પાસે એક મોટું વિશાળ મંદીર જિર્ણ અવસ્થામાં મોજુદ છે જેમાં એક પણ મૂર્તિ નથી. અનુમાનથી જણાય

છે કે અગાઉ આ મંદીર કોઈ પણ વખતે તે પાર્શ્વનાથ અગર નેમિનાથનું મંદીર હશે. કારણ કે પ્રાચીન તીર્થમાળામાં તેમજ ગુર્વાવલીમાં અગાઉ અહીં શ્રી પાર્શ્વનાથ તથા નેમિનાથના મંદીરની હકીકત મળી આવે છે.

શ્રી મુનિ સુંદરસૂરિજીએ બનાવેલ ગુર્વાવલીમાં બત્રીસમા શ્લોકમાં જણાવ્યા અનુસાર ખોમાણ રાજાના કુળમાં ઉત્પન્ન થએલ શ્રી સમુદ્રસૂરિજીએ દિગંબરોને જીતીને નાગદહ નામનું શ્રી પાર્શ્વનાથનું તીર્થ આપણા કબજે કર્યું હતું.

શ્રી મુનિ સુંદરસૂરિજીએ બનાવેલ શ્રી પાર્શ્વનાથના સ્તોત્ર ઉપરથી જણાય છે કે આ જગ્યાએ પાર્શ્વનાથનું સમ્પ્રતિરાજાએ બનાવ્યું હતું.

શ્રી નેમિનાથ ભગવાનનું નામ શ્રી શીલવિજયજી તથા શ્રી જિનતિલક-સૂરિજીએ પોતાની બનાવેલ તીર્થમાળામાં પણ લખ્યું છે. શ્રી સોમતિલકસૂરિ-જીએ એક સ્તોત્ર બનાવ્યું છે તેમાં નેમિનાથ ભગવાનનું દેરાસર પેથડશાએ બનાવ્યાનો ઉલ્લેખ છે.

અત્યારે આ જગ્યાએ શ્રી પાર્શ્વનાથનું કે શ્રી નેમિનાથનું મંદીર નથી. ફક્ત અદબદજી–શાન્તિનાથ ભગવાનનું મંદીર છે. જો આસપાસ બીજા દેરાસરોની શોધખોળ કરવામાં આવે તો જુના વખતનાં ઘણાં શિલાલેખો તેમજ મૂર્તિઓ મળી આવે.

શ્રી શાન્તિનાથ ભગવાનના આ મંદિરની પ્રથમ સેવા પૂજાની વ્યવસ્થા બરોબર ન હતી. પરંતુ હાલ એકલિંગજીમાં જે હાકેમ સાહેબ છે. તેઓએ પોતાના મદદનીશ અધિકારીઓ મારફત તેમજ બીજા પ્રયત્નો મારફત પૂજાની ગોઠવણ બરોબર કરી છે. અને ત્યારથી નિયમસર પ્રથા ચાલી આવે છે.

ઉદેપુર આવનાર યાત્રાળુઓ અહીં જરુર દર્શન કરે. જવા આવવા માટે પાકી સડક છે તેમજ મોટર–ઘોડાગાડી અગર બળદ ગાડીની વ્યવસ્થા છે અહીંથી ફક્ત ત્રણ ચાર માઇલ દૂર દેલવાડા તીર્થ છે.

## દેલવાડા

એકલિંગથી ૩–૪ માઈલ છેટે દેલવાડા નામનું ગામ છે. મજકુર ગામ માંથી પ્રાપ્ત થયેલ શિલાલેખો સાથે દેવકુલપાટક નામનું પુસ્તક સ્વ ગુરુદે શ્રી વિજયધર્મસૂરિ મહારાજે લખેલ પ્રસિદ્ધ કરવામાં આવેલ છે. આ પુસ્ત ઉપરથી ઘણુંજ જાણવામાં આવ્યું છે. દેલવાડા દર્શન કરવા આવનાર કોઈપ યાત્રાળુ કહી શકે કે આ જગ્યા ઉપર જુના સમયમાં ઘણા દેરાસર હોવા જોઈએ

પ્રાચીન તીર્થમાળામાં પણ ઘણા દેરાસર હોવાના ઉલ્લેખ કરવામાં આવ્યો છે એટલું જ નહિ પણ એક તીર્થમાળા નામના પુસ્તકમા અહીં પર્વત ઉપર શત્રુંજય તથા ગીરનાર ની સ્થાપના કર્યાનો હેવાલ મળી આવે છે

" દેલવાડામા દેર જ ઘણા, બહુ જિનમંદિર રળીયામણા,
બન્ને પર્વત ત્યાં થાપ્યાસાર, શ્રી શત્રુંજય ને ગિરનાર ॥૨૭॥

(શ્રી શીલવિજયજી કૃત તીર્થમાળા) ૧૭૪૬

અત્યારે અહીં ત્રણ દેરાસરજી મોજુદ છે જેને " વસહી " કહેવામાં આવે છે આ દેરાસર ઘણા મોટા છે અંદર ભોયરા પણ છે ભવ્ય આનંદુભ જિન પ્રતિમાઓ સાથે ઘણા આચાર્યોની પણ મૂર્તિઓ છે સંવત ૧૯૫૪માં જિર્ણોદ્ધાર કરાવતી વખતે ૧૨૪ મૂર્તિઓ જમીનમાથી મળી આવી હતી. જુના વખતમા અહીં એક મોટુ શહેર હતું અને કહેવામાં આવે છે કે કોઈ પણ વખતે ત્રણસો ઘંટનો અવાજ એકી સાથે સાંભળવામા આવતો હતો. એટલે કે ત્રણસો અગર સાડા ત્રણસો દેરાસર અગાઉના વખતમા હતા. આ શહેરમા કેટલીએક ઐતિહાસીક બીનાઓ પણ મળી આવે છે શ્રી સોમસુંદરસૂરિ મહારાજ પંદરમાં સૈકામાં થયા તેઓ અહીં અનેક વખત આવી ગયા અને પ્રતિષ્ટા વિગેરે પણ કરાવેલ આ વાત " સોમસૌભાગ્ય કાવ્યમાં " મળી આવે છે

અત્રેના શિલાલેખો તેમજ ઐતિહાસીક ઘટનાઓથી માલમ પડી આવે છે કે પંદરમા-સોળમા અને સત્તરમા સૈકામા આ શહેર ઘણું જ રોનકદાર હતું અહીં ઘણુ કરીને દરેક મૂર્તિ ઉપર શીલાલેખ છે તેમજ બીજા શિલાલેખો પણ મળી આવે છે સ્વ ગુરુદેવ શ્રી વિજય ધર્મસૂરિજી મહારાજે જેમ દેવકુલપાટકમા શિલાલેખોનો સંગ્રહ કર્યો છે તેમ શ્રીયુત પુરણચંદજીએ પણ ઉતારો કર્યો છે આ શિલાલેખો " જૈન લેખ સંગ્રહના બીજા ભાગમા છપાયા છે "

અત્યારે જે ત્રણ દેરાસરો છે ને બાવન જિનાલય છે મૂર્તિઓ ભવ્ય અને સુશોભિત છે ચોથુ દહેરાસર યતિ મહારાજના ઉપાશ્રયમાં છે ત્રણ દેરાસરો પૈકી બે દેરાસર શ્રી ઋષભદેવ ભગવાનના છે અને એક શ્રી પાર્શ્વનાથ ભગવાનનુ કહેવાય છે અહીં ઓસવાળોના સો સવાસો ઘર છે પણ સર્વ સ્થાનકવાસી સંપ્રદાયના છે. એક ગૃહસ્થ શ્રીયુત મોહનલાલભાઈ ઉદેપુરના રહીશ છે તે મૂર્તિપૂજક છે અને યથાશક્તિ સેવા પૂજા કરે છે

અહીં મહાત્મા શ્રી લાલજી અને મહાત્મા શ્રી રામલાલજી સજ્જન પુરુષ રહે છે મહાત્માઓના અહીં દશ બાર ઘર છે જેઓ પુરોહીત છે તેમજ જૈન ધર્મ ઉપર તથા મૂર્તિપૂજા ઉપર સારી શ્રદ્ધા ધરાવે છે

# દયાળશાહનો કીલ્લો

નવ ચોકી નવ લાખકી, ક્રોડ રૂપૈયારા કામ;
રાણે બંધાવ્યો રાજસિંહ, રાજ નગર હે ગામ.
ચોહી રાણા રાજસિંહ, ચોહી શાહ દયાળ;
વણે બંધાયો દેહરો, વણે બંધાઈ પાળ.

વિક્રમ સંવત ૧૮૦૦ રાણા રાજસિંહે કાંકરોલી પાસે રાજનગર નામનું ગામ વસાવ્યું. તે જગા ઉપર રાણા રાજસિંહે લગભગ એક ક્રોડ રૂપીયા ખરચી રાજસાગર બંધાવ્યું. તે તળાવની પાળ પાસે એક મોટા પહાડ ઉપર એક કિલ્લો છે. તે કિલ્લાનું નામ દયાળશાહનો કિલ્લો તે નામથી પ્રસિદ્ધ છે.

દયાળશાહ જાતે ઓશવાળ હતા. રાણાના વફાદાર મંત્રી હતા. દયાળશાહના જીવનનું વર્ણન શ્રીમાન્ પંડિત ગૌરીશંકર ઓઝાએ પોતાના રાજપુતાના ઇતિહાસમાં નીચે મુજબ લખ્યું છે.

ઓશવાળ કુળ ભુષણ દયાળશાહે ઉત્તમ પ્રકારની વિરતાભર્યાં કામ કર્યાં હતાં. તેમતે એક કરોડ રૂપીયા ખર્ચી નોમંજીલા ગગનસ્પર્શી જૈન મંદિર બનાવ્યું હતું; અને તે મંદિર કાંકરોલી તથા રાજનગરના વચમાં રાજસાગરની પાલનો પાસે એક પહાડ પર સુશોભિત છે. અને આજે વર્તમાનયુગમાં તે દયાળશાહના કિલ્લા નામથી પ્રસિદ્ધ છે.

યાત્રા કરનાર દરેકને મારી નમ્ર સૂચના છે. જ્યારે કેસરીયાજીની યાત્રાએ જાઓ. ત્યારે કરેડા નાગદા ( અદભદજી ) દેલવાડા તથા દયાલ કિલ્લાની પંચ તીર્થીના દર્શન અવશ્ય કરી આત્માનું કલ્યાણ કરશો.



# ઉદયપુરના મંદીરોનો પરિચય

ઉદયસિંહ રાણાએ વિક્રમ સંવત ૧૫૯૪ માં ઉદયપુર વસાવ્યું હતુ ઉદયપુરની સત્તરમી શતાબ્ધીના પ્રારંભમાં ૧૬૨૪ ની સાલમાં જૈન મંદિ શ્રી શીતલનાથજીનું મંદિર ઉદયપુર વસાવ્યું તે વખતે તેની પણ પ્રતિષ્ઠા થ હોય તેમ અનુમાન થાય છે.

શીતલનાથજીના મંદિરમાંથી શીલાલેખ પ્રાપ્ત થયો છે. તેમાંથી એક લે ધાતુની પરિકર ઉપર છે. તે સંવત ૧૬૯૩ કાર્તિક કૃષ્ણપક્ષનો છે તે ચિલ લેખનો સારાંશ નીચે પ્રમાણે છે.

૧ મહારાણા શ્રી જગતસિંહજીના વખતમાં તપગચ્છીય શ્રી જૈન મંદિર શ્રી શીતલનાથજીની પ્રતિમા તથા પીત્તલની પરિકર આસાપુર નિવાસ વૃદ્ધ સાખીય પોરવાલ જ્ઞાતિય પં. કાન્હાસુત, પં. કેશરબાર્યા, કેશર જેનો પુત્ર પં. દામોદરને સહકુટુંબ મળીને તે મંદિર બનાવ્યું હતું. આ ભટ્ટારક વિજયદેવસૂરિના પટ્ટ પ્રભાકર આચાર્યશ્રી વિજયસિંહસૂરિન આજ્ઞાથી પંડિત મતિચંદ્રગણિએ વાસક્ષેપ નાખી પ્રતિષ્ઠા કરી હતી.

આ સિવાય એક ધાતુની પ્રતિમા ઉપર નીચે લખેલો લેખ છે.

૨ સંવત ૧૬૮૬ ના વૈશાખ સુદ ૮ ના રોજ ઉદયપુર નિવાસી ઓશવાલ જ્ઞાતિના પુત્રો અને પૌત્રો સહિત શ્રી વિમલનાથજીની પ્રતિમાની પ્રતિષ્ શ્રી વિજયસિંહસૂરિના હાથે થઈ હતી.

મહારાણા જવાનસિંહના વખતમાં ૧૮૮૬ ની સાલમાં શ્રી ખેમ નામન કોઈ કવિએ ઉદયપુરનું વર્ણન કર્યું હતું. અને તેમાં તમામ હકીકતની સાથે જૈન મંદીરોનું વર્ણન આપ્યું છે. તે ખેમ નામના કવિની કવિતા વાંચવાથ માલુમ પડશે.



## ઉદયપુર ( મેવાડ )ના વર્ણનનું કવિરાજહેમકનું રચેલું

## કવિત

અશ્વસેન. જૂનંદં તેજ દિણંદં, શ્રી સહસફણા નિત ગહે ગાટં;
મહિમા વિખ્યાતં જલત્રહી ત્રાતં, અઘ મલીન રે નિર્ઘાટં.
શ્રી આદિ. જીણેશ મેટણુ કેલેશ, જસુ સૂરત બલહલ ભાનં;
શ્રી ઉદયપુર મંડાણું. ૧

શ્રી શીતલ સ્વામં. ૩ રૂ પ્રણામં, ભવિજન પૂજીત જીનઅંગ;
ચોતીસ જીણાલં ભુવન રસાલં, સર્વ જીણેશ્વર સુખ અંગં;
સુખમ સુમેદં. પુજ ઉમ્મેદં, પય સેવિત છસ્ર સુરા રાણું;
શ્રી ઉદયપુર મંડાણું. ૨

સંવેગી શાલં બડી વિશાલં, પ્રાસાદે જૂ પાસ ક્રુવેસારં;
આદિ જીણંદં. તેજ દીણંદં, જાવરીયા દહેરા પારં;
ચૌ સુખ પ્રાસદં અતિ અલ્હાદં, દર્શન શુભ દા ધ્યાનં,
શ્રી ઉદયપુર મંડાણું. ૩

અતિ કુશલ જૂ પોલં. અતિ રંગ રોલં, સંગટવાડી સેરીએ તાસં;
શ્રી સંત જીણેશં વિમલેશં ધાન મઢી સાયર પાસં;
દાદાવલી દહેરી સિખરા સેહરી, પ્રાસાદ મહાલક્ષ્મી સ્થાનં;
શ્રી ઉદયપુર મંડાણું. ૪

ઉદયપુર ના મંદિરોનો વિસ્તાર કર્યા પછી ઉદયપુર કોટની બહારના મંદિરોનું વર્ણન કર્યું છે.

શ્રી શાન્તી નાથ હીં તેન જોય, મહિમા અધિક મહિં સોય.
ચિત્રત ચૈત્ય હી નવ રંગ, દર્શન દેખીયાં ઉમંગ ૧
સીખર બંન્ધ પ્રાસાદ કરત મેરૂ સોં અતિવાદ.
શ્રી પદમનાભ જીનાલ, દેખ્યા દીલ હે ખુશાલ, ૨
પૂનિમ વાસરે મેલાક નર થઈ હોત હે મેલાક;
અગ્રે હસ્તી હે ચોગાંન, હસ્તી લડત હેં તિહીઆન ૩

ઉદયપુરના કિલ્લા બહારના મંદિરનુ વર્ણન કર્યા પછી આગલ વર્ણન કરી કવિ શું કહે છે.

મહલ લહત હે કુજબાર, અગ્રે ગ્રામ હે સિસાર
મેજ નાથકા પરસાદ, કરત અગનસે નિત વાદ. ૪
જીન પ્રાસાદ જૂ ભારી ક, મૂરત બહોત હેં પ્યારી ક
સચ્ચા સોલમા જીણુંદ, પેસ્યાં પરમ હે આનંદ ૫
આદિ ચરણુ હેં મંડાણુ, પૂન્યાં હોત હે સુષયાન
જંગી વાડ હેં. અતિઅંગ, ચાંદ જૂ પોલ હી દુરંગ. ૬

તે પછી કવિ આગળ સમીના ખડાનુ વર્ણુન કરે છે

મગશ માછલા ઉત્તંગ, હીસના પોલ હી અતિવંક;
ખેડા સમીને શ્રી પાસ, પૂજે પરમહી ઉલ્લાસ ૭
દસમી દિવસકા મેલાક નરથટ્ હોત હે મેલાક;
સાહમી વચ્છલાં પકવાન, ચર્ચા અષ્ટ કા મંડાણુ ૮

એ પછી કવિ કેસરીયાજીનું વર્ણુન કરે છે

અઠાર કોસ હી અધિકાર, ધુલેવ નગર હૈ વિસ્તાર
કેસરીયાનાથ હે વિખ્યાત, જાત્રુ આવતે કેઈ જાત; ૯

અંન્તમાં કવિને આઘાટ (આહડ) નું વર્ણુન કર્યું છે

આઘારગ્રામ હે પસિદ્ધ, તપા બિરૂદ તીહાં લીધ,
દેહરા પંચકા હે મંડાણુ, સિખર બંન્ધ હે પહિચાણુ. ૧૦
પાર્શ્વપ્રભુનં જીનાલ, પેખ્યા પરમ હે દયાલ,
શ્રી ભીમ રાણુ કા મુકામ, તિસકા હોત હે અબકામ. ૧૧

તે પછી કવિએ અંમ્પાબાગના વર્ણુનમાં પણ લખ્યું છે કે ઋષભદેવન ચરણુ ગચ્છપતિ રત્નસૂરિના સ્તૂપ આદિનો ઉલ્લેખ કર્યો છે કવિ હેમકે આ કાવ્ય લગભગ સવાસો વર્ષ ઉપર બનાવ્યું છે વાસૂપૂજ્ય સ્વામીનુ મંદિર મધ્ય બજારમાં આવેલું છે તે ઘણું જ સુંદર અને મનોહર છે તેના માટે કહેવાય છે કે મહારાણા રાજસિંહના સમયમાં અઢારમી શતાબ્દીમાં પ્રારંભ કર્યું હતું તે વખતે શ્રી રાયજી દોસી નામના ગૃહસ્થે તે મંદિર બનાવ્યું હતું શ્રી રાયજી સિદ્ધાચલજીનો સોલમો ઉદ્ધાર કરવાવાળા શ્રી કર્મચંદજીના પૂત્ર શ્રી ભીખમજીના પૂત્ર હતા. શ્રી ભીખમજી દોસી રાણા રાજસિંહના પ્રધાન મંત્રી હતા અને ઉદયપુરના નિવાસી હતા. રાજસાગર તળાવની પાળ અને નવચોકી ભીખમજીની દેખરેખ નીચે થઈ હતી. એમના વંશના હાલ ચમ્પાલાલ દોસી હાલ મોજૂદ હે.

ઉદયપુરના બાગાનમાં જે મંદિર છે. તેમાં ખાસ વિશેષતા તો એ છે કે
તેમાં મૂલનાયક શ્રી પદમનાભ પ્રભુની મુર્તિ લગભગ ૪ાા-૫ ફીટની ઊંચી છે.
પ્રતિમા ભવ્ય અને મનોહર છે. હેમ કવિએ પણ તેના કવિતમાં એ પ્રતિમા
માટે સુંદર વર્ણન કરેલું છે. એ વિશાળ મુર્તિના પંચાસણ પર જે લેખ છે.
તેનો સાર નીચે મુજબ છે.

સંવત ૧૮૧૯ કી માઘ શુકલા ૯ બુધવાર કો મહારાણા શ્રી અરિસિંહ
કે રાજ્ય કાલમેં ઉદયપુર નિવાસી ઓસવાલ વેશીવ વૃદ્ધ શાખાય નવલખ
ગોત્રાય શાહ માનકે પુત્ર કપુરચંદને ખરતર ગચ્છીય દોશી કુશલસિંહજી ઉનકી
ભાર્યા કસ્તુરબાઈ ઉનકી પુત્રી માણેકબાઈ આદિકી સંહાયતાસેં યહ બિંબ બન-
વાયા ઓર ખરતર ગચ્છીય હરિસાગર ગણિને પ્રતિષ્ટા કી.

## મેવાડના ઉત્તર પશ્ચિમ પ્રદેશોનો પરીચય.

(૧) આખા મેવાડમાં લગભગ ત્રણ હજાર મંદિરો છે.

(૨) ૧ એકલા, ૨ ભુવાના, ૩ એકલીંગજી (અદબદજી) ૪ દેલવાડા, ૫ ધાસા,
૬ પલાણા, ૭ માવલી, ૮ સનવાડ, ૯ ફ્ત્તેહનગર, ૧૦ કરેજ, ૧૧ કપા-
સણ, ૧૨ ડીંડાલી, ૧૩ રાશમી, ૧૪ પઉંના, ૧૫ ગાઠરમાલા, ૧૬ પુર
૧૭ ભીલવાડા, ૧૮ સારણી, ૧૯ લાબાલા, ૨૦ ગંગપુર, ૨૧ સહડા ૨૨
પોટલા, ૨૩ ગિલુંડા, ૨૪ જાસમા, ૨૫ દરીવા, ૨૬ રેમલધરા, ૨૭ પીપ-
લી, ૨૮ કાંકરોલી રાજનગર, ૨૯ કેલવા, ૩૦ પડાવલી, ૩૧ ચારભુજા
(ગડબોર) ૩૨ સાથીયા, ૩૩ ઝીલવાડા, ૩૪ મઝેરા, ૩૫ કેરવાડ, ત્યાંથી
મારવાડ ઘાણેરાવ જવાય છે. આ દરેક ગામોમાં જૈન મંદિરો ગગન
ચુંબિત શોભે છે. તેમાં ફ્ત્તેહનગર ગાઠરમાલા અને પીપલી આ ત્રણ
ગામમાં જૈન મંદિર નથી. બાકીના દરેક ગામમાં એકથી અધિક મંદિરો
હાલ બિરાજમાન છે.

પલાણાનું મંદિર ઘણું વિશાલ છે. આસપાસ ૨૪ દેરીઓ છે. ત્યાં
ચક્રેશ્વરીની મૂર્તિ પર સંવત ૧૨૪૩ ના વૈશાખ સુદ ૧૦ ને શનીવારનો
લેખ છે. તે લેખ નીચે પ્રમાણે છે.

'શ્રી નાણા ગચ્છીય ધર્કટ વંશીય પાશ્વસુત ને ચક્રેશ્વરીકી યહ મૂર્તિ
બનવાઈ. ઓર શ્રી શાંતીસૂરિને ઉસકી પ્રતિષ્ઠા કી. ઈસી તરેહસે ૧૨૩૪
કી સાલકા લેખ હે. અમ્બીકા કી. મૂર્તિ પર કે લેખ મેં ઈસ ગામકા
પાણાણ કે નામ સેં ઉલ્લેખ કીયા ગયા હે. આજકાલ ઉસકી પલાણા કે
નામ સેં પ્રસિદ્ધી હે.

૧ કેલવામાં ત્રણ મંદિરો છે તે ત્રણેય મહા વિશાળ અને ભવ્ય છે ત્યાં તેરાપંથી વાળાનું જોર વધારે છે

૨ આડવારમાં ચારભુજાનું મંદિર ઘણુ જ પ્રાચીન છે

૩ આરણી ગામમાં એક નાનું મંદિર છે તે સંવત ૧૯૯૨ ના મહા સુદ ૧૩ ના રોજ યતિ શ્રી અનુપચંદજીને પ્રતિષ્ટા કરાવી હતી

ઉપર મુજબ ઐતિહાસિક દૃષ્ટિએ ઘણી જ કાળજી રાખીને સંશોધન કરી ઉલ્લેખ કરવામાં આવ્યો છે આથી વિશેષ કાળજી રાખી જો ઈતિહાસીક ઘટનાઓ શોધવામાં આવે તો ઘણું જ જાણવા તેમજ સમજવાનું મળી આવે. તેમ છે પરંતુ દીલગીરી સાથે જણાવવું પડે છે કે તે બાબતમાં જૈન સમાજમાં ધગશ કે પ્રેમ થયો જ ઓછા પ્રમાણમાં જોવામાં આવે છે સારા સારા ધનાઢય ગૃહસ્થો સંશોધનના કાર્યમાં પોતાની લક્ષ્મીની મદદ આપવા ઉદારતા બતાવે તો આથી ઘણું જ સુંદર કાર્ય કરવાની મારી ધગશ બર આવે. એવી આશાની મરજી પ્રમાણે મારી ફરજ મેં બજાવી છે જનતા પોતાની ફરજ સમજશે. એ જ વિજ્ઞપ્તી.

# ચાત્રકુટ ( ચિત્તોડનો ) બુહો યા ખિમરૂષિનો

## પરિચય

મહા વિદ્વાન સરસ્વતિના ઉપાસક કવિવર્ય શ્રી લાવણ્ય સમયે સં. ૧૫૮૯ ના માહ માસ, એક રાસ રચ્યો છે. તેમાં તેઓની કૃતી અને તેઓની લઘુતા ભરેલી ભાવવાહી લાવણ્તા વાલી કવિતા નીચે પ્રમાણે છે.

કનક તિલક ભાલે. હાર હિઇ નિહાલે.
ઋષભપયપખાલે પાપના પંક ટાળે.
અરજીનવર માલે ફુટરે ફુલ મીલે.
નરભવ અજમાલે રાગ નિગ રોસ ટાળે ૧

સમો સુરિણિ ગઇહા ચિત્ત મોરઇ પઇહા.
અસુપ અતિ અરિઠ્ઠા. ઉપચીય તે અઠીઠા.
સુપરિકરિ ગરીઠા સૌખ્ય પામ્યા અનીઠા.
ભવ હુઉ મઝ મીઠા સંભવ સ્વામી દીઠા. ૨

મદન મદ નમાયા ક્રોધ જોધા નડાયા.
ભવ મરણ ભમાયા રાગ દોસે ગમાયા.
સકલ ગુણ સમાયા લક્ષમણા જા સમાયા.
પ્રણમિ સુજીન પાયા ચંગ ચંદ્ર પ્રભાયા. ૩

અંતનીકડી—તેવગચ્છ દિવાકર લબ્ધિ સાયર સોમદેવ સૂરિસરો,
શ્રી સામજય ગણધાર ગિરૂયા સમય રત્નો મુનીશ્વરો;
માલિની છંદ ઇકચ પબંધિઈ તવીયા જિન ઉલટ ઘણુઈ,
મઈલહીઉ લાભ અનંત મુની લાવણ્ય સમય સદા ભણુઇ.

## નેમિ છંદ

કવિઓને કટાક્ષ—

કવિત કવિત કહી સહુ વખાણઇ કવિત તણા પુર્ણ ભાવન જાણઈ,
સોઇ કવિત જિણિ દુશ્મન દુખઇ કોવિદ જનમનિ લાગુ ઘુમઈ;
દેખી ચંદ ચકોરા હરખઇ વસ્તુ વિશેષઇ પારખી પરિખાઈ,
કરિસુ કવિતે જુ ચતુર નવાહઈ સોઇ કવિત ક હોઇ શ્યામદિ.

આજકાલ સુંઠના ગાંઠીએ વેદ થઇ બેઠેલા કવિઓને નામાટે પણ આ ફટકો કંઈ કમ નથી.

મેવાડમાં આવેલા ચિત્તોડના નજીક વડગામમાં એક દુખી મોહા નામનો એક ભાઈ રહેતો હતો. પુર્વ કર્મના પાપના ઉદયથી તે પોતે ઘણી જ દુખી અને દરિદ્ર અવસ્થા ભોગવતો હતો તેઓ ઘી વગેરે ચિત્તોડના બજારમાં વેચી તે પોતાનુ ગુજરાન ચલાવતો હતો, એક સમયમાં તે પાંચશેરનુ કુડલીની અંદર ઘી લઈ પોતે વેચવા માટે ચિત્તોડ આવતો હતો. તેવામાં કર્મ યોગે પગ લપસી ગયો અને તમામ ઘી ઢોળાઇ ગયું આથી લોકોને તેના પર દયા આવવા લાગી એટલું જ નહિ પણ તેને ઘીની કીમતના નાણાં પણ ભેગા કરી આપ્યા તે ગાયનું ઘી લઇ પાછો વળ્યો ત્યારે ફરી પાછી ઠેસ વાગી અને ઘી ઢોળાઇ ગયુ તેથી પોતાને જરી પણ ખેદ ન થયો અને મનમાં વિચાર કર્યો કે મને મારા કર્મનું જ ફળ મળે છે, આ વખતે ધનવગરના મનુષ્યોની શું સ્થિતિ થતી હશે તેનો તેણે ખ્યાલ આવ્યો અને પોતાના હૃદયમાં અનેક વિચારો કરતો કરતો પોતાના નિવાસ સ્થાને આવ્યો, ઘેર આવ્યા પછી પણ તેનું ચિત્ત સ્થિર થયું નહિ; તેનું હૃદય વૈરાગ્યથી કોમળ બન્યું, તેથી પોતે નિશ્ચય કરી પોતાના ઘેરથી નીકળી યશોભદ્ર ગુરૂ પાસે આવ્યો ગુરૂએ તેણે આશ્વાસન આપ્યું અને આત્મ કલ્યાણનો ઉપદેશ આપ્યો તે ઉપદેશથી અને ગુરૂદેવના પ્રભાવથી તે જૈન યતિ થઇ દીક્ષિત પણ થયો. આ ઉપરથી વિદિત થાય છે કે તે પહેલાં પોતે જૈન નહોતો દીક્ષા લીધા પછી, તે નિરતિચાર પ્રમાણે ચારિત્ર પાળવા લાગ્યો, અને તેનું નામ મોહા રૂષિ પાડયું, ગુરૂની શિક્ષા અને ચારીત્ર પાળવામાં પોતાનું કર્તવ્ય સમજતો હતો; દશ વિધ યતિ ધર્મ શુદ્ધ રીતે પાળવા લાગ્યો, અને મહીનાની તેમ ૭ છ માસની ઘોર તપસ્યાઓ પણ કરવા લાગ્યો.

એક વખત મોહારૂષિએ વિનય પૂર્વક ગુરૂદેવને બે હાથ જોડી વિનતિ કરવા લાગ્યાં કે.

હે તરણતારણ ગુરૂદેવ આપશ્રીનું શરણ લઈ મેં દિક્ષા–અંગિકાર કરી છે. તેથી આજ મ્હારા હૃદયમાં એવો વિચાર ઉદ્‌ભવ્યો છે કે હું થોડા વખત મારૂ આત્મ કલ્યાણનું કાર્ય સિદ્ધ થાય તેમ કરૂ, અને તે કરવા માટે આપની આજ્ઞા પ્રમાણે આપ કહો તે સ્થાનમાં રહીને ઘના ઉપસર્ગો સહન કરૂ.

ગુરૂદેવે પણ લાભ જોઈ અવંતિ તરફ જવાની આજ્ઞા આપી ત્યાર પછી શ્રી સંઘની શુભાશિશ લઈને ધામણુદ્ગ ગામની નજીક એક સરોવરની પાળ પાસેના નિર્જન સ્થાનમાં આવીને રહ્યા.

મોહારૂષિ તે ખાસ તપસ્યા કરી જંગલમાં ધ્યાનસ્થ રહેતા હતા. તેવા તે ગામના કેટલાક બ્રાહ્મણના તેમ અન્ય જાતિના, છોકરાઓ તે તળાવની

પાળે રમવા માટે આવેલા હતા; તે વખતે રૂષિજીને જોતાં છોકરાંઓ બોલી ઉઠયા કે આ તે વળી કઇ જાતનું ધૂબડધીંગ ઊભુ છે એટલેથી; તે બાળકો સંતોષ ન પામ્યા, અને ચપટી મુલ્ટી ઇંટ પથરા વતી. રૂષિજીને કષ્ટ આપવા માંડયા, અને મારવા લાગ્યા. છતાં પણ રૂષિજી જરા પણ ક્રોધ લાવ્યા સિવાય પોતે પોતાના ધ્યાનમાં મશગુલ હતા. તે વખતે રૂષિજીને ઓટલો બધો ઉપસર્ગ થતો જોઇ તળાવના અધિષ્ટાયક દેવે, ક્રોધમાં આવી તમામ છોકરાંઓને બાંધ્યા. અને છોકરાંઓના મોં માંથી લોહી વહેવા માંડયું તેઓ બધા જમીન ઉપર આલોટવા લાગ્યા. છોકરાંઓના મા-બાપ શોધતાં શોધતા ત્યાં આવ્યા. લોકોએ જાયણું કે રૂષિને સતાવવાથી; રૂષિજીએ આમ કર્યું છે, તે વખતે તમામ આવેલા લોકો રૂષિજીના ચર્ણોમાં પડયા. ઘણા કાલાવાલા કર્યા ગુરૂદેવ, દયા કરો, છોરૂ કછોરૂ થાય પણ માવીતરથી આમ ન થવાય કૃપા કરો, ગુરૂદેવ, ક્ષમા કરો. જ્યારે ગુરૂ ધ્યાનમાંથી મુક્ત થયા તે વખતે દેવતા બાળકના શરીરમાં આવી કહેવા લાગ્યો કે આ બધું ગુરૂદેવને પીડા થતી જોઇ મેં કર્યું. છે. હવે જો રૂષિજીના ચરણનું જળ છાંટવામાં આવે તો, બધા છોકરાંઓ બંધનમાંથી મુક્ત થઇ શકશે ને પછી દેવના કહેવા પ્રમાણે ગુરૂના ચરણનું પાણી છાંટવામાં આવ્યું. અને બાળકો બધા બંધનમાંથી મુક્ત થયા. આવેલા લોકોએ જ્યારે ગુરૂદેવના ચર્ણો આગળ ઘણુંજ દ્રવ્ય મુકયું છતાં રૂષિએ જ્યારે દ્રવ્ય ન લીધું ત્યારે તે બધુ દ્રવ્ય જીર્ણોદ્ધાર ના કાર્યમાં વાપરવામાં આવ્યું આ વખતે લોકોએ જે જે કર્યું તે રૂષીજીએ સહન કર્યું. માટે લોકોએ બોહા રૂષિનું નામ બદલી ખીમરૂષિ પાડયું.

અર્થાત્ સૌ કોઇ ખિમરૂષિ (ક્ષમર્ષિ ક્ષમારૂષિ) કહી બોલાવવા લાગ્યાં. રાસામાં પણ લખ્યું છે કે—

નોંધ—દીપવિજય, કવિએ, સં ૧૮૭૭માં સૂરતમાં બનાવેલા, સોહમ્ કુલ રત્ન પટ્ટાવલી; રાસ કે જેની પ્રતિ કવિએ પોતે સં. ૧૮૭૭ના વૈશાખ સુદ ત્રીજ ને રવિવારે લખી છે. તેની અંદર લખ્યુ છે. કે

બુહા. કિન્નરસી વલી, ખીમરૂષિ મુનિરાજ
જશોભદ્ર ચોથા સહુ, ગુરૂભાઇ સુખ સાજ

આ પદમાં બોહા, કિન્નરૂષિ, ખિમરૂષિ અને યશોભદ્ર, આ ચારેને ગુરૂભાઇ તરીકે વર્ણવ્યા છે પરંતુ તે બરાબર નથી, કારણ કે બોહા અને ખિમરૂષિ એકજ છે, પણ તે યશોભદ્રના ગુરૂભાઇ નહિ પણ શિષ્ય થાય છે.

કિન્નરૂષિને પણ યશોભદ્રના ગુરૂભાઇ ગણાવ્યા છે. પરંતુ આ રાસમાં આપેલા, વૃતાંત ઉપરથી, સ્પષ્ટ સમજાય છે કે કિન્નરૂષિએ, ખિમરૂષિ પાસેજ દીક્ષા લીધી હતી, તેથી યશોભદ્રના ગુરૂભાઇ હોવાનુ એક પણ પ્રમાણ મળતુ નથી.

એ રૂષિ ખિમ હિ'યરધાન એહ ન ઈ દેવ દીય બહુમાન
જ જ દીધુ ત ત સહિયુ લોકે ખિમરૂષિ નામજ કહિઉ ૩૯૦

રૂષિ મહારાજની સમતા અને ક્ષમા સર્વ જનતાની તેઓ પ્રત્યે અથાગ લાગણી વધવા પામી એવા આદર પરિષહ ને ત્યાગી રૂષિજી ત્યાંથી નીકળી એક નીર્જન ગિરિગુફામા વાસ કર્યો

આ ગુફામા આવ્યા પછી રૂષિજી અનેક પ્રકારની તપશ્ચ્યાઓ કરી કર્મ નો ક્ષય કરવા લાગ્યા અને અભિગ્રહો ધારવા માંડયા.

રૂષિજી એવા એવા દુસ્કર અભિગ્રહો ધારતા હતા કે તે પૂરા થવા પણ અસભવિત લાગતા હતા, છતા પોતાની તપશ્ચાના પ્રભાવથી તે બધા પૂરા થવા હતા

રૂષિજીનો પહેલો અભિગ્રહ એ હતો કે, સ્નાન કરીને ઉઠેલો છૂટા કેશ વાળો, મનમા દુખી એવો કહન ડોસાઈ (કૃષ્ણ) જો એકવીસ મુડા (પૂલ્લા) આપે તો પારણું કરવું

હવે ખિમ રૂષિએ ધારેલો અભિગ્રહ કેવી રીતે પૂરો થયો, તે પર વાચકનુ ધ્યાન એચુ છુ

ધારા નગરીનો સિંધુલ રાજા જે હજાર હાથીનો ધણી કહેવાતો હતો, અને જેની પાસે અખૂટ વૈભવ હતો, તેનાથી પરિભ્રષ્ટ થએલો કૃષ્ણસ્નાન કરીને છૂટા કેશે કદોઈની દુકાને બેઠો હતો તે વખતે ખિમ રૂષિ ભિક્ષાને માટે ફરતા હતા તેમને જોઈને કૃષ્ણે રૂષિજીને બોલાવી કહ્યું કે લ્યો ભિક્ષા આપું કૃષ્ણે ભાલાના અગ્રભાગથી માંડા (પુલ્લા) આપવા માડયા ત્યારે રૂષિજી ઝટ તેને ગણવા લાગ્યા ત્યારે કૃષ્ણ બોલ્યા કે શું ગણો છો, શા માટે જેટલા પ્રારબ્ધમા હશે તેટલા જ આવશે

રૂષિજી બોલ્યા કે ભાઈ મને તેનો લોભ નથી હુ તો ફક્ત જોઉ છું કે મારો અભિગ્રહ પૂરો થયો કે નહિ આ અભિગ્રહમાં મારે ત્રણ મહિના અને આઠ દિવસના ઉપવાસ થયા છે અને મને જો ભિક્ષામા એકવીશ માંડા પુલ્લા) આપ્યા હશે તો જ મારો અભિગ્રહ પૂરો થયો ગણાશે

ભિક્ષામા આવેલા મ ડક ગણ્યા તો તે થયા એકવીશ જ કૃષ્ણ તાજૂબ

નોંધ—સિંધુલ સુપ્રસિદ્ધ રાજા ભોજનો પિતા હતો અને રાજા મુંજનો નાનો ભાઈ હતો. સિંધુલને નવ સાહસાંક તથા કુમાર નારાયણ પણ કહેતા હતા સિંધુલના સમયમાં રાજ્યધાની ઉજ્જૈનમાં હતી

થયો, રૂષિજી વિહાર થતાં, કૃષ્ણ પણ તેની પાછળ પાછળ ગયો અને રૂષિજીને પૂછ્યું કેઃ—

મહારાજ મારૂં આયુષ્ય કેટલું છે, ત્યારે રૂષિજી બોલ્યા—કે તારૂં આયુષ્ય છ મહિનાનું છે. કૃષ્ણે પોતાનું ટુંક આયુષ્ય જાણી, તેને રૂષિજી પાસે દિક્ષા અંગિકાર કરી તેનું નામ કૃષ્ણ રૂષિ પાડયું. કૃષ્ણ રૂષિની દિક્ષા વખતે દેવતાઓએ પુષ્પની વૃષ્ટિ કરી હતી, અહીં કૃષ્ણ રૂષિ છ મહિનાની દિક્ષા પાળી સ્વર્ગે સિધાવ્યા. તે પછી ખિમ રૂષિ બીજો અભિગ્રહ નીચે પ્રમાણે ધર્યો.

સિંધુલ રાજાનો મદમાં આવેલો હાથી, ગઢ મકાનોને પાડતો પોતાની સુંઢ વડે પાંચ મોદક ( લાડવા ) વહોરાવે તો પારણું થાય.

રૂષિજીને આ અભિગ્રહને પાંચ મહિના અને અઢાર દિવસના ઉપવાસ થયા. તે વખતે સિંધુલરાજાનો હાથી સાંકળ તોડી ગામમાં નાઠો જતો હતો. જેવી ખિમરૂષિજીની દષ્ટિ પડી કે તરત જ તેને કંદોઇના સૂના હાટમાંથી પાંચ મોદક લઈ લાંબી સુંઢ વતી રૂષિજીને આપ્યા, અને તરત જ હાથીનો મદ ઉતરી ગયો અને તે હાથીને ફરી તેના સ્થાન પર સાંકળે બાંધવામાં આવ્યો. એક હાથી જેવા પશુએ રૂષિને દાન કરી શાન્તિ પ્રાપ્ત કરી. આ જોઈ લોકો આશ્ચર્ય પામ્યા અને ઘણાં લોકોએ ધર્મ પ્રાપ્ત કર્યો. આ અભિગ્રહનું પારણું કરી તરત જ ત્રીજો અભિગ્રહ રૂષિજીએ નીચે પ્રમાણે ધર્યો.

સાસુથી પ્રચંડ કલેશ કરતી વિધવા બ્રાહ્મણી બે ગામની વચમાં પૂરણપોળી આપે તો જ પારણું થાય.

આવા અવસરમાં સાસુથી દુઃખી થએલી એક વિધવા બ્રાહ્મણિ નગરીથી નીકળી વનમાં ફરતી હતી તે વખતે, કાષ્ટ ભરવા માટે એક વિપ્ર ત્યાં આવ્યો તેને સૂના વનમાં આ બાઇને એકલી જોઈ. તેથી તેને દયા આવવાથી તે ભૂખી હશે તેમ ધારી તેને પૂરણપોળી આપી, તેજ વખતે આ બાઇએ ગિરિથી ઉતરતા રૂષિજીને જોયા, તેથી તેને ભાવ આવ્યો કે સંત સાધુને વહોરાવવાથી સહજ ઘણો લાભ થાય છે તેમ જાણી તેને ગુરૂમહારાજને પૂરણપોળી વહોરાવી, તે વખતે આકાશમાંથી દેવતાઓએ પુષ્પની વૃષ્ટિ કરી, તે પારણું કર્યા પછી ચોથો અભિગ્રહ નીચે પ્રમાણે ધર્યો.

કાલી ખુંધવાળો, ધોળો, અને પૂંછથી રહિત એવો સાંઢ. પોતાના સીંગ વતી ગોળ આપે તોજ પારણું થાય.

એક વખત સિંધુલરાજાની ધાર ( ધારા ) નગરીમાં ઉપર કહ્યા પ્રમાણે મદથી ભરેલો સાંઢ ગામમાં ભટકતો હતો. તેણે રૂષિજીને જોયા. રૂષિજીને જોય

સાંદની ઇચ્છા દાન દેવાની થઈ, એવું એક સ્થળે ગોળનો ઢગલો પડયો હતો. તેમાથી સીધડા વતી ગોળ ઉઠાવી, રૂષિજીને વહોરાવ્યો

આ વખતે પશુ પણ દાન આપતાં જોઈ લોકોને આશ્ચર્ય થયું. વળી જે વહેપારીનો ગોળનો ઢગલો હતો, તેણે તો તે ગોળ વેચી એક જિન મંદિર બનાવ્યુ અને તેમા શ્રી પાર્શ્વનાથ પ્રભુની પ્રતિમા પધરાવી. ત્યારબાદ તે વહેપારી શ્રી યશોભદ્રસૂરિ પાસે જઈ દિક્ષા પણ લીધી અને ઉત્કૃષ્ટ ક્રિયા પાળી તે સ્વર્ગે ગયો. વહેપારીનુ બનાવેલું જિન મંદિર આજે શુદવિંઠ નામથી પ્રસિદ્ધ થયુ

તે પછી ખિમ રૂષિએ જુદા જુદા ઘણાં અભિગ્રહો ધર્યા હતા તેમાં એક અભિગ્રહ એવો ધર્યો હતો કે—

કોટમાં સાંકળ બાંધેલું કોઈ વાંદરૂ બાદરવા માસમાં આંબાની કેરીનો રસ આપે તો પારણું થાય. આવા આવા તો ઘણાં કષ્ટમય અભિગ્રહ ધારી રૂષિજીએ પોતાના આત્માની શુદ્ધિ કરી

આ પ્રમાણે થયા પછી એક વખતમાં એવો પ્રસંગ બન્યો કે જે કૃષ્ણ રૂષિ દિક્ષા લઈ સંયમ પાળી દેવ થયો હતો, તે દેવ પોતાના તારક રૂષિજી પાસે આવ્યો અને ગુરૂદેવને કહેવા લાગ્યો કેઃ—

સિંધુપતિને ત્યાં એક હજાર હાથી છે તે બધા રોગથી અત્યંત પિડાય છે તે બધા રડે છે, બરાડા પાડે છે, આથડે છે, કાન કંપાવે છે, તો જો આપની પાસે કોઈ આવે અને આપના પગ પખાળેલું પાણી માગે તો તે જરૂર આપશો, તેમ કરવાથી જીનશાસનની પ્રભાવના થશે, અને લોકભાવના ધર્મ પ્રત્યે જાગૃત બનશે તેમ સૂચના આપી દેવતા ગયો.

રાજા હાથીઓના દુઃખથી શોકાતુર હતો વૈદો દવા વિગેરે કરતા હતા, પણ લગારે આરામ થતો નહોતો. તે વખતે રાજાએ મંત્રીને કહ્યુ કે આજે એવી ઉદ્‌ઘોષણા કરાવો કે જે કોઈ હાથીઓને સાજા કરશે, તેને રાજા પોતાનું અર્ધું રાજ્ય આપશે.

તે પ્રમાણે ઉદ્‌ઘોષણા થઈ તેજ વખતે આકાશમાંથી દેવ વાણી થઇ કે કંબલગિરિમાં રહેલા રૂષિનુ જો ચરણોદક લાવીને હાથીને છાંટવામા આવે તો હાથીઓ સાજા થશે.

આવી દેવ વાણી સાંભળ્યા પછી રાજાએ અને મંત્રીને કંબલગિરિમાં મોકલ્યો. રૂષિના પગ પખાળી મંત્રીશ્વર પાણી લઈ આવ્યો જેવો હાથીને

પાણી છાંટે એ તેવો જ એક તાપસ હોઇગો કે, પટ્ટ હસ્તિને છોડી બાકીના તમામ હાથીને પાણી છાંટો (તાપસનો આંતરિક વિચાર એવો હતો કે આ બધા હાથી મરી જશે. અને મારા પ્રયત્નથી પટ્ટહસ્તિ બચી જશે) પરંતુ થયું એવું કે બધા હાથી સાજા થયા. અને પટ્ટ હસ્તિને ઘણાં ઉપાય તાપસે કર્યા. છતાં પણ પટ્ટ હસ્તિ ન બચી શકયો, અને તે આખરે મરી ગયો.

આથી જિનશાસનની ઘણી જ પ્રસંશા થઇ. રાજાએ રૂષિજીને અરધુ રાજ્ય લેવાનું કહ્યું. પરંતુ રૂષિજીએ કહ્યું કે, સંયમ આગળ રાજ્યની કંઈ પણ કીંમત નથી, જે રાજ્યથી નર્ક ગતિ મળે તે રાજ્યનું મારે શું કામ છે.

રાજાએ રૂષિજીની નિર્લોભતા જોઈ એક જિન મંદિર બનાવ્યું. અને તેમાં સિંહાસન કરાવી. રૂષિજીનાં પગલાં સ્થાપન કરી હંમેશાં પૂજા કરવા લાગ્યો. વળી રાજાએ રૂષિજીના નિમિત્તના અર્ધરાજ્યથી સાતે ક્ષેત્રોના પોષણ કર્યાં.

કેટલાક વખત પછી રૂષિજી વિહાર કરી ચાલ્યા જતા હતા. તેવામાં એક મડદું રસ્તામાં મળ્યું. ત્યાં રૂષિજીએ મડદાનાં સાથે માણસો હતા તેમને પૂછયું. કે આ મડદું કોનું છે. ત્યારે એક માણસે કહ્યું કે મહારાજ આ ધન વ્યવહારીઆનો પુત્ર છે. આજથી છ મહિના ઉપર રાત્રિની અંદર સૂતાં તેણે સર્પ કરડયો હતો, પરંતુ તે બચ્યો નહિ.

રૂષિજીએ કહ્યું કે મનમાં કશો ખેદ ન કરશો છોકરો જીવે છે.

છોકરાનો પિતા રૂષિજીને પગે લાગ્યો. અને પ્રાર્થના કરવા લાગ્યો કે સ્વામિન મારા ઘેર રૂદ્ધિ ઘણી છે. પરંતુ આ મારો એકનો એક પુત્ર છે. જો આ છોકરો નહિ બચે તો માહરૂ કુલ સુનું થઇ જશે. અને મારે માથે મેરૂ સમાન ભાર આવી પડશે.

રૂષિએ પ્રાસુક પાણી પાત્રમાં લઇને નવકાર મંત્રનો જાપ કર્યો. છોકરો એકદમ જાગી ઉઠયો. આ જોઇને સર્વત્ર જય જયકાર થયો આથી શ્રદ્ધાળુ બની ધનરાજે બાર વ્રતનો પોતાના પરિવાર અંગીકાર કર્યો.

બીજી તરફ ખિમરૂષિએ વિચાર્યું કે આ બધો પ્રતાપ ગુરૂદેવનો જ છે. માટે હવે ગુરૂ સેવામાં જવું ઉચિત્ત છે.

એમ વિચારી રૂષિ ત્યાંથી ચિત્રકુટ ચિત્તોડ આવ્યા. કે જ્યાં પોતાના ગુરૂદેવ યશોવાદજી હતા. શ્રી સંઘે રૂષિજીનો ખૂબ સત્કાર કર્યો અને ખિમરૂષિએ ભક્તિપૂર્વક ત્રણ પ્રદક્ષણા દઈને ગુરૂદેવને વિધિ પૂર્વક વંદણા કરી. તે પછી રૂષિજીએ એક પછી એક અભિગ્રહ લેવા શરૂ કર્યા.

ખિમરૂષિએ ઉત્કૃષ્ટ અભિગ્રહો કરી. કુલ ચોરાશી પારણા કર્યા

ખિમરૂષિએ ત્રીશ વરસની ઉમરે દીક્ષા લીધી હતી. સાત વર્ષ ગુરૂદેવની સેવામા રહ્યા હતા. જુદા જુદા અભિગ્રહો અને તપશ્ચર્યા કરી. એકંદર નેવું વર્ષનું આયુષ્ય વ્યતિત કરી સ્વર્ગે પધાર્યા.

ધન્ય હો એવા પવિત્ર આત્માઓ ને કે જે પોતે તર્યા અને પરને તાર્યા.

કવિવર લાવણ્ય સમયે સંવત ૧૫૮૯ ના માહ મહિનામાં એક રાસ રચ્યો છે તેમાં ખિમરૂષિના સંપૂર્ણ હકીકત આપી છે આ વાત લગભગ ભોજરાજના પિતા સિંધુલ રાજાના વખતની છે.

સૂર્યવંશી, કુળભૂષણ નેકનામદાર શ્રીમંત મહારાજા

## શ્રી વિજયદેવજી સાહેબ બહાદુર

(સંસ્થાન-ધરમપુર)



જેઓ નામદારશ્રીએ મારા સાહિત્યના કાર્યમાં હંમેશના માટે ઉદારતા બનાવી છે અને પોતે પણ સાહિત્યપ્રેમી અને ઈતિહાસિક ભાવનાવાળા હોવાથી આ મારા ઈતિહાસિક કાર્યમાં મને અપૂર્વ ઉત્સાહ આપી મારા કાર્યને વેગવંતુ બનાવ્યું છે અને મારા પ્રત્યે હમેશાં વાત્સલ્યપ્રેમ ધરાવી મને આભારી કર્યો છે

લી. આપનો બાળક

સોગીલાલ રાજકવિ

# ધર્મપુર—અને ઉદયપુરનો સબંધ.

મેવાડના મહારાણા શ્રીને રાહપ વિ. સં. ૧૨૦૧ ની સાલમાં રાજ્યાભિષેક થયા હતા. તેઓ શ્રી. બે રાજકુમાર હતા તેમાં કનિષ્ટ કુમાર રામસિંહ હતા. કોઈપણ કુટુંબની તકરારના કારણસરથી રામસિંહ પોતાની માતૃભૂમિનો ત્યાગ કરી, લગભગ ૧૨૫૪-૫૫ માં ચાલી નીકળ્યા. પોતે પોતાની પાસે કાંઈપણ સાધન રાખ્યા વગર જ ફક્ત પ્રભુના ભરૂસા ઉપર અને પોતાના મનોબળ ઉપર જ પોતે નિર્ભય રહેતા હતા.

પોતે પોતાના બાહુબળ અને તલવાર ઉપર જ વિશ્વાસ રાખ્યો હતો. તે સમયમાં કોંકણ પ્રાંતના રાજાઓ રાષ્ટ્રકુટ મહારાજ્યને તાબે થયા. તે પછી ગૂજરાતના સોલંકીઓના તાબામાં આવ્યા, એ શિલાહાર વંશના અરિકેશરી રાજાના વખતમાં, થાણા, પુરી, સંજાણ એ મુદ્દાનાં નગરો હતાં. તે પછી રાજા મલ્લિકાર્જુનના ઉપર ગૂજરાતના સોલંકી રાજા કુમારપાળે ચઢાઈ કરી. પોતાના સેનાપતિ આંબડ પાસે પરાજય કરાવ્યો, ત્યાર પછી સને. ૧૨૬૦ માં દેવગીરીના રાજા મહાદેવ યાદવે, ઉત્તર કોંકણ પર ચઢાઈ કરી. સોમેશ્વર નામના રાજાને હરાવ્યો. તે પછી થોડા જ વખતમાં શીસોદીયા મહારાણા રામસિંહે આ મુલકમાં રામનગર રાજ્યની સ્થાપના કરી.

આટલી પ્રસ્તાવના આપ્યા પછી, હવે રામસિંહની કારકીર્દી તરફ નજર કરીયે, રામસિંહ એક સાહસિક અને શૂરવીર પુરૂષ હતા, તેઓશ્રી જ્યારે આ મુલકના પહાડી પ્રદેશમાં આવ્યા, તે વખતે કોળી સરદાર નાથોરાત, અને તેના સાગરીતોનો અત્યાચાર સાંભળી રામસિંહનું લોહી ઉકળી આવ્યું તરત જ પોતે પોતાની ફોજની સરદારી લઈ નાથોરાત ઉપર ચઢાઈ કરી, અને તેને હરાવ્યો અને માર્યો. નાનોરાતની તમામ જાગીરના પોતે માલિક બન્યા. અને પોતાના નામ પરથી એ આખા મુલકનું નામ રામનગર પાડી, સૂર્યવંશીનો ઝંડો ફરકાવ્યો. અને પોતાનું નામ રામશાહ પાડયું સને. ( ૧૨૯૨ ) માં.

મહારાણા રામશાહના સ્વર્ગવાસ ગછી સોમશાહ, પુરંદરશાહ, ધરમશાહ અને ગોપુશાહ, સને. ૧૪૭૨ સુધીમાં થયા. આ દરેક રાણાઓએ પોતાની બહાદુરી અને બુદ્ધિ વડે, હરામખોરોને સખત શિક્ષાઓ કરી, પ્રજાની અને રાજ્યની આબાદી સુંદર રીતે કરી હતી. ત્યાર પછી જગતશાહ પહેલા ગાદી પર આવ્યા.

પછી ગૂજરાતના સુલતાન મહમદ બેગડાએ, આ મુલક પર ચઢાઇ કરી સને ૧૪૬૮ માં રામનગરના મહારાણા જગતશાહના મજબૂત લશ્કરે ઘણી જ બહાદુરી બતાવી હતી આ મહારાણાએ જ્યારે સંજાણના રાજા યાદવોનો નાશ થયો, ત્યારે તમામ પરદેશીઓને પોતાના રાજ્યમાં આશરો આપ્યો હતો

મહારાણા જગતશાહ પછી નારાયણશાહ, અને ધરમશાહ બીજા ગાદી ઉપર આવ્યા. તેઓએ પણ રાજ્યની આબાદી માટે ઘણી જ બહાદુરી બતાવી હતી

તે પછી જગતશાહ ઉર્ફે જયદેવ, સને. ૧૫૩૧ માં રામનગરની ગાદી ઉપર આવ્યા, એમના વડીલો કરતાં પોતે મહા પરાક્રમી અને શૂરવીર હતા. એમને ગૂજરાતના સુલતાનો, તથા પોર્ટુગીઝોની વચ્ચે રહી, પોતાનો નેક ટેક સાચવ્યો હતો.

આ મહારાણાની રાજ્ય ગાદી આસરમેના હતી અને ઉત્તર કોંકણમાં પોતે પ્રથમ પંક્તિના મહારાણા હતા. આજુબાજુના તમામ રાજાઓને પોતે તાબે કરી, અને આખરે અંત લાવી, રાજાઓનો તમામ મુલક મેળવી લીધો. આ જાદવ રાજાની રાજધાની એસેરીમાં હતી, સને ૧૫૫૩ માં પોર્ટુગીઝોએ દમણ પર ચઢાઈ કરી, બાદશાહના કિલ્લેદાર, સીદીબકરને ભગાડયો તે વખતે મહારાણા જયદેવને અને પોર્ટુગીઝોની બંન્નેમાં અથડામણ થઈ. અને મહારાણા જયદેવની તાકાતથી સંધી કરી અને સને ૧૫૫૮ મા મહારાણા જયદેવને આખા મુલકના માલિકપણે કબુલ રાખ્યા અને દમણની જકાતના પણ માલીક બનાવ્યા

તેથી દક્ષિણના આદીલશાહ અને નીઝામશાહ પણ મહારાણા શ્રી જયદેવની મદદ ચાહવા લાગ્યા. ગૂજરાતના સુલતાન ત્રીજા મુજફરે પણ પોર્ટુગીઝોના અત્યાચારોથી કંટાળી મહારાણા શ્રો જયદેવની મદદ માંગી, અને ખંભાતમાં બોલાવ્યા મહારાણાને ખૂબ માન આપ્યું, અને રામનગરના સ્વતંત્ર રાણા તરીકે કબુલ રાખ્યા. પોર્ટુગીઝોના દફતરમાં રામનગરની હદ ચેઉલ બંદરથી પંદર માઈલ ડુંગરો ઉપરથી શરૂ થાય છે. એમ બતાવવામાં આવ્યું છે. 'ચેઉલ બંદર ઉપર નીઝામશાહે ચઢાઈ કરી તે વખત અગાઉ મહારાણા જયદેવ સાથે પોર્ટુગીઝોને સલાહ-તહ થયાં હતાં તેથી નીઝામશાહે મહારાણાની મદદ મહારાણાએ તહ નાનાની શરતો પ્રમાણે નીઝામશાહને મદદ આપી નહિ આ વખતનું રસીલું વર્ણન પોર્ટુગીઝો કરે છે સને ૧૭૬૫ આ રાજ્યના વર્ણનો પોર્ટુગીઝના દફતરો આપે છે આ પ્રમાણે આ રામનગર રાજ્ય ઉપર, અનેક વિપત્તિઓ

તેમજ મુશીબતો આવતી રહી. તેમાંના ત્રણ રાજ્યકર્તાઓ પોતાની બહાદુરી, અને બુદ્ધિથી રાજ્યરક્ષણ સુંદર રીતે કરી, પોતાનું જીવન ધન્ય બનાવ્યું હતું. મહારાણા રામદેવ ૧ લાને શિવાજી છત્રપતિએ પણ સુંદર રીતે માન આપી સ્વાગત કર્યું હતું. શાહુ છત્રપતિએ પણ પોતાની હયાતી સુધી આ રાજ્ય સાથે સારામાં સારો સંબધ સાચવ્યો હતો. પરંતું ૧૭૨૯ ની વસાઈની લડાઈ પ્રસંગે કારણ વશાત પેશ્વાને ગુસ્સો થયો, આ લડાઈમાં ફત્તેહપુર ઉજ્જડ થયું. અને રાણીવાસે પણ પોતાના કુળધર્મ પ્રમાણે જૌહર કર્યો. પીંડવળના યશુ હળવી અને પાંજરોલી સરદાર ઘેલાભાઈના વિરત્વની દંત કથા હેરત ઉપજાવે એવી છે.

માંડવીના મહીડ મહારાજાની કુવરી જેઓ મહારાણા રામદેવજીની મહારાણી હતાં. તે ડીકીબાની દંત કથા વિરત્વમાં અને સ્વાર્પણમાં આર્ય ક્ષત્રાંણીઓમાં પ્રથમ મુકવા જેવી છે.

મહારાણા જયદેવે વસાવેલું આસરસેતા અને ગંભીરગઢ તે જમાનાના રમણીય અને કિલ્લેબંધીવાળાં નગરો હતાં. ઘાટ ઉપરના વેપાર માટે એ સ્થળો મુખ્ય હતાં. પારસીઓને સંજાણના જાદવ રાણા પછી જે હિંદુ રાજ્યે પ્રથમ આશ્રય આપ્યો હતો તે આ રામનગરનું રાજ્ય હતું. અને પરદેસીઓ પણ આ રાજ્ય સાથે ગણુાજ ગાઢા સંબંધમાં હતા. માંડવીવાળા શેઠ જમશેદજી બમનજી અને ઉદવાડાના પ્રસિદ્ધ અધ્યારૂ કુંટુંબના શેઠ બહેરામજી એ જુનાં જાણીતાં નામો છે.

માંડવીના મહીડા દુરજનસિંહજીએ પણ આ રાજ્યને વખતો વખત ઘણી મદદ આપી હતી.

પેશ્વાના પ્રધાનોમાંના નાનાફડનવીસ અને હરીપંત ફડકેએ ઘણીવાર રામ નગરના મહારાણાનો પક્ષ પકડી આપત્તિઓ દુર કરાવી હતી. તેની કદરમ તેઓ જીવે ત્યાં સુધી મહારાણાએ વાઘડ, કુવા અને બાળચોડી ગામોની ઉપજ તેઓને આપી હતી.

સુરતના નવાબોનો પણ આ રાજ્ય સાથે સારો સબંધ હતો.

સને ૧૮૦૨ ના વસાઈના કોલ કરારથી આ રાજ્યબ નામદાર બ્રિટિ ગવરમેન્ટના સબંધમાં આવ્યું. ત્યારથી બંને રાજ્યો વચ્ચે ઉત્તમ સબંધ સચ વાયો, નામદાર મહારાણાને નામદાર બ્રિટિશ ગવરમેન્ટે ઘણું જ સારૂ આ આપ્યું હતું. સત્તાવનના બળવા વખતે સને ૧૯૧૪ ની યુરોપી લડાઈ વખતે આ રાજ્યે બનતી મદદ આપી આ સબંધ મજબુત કર્યો હતો.

મહારાણા શ્રી નારાયણદેવજી અને મહારાણા મોહનદેવજીએ આ રાજ્યનો વિકાસ કરવા માટે ઘણું જ બનતું કર્યું છે, અને જેથી રાજ્યની ઉત્પન્ન તથા રૈયતની સ્થિતિ સુધરી છે.

મહારાણા શ્રી વિજયદેવજી ૨ જા હાલના સંસ્થાન ધરમપુરના શ્રીમંત મહારાણા સાહેબ સને ૧૯૨૧ માં તખ્તનશીન થયા.

એ એ નામદારે ગાદીપર બેઠા અગાઉ રાજકોટ રાજકુમાર કોલેજમાં અભ્યાસ કરી. હીંદના તમામ ભાગોમાં મુસાફરી કરી દેશકાળનું ઘણું વિશાળજ્ઞાન મેળવ્યું છે એ એ નામદારે ગાદી પર બેસતાં જ રાજ્યને સરસ ધોરણ પર મુકી, પ્રજા માટે લોકોપયોગી દવાખાનાં, શકુલો, રસ્તા, જળાશયો કરાવ્યાં છે એ એ નામદાર શ્રીના આગ્રહને માન આપી, મુંબઈના ગવર્નર સર લેસ્લીવીલસન સાહેબ ધરમપુરની મુલાકાતે આવી ગયા છે અને રાજા પ્રજાના સંબંધથી, તથા મહારાણા શ્રીના રાજ્ય વહીવટથી અત્યંત રાજી થયા છે એ એ સાહેબની મુલાકાત જળવાયેલી રહે, તે માટે નામદાર મહારાણાશ્રી વિજયદેવજીએ એ એ પાસે જ્યુબીલી ચેરીટેબલ ડીસ્પેન્સરીનું નવું મકાન, અ સૌ. રસીક કુવરબા જનાના હોસ્પીટલ, અને લેડી વીલસન મ્યુઝીયમ ખુલ્લાં મુકાવ્યાં છે. અને સુંદર આરોગ્યતાવાળી બંગારબારીની ઉંચામાં ઉંચી ટેકરી ઉપર, નામદાર ગવર્નર સાહેબનું પુતળું, છત્રી બનાવી ખુલ્લું મુકી એ જગ્યાને વીલ્સન હીલ્સનું નામ આપવામાં આવ્યું છે મહારાણા શ્રી વિદ્વાન, રસીક અને પ્રજા વાત્સલ્ય હોઈ ઉદાર અને દાના છે રાજ્યના જંગલોમાંના વાઘના ત્રાસથી રૈયતને બચાવી છે એ એ નામદાર શ્રી શીકારી પણ છે. રાજ્યાસન પર આવ્યા પછી એ એ નામદારે આખા હિંદની, યુરોપની અને પૂર્વ સીયામ, ચીન, જાપાન વિગેરે તમામ દેશોની મુસાફરી કરી રીત, રીવાજ, વિદ્યા, કળા અને હુન્નરોનું અવલોકન કર્યું છે અને તેના પરિણામે ધરમપુર શહેરમાં સુંદર મ્યુ ઝીયમ બનાવ્યું છે.

અ. સૌ મહારાણી શ્રી મનહર કુંવરબા સાહેબ ગોહેલ કુળના પાલી તાણાના પ્રીન્સ સામંતસિંહના કુંવરી હતા તેઓશ્રી કેળવાયેલા, વિદ્વાન, દાનેશ્વરી અને દયાળું, તેમજ પ્રજા વાત્સલ્ય હતા, પરમાત્મા તેઓ શ્રીના આત્માને સદા ય શાંતિ અર્પો.

આ સિવાય મહારાણા શ્રી વિજયદેવજી સાહેબના પરિચયમાં હું લગભગ વીસ વર્ષથી આવ્યો છું. તેઓ શ્રીના હૃદયની ભાવના ઘણી જ ઉચ્ચ અને પ્રજા કલ્યાણની તમન્ના હર-હંમેશા રાખી, રાજ્ય અને પ્રજાની આબાદી સાધી

[illegible] ઉદેપુર [illegible] નામ [illegible] છે.

[illegible] પોતાનું નામ શોભાવ્યું છે.

[illegible] મોદી, [illegible] ભોગીલાલભાઈ જે મોદી, [illegible] પરમાત્મા નામદાર મહારાણા સાહેબને [illegible] કુમારશ્રી [illegible] સાહેબ, [illegible] પરમાત્મા [illegible] રાખો, [illegible] પ્રભુ પ્રત્યે પ્રાર્થના.

લી. ભોગીલાલ રાજકવિ.

નોંધ—અને ૧૫૮૧ જગતશાહ ઉર્ફે મહારાણા જયદેવ ગાદી પર આવ્યા. પોતાના પરાક્રમ વડે. કેટલાક લડવાઈઓમાં પોતાની સુવાસ પ્રસરી રહી હતી. તે કારણને લીધે ખંભાતના સુલતાન સોદા મુજફરે બોલાવી પુષ્કળ માન આપ્યું. પોર્ટુગીઝોના ત્રાસથી કંટાળીને મહારાણાની મદદ માગી. મહારાણાશ્રી ખંભાતમાં હતા, તે વખતે ચોમાસુ હતું. અને આઠ દિવસ સુધી સૂર્ય વાદળામાં ઢંકાએલ રહ્યો હતો. મહારાણા સૂર્યવંશી હોવાથી સૂર્યદેવનાં દર્શન કર્યા વગર પોતે ભોજન લેતા ન હતા. એટલે આઠ દિવસના ઉપવાસ થયા. આ ખબર સુલતાનને થઈ. તેણે કુતુહલથી રાણાને પોતાના ઇષ્ટ દેવનો પરચો બતાવવા કહ્યું.

જગતશાહે ચાલી મેદાનમાં સ્નાન કરી. પીતાંબર પહેરી, પાટલે બેસી, પોતાના ઇષ્ટદેવ, સૂર્યનારાયણની સ્તુતી કરી. ચમત્કાર દેખાડ્યો. આઠ દિવસથી અવિશ્રાંત વરસાદ વરસી, વાદળથી અંધકાર છવાએલો હતો. તેમાં બરાબર મધ્યાકાશમાંથી આકાશ ખુલ્લું થયું. અને સૂર્યનારાયણનાં દર્શન થયાં. એક ઘડી એ પ્રમાણે રહ્યું.

સુલતાન અને તેના દરબારીઓ અજાયબ પામ્યા. મહારાણા આસનેથી ઊઠ્યા કે તરત પાછો વરસાદ ચાલુ થયો. સુલતાને ચમત્કાર જોઈ, રાણા જગતશાહ નામ બદલી. રાણા જયદેવ પાડ્યું. એ વખતથી મહારાણા જયદેવ રાણાને નામે પ્રસિદ્ધ થયા. ત્યારથી રામનગરના મહારાણાઓએ પોતાના નામ પાછળ દેવ શબ્દ લગાડવાનું શરૂ કર્યું જે હજી સુધી કાયમ છે.

નોંધ—ધરમપુરના ઐતિહાસિક ટુંકી નોંધ લખવાની શરૂ કરતી વખતે

અને શામનગરના રાજવી, અને સંસ્થાન ધરમપુરનો ઇતિહાસ વાંચવામાં આવતા મારા પરમ પવિત્ર વિદ્વાનવર્ય પાઠક બાજી નામ કરી નારાયણ થયા જ યાદ આવ્યા કારણ કે ઉપરોક્ત ગ્રંથના સંશોધક અને લેખક હતા. તેઓ વૃદ્ધ છતાં હંમેશાં બાળક જેવા સ્વભાવના આનંદી હતા. પરમાત્મા તેઓશ્રી પોતાના જીવનની સુવાસના સુંદર પુષ્પોની વાટીકા મુકી, પોતે આ લોક મુકી, પરલોક સીધાવ્યા છે. પરમાત્મા તે પવિત્ર આત્માને હંમેશા શાંતિ બક્ષો અર્પો

હો આપનો
ભોગીલાલ રતનચંદ રાજગી
ધરમપુર સ્ટેટ.



જેની કૃપા વડે મને કુદરતી શક્તિ મળી જેથી એકવીશ વર્ષની ભર યુવાનીમાં મારી જીહ્વા બોલતી થઈ અને કંઈક કાવ્ય કરવાની ગેબી વસ્તુ પ્રાપ્ત થઈ તેથી મારી ફરજ બજાવવામાં હું કંઈક અંશે ફળીભૂત થયો છું.

લી. તારો બાળક

**ભોગીલાલ કવિના**

સદા રક્ષક બંનજો.

# સ્વ. પુત્રી સરસ્વતિ ભોગીલાલ રતનચંદ કવિ.



સરસ્વતિ પ્રભુ કૃપાથી તારો ખોવાઇ ગએલો હીરો ભગવતિની ભક્તિ વડે પ્રાપ્ત થો અને તારૂ સ્મારક તરિકે તારૂ નામ સદા કાયમ રહે અને જગતલક્ષ્મી કરતાં સરસ્વતિનું ઉપાસક બને તેજ ઉદ્દેશથી સરસ્વતિ સાહિત્ય રત્ન ગ્રંથાવલિના નામથી તારૂ સ્મારક મારા મિત્રો તેમજ હિતચિંતકો દિનપ્રતિદિન અપૂર્વ પ્રોત્સાહન આપી કાયમ રાખશે એજ અભિલાષા

પ્રભુ તારા સ્વર્ગવાસી આત્માને શાન્તિ અર્પો.

લી. તારો વિયોગી પિતા
ભોગીલાલ કવિ

# ચિત્તોડનો જીર્ણોદ્ધાર.

ગુરૂદેવ શ્રી વિજયનિતિસૂરીશ્વર શ્રીના હૃદયની પવિત્ર ભાવના મેવાડ પ્રત્યેની હતી. સંવત ૧૯૯૦ ની સાલમાં ગુરૂદેવ ગૂજરાત કાઠીયાવાડના જૈન તિર્થોનો ઉદ્ધાર કરી, મારવાડ અને મેવાડના પંથે ચડયા. તેઓ શ્રીના સાત્વીક અને પ્રેમાળ સ્વભાવ વડે જ્યાં જ્યાં પોતે પધાર્યા ત્યાં ત્યાં પોતાની બનતી તમામ શક્તિ શાશનના કલ્યાણ અર્થે ઉપયોગ કરી, જૈન સમાજમાં નવ ચેતન લાવતા હતા. મેવાડની ભૂમિપર જ્યારે ગુરૂદેવનાં પુનીત પગલાં થયાં, ત્યારે મેવાડના જૈન મંદિરોની સ્થિતિ, તેમજ જૈન સમાજની સ્થિતિથી, ગુરૂદેવના મનને ઘણો આઘાત લાગ્યો. અને મનમાં નિશ્ચય કર્યો કે ગમે તેવાં કષ્ટ સહેવાં પડે તો પણ મારી તમામ શક્તિઓનો ઉપયોગ કરી, મારે મેવાડના જૈન સમાજની તેમજ જૈન પુરાતન અપૂર્વ શિલ્પકળાના નમુનેદાર મંદિરોની સંપૂર્ણ સ્થિતિ સુધારવી.

આ નિશ્ચયથી ગુરૂદેવે મેવાડના, ઘણા ખરા ગામ અને શહેરોમાં, વિહાર કરી, અતિશય કષ્ટ સહન કરી, પોતે પોતાના હૃદયની ભાવનાનો વિકાશ કરવો શરૂ કર્યો જ્યારે ઉદયપુરમાં ગુરૂદેવ લગભગ તેર આઠ વરસ ઉપર ચોમાસુ હતા, તે વખતે પોતે મેવાડના કાર્યની શરૂઆતની હીલચાલ નક્કી કરી સાથે સાથે ગુરૂદેવ જ્યારે ચિત્તોડ પધાર્યા, તે વખતે સૂર્યવંશી મહારાણાનો અજોડ કિલ્લો ચિત્તોડનો જોતાં, અને તેનાં ઉપર કર્માશાહ શૃંગાર ચવરી, સત્તાવીશ દહેરીનું દેરાસર, જૈનોના અપૂર્વ કિર્તિસ્થંભો વગેરેની રચના જોતાં. અને સાથે સાથે તે મંદિરોની અવ્યવસ્થિત સ્થિતિ જોતાં, ગુરૂદેવની આંખમાં અશ્રધારા વહેવા માંડી. અને મનમાં વિચારવા લાગ્યા કે શું વિર ભામાશાહની પવિત્ર ભૂમિ. મહામંત્રી દયાળશાહની અપૂર્વ કિર્તિ, અને મહારાણા પ્રતાપની રાજ્યધાની ગણાતી મેવાડની શું આવી દુર્દશા તેજ વખતે પોતે નિશ્ચય કરી, પ્રતિજ્ઞા કરી. કે મારે ગમે તે ભોગે ચિત્તોડનાં જૈન મંદિરોનો ઉદ્ધાર કરાવવો.

એ બાળ બ્રહ્મચારી સાચા સંતે-શાશનના નાયકો પાસે ટેલ પાડી. અને મને પણ પત્ર લખ્યો. તેમાં એટલું જ લખ્યું કે ભાઇ જીવનમાં સેવા જ કરવી હોય, અને ખાનપાન અને માનપાનનો મોહ ન હોય તો, તું મારો પત્ર વાંચીને તરત ઉદેપુર આવ

ગુરૂદેવના વચનનું માન રાખી, હું ગયો. મારાથી બની શકયો તેટલો પ્રચાર કરી, જૈન સમાજમાં જાગૃતી ઉદયપુરના જૈન અગ્રેસરો શેઠ.

મોહનલાલજી ચતુર, રૈવન્યુ કમીશ્નર શેઠ મોતીલાલજી વોરા તેમજ બીજા ઘણા ગૃહસ્થોએ આ કામ ઉપાડવામાં સહાનુભૂતિ જણાવી ગુરૂદેવે જૈનપુરી રાજનગરમાં, મેવાડમાં કેવી પરિસ્થિતિ છે તેની હકીકત, શેઠ જગુભાઈ ચુનીલાલ સુતરીયાને જણાવી તેમજ શેઠ મોહનલાલભાઈને જણાવી. આ સિવાય આનંદજી કલ્યાણજીની પેઢીને જણાવી તે સમાચાર અમદાવાદમાં આવતાંની સાથે જ ગુરૂદેવનું વચન પ્રમાણ કરી, રાજનગરના તેમજ બીજા ઘણા ગામોના ગૃહસ્થોએ મેવાડની હકીકતને બરાબર લક્ષમાં લીધી અને ગુરૂદેવના આશીર્વાદથી તે કામ શેઠ જગુભાઈ ચુનીલાલ શેઠ ત્રીકમલાલ મગનલાલ, તથા શેઠ. સોભાગલાલ મગનલાલ, તેમજ તેમના કુટુંબી ભાઈ જમનાદાસભાઈ, તથા ભુધાલાલભાઈ સુતરીયા. તેમજ શેઠ મોહનલાલભાઈ (કસ્તુરચંદ સાંકરચંદવાલા) તેમજ મુંબઈ વાળા, રાધનપુર વાળા ગૃહસ્થોએ પણ સુંદર સહકાર આપી. શેઠ જગુભાઈની દેખરેખ નીચે કામની શરૂઆત કરી લાખો રૂપીયાની સખાવત કરી.

સ્થાનકવાસી સંપ્રદાય, તેરાપંથી સંપ્રદાય આર્ય સમાજીષ્ટો, ક્રિશ્ચિયને વિગેરે તમામ ધર્મના ઉપદેશકોને એટલો બધો પ્રચાર વધી ગયો હતો કે, જે મેવાડમાં એક વખત પચાસ હજાર જૈનોની વસ્તી હતી, તે મેવાડમાં આજે ગણ્યાં ગાંઠ્યા ચારથી પાંચ હજાર જૈનો આખા મેવાડમાં હશે આવી પરિસ્થિતિના કારણથી આખા મેવાડમાં પાંત્રીસો જૈન મંદિરોની પરિસ્થિતિ લગભગ એકજ સરખી જેવામાં આવી તે વસ્તુનો વિચાર ગુરૂદેવે કર્યો.

અને ગામડે ગામડે અને ગામો ગામ જૈન ધર્મનું જ્ઞાન મળે તેના માટે કેટલીક પાઠશાળાઓ બાળક બાળકીઓને માટે સ્થાપન કરી

આજે કહેતાં આનંદ થાય છે કે તેનું પરિણામ થોડું ઘણું પણ સારૂ આવ્યું છે અને જૈન સમાજ પણ આજે મેવાડના માટે પોતાનાથી બનતું કરવું તે પોતાની ફરજ સમજે છે

તેના પરિણામે ચિત્તોડનાં કેટલાંક મંદિરોનો જીર્ણોદ્ધાર થયો, અને પ્રતિષ્ઠા પણ થઈ, પરંતુ દીલગીરી એટલી જ થઈ કે, પ્રતિષ્ઠાના મુહૂર્ત પહેલાં જ ગુરૂદેવના હૃદયની જે ભાવના હતી. તે ભાવના પૂરી થઈ શકી નહિ જ્યારે ગુરૂદેવે પ્રતિષ્ઠા કરાવવા સારૂ વિહાર કર્યો રસ્તામા જ ગુરૂદેવને માંદગી આવી. અને એકલીંગજીના પવિત્ર ધામમાં જ ગુરૂદેવ સ્વર્ગવાસી થયા આ વખતે જૈન સમાજના હૃદયને પારાવાર આઘાત થયો અંતિમ સમયે પણ ગુરૂદેવની એક જ ભાવના હતી કે મારા ચિત્તોડનો જીર્ણોદ્ધાર-અને પ્રતિષ્ઠા આખરે પ્રતિષ્ઠા થઈ, તે વખતે તેમાં શેઠ જગુભાઈ ચુનીલાલ, શેઠ ત્રીકમભાઈ, શેઠ સોભાગલાલભાઈ તેમજ બીજા ઘણા ગૃહસ્થો, વિગેરે હજારો માણસોની હાજરી હતી અને ગુરૂદેવના શુભ આશીર્વાદ વડે શાસનની શોભામાં વધારો થયો.

ગુરૂદેવ વિજયનિતિસૂરીશ્વર શ્રીની શુભ લાગણી જે ચિત્તોડ પ્રત્યેની હતી. તે લાગણી તેઓશ્રીના શિષ્ય મંડળે પણ ઉપાડી લીધી. આચાર્યશ્રી હર્ષસૂરિશ્વર મહારાજ, આચાર્યશ્રી ઉદયસૂરિશ્વર મહારાજ, આચાર્યશ્રી હેમેંદ્રસૂરિ મહારાજ, આચાર્યશ્રી કલ્યાણસૂરિશ્વર મહારાજ, પંન્યાસશ્રી સંપતવિજય મહારાજ, તથા પંન્યાસશ્રી અશોકવિજયજી મહારાજ, તેમજ પંન્યાસશ્રી ચરણવિજય મહારાજ વિગેરે સર્વ સાધુ મંડળે પણ પોતાનાથી બનતી મહેનત કરી, મેવાડના કાર્યને સંગીન બનાવવા સુંદર ફાળો આપ્યો છે. અને આપે છે

આ સિવાય ગુરૂદેવની ઈચ્છા મેવાડની હકીકતનો એક ઈતિહાસ બહાર પાડવાની થઈ. અને ગુરૂદેવે તે કામ મને સોંપ્યું. મેં મારી શક્તિ અનુસાર તમામ મેવાડના જૈન તિર્થોના લગતી તમામ ઈતિહાસિક નોંધનો સંગ્રહ કરી, સને ૧૯૩૯ માં મેવાડના અણમોલ જવાહિર યાને આત્મબલિદાન નામનો ગ્રંથ બહાર પાડયો તે ગ્રંથમાં જૈન મંદિરોના, ભામાશાહના તેમજ મહારાણા શ્રી પ્રતાપની તેમજ કર્માશાહની મહામંત્રી દયાળશાહ વિગેરેની તમામ હકીકતો તેમાં પ્રગટ કરી. અને જૈન સમાજના ચર્ણે ધર્યો. તે ઈતિહાસિક ગ્રંથને શ્રી નામદાર શ્રીમંત મહારાણા શ્રી ૧૦૮ શ્રી સર ભોપાળસિંહજી સાહેબ બહાદુરે વખાણ્યો અને ઉત્તેજન આપ્યું. તે પછી આ સાલમાં બીજી આવૃતી સુધારા વધારા સાથે બહાર પાડી.

તે ગ્રંથથી જનતામાં જાગૃતી આવી અને મેવાડના માટે લોકોની ભાવના મેવાડ પ્રત્યે વધવા લાગી. અને તે ગ્રંથની ફરી માગણી જનતા તરફથી થઈ.

આ જાગૃતી કાયમ રહે, અને જૈન સમાજ ધર્મથી વિમુખ ન થાય, તેના માટે આચાર્યશ્રી વિજયકલ્યાણસૂરિશ્વરે જ્યારે મુંબઈ ગોડીજીના ઉપાશ્રયે ચોમાસુ કર્યું તે વખતે મેવાડ અને ચિત્તોડના માટે મુંબઈની જનતામાં પ્રચાર કર્યો અને મને પણ તે પ્રચાર માટે મુંબાઈ બોલાવ્યો. અને મેવાડમાં એક બોર્ડીંગ સ્થાપવી, તેમ નક્કી કર્યું. તે વખતે મુંબઈના ગૃહસ્થોએ પચાસ હજાર રૂપીયાનું ફંડ ભેગુ કરી, અને મુંબઈના જ શેઠ ભાઈચંદભાઈ ઝવેરી. શેઠ. સુરચંદભાઈ બુલાખીદાસ, શેઠ. શાંતિલાલ મગનલાલ તેમજ અન્ય સદ્‌ગૃહસ્થોની કમીટી નક્કી કરી, તે બોર્ડીંગની શરૂઆત કરી.

તેમાં લગભગ ત્રીસ—ચાલીસ વિદ્યાર્થીઓ આજે ચિત્તોડ મુકામે બોર્ડીંગમાં અભ્યાસનો લાભ લે છે. આશા છે કે આ બોર્ડીંગ માટે દરેક ગૃહસ્થો સારામાં સારી ઉદારતા બતાવશે.

ગુરૂદેવના શુભ આશીર્વાદથી તેમજ શેઠ. ભગુભાઈ ચુનીલાલ, તેમજ શેઠ. ત્રીકમલાલ મગનલાલ સુતરીયા ...રની કમીટીવાળા શેઠ રોશનલાલજી

ચતુર તથા શેઠ મોતીલાલજી વોરાના પ્રયાસથી સત્તાવીસ દહેરીનું મંદિર તેમજ કર્માશાહના મંદિરનો જીર્ણોદ્ધારનું સંપૂર્ણ કામ પુરૂ થઈ ગયું હોવાથી તેનો આ ચાલું સાલમાં પ્રતિષ્ઠા કરવાનું નક્કી કરવા સારૂ, તેમજ સ્ટેશન પર યાત્રાળુઓને ઉતરવા સારૂં ધર્મશાળા કરવા માટે તેમજ પ્રતિષ્ઠા કરવાની રજા લેવા માટે શેઠ જગુભાઈ ચુનીલાલ તથા શેઠ ત્રીકમભાઈ મગનલાલ તથા શેઠ મોતીલાલ મગનલાલ સુતરીયા તથા શેઠ લાલભાઈ ઉમેદચંદ લહુા તથા હરિ ભોગીલાલ વિગેરે નેકનામદાર શ્રીમંત મહારાણાશ્રી સર ભોપાળસિંહજી સાહેબ બહાદુરને મળવા માટે ગયા હતા

નામદાર મહારાણા સાહેબ મળ્યા ઘણી જવાતો કરી અને ગુરૂદેવના એ પવિત્ર કાર્યની પ્રશંશા કરી અને શેઠ ત્રીકમભાઈની તદ્દન અશક્ત તબીયતની પરિસ્થિતિ જોતાં નામદાર મહારાણા સાહેબ બોલ્યા કે ભાઈ આવી તબીયતે તમે શી રીતે આવી શક્યા.

આખરે મહારાણાશ્રીએ શેઠ જગુભાઈને કહ્યું કે આ સાલમાં અનાજની પરિસ્થિતિના કારણે પ્રતિષ્ઠા ન કરો તો ઠીક! આવતા વર્ષે ખુશીથી કરજો. હું મારા રાજ્ય તરફથી તમામ સગવડતા આપીશ. અને આપના પવિત્ર કાર્યમાં મારે સંપૂર્ણ મદદ આપવી તે મારી ફરજ સમજીશ.

આખરે મહારાણાશ્રીના વચનનું માન રાખ્યું અને પ્રતિષ્ઠા બીજા વર્ષ ઉપર મુલ્તવી રાખી

પરમપુજ્ય ધરમવિજયજી મહારાજશ્રી પણ મેવાડમાં ગામે ગામ ફરી જાગૃતી લાવવામા પણ સુંદર ફાળો આપ્યો છે અને મેવાડના માટે પોતે પ્રયાણ કરી રહ્યા છે. ચિત્તોડના જીર્ણોદ્ધારના કાર્યમાં નેક નામદાર મહારાણાશ્રી ૧૦૮ શ્રી સર ભોપાળસિંહજી સાહેબ બહાદુરે સારામાં સારો સહકાર આપી ભૂતકાળના ભામાશાહની યાદને તાજી કરી સુંદર લાગણી ધરાવી છે આ સિવાય રાજ્યના કર્મચારીઓ તેમજ અમલદાર વર્ગે પણ નિસ્વાર્થપણે ચિત્તોડના કાર્ય માટે સુંદર સેવા આપી કાર્યને સંગીન બનાવ્યું છે અને રાજ્યની શોભા વધારી છે અને ઉદયપુરના ગૃહસ્થોએ પણ ગુરૂદેવના કાર્યને પોતાનું ગણી સેવાનો સુંદર ફાળો આપ્યો છે અને આપે છે પરમાત્મા ગુરૂદેવના શુભ કાર્યને જલ્દી પુરૂં કરવાની જૈન સમાજમાં શક્તિ આપો